ભાઈ ઝવેરીલાલ ઉમીયાશંકર,

તમે વિદ્વજ્જનના પરિશ્રમ જાણો છો—મારી પેઠે કવિ દયારામનાં પુસ્તકો છપાઈ પ્રગટ થયલાં જોવાને ઘણા ઇચ્છો છો—મારા સ્નેહી છો, એ ત્રણ વાતનું સંભારણું રહેવાને હું આ રુડાં પુસ્તક સાથે તમારું રુડું નામ સ્નેહથી જોડી રાખું છું.

નર્મદાશંકર લાલશંકર.



# પહેલી આવૃત્તિની સૂચના.



મૂળ ચાણોદના પણ ડભોઇના કહેવાતા દયારામભાઇના પ્રસિદ્ધ રસિક કાવ્ય વાંચવાને લોકને લલચાવવા સારુ અને એ જૂનું કાવ્ય જૂદે જૂદે ઠેકાણેથી ભેગું કરી આવી રીતે ફરી છપાવવામાં સને ૧૮૫૮ ના વરસથી મ્હારાં તન, મન, ધન, કાળ એઓનો જે જે મોટો ખરચ થયો છે, તે વિષે બોલવા સારુ ગ્રંથને પ્રસ્તાવના જોડવી, એ કંઈ મને અગત્યનું લાગતું નથી.

તા૦ ૬ આગષ્ટ ૬૦. ન. લા.

તા. ક.–આ ગ્રંથમાં હિંદુસ્તાની કાવ્ય તાકીદથી છપાવવું પડ્યું છે, માટે પ્રત પ્રમાણે જ નકલ કરી છપાવ્યું છે–શુદ્ધ કરવાને અવકાશ મળ્યો નથી.

તા૦ ૨૫ આગષ્ટ ૬૫. ન. લા.

કવિ નર્મદાશંકર સંગ્રહિત ડભોઇવાસી દયારામકૃત કાવ્યસંગ્રહના આ ગ્રંથની ચોથી આવૃત્તિ ગુર્જર મંડળ સમક્ષ મૂકતાં, જણાવવાની આવશ્યકતા છે કે, આ ગ્રંથના હિંદી ભાગના કાવ્યમાં છૂટક ડભોઇથી એક જૂની પ્રત પ્રાપ્ત કરી, બહુ સુધારો કીધો છે. સતસૈયાના દુહા ઘણા અશુદ્ધ હતા, તે એક હિંદી ભાષાના સારા કવિ પાસે સુધરાવ્યા છે.

ખાસ કરી, ગુજરાતના આ રસિક કવિનું કાવ્ય સામાન્ય જનસમાજને લેવાની સર્વ પ્રતિની સવડતા થાય, તે માટે કિંમતમાં ઘણો મોટો ઘટાડો કીધો છે; જે બંને ગુર્જર વિદ્વાનોને આવકારદાયી થઈ પડશે.

સંવત ૧૯૬૫ વટ-<br>
સાવિત્રી પૂર્ણિમા.

# દયારામકૃત કાવ્યસંગ્રહ.

[ સુધારા તથા વધારા સાથે ]

ગ્રંથ ૧ લો.

સંગ્રહ કરનાર

કવિ નર્મદાશંકર લાલશંકર.

ચોથી આવૃત્તિ.

પ્રકટ કર્તા

"ગુજરાતી" પ્રેસના માલિક.

મુંબઈ:—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

સં૦ ૧૯૬૫. ઈ. સ. ૧૯૦૯.

કીંમત રૂ. ૧-૮-૦.

# સાંકળીયું.





## ગરબી સંગ્રહ.

# સાંકળીયું.

## નીતિ ભક્તિ.

**ભક્તિ.**



દયારામકૃત

# કાવ્ય સંગ્રહ.

[ બે ભાગમાં ]

## [ ગુજરાતી તથા હિંદુસ્તાનીમાં. ]



ભાગ ૧.—ગુજરાતી.



# ભગવદ્‌ગીતા માહાત્મ્ય.



### પ્રથમ અધ્યાય-રાગ કેદારો.

શ્રીગુરૂ પ્રથમ પ્રણામું પાય, જેથી કાર્ય સદા શુભ થાય;
વંદુ ઇષ્ટ સદા શ્રીકૃષ્ણ, દાસ લહી પૂરો મન તૃષ્ણ;
સ્હાય કરો હૂં શુભ મતી લહૂં રે.—૧.

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલરાય, સનમુખ વિઘ્ન વિમુખ થઇ જાય;
ઇષ્ટ કૃષ્ણ સકળ શિરમણી, મુજપર કરૂણા કરવી ઘણી;
ગીતા મહાતમ કથા કહું રે.—૨.

ત્હેના ધ્યાનથકી મુજ લોચન, ચચળ્યાથી વીરામે;
જેમ કો નૃપ નિજ વૈભવનોજ, વિચાર કરી સુખ પામે. ૧૬
એવું વચન સુણી કહે કમળા, કૌતક મુજને ભાસે;
કૃપા કરી મુજને કહો સ્વામી, સંદે સકળ વિનાશે. ૧૭
છે ઐશ્વર્ય તમારું એવું, તમો ધ્યાનમાં ધારો;
તો મુનિ કાં તેને મૂકીને, કરે વિચાર તમારો. ૧૮
હરી કહે એ ઐશ્વર્ય માહારું, અગાધ છે સુણ વાત;
તે માટે અવિલંબ્યા છે મુનિ, મુજરૂપે સાક્ષાત. ૧૯
જદપી મુજ ઐશ્વર્ય તથાં હું, ભિન્ન ને નિઃસંદેહ;
જેમ અન્ય અગ્નિની જ્વાળા, એક ઉભય છે દેહ. ૨૦
તદપી મૂજ સ્વરૂપ આશ્રયવણ, કીધે નથી કલ્યાણ;
માટે મુજ સ્વરૂપે અવિલંબ્યા, મૂની મહદ સુજાણ. ૨૧
જેહતણા ઐશ્વર્યતણો નવ, પામે કો પણ પાર;
તો સ્વરૂપની અગાધતાનૂં, શૂં કહેવૂં તે વાર. ૨૨
માટે સ્વરૂપનો આશ્રય કરવો, ભાખું તવ શ્રી કૃષ્ણ;
પદ્માએ શ્રી પ્રભૂજીને, પુનઃ પુછયૂં પ્રશ્ન. ૨૩
અગાધ છે ઐશ્વર્ય તદા કેમ, ગીતા શકયા વખાણી;
વેદથકી ઉત્તમ છે ગીતા, મહા વિષ્ણૂ કહી વાણી. ૨૪
નિગમ પ્રકટ કીધા છે મેં તો, સ્વપ્નાવસ્થા માંહે;
જાગૃત સમયથકી છે ગીતા, તે સમ હોયે કયાંહે. ૨૫
શ્રી ભગવદ્દગીતા તે મ્હારૂં, નિશ્ચે જાણ સ્વરૂપ;
ત્હેનાં તુજને કહું હૂં સ્થાનક, સાંભળ વાત અનૂપ. ૨૬
પંચ આદિ અધ્યાય રમા તે, મસ્તક મ્હારું કહિયે;
દશ અધ્યાય પછી તે મ્હારા, ભુજને સ્થાનક લહિયે. ૨૭
ત્યાર પછે જે ત્રણ રહ્યા તે, ચરણું મહારા જાણ;
શબ્દમય એ સ્વરૂપ મ્હારૂં, તે સાંભળ નિરવાણ. ૨૮
એ ગીતા એકો અધ્યાયજ, અથવા એકો શ્લોક;
અથવા એકો અક્ષર ભાખે, શ્રવણ કરે કો લોક. ૨૯
સાંભળ રમા પરમપદ તે જન, નિશ્ચે પામે મહારૂં;
એ ગીતાનો અદ્ભુત મહિમા, શી રીતે વિસ્તારૂં. ૩૦
એવાં વચન સુણી કમળા કહે, સુણિયે જગજીવન;

### ઢાળ.

ગીતા મહાતમ કથા અતિ પાવન, સાંભળતાં સુખ થાય;
અષ્ટાદશ અધ્યાય વરણવ્યો, પૃથક્ પૃથક્ મહિમાય. ૧
પદ્મપુરાણ વિશે છે ભાખી, કથા અનુપમ સારી;
કૃષ્ણભક્તિ ઊત્પન્ન કરે ઊર, કોટિક કિલમિષહારી. ૨
શ્રોતા વક્તા હોય કૃતારથ, ઉપજે અતિ આલ્હાદ;
કૃષ્ણકૃપાથી દયો વરણવે, શિવ ઉમિયા સંવાદ. ૩
એક સમે કૈલાસવિશે, પારવતી બોલ્યાં વાણી;
તમ મુખથી મેં શ્રવણ કરી છે, સકળ કથા શુલપાણી. ૪
ઇચ્છા એક મુને છે તદપી, પૂર્ણ કરો અવિનાશી;
શ્રી ભગવદ્ગીતાનો મહિમા, શ્રવણ કરાવો દાશી. ૫
એવું વચન સુણી શક્તિનૂં, બોલ્યા શિવ સાક્ષાત;
પ્રસન્ન થઈ કહે ધન્ય રમા તૂં, ઉત્તમ પૂછી વાત. ૬
સાંભળ શૈલ્ય સુતા કહું તુજને, અદ્ભુત એ આખ્યાન;
જેમ પૂરવે કમળા પ્રત્યે, ભાખ્યું છે શ્રીભગવાન. ૭
જેની અતીશી કુસમ સરીખા, કાંતી છે સાક્ષાત;
એવા કોટિ દર્પહર કંદ્રપ, શેષશાઈ જગતાત. ૮
તે પ્રભુ ક્ષીરસાગર પોઢયા છે, શેષની ઊપર જ્યાંહ;
પદ્મા પાય તળાંશે સનમુખ, ગરૂડ રહ્યા છે ત્યાંહ. ૯
તેહ સ્થળ કો સમય રમાએ, સર્વ લોકહિત ધાર્યૂં;
ગીતામહાત્મ પતીને પૂછૂં, એવું મન વિચાર્યૂં. ૧૦
વાતે વાત અનૂસંધાને, પૂછીશેં ચિત રાખ્યું;
શ્રીનારાયણ પ્રત્યે શ્રીએ, યુક્તિ વાએક ભાખ્યું. ૧૧
હે સ્વામી શે કારણ છો નીજ, નિદ્રાળુ વા ઉદાસી;
તેનો અભિપ્રાય હોયે તે, મુજને કહો અવિનાશી. ૧૨
એવૂં વચન સુણી કમળાનૂં, શ્રીહરિ બોલ્યા વળતૂં;
હૂં નથિ નિદ્રાળૂ ન ઉદાસી, સાગરજા સાંભળ તૂં. ૧૩
હૂં મ્હારા ઐશ્વર્ય તણોજ, વિચાર કરું છૂં સત્ય;
કેહેવૂં છે તે ત્હેની તુજને, કહું વિસ્તારી ગત્ય. ૧૪
અખંડ છે વળિ બ્રહ્મરૂપ છે, અજર ને આત્માસ્વરૂપ;
દશ પ્રકારનૂં એ વિધિ મ્હારૂં, છે ઐશ્વર્ય અનૂપ. ૧૫

ત્હેના ધ્યાનથકી મુજ લોચન, ચચળ્યાથી વીરામે;
જેમ કો નૃપ નિજ વૈભવનોજ, વિચાર કરી સુખ પામે. ૧૬
એવું વચન સુણી કહે કમળા, કૌતક મુજને ભાસે;
કૃપા કરી મુજને કહો સ્વામી, સંદે સકળ વિનાશે. ૧૭
છે ઐશ્વર્ય તમારું એવું, તમો ધ્યાનમાં ધારો;
તો મુનિ કાં તેને મૂકીને, કરે વિચાર તમારો. ૧૮
હરી કહે એ ઐશ્વર્ય માહારું, અગાધ છે સુણ વાત;
તે માટે અવિલંબ્યા છે મુનિ, મુજરૂપે સાક્ષાત. ૧૯
જદપી મુજ ઐશ્વર્ય તથા હૂં, ભિન્ન ને નિઃસંદેહ;
જેમ અન્ય અગ્નિની જ્વાળા, એક ઉભય છે દેહ. ૨૦
તદપી મૂજ સ્વરૂપ આશ્રયવણ, કીધે નથી કલ્યાણ;
માટે મુજ સ્વરૂપે અવિલંબ્યા, મૂની મહદ સુજાણ. ૨૧
જેહતણા ઐશ્વર્યતણો નવ, પામે કો પણ પાર;
તો સ્વરૂપની અગાધતાનૂં, શૂં કહેવૂં તે વાર. ૨૨
માટે સ્વરૂપનો આશ્રય કરવો, ભાખું તવ શ્રી કૃષ્ણ;
પદ્માએ શ્રી પ્રભૂજીને, પુનઃ પુછ્યૂં પ્રશ્ન. ૨૩
અગાધ છે ઐશ્વર્ય તદા કેમ, ગીતા શકયા વખાણી;
વેદથકી ઉત્તમ છે ગીતા, મહા વિષ્ણૂ કહી વાણી. ૨૪
નિગમ પ્રકટ કીધા છે મેં તો, સ્વપ્રાવસ્થા માંહે;
જાગૃત સમયથકી છે ગીતા, તે સમ હોયે કયાંહે. ૨૫
શ્રી ભગવદ્ગીતા તે મ્હારૂં, નિશ્ચે જાણ સ્વરૂપ;
ત્હેનાં તુજને કહું હૂં સ્થાનક, સાંભળ વાત અનૂપ. ૨૬
પંચ આદિ અધ્યાય રમા તે, મસ્તક મ્હારું કહિયે;
દશ અધ્યાય પછી તે મ્હારા, ભુજને સ્થાનક લહિયે. ૨૭
ત્યાર પછે જે ત્રણ રહ્યા તે, ચરણું મહારા જાણ;
શબ્દમય એ સ્વરૂપ મ્હારૂં, તે સાંભળ નિરવાણ. ૨૮
એ ગીતા એકો અધ્યાયજ, અથવા એકો શ્લોક;
અથવા એકો અક્ષર ભાખે, શ્રવણ કરે કો લોક. ૨૯
સાંભળ રમા પરમપદ તે જન, નિશ્ચે પામે મહારૂં;
એ ગીતાનો અદ્ભુત મહિમા, શી રીતે વિસ્તારૂં. ૩૦
એવાં વચન સુણી કમળા કહે, સુણિયે જગજીવન;

ગીતા મહાત્મ કહો વિસ્તારી, સાંભળવા મુજ મન. ૩૧
ત્યારે નારાયણ કહે દાધજા, તુજને ઇચ્છા એવી;
તો ગીતા મહિમાની અદ્ભુત, કથા કહૂં હૂં તેવી. ૩૨
શિવજી કહે ઉમિયાને પુરવે, શ્રીહરી ભાખ્યું જેમ;
સાંભળ સ્નેહ ધરીને તું પણ, કહૂં કથા હૂં તેમ. ૩૩
હરિ કમળા હર ઉમિયા પ્રત્યે, ભાખ્યો જે મહિમાય;
કૃષ્ણ કૃપાથી દયો કહે હૂં, કહૂં છું તેહ કથાય. ૩૪
પ્રથમ તણો અધ્યાય થયો, પ્રારંભ સુણો સહુ જન;
કમળાને કહે સાંભળ હાવાં, બોલ્યા જગજીવન. ૩૫
બ્રાહ્મણ એક સુશરમા નામે, વેદતણો ભણનાર;
પણ તે વેદ વિરૂદ્ધ કર્મો, આચરણ કરે અપાર. ૩૬
તેની ન્યાતી કુટુંબતણા જન, સરવે કહિયે એવા;
મ્હારા ધર્મતણા તે દૂષી, મુજ દૂષી પણ તેવા. ૩૭
મદિરા માંસતણા આહારી, વળી બહિરમુખ તેહ;
કરે કૃશી વળિ કર્મ વિદારે, હલ ગૃહી અવની દેહ. ૩૮
તેમાંનો દ્વિજ તે પણ હુતો, નામ સુશરમા જેહ;
બદરકૂટ ગૃહેવાર્થે ક્ષેત્રમાં, ગયો એકદા તેહ. ૩૯
સરપે ડંસ કર્યો ત્યાં તેને, તતક્ષણ પામ્યો મર્ણ;
તે મહીસુર મુક્તિ કેમ પામે, ભજ્યા ન અશરણશર્ણ. ૪૦
જમકિંકર તેને ગ્રહી ચાલ્યા, દેતા દુઃખ અપાર;
નાંખ્યો નર્ક વિશે જઇ તેહેને, કષ્ટજ પારાવાર. ૪૧
અતી યાતના ભોગવી પામ્યો, બળદતણો તે દેહ;
એક પાંગળે મૂલે લીધો, વાહન કરવા તેહ. ૪૨
તે ઉપર આરૂઢ થઇને, ભિક્ષા કરવા જાય;
ભુવન ભુવન હાટે હાટે ફરતાં, દીન સકળ પલાય. ૪૩
અનેક ફંદ કરે રહી ઉપર, કુદી કરે તન ચૂર્ણ;
લોક રીજાવે પણ તે વૃષભનૂં, પેટ ભરે નહિ પૂર્ણ. ૪૪
એમ ઘણા દિન ભુક્તિ વિટંબણા, બળદ થયો બળહીણ;
એક અહર મુરછાવશ થઇને, પડ્યો ધરણિ મુખ ખીણ. ૪૫
તદપિ મર્ણ થયૂં નહિ ત્હેનૂં, જીવ્યાનૂં પણ ફોક;
ધણિક વાર પગ પૃથ્વિ પછાડ્યા, જોવા મળિયા લોક. ૪૬

કોએક બોલ્યું દુષ્કૃત એનૂં, દે છે એને દુઃખ;
કિંચિત કિંચિત દો સહુ સુષ્કૃત, સદ્યજ થાશે સૂખ. ૪૭
તેહ સમે ત્યાં અણુ અણુ સુકૃત, અરપ્યું સરવે જન;
તદપી તેહ વૃષભતણો જીવ, ગયો નહીં મુકી તન. ૪૮
તેહ સમય એક ગણિકા આવી, બળદ પડ્યો જ્યાં ધર્ણુ;
તેણે નિજ સુકૃત સહુ અરપ્યું, તતક્ષણ પામ્યો મર્ણ. ૪૯
વળિ તે કાળે યમકિંકર, આવીને તેને વળગ્યા;
વિષ્ણુદૂત આવ્યા એવામાં, તતક્ષણ કીધા અળગા. ૫૦
ત્યાર પછી તેને અવતાર્યો, ઉત્તમ દ્વિજને ઘેર;
જાતીસ્મરપણૂં સાંપડિયૂં, વળિ તે ગણિકાની મ્હેર. ૫૧
પછી તે બાળક સહુકોને, પૂછે પૂછતો એહ;
એ ગણિકા શૂં પુણ્ય સમરપ્યું, કહો મુને કોઈ તેહ. ૫૨
પૂછતાં એમ શુક એક મળિયો, તેને પૂછી વાત;
ગુણિકા પુણ્ય કર્યૂં શું ભાખો, પુછું સુત શરતાત. ૫૩
તે શુક પણ જાતીસ્મર હુતો, વાડવસૂં કરિ વાણી;
સાંભળિયે દ્વિજ કહૂં એક હૂં, પૂર્વ કથાય વખાણી. ૫૪
હૂં પણ પૂર્વે બ્રાહ્મણ હૂતો, પંડિત વડો વિવાદી;
વાદે બહુ વિદ્વજ્જન જીત્યા, વિવાદનો હૂં સ્વાદી. ૫૫
વળી વિષ્ણુનો દ્વેષી હૂતો, તેથી નરકે પડિયો;
અતી દુઃખ ભુક્તિનું ત્યાંથી, શુકજાતી અવતરિયો. ૫૬
પછે મુને એક દ્વિજ જન મંદિર, રાખ્યો પંજરમાંહે;
તેનો સુત અધ્યાય આદી ગીતા, ભણતો નિત્યે ત્યાંહે. ૫૭
તેનૂં શ્રવણ કર્યૂં ત્યાં મુજને, આવડિયો એકજ શ્લોક;
તદનંતર હું ચડીમારકર, ચડિયો ત્યાં દુઃખ થોક. ૫૮
તેણીએ ગણિકાઘેર વેચ્યો, ત્હાં હૂં રેહેતો સૂખે;
નિત્ય એહ અભ્યાસ શિખેલો, શ્લોક ગોખતો મૂખે. ૫૯
તે ગુણિકાને શ્રવણે શબ્દ પડે, પણ મહાતમ નવ જાણે;
દેખાદેખી પુણ્ય સમર્પ્યું, સહુ નિજનું તે ટાણે. ૬૦
તે પુણ્યે સહુ પાતિક પ્રજળ્યું, વૃષભ વપુ છૂટયું ભ્રાત;
જ્ઞાનવિના પણ વ્યર્થ જાય ક્યમ, ગીતાજી સાક્ષાત. ૬૧
તે પુણ્યે તું ઉત્તમ બ્રાહ્મણ કેરો પામ્યો દેહ;

તે અધ્યાય મુને સંભળાવે, બોલ્યો બાળક તેહ ૬૨
અતિ આતુર અવલોકિ ફરીરે, ભાવસહિત તે ભાખ્યો;
તે બ્રાહ્મણ ને ગણિકા બંધે, શ્રોતા થઈ રસ ચાખ્યો. ૬૩
હરિજન સહિત વિમાન આવિયૂં, તેહ સમય તે ઠામ;
ગુણિકા શુક સુશરમા બેશી, પોં'તાં વૈકુંઠ ધામ. ૬૪
પદ્મ પુરાણે પ્રથમાધ્યાયે, એ ગીતા મહાત્મ;
દયો કહે કમળાને શ્રવણ, કરાવ્યૂં શ્રી પરમાત્મ. ૬૫
પૂર્વાધ્યાય થયો સંપૂરણ, શ્રીશંકર બોલ્યા વાણી;
ઉત્તમ કથા ઉમા સાંભળિને, અંતઃકરણે આણી. ૬૬

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे प्रथमोऽध्यायः ॥

---

## બીજો અધ્યાય—રાગ અસાવરી.

### શ્રી મહાદેવોવાચ.

શિવજી કહે સાંભળરે સતી; કહું અધ્યાયઅપરની ગતી;
મહાત્મ સુણ્યું પ્રથમાધ્યાયનૂં, રમા થયાં રોમાંચિત તનૂં. ૧
પ્રાણપતીશૂં બોલ્યાં ફરી, અપરાધ્યાય મહાત્મ કહો હરી;
તદા ઉચર્યા સુંદરશ્યામ, સાંભળરે શ્યામા સુખધામ. ૨
એક દેવશરમા દ્વિજ નામ, પૂર પુરંધર તેનો ઠામ;
તેહ ચૌદ વિદ્યાનો જાણ, ધર્મ આચરે વેદપ્રમાણ. ૩
જો અતીત આવે કો દ્વાર, આદર સેવા કરે અપાર;
પુણ્યશીલ નહિ અસત અલાપ, પણ ઉરમાં રહેતો પરિતાપ. ૪
સરવે મોહોટા જનને નમે, પણ અંતરનો તાપ ન સમે;
મહદમુનીને આશ્રમ જાય, સેવા કરે નમે ગુણ ગાય. ૫
તે મધ્યે એક એવો રૂખી, બ્રહ્માનંદવિખે જે સુખી;
સુશીલ રુડો જ્ઞાની પર્મ, સરવે રહિત થયો છે કર્મ. ૬
કરમ કર્યાં છે જેહ સમગ્ર, તે તે રે'તાં નાશાની અગ્ર;
પછે દેવશરમા મન ધરી, તે બ્રાહ્મણની પુજા કરી. ૭
કરિ પ્રણામ ને ઉભો રહ્યો, તુષ્ટમાન તે બ્રાહ્મણ થયો;
પૂછ્યું શી ચિંતા છે તુને, પ્રગટ પુકારી કહે તે મુને. ૮

કહે દેવશરમા હે ઋખી, ઉર પરિતાપે હું બહુ દુખી;
સાંગ ભણ્યો છઉં ચારે વેદ, સકળ શાસ્ત્રના જાણું ભેદ. ૯
ભણિયો અષ્ટાદશ પૂરાણ, વિદ્યા ચૌદેમાંહિ સુજાણ;
કરતો નથી કશું હું પાપ, તદપી શમે ન ઉર પરિતાપ. ૧૦
એવી વાત સૂણી તે તણી, મન વિચાર કીધો મુનિમણી;
પછે કહ્યું હે દ્વિજ સુણ સાર, નગ્ર એક નામે શોપાર. ૧૧
અજાપાળ એક રહે છે ત્યાંહે, અજા ચરાવે દિન વનમાંહે;
મિત્રવાન છે તેનું નામ, અજા પાળવા કેરું કામ. ૧૨
જા દ્વિજ તું તે રહે છે જ્યાંહે, અર્થ તાહરો સરસે ત્યાંહે;
મિત્રવાન તે ડાહ્યો ઘણૂં, સમાધાન કરશે તુજતણૂં. ૧૩
સુણી એમ કાંઈ સુખીયો થયો, તહાં દેવશરમા દ્વિજ ગયો;
ઉત્તર દીશ છે વનપુર થકી, મિત્રવાન ત્યાં છે થઈ વકી. ૧૪
બ્રાહ્મણ ચાલ્યો તે વન ગયો, અરણ્યમાં જઈ ઉભો રહ્યો;
અદ્ભુત શોભા દીઠી ત્યાંહ, ખટ ઋતૂ કુસમીત ફળ જ્યાંહ. ૧૫
ભમરવૃંદ બહુ ભમતા ફરે, પુષ્પગુચ્છ ઊપર જઈ ઠરે;
નવપલ્લવ તરુ શોભે ઘણાં, આનંદમય વન નહિ કશિ મણા. ૧૬
શાર્દુલ ધેનુ ચરે એક ઠામ, ન મળે વૈરતણૂં ત્યાં નામ;
નિરખી વન પામ્યો હુલ્લાસ, મિત્રવાન દીઠો એક પાસ. ૧૭
તે પાસે તે બ્રાહ્મણ ગયો, દરશન કરતાં સુખિયો થયો;
કરિ પૂજન કીધું પરણામ, કરજોડી ઉભો તે ઠામ. ૧૮
મિત્રવાન પણ છે ગુણવાન, કીધૂં દ્વિજ આદર સનમાન;
વચન ઉચર્યાં અતિ સુખદાય, કહો કૃપા કરિને મુનિરાય. ૧૯
મુનિ કહે કારણ સુણિયે આપ, અખંડ મુજ અંતર પરિતાપ;
કોઈ પ્રકારે તે નવ સમે, તે તે કયમ કારણ કહો તમે. ૨૦
મિત્રવાન સુણિ વાણી વદે, ધરજો મુની કહું તે હદે;
પુરવતણો કહું છું ઈતિહાસ, જેથી ભાગે મનનો ત્રાસ. ૨૧
પ્રતિષ્ઠાનપુર નામ અનૂપ, નામ ત્રિવિક્રમ ત્યાંનો ભૂપ;
તે પુરમાં એક દ્વિજનું ધામ, દુર્દમ તે બ્રાહ્મણનું નામ. ૨૨
તે સહુ દાન પ્રતિગ્રહ કરે, ઉદર એજ ઉદ્યમથી ભરે;
અભ્યાગત સહુ જાય નિરાશ, નવ આપે કોને એક ગ્રાસ. ૨૩
પછે તેહ મૃત્યૂ વશ થયો, યમકિંકરને હાથે ગયો;

નર્કે દુ:ખ ભોગવ્યું અપાર, પછે બહિર્મુખ દ્વિજ અવતાર. ૨૪
તરુણાવસ્થા થઈ જે વાર, અસ્ત્રી આવી માંડ્યો સંસાર;
તે બ્રાહ્મણ ભિક્ષાને જાય, તવ અસ્ત્રી ચાલે અન્યાય. ૨૫
થઈ અતિસે વિભીચારણી, નિત્ય નવલ નર આરત ઘણી;
એક દિવસ મળિયો ચંડાળ, તેથી રમણ કર્યું તતકાળ. ૨૬
તેહેનો ગર્ભ રહ્યો તે વાર, પછે પુત્રિ પ્રસવી તે દ્વાર;
કહું મહિમા તે પુત્રી તણો, તેને એક વળગ્યો ડાકણો. ૨૭
તેહથકી તે ડાકણ થઈ, વાઘરી ખાધો તેણે જઈ;
અંતે વાઘરી અવતર્યો વાઘ, વેર લેશ મન રાખ્યો ડાઘ. ૨૮
વળતી ડાકણ પણ ગઈ મરી, તે બકરી થઇને અવતરી;
તે આવી મુજ બકરામાંય, સહુમાં ચરતી હૂતી ત્યાંય. ૨૯
પેલો વ્યાઘ્ર આવ્યો તે ઠામ, વેર આપણૂં લેવા કામ;
આવે છે હણવા જેટલે, અજા પલાયણ કર્યું તેટલે. ૩૦
આવી તે વનમાં મુજપાસ, તદા શાર્દુલ થયો નિરાશ;
આવ્યો દોડયો રીસે ભર્યો, શાંત થઈ આ વનમાં ઠર્યો. ૩૧
કરે દૃષ્ટિ બકરીની ભણી, સમ્યું વૈર કેમ જાયે હણી;
તદા અજા બોલી તે ઠાર, વ્હેલો થા અલ્યા મુજને માર. ૩૨
તેહ સમે ત્યાં બોલ્યો વાઘ, મારા મનનો છુટયો ડાઘ;
ક્ષુધા તૃષાદિક વૈર સમસ્ત, આ વન આવે પામ્યું અસ્ત. ૩૩
અજા કહે પૂછું છું તુને, વેર ગયું કેમ કહે તું મુને;
શાર્દુલ કહે હું લ્હેતો નથી, પુછો કોઇને જો કહે કથી. ૩૪
ઉભય મળી આવ્યા મુજ કને, વેર ટળ્યું કેમ પૂછ્યું મને;
મેં પણ ભાખ્યૂં હૂં નવ લહૂં, જો જાણૂં તો કેમ ન કહું. ૩૫
આ વનમાં સહુ રહે સ્નેહસૂં, પણ પ્રીછૂં નહિ કારણ કશૂં;
ત્રણે મળિને કર્યો વિચાર, પૂછો કહેને મળશે પાર. ૩૬
એક હતો વાનર અધિપતિ, તેને પુછી એની ગતિ;
કહો કપીશ હમને નેહસું, વૈર નિવર્ત્યૂં કારણ કશું. ૩૭
કપીશ કહે, સાંભળજો તમો, તેનું કારણ કહું છૂં અમો;
પુરવે એક વિપ્ર અભિરામ, હતૂં સુકર્મા તેતું નામ. ૩૮
ત્ર્યંબકમાં તે રહેતો હતો, મહાદેવ નિત્યે પૂજતો;
જળ પુષ્પાદીક રૂડી રીત, વિધિએ પૂજન કરતો નીત. ૩૯

તે મુનિનું સ્થળ હૂતું જ્યાંહ, અતીત કો એક આવ્યો ત્યાંહ;
નિરમળ હૃદય સુકરમાતણું, અરચન પૂજન કીધૂં ઘણૂં. ૪૦
કંદ મૂળ ફળ જે નિરદોષ, અરપ્યાં તે પામ્યો સંતોષ;
મહાપુરૂષ હૂતો સાક્ષાત, તેણે દ્વિજને પૂછી વાત. ૪૧
હે બ્રાહ્મણ તું એ શૂં કરે, કહે પૂજન કોનૂં આચરે;
કરે સર્વ એ સમજી કરી, કે દેખાદેખી કે ખરી. ૪૨
તદા કહ્યૂં તે દ્વિજતો ખરૂં, સર્વ કરે ત્યમ હૂં પણ કરૂં;
ત્યારે બોલ્યા યોગીરાય, સુણ બ્રાહ્મણ એણે શું થાય? ૪૩
અપર અનંત કરેશ ઉપાય, પરમ શ્રેય કોથી નવ થાય;
તદા સુકરમા કહે શૂં કરૂં, તમે કહો તે કૃતિ આચરૂં. ૪૪
મહાપુરૂષ કહે સાંભળ ભ્રાત, તાહરાં ભદ્રતણી કહું વાત;
દ્વિતિયોધ્યાયજ ગીતાતણો, પૂરણ ભાવ ધરીને ભણો. ૪૫
સુણિ યોગીસૂં બોલ્યો રૂખી, તમો મૂને આપો લખી;
યોગ્ય પત્ર કજ્જલ તો કહાં, સુંદર શીળા હુતી એક તહાં ૪૬
ત્હેની ઉપર યોગીરાય, લખિ આપ્યો દ્વિતીયોઅધ્યાય;
કહ્યૂં પછે ના મુકીશ કદા, ભણી પાઠ કરજે તૂં સદા. ૪૭
એટલેથી હરિપદ પામેશ, એમ કહી ચાલ્યો યોગેશ;
પછે સુકરમા તે અધ્યાય, ભણ્યો પાઠ નિત કરતો જાય. ૪૮
ભણતો ભણતો વનમાં ફરે, વનદ્રુમ શબ્દ શ્રવણ તે કરે;
તેથી સહુ આનંદી થયાં, સુંદર રૂપ અતિ શોભી રહ્યાં. ૪૯
તેહ ક્ષેત્ર તે છે આ કહૂં, મિત્રવાન તે હૂં જ્યાં રહૂં;
આ અવની મહિમા છે ઘણો, તે પ્રતાપ તે શબ્દજ તણો. ૫૦
તે અક્ષરને સ્પર્શી કરી, વાયૂ પોહોંતો વેગજ ધરી;
ત્યાંલગિ વનભૂમી જેટલી, છે વૈકુંઠસમી તેટલી. ૫૧
નહિ માંહોમાં કેને વેર, તે સુકરમા દ્વિજની મ્હેર;
વૈર નિવર્ત્યું આ બેહનૂં, હેતૂ મેં ભાખ્યું તેહનૂં. ૫૨
તદા ઉચર્યા ચારે જણા, વિનય વચન કરજોડી ઘણા;
તે અધ્યાય અમોને કહો, પાપ તાપ સરવેનો દહો. ૫૩
હા કહિને ભાખ્યો હરિરાય, ગીતાનો બીજો અધ્યાય;
શ્રદ્ધાથી સુણિયો ચોજણે, વિમાન ત્રણ આવ્યાં તતક્ષણે. ૫૪
અજા શાર્દુલ ને મિત્રવાન, ત્રણે બેઠા ચડી વિમાન;

કપીશ સુકરમા કર્યો પ્રણામ, તે ત્રણ પો'તાં વૈકુંઠધામ. ૫૫
પછે દેવશરમા દ્વિજ જેહ, ભણિ અધ્યાય ગયો ઘર તેહ;
હરિમંદિર એક કીધું સાર, આનંદ ઉરમાં ઉદય અપાર. ૫૬
મંજુલ રચના રચી અનૂપ, પધરાવ્યું શ્રીકૃષ્ણ સ્વરૂપ;
દિક્ષા લીધી શુભ વૈષ્ણવી, સુભાગ્ય રેખા પ્રગટજ હવી. ૫૭
તિલકસું મુદ્રા માળા ધરે, હરિ સ્વરૂપની સેવા કરે;
નિત્યે મંદિર સનમુખ રહી, કર જોડીઅતિ પ્રેમે સહી. ૫૮
ગીતાનો દ્વિતિયો અધ્યાય, ગદ્દગદ કંઠે ભણતો જાય;
એમ કરતાં સુણ કહું તુંને, તે બ્રાહ્મણ પણ પામ્યો મુને. ૫૯
વૃક્ષ સકળ તે વનમાં જેહ, સંસારમાં વૈકુંઠે તેહ;
હે ઉમિયા તે સઘળાં વૃક્ષ, શ્રીને હરિ દાખ્યા પ્રત્યક્ષ. ૬૦
પદ્મપુરાણ વિશે મહિમાય, સંપૂરણ બીજો અધ્યાય;
ગાયો દયે ગુરૂની દયા, શ્રી ગીતાજી કરજો મયા.

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे द्वितीयोऽध्यायः ॥

---

## ત્રીજો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ.**

મહાદેવ કહે સુણ શૈલતનયા, તૃતીયનો મહિમાય,
જેમ પુછતાં પદ્મા લહ્યાં, ને કહ્યો કેશવરાય. ૧
દ્વિજ એક નાશક ત્ર્યંબકે, જડકરમ એવું નામ;
તે વણિજ કેરૂં કર્મ કરતો, અનાચારનું ધામ. ૨
મુજથી બહિર્મુખ મદ્યપાની, કરે અભક્ષાભક્ષ;
વ્યભિચાર આદિ અધર્મ અતી, મતી પાપરૂપ પ્રત્યક્ષ. ૩
દ્વિજ થઈ મૃગયા પણ રમે, બહુ જીવ મારે પુષ્ટ;
તેતણૂં પણ ભક્ષણ કરે, રતિ પાપ કરવા દુષ્ટ. ૪
ધન હતૂં બહુ ખરચી રહ્યો, આચરી પંથ અધર્મ;
પછી થયો હાલો તદા, માંડયૂં ચોર કેરૂં કર્મ. ૫
એકદા એક બ્રાહ્મણે કષ્ટે, હતું ઉપાર્જ્યું વીત;
સંગ્રહ કરિ રાખ્યૂં હતૂં, શુભ યજ્ઞકાર્ય નિમીત. ૬

તે ચોર કરમે લાવિયો, સહુ દ્રવ્ય હતું અત્ય;
લઇને ગયો વેપાર અર્થે, દિશા ઉત્તર પ્રત્ય. ૭
જઈ ચમર ચારૂ વોહોરિયાં વળિ અવર અદ્દભુત માલ;
બહુ શકટ ભરિને ફર્યો પાછો, થાશ જાણ્યૂં ન્યાલ. ૮
તે લુંટવા ઠગ થયા પૂંઠળ, મળ્યા આવી વાટે;
સહુ વાતથી ચોકસ ઘણો, તસ્કર ન ફાવે માટે. ૯
કહું લાગ તો પામ્યા નહીં, ઠગ રચી યુક્તિ અનેક;
પછે એમ કરતા આવિયૂં, પુર રહ્યું જોજન એક. ૧૦
ત્યાં તે સમયે થઇ નીશા, થાકયા શકટ વૃષભ અપ ર;
ત્યાં દ્રુમતળે વાસો રહ્યા, નિદ્રા થઈ તેવાર. ૧૧
ગઈ મધ્યરાત્રિ તે સમે, સહુ ઠગ થયા હુશિયાર;
સહુ શકટ ઘેર્યાં કર્યો સહુને, શસ્ત્રેકરે પ્રહાર. ૧૨
ભયભીત થઈ નાશી ગયા, સહુ હતા સેવક જેહ;
નવ પળાયો લોભે કરી, જડકરમ નામા તેહ. ૧૩
ત્યાંહાં ઠગે મસ્તક છેદિયૂં, ડાટીઓ તેણે ઠામે;
તેહ માલ ગ્રહી ગયા ઠગ, પ્હોંચિયા નિજ ગામ. ૧૪
જડકરમ દ્વિજ માલ લેવા, ગયો જેણે કાળ;
તે સમય મૂકી ગયો હતો, લઘુ વય એક બાળ. ૧૫
તે થયો મોટો સુશીલ શાણો, વડો વૈષ્ણવ જન;
નિત કરે સેવા શ્રી હરિની, અમળ જેહેનૂં મન. ૧૬
તેણે પિતાની શોધ માંડી, પુછે સહુને વાત;
કોણે કહ્યૂં વ્યાપારને, હાંથી ગયો તુજ તાત. ૧૭
બહુ માલ ગ્રહિ આવ્યો નિકટ, હાંથકી જોજન એક;
પછી કોણ જાણે શૂં થયૂં, જે શોધ ન મળી છેક. ૧૮
તે સાંભળી સુત સમજિયો, જે મૃત્યુ પામ્યો તાત;
ધનલોભથી કહું એ મરાયો, મન ઉતરી એ વાત. ૧૯
એક સાથ જાતો હુતો, કાશીક્ષેત્ર કહાવે જાંહે;
નિજ જનકના ઉદ્ધારઅર્થે, આપ ચાલ્યો તાંહે. ૨૦
નિજ નગર મૂકી ચાલતો, દિન વીતિયો યુગયામ;
તે મજલ પ્હેલી જૈ રહ્યા સહુ, દ્વિજ હણ્યો જે ઠામ. ૨૧
જે વૃક્ષ હેઠળ ડાટિયો, જડકરમ બ્રાહ્મણ જ્યાંહ;

કપીશ સુકરમા કર્યો પ્રણામ, તે ત્રણ પો'તાં વૈકુંઠધામ. ૫૫
પછે દેવશરમા દ્વિજ જેહ, ભણિ અધ્યાય ગયો ઘર તેહ;
હરિમંદિર એક કીધૂં સાર, આનંદ ઉરમાં ઉદય અપાર. ૫૬
મંજુલ રચના રચી અનૂપ, પધરાવ્યૂં શ્રીકૃષ્ણ સ્વરૂપ;
દિક્ષા લીધી શુભ વૈષ્ણવી, સુભાગ્ય રેખા પ્રગટજ હવી. ૫૭
તિલકસું મુદ્રા માળા ધરે, હરિ સ્વરૂપની સેવા કરે;
નિત્યે મંદિર સનમુખ રહી, કર જોડીઅતિ પ્રેમે સહી. ૫૮
ગીતાનો દ્વિતિયો અધ્યાય, ગદગદ કંઠે ભણતો જાય;
એમ કરતાં સુણ કહું તુંને, તે બ્રાહ્મણ પણ પામ્યો મુને. ૫૯
વૃક્ષ સકળ તે વનમાં જેહ, સંસારમાં વૈકુંઠે તેહ;
હે ઉમિયા તે સઘળાં વૃક્ષ, શ્રીને હરિ દાખ્યા પ્રત્યક્ષ. ૬૦
પદ્મપુરાણ વિશે મહિમાય, સંપૂરણ બીજો અધ્યાય;
ગાયો દયે ગુરૂની દયા, શ્રી ગીતાજી કરજો મયા.

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे द्वितीयोऽध्यायः ॥

---

## ત્રીજો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ.**

મહાદેવ કહે સુણ શૈલતનયા, તૃતીયનો મહિમાય,
જેમ પુછતાં પદ્મા લહ્યાં, ને કહ્યો કેશવરાય. ૧
દ્વિજ એક નાશક ત્ર્યંબકે, જડકરમ એવું નામ;
તે વણિજ કેરૂં કર્મ કરતો, અનાચારનું ધામ. ૨
મુજથી બહિર્મુખ મદ્યપાની, કરે અભક્ષાભક્ષ;
વ્યભિચાર આદિ અધર્મ અતી, મતી પાપરૂપ પ્રત્યક્ષ. ૩
દ્વિજ થઈ મૃગયા પણ રમે, બહુ જીવ મારે પુષ્ટ;
તેતણૂં પણ ભક્ષણ કરે, રતિ પાપ કરવા દુષ્ટ. ૪
ધન હતૂં બહુ ખરચી રહ્યો, આચરી પંથ અધર્મ;
પછી થયો ઠાલો તદા, માંડ્યૂં ચોર કેરૂં કર્મ. ૫
એકદા એક બ્રાહ્મણે કષ્ટે, હતું ઉપાર્જ્યું વીત;
સંગ્રહ કરિ રાખ્યૂં હતૂં, શુભ યજ્ઞકાર્ય નિમીત. ૬

તે ચોર કરમે લાવિયો, સહુ દ્રવ્ય હતું અત્ય;
લઇને ગયો વેપાર અર્થે, દિશા ઉત્તર પ્રત્ય. ૭
જઈ ચમર ચારૂ વોહોરિયાં વળિ અવર અદભુત માલ;
બહુ શકટ ભરિને ફર્યો પાછો, થાશ જાણ્યૂં ન્યાલ. ૮
તે લુંટવા ઠગ થયા પૂંઠળ, મળ્યા આવી વાટે;
સહુ વાતથી ચોકસ ઘણો, તસ્કર ન ફાવે માટે. ૯
કહું લાગ તો પામ્યા નહીં, ઠગ રચી યુક્તિ અનેક;
પછે એમ કરતા આવિયૂં, પુર રહ્યું જોજન એક. ૧૦
ત્યાં તે સમયે થઇ નીશા, થાકયા શકટ વૃષભ અપ ર;
ત્યાં દ્રુમતળે વાસો રહ્યા, નિદ્રા થઈ તેવાર. ૧૧
ગઈ મધ્યરાત્રિ તે સમે, સહુ ઠગ થયા હુશિયાર;
સહુ શકટ ઘેર્યાં કર્યો સહુને, શસ્ત્રેકેરો પ્રહાર. ૧૨
ભયભીત થઈ નાશી ગયા, સહુ હતા સેવક જેહ;
નવ પળાયો લોભે કરી, જડકરમ નામા તેહ. ૧૩
ત્યાંહાં ઠગે મસ્તક છેદિયૂં, ડાટીઓ તેણે ઠામ;
તેહ માલ ગ્રહી ગયા ઠગ, પ્હોંચિયા નિજ ગામ. ૧૪
જડકરમ દ્વિજ માલ લેવા, ગયો જેણે કાળ;
તે સમય મૂકી ગયો હતો, લઘુ વય એક બાળ. ૧૫
તે થયો મોટો સુશીલ શાણો, વડો વૈષ્ણવ જન;
નિત કરે સેવા શ્રી હરિની, અમળ જેહેનૂં મન. ૧૬
તેણે પિતાની શોધ માંડી, પુછે સહુને વાત;
કોણે કહ્યૂં વ્યાપારને, હાંથી ગયો તુજ તાત. ૧૭
બહુ માલ ગ્રહિ આવ્યો નિકટ, હાંથકી જોજન એક;
પછી કોણ જાણે શૂં થયૂં, જે શોધ ન મળી છેક. ૧૮
તે સાંભળી સુત સમજિયો, જે મૃત્યુ પામ્યો તાત;
ધનલોભથી કહું એ મરાયો, મન ઉતરી એ વાત. ૧૯
એક સાથ જાતો હુતો, કાશીક્ષેત્ર કહાવે જાંહે;
નિજ જનકના ઉદ્ધારઅર્થે, આપ ચાલ્યો તાંહે. ૨૦
નિજ નગર મૂકી ચાલતો, દિન વીતિયો યુગયામ;
તે મજલ પ્હેલી જૈ રહ્યા સહુ, દ્વિજ હણ્યો જે ઠામ. ૨૧
જે વૃક્ષ હેઠળ ડાટિયો, જડકરમ બ્રાહ્મણ જ્યાંહ;

તે તણો સુત દૈવયોગથી, ઠામ પામ્યો ત્યાંહ. ૨૨
તે સ્થળે બેશી કરી સંધ્યા, પોતાનૂં જે કર્મ;
વળી પાઠ ગીતા તૃતીય, અધ્યાયનો કિધો પર્મ. ૨૩
માહા પ્રેતગતિ પામ્યો હતો, જડકર્મ સુતનો તાત;
નભ પંથમાં ભમતો હતો, દુખ ભુક્ત તો બહુ ભાત. ૨૪
અધ્યાય ત્રીજો પાઠ કરતાં, થઈ અદભુત વાત;
તત સમય એક ભડકો થયો, વ્યોમમાં આકસ્માત. ૨૫
આકાશથી આવી પડયો તે, પ્રેત પુત્રની પાસ;
તે દેખિને અતિ પામિયો, બાળકો મનમાં ત્રાસ. ૨૬
સહુ લોક વિસ્મે થયા જોતાં, આવિયુંજ વિમાન;
માંહે બેસાડયો વિષ્ણુ ગણે, જડકર્મ કરી સનમાન. ૨૭
જાતી સમય તે પૂછ્યું પુત્રે, કોણ છો કહો વાત;
તે વાર બોલ્યો તનયસૂં, વૈમાન બેશી તાત. ૨૮
હે પુત્ર તુજને ધંન છે, વૈષ્ણવશિરોમણી સાર;
તેં ગીતાનો અધ્યાય તૃતીયો, ભણ્યો જેણી વાર. ૨૯
મેં સાંભળ્યો તેથકી હૂં, ઉદ્ધાર પામ્યો અઘ;
હે તાત તુજવિન કોણ મુજને, દે પરમ ગતિ સદ્ય. ૩૦
તૂં કાશી જઇ શૂં કરિશ, હે સુત જાની પાછો ધામ;
તૂં છે શુચી, છે કૃતારથ, તો રડવડે શૂં કામ? ૩૧
તું થયો વૈષ્ણવ, ભણ્યો ગીતા, કશું હાવાં તુન્ય;
તુજ દરશને બહુ પ્રેત તરિયા, પ્રગટ એ તુજ પુન્ય. ૩૨
મેં જન ભક્ષ્યા જેટલા, તે સર્વ હૂતા પ્રેત;
તુજ પ્રતાપે પદ પર્મ ચાલ્યા, સકળ હુંજ સમેત. ૩૩
હે પુત્ર હું એક કાર્ય કહૂં, તે કરો જઇને ઘેર;
સહુ કુટુંબી દુર્ગતિ પામ્યાં, તેની કરજો પેર. ૩૪
એક હુંથકી અતિ દુષ્ટ હૂતો, ભ્રાત મારો જેહ;
સહુ કુટુંબી મુજ સંઘાતી, દુર્ગતિ પામ્યા તેહ. ૩૫
એ નિમિત એક પાઠ કરજે, ગીતાનો અધ્યાય;
તે થકી સદ્દગતિ થશે સહુની, એવો છે મહિમાય. ૩૬
સુણિ એમ તે સુત સદન જઈ, પછી કર્યો તેજ પ્રકાર;
હરિ સેવાથી પ્હોંચી રહ્યો, સનમૂખ ઉભો સાર. ૩૭

ત્યાં પાઠ કીધો તૃતિય, અધ્યાયનો જેણી વાર;
નિજ કુટુંબી કાકાસહિતનો, થવાને નિસ્તાર. ૩૮
તે સમય ગરૂડારૂઢ, ગરૂડારૂઢ થઈ પ્રત્યક્ષ;
યમપુરી નિકટે આવીને, ઊભા રહ્યા અંતરિક્ષ. ૩૯
ત્યાં રહી નિજજંન પ્રેરિયા; આજ્ઞાજ આપી એહ;
જડકર્મ દ્વિજના કુટુંબીસહ, ભ્રાત હોયે જેહ. ૪૦
તે સર્વ કાઢો નરકથી, શ્રીમુખે બોલ્યા વાણ;
તત્કાળ મહાપદ મોકલ્યા, સહુ નમ્યા જોડી પાણ. ૪૧
તે સમે રાજા ધરમને, અજ ઉભય સ્તવ્યા નાથ:
પછિ ધરમ રાજા બોલિયા, કરી વિનય જોડી હાથ. ૪૨
મહારાજ હું નિરદય ઘણો, બહુ જીવને દેઉં કષ્ટ;
એવું સુણીને ઓચર્યા, ભગવાન વાયક સ્પષ્ટ. ૪૩
તુજ વડે હું નિશ્ચંત છઉં, સુણ સંયમનીના ભૂપ;
નિશ્ચે કરીને જાણજે, તું બીજું મહારૂં રૂપ. ૪૪
તું ડંડ દેઇને કરે છે, અનુગ્રહ સહુ જીવ;
તો કોઇ કાળે પણ થઈ શુચી, તેહ પામે શીવ. ૪૫
એવું કહી શ્રી પધાર્યા, સહુ ગયા નિજ ધામ;
જઈ શેષ ઉપર પોઢિયા, શ્રીરંગ સુંદર શ્યામ. ૪૬
અધ્યાય તૃતીય થયો પૂરણ, ગીતાનો મહિમાય;
કહે દયો શિવશક્તિ કહ્યો, જેમ રમા જદુરાય. ૪૭

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मी संवादे तृतीयोऽध्यायः ॥

---

## ચોથો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ:—**

શંકર કહે સાંભળ ગિરિતનયા, પદ્મપુરાણ કથાય;
કૃષ્ણે કહ્યો કમળા ચતુરથ, અધ્યાતણો મહિમાય. ૧
શ્રી મહાલક્ષ્મી કરજોડીને, બોલ્યાં સુણિયે સ્વામી;
ચોથા અધ્યાયનો કહો મહિમા, મારા અંતરજામી. ૨
એવું વચન સુણી શ્યામાનું, શ્રીહરિ બોલ્યા વાણી;
કાશીમાં એક બ્રાહ્મણ હતો, ભર્ત્ત નામ સુણ રાણી. ૩

યુક્તાત્મા તે એક દિવસ, તીરથ કરવાને સારૂ;
પૂર બ્હાર નીસરિયો આવ્યો, વંન હતૂં જ્યાં ચારૂ. ૪
તે વનમાં બદ્રીનાં વૃક્ષ, હતાં બે પાસપાસે;
છાયા ઘુંમટ તે યુગ તરૂની, દીઠી ભગવતદાસે. ૫
તેહ તળે આતપ અતિ જાણી, સૂતો તે રૂખીરાય;
એક બદ્રી થડ કરી ઉસીસૂં, અન્ય અરાડી પાય. ૬
કોઈ એક અતિ મધ્યાન સમયનો, ગાળીને પરીતાપ;
હરિનૂં ધ્યાન કરંતાં ત્યાંથી, આવિયો આશ્રમ આપ. ૭
તે બદ્રી બે પ્રાણરહીત તતક્ષણ, થૈ પણ થૈ ધન્યા;
એક હતો ઉત્તમ દ્વિજ તે ઘર, ઉભય અવતરી કન્યા. ૮
તે બેહુ કન્યા સપ્ત સપ્ત, સંવત્સરની થઈ જ્યાંહ;
બ્રાહ્મણ પેલો ભર્ત્ત યદછા, આવી નીસર્યો ત્યાંહ. ૯
દરશન કરતાં જાતીસ્મર થઈ, ફૂલી અંતસકરણે;
બન્ને જણિયે નમન કર્યૂં જઈ, તે બ્રાહ્મણને ચરણે. ૧૦
પૂજન સ્તવન કરીને બોલી, સાંભળીએ મુનિરાય;
ઉત્તમ જનમ અમો પામી છઈં, આપ તણી કરૂણાય. ૧૧
પૂર્વ જન્મ બદ્રી બેઉ હૂતિ, અમો આપ તન સ્પર્શે;
દ્વીજપુત્રી થઈ વળી જાતીસ્મર, તેહ અધૂના દર્શે. ૧૨
એમ સુણીને ભર્તે ભાખ્યૂં, હું તો કશૂં ના જાણું;
કહે કન્યા સુણિયે મુની પૂરવ, નીજ વૃત્તાંત વખાણું. ૧૩
ગોદાવરી ગંગાને તીરે, સુતપા દ્વિજ એક નામ;
ક્ષીણ પાપ છે ઘાટ એક ત્યાં, તે કરતો વિશ્રામ. ૧૪
સ્નાન કરેથી પાપ સમૂળાં, જાય સકળ તે ઘાટે;
ક્ષીણ પાપ તે તીરથકેરૂં, નામ હતૂં તે માટે. ૧૫
ત્યાં રહી તે દ્વિજ તપ કરતો, બહુ શીતે રેહે જળમાંય;
ગ્રીષ્મકાળે પંચાનલ સેવે, વૃષ્ટા વસે વણ છાંય. ૧૬
અવર વીધી વળિ ઘણી ઘણી કરતો, પછિ થયો આત્મવિત તેહ;
દ્વંદ્વ ભાવથી રહિત શુદ્ધ, નીપનો તે નિઃસંદેહ. ૧૭
તે પાસે બ્રહ્માએ આવી, ઘણી પ્રશંસા કીધી;
કામીજન બહુ સ્તુતી કરી થઈ, સઘળે વાત પ્રસીદ્ધી. ૧૮
એવો જશ તે મુનીનો સાંભળી, સુરનાયક મન ત્રાસ્યું;

એ, મારૂં ઈંદ્રાસન લેશે, એવું ચિતમાં ભાસ્યું. ૧૯
મદનોદિત સેના સાથે ત્યાં, અમરપતી જઈ અડિયો;
ઘણું પ્રયત્ન કર્યું પણ તે રૂખી, તેહથકી નવ પડિયો. ૨૦
ત્યારે ઈંદ્રે ઉભય અપ્સરા, સુંદર છે સહુમાંય;
તેહેને આજ્ઞા આપી છળજો, તમો વસી બેહુ હાંય. ૨૧
પોતે તો નિજલોક ગયો, જુગ સુંદરિને ત્યાં રાખી;
તે સુંદરિઓએ નિત મુનિને, મોહકળા બહુ દાખી. ૨૨
રૂપ મનુષનું ધાર્યૂં કો નવ, જાણે જે સુરનારી;
મુનીશું પ્રીતી કરવા માંડી, સ્ત્રીચરિત્ર વિસ્તારી. ૨૩
નૃત્ય ગાન અતિ કુટિલ કટાક્ષે, જગત ચિત્રવત કીધૂં;
એક દિવસ નાચંતાં ઉરનૂં, અંબર અળગૂં લીધું. ૨૪
મદનઉદય મુનિ મંન થયો, જ્યાં ચતુરાએ ચિત તાણ્યું;
પ્રાણાયામ કરીને જોયું, ત્યારે નિશ્ચે જાણ્યું. ૨૫
એ તો ઇન્દ્ર અપ્છરા દેખૂં, મુજને છળવા આવી;
કંટક રૂપ થઈ મુજ તપમાં, છળ નાહાના વિધ્ન લાવી. ૨૬
માટે જાઓ તમો બન્ને જણી, કંટક તરૂ તન ધારો;
બદ્રીકેરાં વૃક્ષ થાઓ વન, શ્રાપ એટલો માહારો. ૨૭
શ્રીગંગા ભાગીરથી તીરે, વારાણશી પુરી પાસે;
તમો અવતરો સુણિ જુગ જુવતી, સૂતપાશું કહે ત્રાસે. ૨૮
વિનયજુક્ત જુગ કરજોડીને, શ્રાપ અનુગ્રહ માંગ્યો;
દીન વચન સુણી દયા કરી, મુની મંનથકી મનુ લાગ્યો. ૨૯
સુણ કાશીનો મોટો વૈષ્ણવ, એક બ્રાહ્મણ નામે ભર્ત;
તે પુરિથી બાહેર નિસરશે, તીરથ કરવા અર્થ. ૩૦
ત્હેનાં તનનો સ્પર્શ થશે, ત્યાંહાં તમે પાવન થાશો;
તેથી ઉત્તમ દેહ પામશો, પછિ વૈકુંઠે જાશો. ૩૧
કાંજે તે શ્રી ગીતાકેરો, ચતૂરથો અધ્યાય;
પાઠ કરે છે પ્રેમે તે, તમને થાશે સુખદાય. ૩૨
તે અપ્સરા હમો બેહુ હૂતી, બદ્રિતરૂ છે જ્યાંહ;
હે મુની તે મુનીને વચને નિજ, આવી પોઢયા ત્યાંહ. ૩૩
અંગ તમારૂં અડયૂં હમોને, શીશ એક ને પાય;
તેહ પ્રભાવે ઉત્તમ યોની, પામ્યા છું ઋશીરાય ૩૪

તન રોમાંચ થયૂં ત્યાં ભર્તનું, સૂણી કન્યાવાણી;
શ્રી ભગવદ્દગીતા બળ મ્હોટું, અતિ દ્રઢતારતિ આણી. ૩૫
તેહ સમય તે ચોથો મુનિએ, સંભળાવ્યો અધ્યાય;
થઈ કૃતારથ કન્યા બન્યો, ભાખ્યૂં શ્રી હરિરાય. ૩૬
તેહ સમય ત્યાં મુજ પારષદ, વીમાન લઇને આવ્યા;
બન્ને કન્યાને બેસાડી, શ્રી વૈકુંઠે લાવ્યા. ૩૭
અદ્યાપી ત્યાં વાસ અચળ છે, ભગવદી ભર્ત પ્રતાપે;
તે પછે તે અધ્યાય ભણે, નિત્યે મુજ સેવે આપે. ૩૮
વિશ્વેશ્વરને જઈ સંભળાવે, પ્રિય જાણી મુજ વાણી;
માહારા દ્વાદશ ભક્ત વિશે છે, મુખ્ય એમ મન આણી. ૩૯
જે સંગે અપ્સરા ઉધરી, આપ પરમ પદ પામ્યો;
જે કો જંન ગીતા અવિલંબ્યો, તે સહુ દુખ અઘ વામ્યો. ૪૦
એહ કથા શ્રીકેશવે, કમળાને સંભળાવી જેમ;
ઇશે પણ ઉમિયાને શ્રવણ, કરાવી સમજો તેમ. ૪૧
પદ્મપુરાણ વિશે તે વ્યાસે, સંસ્કૃતે વિસતારી;
દયો કહે ગુરૂકૃપા સુગમ, પદબંધે વાણી માહારી. ૪૨

इतिश्री पद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे चतुर्थोऽध्यायः ॥

---

## પાંચમો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ.** **ઢાળ.**

શિવજી કહે સુણ સતી વાણી, તૂંને શ્રદ્ધાળૂ મેં જાણી;
શ્રી ગીતામહીમા મીઠો લાગે પ્રતિદીન અતિસેં દીઠો. ૧
માટે કહું પંચમ અધ્યાય, જેનો સુણ્યો અદભુત મહિમાય;
તેં આતુર પૂછ્યૂં અમળા, જેમ કાંતને પૂછ્યૂં કમળા. ૨
ત્યારે ઉચરિયા પરમાત્મ, પંચમ અધ્યાયનૂં મહાત્મ;
એક મદ્રદેશ છે જ્યાંહ, પૂર કુંચ્છનગ્ર તે માંહ્ય. ૩
ત્યાંહાં બ્રાહ્મણ પીલંગ નામ, ભણ્યો ચારે વેદ અભિરામ;
ભણ્યો અંગ તેનાં જે કહાવે, એહેવો જે શિષ્ય ભણાવે. ૪
વળિ સંગીતશાસ્ત્રને ભણિયો, વાદ્ય માત્ર વગાડે અગ્રણિયો;
અતી સુંદર રીતે ગાય, નિત્ય સંગીતશાળામાં જાય. ૫

શીખવે સહૂને વિદ્યાય, ઘણૂં ચતૂર સાંભળ્યો રાય;
ઘેર તેડીને વિદ્યા જોઈ, મન માન્યો જે આવો ન કોઈ. ૬
અધિકાર પ્રધાનનો દીધો, વળી અર્ધ રાજપત કીધો;
યશવરતી ઘણો થયો નર્પ, ત્યારે વાધ્યો વપૂ અતી દર્પ. ૭
થયો લંપટ બહુ વ્યભિચારી, માંડી ભોગવવા પરનારી;
જૂઠી ચાડી શાખ પાખંડ, જુઠાં છિદ્ર કાઢી લે દંડ. ૮
અસ્ત્રીએ જાણ્યૂં સ્વામી કરે કહેર, નીશા પણ નવ આવે ઘેર;
દારૂણા તે સ્ત્રીનૂં નામ, તેણે પણ માંડયૂં તેવું કામ. ૯
પર પુરૂષસૂં લાગી રમવા, લાગ્યૂં અણુદિન અતિ ઘણું ગમવા;
ઘણૂં થાતાં પ્રસિદ્ધતા પામી, થયો માહેર મદભર્યો સ્વામી. ૧૦
પશૂમાર નિતપ્રતિ મારે, ન દયા અતી અબળા પુકારે;
સ્ત્રીએ પ્રહાર સ્હેવાયો ન જ્યારે, મતિ દુષ્ટ ધરી પછી ત્યારે. ૧૧
મદમત્ત થયો પતી હૂતો, એકદા ઘેર આવીને સૂતો;
પડયો ગાઢ નિદ્રામાં જ્યારે, દારૂણા પછી ઉઠી ત્યારે. ૧૨
તેને શસ્ત્રે તેનૂં શીશ કાપ્યૂં, મારમાર્યાતણૂં ફળ આપ્યૂં;
ખાડો ખોદી સુવાડી માંહ્ય, પુરી લવણને ડાટયો ત્યાંહ. ૧૩
યમદૂત આવ્યા તેણીવાર, લૈ ચાલ્યા દેતા બહુ માર;
જમરાય આગળ જઈ રાખ્યો, કહ્યૂં તેહ નરકમાં નાખ્યો. ૧૪
ઘણૂં કષ્ટ ભોગવી તેહ, પામ્યો સીચાણાનો દેહ;
પેલી જુવતીના જાગ્યા ભોગ, તેને થયો ભગંદર રોગ. ૧૫
પતી પૂઠે જીવી ખટ માસ, પછી પામી નર્કની વાસ;
દુખ દારૂણ પામી દાર, પામી પોપટીનો અવતાર. ૧૬
જે વનમાં અવતરી એહ, પેલો પણ વસીઓ વન તેહ;
એક દીન સીચાણાની દૃષ્ટે, પોપટી પડી ધાયો પૃષ્ટે. ૧૭
બેહૂ લથપથ વળગ્યાં વઢયાં, આવી એક નદી ત્રટ પડ્યાં;
શુકી સેન વિદારવા લાગ્યો, વૈરભાવ પુરૂષને જાગ્યો. ૧૮
એટલે નાંખી પારધી જાળ, બંને બાઝયાં દીઠાં તત્કાળ;
પાસે આવી જાંખરૂં ઝીટયૂં, બેહુ પક્ષીતું જીવવું ફીટયું. ૧૯
એક કૌતક નીપન્યૂં એહવે, જવ જાંખરૂં નાંખ્યું તેહવે;
કોના મસ્તક કેરી એક, હુતી ખોપરી નિકટ જ છેક. ૨૦
તેમાં હૂતૂં નીર ભરાણું, જીટૂં જીટતાં તે ઝપટાણું;

ઉડ્યા છાંટા ઉભય લાખગ, એહવે પ્રાણ પોપટીના ભાંગ્યા. ૨૧
સીચાણાને હણ્યો પેલે વાઘ, પામ્યા પીડા પૂરવ અપરાધ;
બંધે થયા ચતુરભુજ રૂપ, ચડી બેઠા વિમાને અનૂપ. ૨૨
યમદૂત આવ્યા તેણી વાર, રહ્યા દૂર દેખી ભુજ ચાર;
દિવ્ય દેહ થયાં જુગ્મ જ્યારે, સહૂ જ્ઞાન ઉદે થયું ત્યારે. ૨૩
પરસ્પરે વિચારે બેહ, કેમ પામ્યા અલૌકિક દેહ;
હૂતાં પૂર્વનાં આપણે પાપી, ગતિ ઉત્તમ કોણે આપી. ૨૪
પેલા અળગા ઉભા જમદાસ, પામે ઊલટા આપણથી ત્રાસ;
સંશયરહીત કોણથકી થૈયે, ચાલો ધરમને પૂછવા જૈયે. ૨૫
જાણી આવતા તે તતકાળ, સામા આવિયા ધરમ ભુપાળ;
સનમાન અતિસેં દીધૂં, આપ્યૂં આસન પૂજન કીધૂં. ૨૬
પછે પૂછ્યો પેલો સંદેહ, દિવ્ય દેહ થયાં કેમ બનેહ;
એવું સુકિત કહો શૂં અમારૂં, નહિ હોય અજાણ્યું તમારૂં. ૨૭
એવું સાંભળી બોલ્યા ધર્મ, જાણું તમારાં સહૂ કુકર્મ;
પણ શે પુન્યે દિવ્ય દેહ, તે તો મૂજને પણ સંદેહ. ૨૮
ચાલો શિવજીને પુછિયે જૈને, આવ્યા કૈલાસ એકઠા થૈને;
માહાદેવજી સામા આવ્યા, સનમાન કરી ઘેર લાવ્યા. ૨૯
શુભ આસને જોડૂં બેસાડ્યૂં, જટામાંથી ગંગાજળ કહાડ્યું;
પખાળ્યા તે વડે બેહુના પાય, કીધી અર્ધપાદ્ય પૂજાય. ૩૦
થયા વિસ્મિત કાંઇ ના સૂજે, આ તે શૂં શિવ સરિખા પૂજે;
પછે શંભુને દંપતિ પૂછે, એવું પુન્ય હમારૂં શૂં છે. ૩૧
કેમ દુષ્ટ પામ્યા દિવ્યદેહ, હોય હેતૂ તમો કહો તેહ;
ભવ કહે જાઓ બ્રહ્મા પાસ, ત્યાંહાં સંશય પામશે નાશ. ૩૨
પતિપત્ની ધર્મસહ દૂત, આવ્યૂં બ્રહ્મસદન સહૂ જૂથ;
સતી કહે પતિ ચાલો જૈયે, સુણી તે નિઃસંદેહ થૈયે. ૩૩
શીવ શક્તિ પણ ત્યાં આવ્યાં, વીધીએ પણ પૂજી પધરાવ્યાં;
ત્યારે તો પેલાં સ્ત્રી ભરથાર, હવાં ચકિત ચિતમાં અપાર. ૩૪
અમો માહા દોષભંડાર, આવો કેમ ઊપનો અધિકાર;
આ તે સ્વપ્ન હશે કે સત્ય, એમ વિસ્મયતા થઈ અત્ય. ૩૫
પેલું પૂછ્યૂં વિધાતાને વળતૂં, એનૂં કારણ કહો નથી મળતૂં;
અમો દિવ્યદેહ કેમ પામ્યાં, શે સાધને અઘદુઃખ વામ્યાં. ૩૬

વિધાતા કહે મતી પોંચી ન મ્હારી, એવી શુભ કૃતિ શી છે તમારી;
ચાલો શ્રી વિષ્ણુજી પાસે, વસે જાંહાં નિત વૈકુંઠવાસે. ૩૭
જ્યાંહાં શ્રીમાધવજી મળશે, ત્યાંહાં સંદેહ સમૂળો ટળશે;
પછે શ્રી વૈકુંઠે આવ્યા, હરી સ્વાગત કીધું બોલાવ્યા. ૩૮
પેલા સરવેને શ્રી ભરતારે, પાણી જોડીને પૂછ્યૂં તેવારે;
છેદો સંદેહ હમારો સ્વામી, સહુ જાણો છો અંતરજામી. ૩૯
પછે બોલિયા સારંગપાણી, તમો સર્વ સુણો મુજ વાણી;
એક બંદુ નામ મુજ ભક્ત, જેનૂં મન એક મુજ આસક્ત. ૪૦
ભલો બ્રાહ્મણ ભાવ અનન્ય, તેનૂં પ્રગટયૂં છે આ પુન્ય;
શંખ ચક્રાદીક ભૂષીત, ગ્રીંવ તૂળશીમાળ શોભીત. ૪૧
ઉર્ધપુંડ્રાંકીત ભૂદેવ, નિત્યે કરતો માહારી સેવ;
પછે શ્રી ગીતા મુજ કાય, પઢતો પંચમ અધ્યાય. ૪૨
તેહનાં મસ્તકની ખોપરી, પડી હૂતી પાસે જળ ભરી;
પેલે વ્યાધે જીટા કાંટા, તેથી તમને લાગ્યા તન છાંટા. ૪૩
તે પ્રતાપે હવી દિવ્ય દેહ, સહુ સમજી તજ્યો સંદેહ;
તેથકી દુઃખ દુક્રિત વામ્યાં, ઘણું દુર્લભ મુજ પદ પામ્યાં. ૪૪
બીજા લોક ઉત્તમ હોય જોવા, જોઈ આવોની ત્રષ્ણા ખોવા;
નિત્ય પદ મેં આ તમને આપ્યૂં, કદા કોઈ ન જાય ઉથાપ્યૂં. ૪૫
પછે તે બેહુ રહ્યાં પ્રભૂ પાસે, સહૂ આવ્યા પોતાને અવાસે;
હેવું વદિયા વિશ્વના તાત, થયા પ્રસંન સૂણી જગમાત. ૪૬
એવૂં શિવ શકિત શું રે ભાખ્યૂં, દયારામે કથી તેમ દાખ્યૂં. ૪૭

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे पंचमोऽध्यायः ॥

---

## છઠ્ઠો અધ્યાય

### રાગ રામગ્રી.

**શ્રી મહાદેવોવાચ.**

શંકર બોલ્યા સાંભળ શક્તીજી, ગીતા મહિમા રાંખી ભક્તીજી;
પ્રીતે પદ્મા પ્રભૂને પૂછેજી, ઢાળ ષષ્ઠમ અધ્યાય મહિમા શૂં છેજી. ૧
શૂં છે કહો કરણા કરી, પુછ્યૂં જોડી પાણ;
બહુ પ્રીત દેખી પ્રીયાની, પરબ્રહ્મ વદિયા વાણ. ૨

હે વલ્લભા સૂણ કહું કથા, આનંદ આણી ઉર;
ગોદાવરી ગંગાત્રટે, એક પ્રતિષ્ઠાન સુપૂર. ૩
ત્યાંહાં રહે મોટા મુનીશ્વર, દુખ દૂરમતિથી દૂર;
સેવા કરે છે હંસ તે, મુનીતણી થઇ શૂર. ૪
પાંખે કરી પંખો કરે, સ્થળ શુદ્ધ પક્ષસમીર;
વળિ પક્ષ પવને રેહે શીતળ, ઘણૂં ગંગાતીર. ૫
જેને એહનો છાંટો ઉડે, મહા પતિત હોય પવિત્ર;
તે સુર સરીત્રટ સ્વપ્ન સુંદર, ઉર્ધ અતિ વીચિત્ર. ૬
તેતણી કાંતિ ઇંદ્રપુરીને, અડે છે શું અનૂપ;
દેદીપ્યમાન અતિ ઘણૂં, તેથકી સ્વર્ગ સ્વરૂપ. ૭
પ્રતિ સદન શોભે ધ્વજા લાગે, સુર્યમંડળ વાય;
તેથકી જાણે મિત્રમંડળ, શીઘ્ર ચાલ્યૂં જાય. ૮
તે નગ્રમાં ચંદનતણા, ઢગ ઘણા ગ્રહે નહિ કોઇ;
પાષાણમય મુંડિત મલય, ગિરિ શોભતો શું ન હોય. ૯
છે પન્ના મુક્ત સમૂહ હાટે, હાટ કિરણપ્રકાશ;
તેથકી શોભે જાણિયે, શૂં કરે નગરી હાસ. ૧૦
મહારાષ્ટ્ર વધૂઓતણી, મુખ શોભા કહી નવ જાય;
સુધાકર ચંદ્ર તે લખી, ક્ષય થયો તે લજવાય. ૧૧
તે નગ્રનૃપ જ્ઞાતાશ્રુતી, શુભ નામ ધર્મસમુદ્ર;
આચરણ એવાં શેષને, ક્ષીતી ભાર લાગે ક્ષુદ્ર. ૧૨
તેને ધુપ ધુમ્રે કરીને, આકાશ દીસે સ્યામ;
બ્રાહ્મણતણી ઘણી કરે સેવા, તન મને સહ દામ. ૧૩
મુની તપસ્વી ને યાગ યાચક, સહુ કરે સંતુષ્ટ;
બહુ યજ્ઞ કરીને દેવ સરવે, પમાડ્યા પુષ્ટ. ૧૪
નવખંડનાયક સુયશ સઘળે, સકળ પ્રવર પ્રસંશ;
આરંભ કીધો યજ્ઞ તેણે, અશુભ કરવા ધ્વંશ. ૧૫
તે યજ્ઞમધ્યે આવિયા, બ્રહ્મા ચઢી વાહંન;
સહુ દેવ ઋષિ મુનિ આવિયા, નૃપ પૂજી કીધા પ્રસંન્ન. ૧૬
તે સમય સરવે સ્તવન કીધૂં, ભૂપ જીવિત ધન્ય;
તૂં થકી તેજસ્વી નથી, કો જગત મધ્યે અન્ય. ૧૭
એ વિધે સહુકો સભામધ્યે, કરી મહિપ પ્રસંશ;

તે સમય એવું બોલિયો, બ્રહ્માતણો ત્યાં અંશ. ૧૮
એ રાય કરતાં અતી અધીકો, પરમ તેજનું ધામ;
સાંભળો છો એક મુનિ મોટો, રઇક એવું નામ. ૧૯
મન ગમે તે તીરથે રહે છે, પોતાને સ્વાધીન;
વશવરતી અષ્ટે સિદ્ધી છે, ચો મુક્તિ પણ આધીન. ૨૦
તદપી તે સનમુખ જુએ, નિસ્પૃહી તે છે અત્ય;
ગુણ ઘણા છે એ વીના બીજા, હંસ કહે કહું સત્ય. ૨૧
સાંભળી કિરતી મદારસુખ, શુભ મુનીશ્વરની અપાર;
જ્ઞાતા સુણી નૃપ કહે તે, પધરાવવા નીરધાર. ૨૨
બોલાવીયો નિજ સારથિ, રથ આપિયા બહુ દામ;
સહુ રીત સમજાવી કહ્યું, ઋષિ રઇક એવું નામ. ૨૩
કોઇ એક તીરથમાં વસેછે, શોધજે રૂડી પેર;
રત્નથી અધીકું જત્ન કરી, પધરાવી લાવો ઘેર. ૨૪
સારથિ ચાલ્યો શોધવા, આવિયો કાશી માંય;
વિશ્વેશ્વરનું દરસણ કર્યું, મુની તો મળ્યા નહિં ત્યાંય. ૨૫
ત્યાંથી ગયાક્ષેત્રે ગયો, કીધી ગદાધર સેવ;
ત્યાંથી ગયો કેદાર ક્ષેત્રે, કેદારેશ્વર દેવ. ૨૬
જ્યાં સ્નાન કરતાં માત્રમાં, મુક્તિ લહે પાપીષ્ટ;
ત્યાં નાહિ શંકર નિરખિયા, રઇક ન પડ્યા દૃષ્ટ. ૨૭
પછી બદ્રિનાથજી આવિયો, જ્યાંહાં નારાયણ ભગવાન;
ઉદ્ધાર જેહેનાં નામથી, તે વસે તેણે સ્થાન. ૨૮
યાત્રા કરી મુનિ ના મળ્યા, પછી કર્યો ગંગાવાસ;
ત્યાંથકી સિંધુ સાગરે, જઇ કર્યો પરમ પ્રયાસ. ૨૯
શ્રી દ્વારિકાપુરિ આવિયો, ત્યાંહાં થકો ચાલ્યો તેહ;
યાત્રા કરી શ્રીકૃષ્ણ નિરખ્યા, ધરી અંતર સ્નેહ. ૩૦
ત્યાંહાંથકી પ્હોંચ્યો પંચવટી, નાશકે ન્હાયો ગંગ;
શ્રીત્ર્યંબકેશ્વર પૂજિયા, નવ થયો રઇક પ્રસંગ. ૩૧
ત્યાંથી ગયો ગોકરણક્ષેત્રે, ના મળ્યા મુનિ ધીર;
શ્રીઉડપ કૃષ્ણ નિહાળિને, પછી ગયો સાગરતીર. ૩૨
શુભ કુમારિ કન્યકાકેરૂં, ક્ષેત્ર જોયૂં ત્યાંહ;
સોમેશ્વર પૂજી આવિયો, છે તુંગભદ્રા જ્યાંહ. ૩૩

ત્યાંહાંથી સ્વામી કારત્યગ, અર્ધનારીસ્વર જોઇ;
શ્રી રામ લક્ષ્મણ જાનકી, જળપાન કીધું સોઇ. ૩૪
તે કુંડ સ્થળ વળી અગસ્તાશ્રમ, ના મળ્યા મુનિજંન;
કાવેરી ત્રટ શ્રીરંગસ્વામી, નિરખિયા પરસંન. ૩૫
મુનિ મળ્યા નહીં કાશમેર, પ્હોંચ્યો ત્યાંથકી નૃપદાસ;
જે નગ્ર મધે કર્યાં છે મુની, મહદ બ્રાહ્મણવાસ. ૩૬
પતન પુનિત રળિયામણું, જળ સ્થળ કમળ જ્યાં અત્ય;
ગુંજાર ઘણું મધુવ્રત કરે, મકરંદ મોહિત મત્ય. ૩૭
જ્યાંહાં યાગ કીધા છે ઘણા, પૃથ્વી પવિત્ર વખાણૂં;
જે યજ્ઞ ધુમ્રની અશિતતા, ઇંદુ અડી છે જાણૂં. ૩૮
તે શ્હેર સઘળૂં ખોળિયૂં, પછિ આવિયો ઉપવંન;
એક વાટિકામાં રઇક મુનિનાં, થયાં છે દરસંન. ૩૯
હંસથી સુણી નૃપ કહ્યાં હતાં, રઇક લક્ષણ જેહ;
તે સર્વ દીઠાં તેહમાં, તવ ઓળખ્યા મુનિ એહ. ૪૦
જઇ કર્યો દંડ પ્રણામ જોડી, હસ્ત થઇ આધીન;
વિનતી કરી ઉભા રહી, સાંભળો હે સ્વામીન. ૪૧
એક જ્ઞાતશ્રુતી છે ભૂપતી, પુર પ્રતિષ્ઠાન નિવાસ;
આપણા દરશણની ઘણી, અભિલાખ રાખે દાસ. ૪૨
મહિમા તમારો સાંભળ્યો, બહુ હંસમુખ મુનિરાય;
તેથકી આતુરતા ઘણી, જે દરશ ક્યારે થાય. ૪૩
હૂં સકળ તીરથ શોધતો, શોધતો આવ્યો હાંય;
લક્ષણવડે મેં ઓળખ્યા, આ વાટિકાની માંહ્ય. ૪૪
વિજ્ઞપ્તિ મ્હારી એટલી, પ્રભુ કૃપા કરિયે ત્યાંહ;
તેવિનય સઘળો સાંભળી, સમજી રહ્યા મન માંહ્ય. ૪૫
કહ્યું ભલું દરશણ થશે, બોલ્યા રઇક વચંન;
તે સાંભળી સારથિ સમજ્યો, આવવા નથિ મંન. ૪૬
ત્યાંહાં થતો આવ્યો પતિ પાસે, કહ્યું સર્વ વૃતાંત;
છે કાશમેર વિશે મુની, તે નિસ્પૃહી છે શાંત. ૪૭
વિનતી સુણી વારૂ કહ્યું, દરશણ થશે વચ એજ;
બહુ બોલ બોલી નવ શકે, તે તપસ્વી અતિ તેજ. ૪૮
સુણી સારથીવચ લહ્યૂં, નર નિસ્વારથી શી આશ;

બહુ સૈન્ય સાથે આવિયો, અવનીશ મુનીપદ પાસ. ૪૯
દરશ થતાં દંડવત કીધો, ભેટ કીધી અત્ય;
બહુ રત્ન મુકતા હીરા હય ગજ, આદિ વસ્તૂ ભૃત્ય. ૫૦
ઋષિરાય કાંઇ રાખ્યૂં નહીં, નિસ્પૃહીને શૂં કામ;
પછી પાણ જોડી રૈક મૂની, પ્રત્યે કહ્યૂં નૃપ આપ. ૫૧
મહારાજ તેજ તમાહરાંની, ન કો તુલના જગ્ત;
તે શાથકી મુજને કહો, શી વસ્તુ મન આસકત. ૫૨
મુનિ કહે મહિપતિ ગ્રહે દીક્ષા, વૈષ્ણવી વણ ભ્રાંત;
તો કહૂં તુજને તુરત માહારા, હ્રદયનો સિદ્ધાંત. ૫૩
કહ્યું રૈકિરાયે ત્યમ કર્યું, વૈષ્ણવી દીક્ષા લીધ;
તે વારે હૂતી તે કહી, મનતણી વસ્તૂ સિદ્ધ. ૫૪
અધ્યાય ખટમો નિત્ય, શ્રી ગીતાતણો કરૂં પાઠ;
એટલાથી જ સદા મુને, આનંદ યામ સુઆઠ. ૫૫
આસક્તિ સકળ પ્રપંચની, શેહે જેટલી સુણ રાય;
તે માટે તૂં કહું એજ ભણ, સહુ સુકિત સફળિત થાય. ૫૬
પછિ મુનીમુખથી ભણ્યો ભૂપતી, ષષ્ટમો અધ્યાય;
થઈ ગયો શુદ્ધ સ્વરૂપ નૃપ, કાંતી કહી નવ જાય. ૫૭
વરદાન દેવા રાયને, આવ્યા હૂતા સહુ દેવ;
ના કંહી નવ માગ્યૂં કશૂં, છૂં પુર્ણ બોલ્યો એવ. ૫૮
સહુ અમર અમરાવતી ગયા, નવ માગિયૂં વરદાન;
રાજા તથા મુનિ રૈકને, આવિયૂં ત્યાં વૈમાન. ૫૯
બેશી ગયા વૈકુંઠ બંધે, મળ્યા શ્રી ભગવાન;
જ્યાંથકી પુનરાગમન નહિં, પામિયા તે શુભ સ્થાન. ૬૦
શ્રી હરિહરે સ્વકીયાની પ્રત્યે, ગાઇ ગાથા જેહ;
શ્રી ગુરૂ પ્રતાપવડે દયે, પ્રબંધ ભાખ્યૂં તેહ. ૬૧

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे षष्ठोऽध्यायः ॥

---

## સાતમો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ:—**

સાંભળ દેવી શંભૂ વદે, શ્રદ્ધા ઘણી રમાને હદે;
જાણી બોલ્યા જગજીવંન, સુણિ ભણિ વિશ્વ થાય પાવંન. ૧

પાટલપૂરપતન એક નામ, ત્યહાં એક બ્રાહ્મણ કૃતી વામ;
શંકૂકર્ણ નામ તેતણૂં, ન્યાયશાસ્ત્રમાં સમજે ઘણું. ૨
ઝગડા લોકોના ચૂકવે, લેવે શાણો નહીં મૂકવે;
ઉપરથી દેખાડે ન્યાય, છાનૂં કપટ કરે અન્યાય. ૩
છાની છાપ રચાવી કરી, પોતાને ઘેર રાખે ધરી;
ખત પરવાના જૂઠા કરે, તે ધંન લોકોને છેતરે. ૪
પુરપતી માન ઘણૂં આપતો, કજિયા સહૂ તેને સોંપતો;
જેથી રંજીત રહે મન રાય, એવી નીતિ શીખવ્યો જાય. ૫
ભેદ પરાજય જય ના લહે, રૂદય કપટ મૂખ મીઠું કહે;
દ્રવ્ય અધર્મે કીધો ઢેર, ઉપમા દેવા એક કૂબેર. ૬
પણ અત્યંત કરે કોશીર, પિત્રિ પિંડ કર્યા દે નવ નીર;
કોઇ દેવનૂં નહીં પૂજંન, કોને પૈસા ભાર ન અન્ન. ૭
ત્રણ ત્રિયા માંડ્યૂં ઘર સૂત્ર, એકો પણ નહીં પ્રગટ્યો પુત્ર;
અસ્ત્રી ત્રણે મૃત્યુવશ થઇ, ચોથી વરવા મનસા ગઇ. ૮
આપી કન્યા દેખી ધન, લગ્ન તણો આવ્યો છે દંન;
ઊઘલી જાની વાસો વસ્યો, મધ્ય રાત્રે ત્યાં સરપે ડસ્યો. ૯
હતૂં પાછલી રાતે લગ્ન, થયો સરવ મનસૂબો ભગ્ન;
વિખ ન વળ્યૂં બહુ કર્યા ઉપાય, નથિ ઓસડ કહું મૃત્યું પળાય. ૧૦
લગ્ન લગ્નને ઠામે રહ્યૂં, એ ભૈયાનૂં તો મરણજ થયૂં;
પણ દાખ્યું કંઇ વિખની લ્હેર, શિઘ્ર ગયા ભત્રીજા ઘેર. ૧૧
કર્યૂં હસ્ત સહુ વિત્તને વસ્ત, પછે કહ્યો કાકાનો અસ્ત;
કરી રીત આવી જે થતી, કહું સુણ શંકુકરણ શી ગતી. ૧૨
થયો સર્પ માહા મોટો પ્રેત, તદપી દ્રવ્ય ઉપર બહુ હેત;
મ્હારૂં છે મ્હારૂં છે લહે, ડાટ્યું છે ત્યાંહાં બેસી રહે. ૧૩
ભત્રીજા સહુ ટોળે મળી, કર્યૂં કર્મ નારાયણબળી;
પછે પ્રેતને વાચા થઇ, દિધૂં સ્વપ્ન સરવેને જઇ. ૧૪
પીતરાય ભત્રીજા ભ્રાત, સહુને સ્વપને એકજ વાત;
કરો કોઇ માહારો ઉદ્ધાર, એજ કહે ન અવર ઉચ્ચાર. ૧૫
વળતી દુખ દેવા લાગિયો, એ સંતાપ સકળ જાગિયો;
પછે એક ભત્રીજે ભખ્યૂં, વેદ પુરાણે સઘળે લખ્યૂં. ૧૬
મહા પ્રેતનો પણ ઉદ્ધાર, ગયાશ્રાદ્ધ કરતાં નિરધાર;

બીજે એમ કહ્યૂં તે સમે, એક વિચાર મને તો ગમે. ૧૭
તેલકઢા તાતી કીજીયે, તેમાં અહીં નાખી દીજીયે;
એની ગતી ગમે તે થાય, આપણુની તો મટે બલાય. ૧૮
અવર અવર મનસૂબો થયો, તે તો દ્રવ્ય ખોદવા ગયો;
ખણવૂં માડયૂં જેણીવાર, નિકળ્યો સર્પ કરી પુતકાર. ૧૯
બોલ્યો ઉગ્ર બતાવી ત્રાશ, દ્રવ્ય લેશ તો કરડી ખાશ;
એકવાર મુજકરે ઉદ્ધાર, લેજે વળતો ધન ભંડાર. ૨૦
પછી તેણે ત્યાંહાં પૂછયું એમ, તમ ઉદ્ધાર થાય કહો કેમ;
તે પ્રત્યે વશીઅેર કહે વાત, સત્ય વચન સાંભળ હે તાત. ૨૧
ગયાશ્રાદ્ધ તૂં કોટીક કરે, કોટી તીરથે ભમતો ફરે;
યાગાદીક કર કોટીયુક્ત, પણ તેથી થાશે નહી મુક્ત. ૨૨
કહું તેમ કર મુજ મુક્તી થાય, શ્રીગીતા સપ્તમ અધ્યાય;
મૂજ નિમિત્ત ઉત્તમ સિદ્ધજ પાસ, ભણાવીશ તો હું મૂકાશ. ૨૩
સૂણ્યૂં મહાત્મા મેં નારદ મૂખે, નાગ વાસુકી ભુવને સૂખે;
દેહ સર્પ મુજ જોર થયો, સંગથકી સમ્રથ ઘેર ગયો. ૨૪
ત્યાંહાં યોગ્ય એ આવ્યો બણી, માટે મૂજને શ્રદ્ધા ઘણી;
મૂજ સંવત્સરી આવે યદા, કહું તે વીધીએ કરજે સદા. ૨૫
ભગવદી બ્રાહ્મણ તે નોતરી, આવ ભોજને તૃપ્તી કરી;
તે પાસે સપ્તમ અધ્યાય, ભણાવતાં શુભ ગતિ મુજ થાય. ૨૬
સરપે વીધી કહ્યો સુત લહ્યો, સમાચાર તે સહુને કહ્યો;
ભલૂં કહ્યૂં સહુને ભાવિયૂં, જયારે સંવત્સરી આવિયૂં. ૨૭
સહુ સુંદર કીધૂં મન ધર્યૂં, કહ્યા થકી અધિક પણ કર્યું;
ભોજ ઉતર જ્યાં દ્વિજરાય, ભણવા માંડ્યો તે અધ્યાય. ૨૮
તેહ સમે આ એવો સર્પ, પ્રસંન થયો મૂકયો મન દર્પ;
દ્રવ્યાદિ વસ્તુ કંઇ જેહ, આપી વેહેંચી સહુ સમ તેહ. ૨૯
જેણે આગળ થઇ સહુ કીધ, તેને કાંઇ એક અધિકું દીધ;
ધરમ પંથ ધન જુદું ધર્યૂં, કેટલું એક પરમારથ કર્યૂં. ૩૦
વાપી કૂપ સરોવર તીર, કેટલું સદાવર્ત મંદીર;
પછે તેહ શ્રી ગીતાતણો, સપ્તમ અધ્યાય જે પ્રીયે ઘણો. ૩૧
તે સાંભળતાં સહુ દેખતાં, વાર ન લાગી મુક્ત થતાં;
ચડી વૈમાન વૈકુંઠે ગયો, વૈકુંઠવાસી મળતો થયો. ૩૨

સર્પ મટયો પામ્યો ભુજ ચાર, સહુ પીતરાઈ કર્યો ઉદ્ધાર;
માધવ ઉમાધવે એ કહ્યું, દયો કેહે મેં ભાખ્યૂં લહ્યૂં. ૩૭

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे सप्तमोऽध्यायः ॥

---

## આઠમો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ.**

કેહે ત્રિપુરારિ સાંભળ નારીજી, ગીતામહિમા કહૂં વિસ્તારીજી;
પદ્મા બોલ્યાં સુણીએ સ્વામીજી, ગીતામહિમાએ ત્રપતી ન પામીજી. ૧

ઢાળ.

ત્રપતી ન પામી અંતરજામી, પ્રતીપદ મંન લોભાય;
હે પ્રાણેશ્વર કહો મુજને, મહિમા અષ્ટમ અધ્યાય. ૨
પ્રાણપ્રીયાનાં વચન સુણી, શ્રી પરીવૃઢ બોલ્યા વળતું;
મહાત્મા કહું અષ્ટમ મોહોટૂં, સોમસ્વસા સાંભળ તું. ૩
દક્ષણ દેશવિશે છે એક, નગર મરદકપુર નામ;
બ્રાહ્મણ ત્યાં એક ભવશરમા, અભિધાન કરે વિશ્રામ. ૪
શૈવશાસ્ત્રમાં પ્રવિણ પૂરો, છેદે સહુ સંદેહ;
કરે ઉપાસન શિવશક્તીનૂં, અભેદ ભાવે તેહ. ૫
કરે શિષ્ય શાખા સ્માર્ત પંથ, થયો પ્રવર્તક ખ્યાત;
કહે કમળાપતી કમળાપ્રત્યે, સાંભળ મ્હારી વાત. ૬
શાસ્ત્ર પુરાણ તથા જીવો પણ, ત્રણ પ્રકારના જાણ;
રાજસ, તામસ, સાત્વિક એ ત્રણે, ફળ કહું ઉર આણ. ૭
રાજસ શાસ્ત્ર મારગી પામે, સ્વર્ગાદીકમાં ગત્ય;
તામસ શાસ્ત્ર મારગી તામસ, યોની પામે સત્ય. ૮
સર્પ રાક્ષસાદિક જાતીમાં, પામે તે અવતાર;
સાત્વિક શાસ્ત્ર મારગી, મુજને પામે નિરધાર. ૯
એવું વચન સુણીને પદ્મા, પૂછ્યૂં ત્યાંહ શીર નામી;
તામસ શાસ્ત્ર કોણે પ્રગટ કીધાં છે, કહો મૂજને સ્વામી. ૧૦
મહા પ્રભૂ કહે મહાદેવે કીધાં, રમા કહ્યું શામાટે;
એવાં કરવાં શિવને ન ઘટે, જિવ જાય અધવાટે. ૧૧

હરિ કહે હર નીજ મંનથી, માનની એ કૃતી નથી કીધ;
થાવા તેવા મોટા જીવ, શિવને મેં આજ્ઞા દીધ. ૧૨
દીધી આયશ તદપી શંકર, કામ ઉચિત એ કરવું;
મોહશાસ્ત્ર રચી જીવ ભમાવ્યા, તેહેને પછિ કયાં તરવું. ૧૩
હે શ્રી શિવ જાતે નહિં કીધૂં, રૂપાંતર એ કામ;
દક્ષયજ્ઞ વિધ્વંશ કર્યો, તે વીરભદ્ર ગણ નામ. ૧૪
તે ગણદ્વારાએ ભવ ઉદ્ભવ, મોહગ્રંથ ગણ કીધો;
સુણ સ્યામા તેણેજ જનમ જૈ, મરદકપુરમાં લીધો. ૧૫
નામ કૌલ ત્હેનૂં ત્યાં પડિયૂં, રચ્યા મોહક ગ્રંથ;
રચવા મોહ કરી લોકોને, પાળ્યા તામસ પંથ. ૧૬
ઉત્તમ અધમ રંક ને રાજા, સહુકો ખેંચી લીધા;
ચતુર વર્ણના જીવ સર્વ કો, વામ મારગી કીધા. ૧૭
મૃત્યુ પામેલા જીવાડે, નિરધંનં સંપતી દીધી;
ઇત્યાદી કરિં પ્રપંચ તામસ, શાસ્ત્ર પ્રવર્તી કીધી. ૧૮
તેનો શિષ્ય થયો પેલો બ્રાહ્મણ, ભવશરમા જે ભાખ્યો;
તેણે પણ તે ક્રિયા આચરી, ત્હેવો મહિમા દાખ્યો. ૧૯
ઘણા લોક પોતા વશ કીધા, વીત વટી ભવ બહુ લીધો;
તેથી અનૂચિત કરવા માંડયૂં, દ્રવ્ય ઘણો મદ વાધ્યો. ૨૦
પોતાની પત્ની પરહરિને, ગુણકા ઘરમાં રાખી;
તે પોખે ભલી નીતે, પર પ્રેમદાનું તન અભિલાખી. ૨૧
મૃગમાંસતણો આહાર કરે, મૃગયા કૃતિ પણ ગ્રહિ લીધી;
એક દિવસ વન તાડે જઇને, તાડી અતિસેં પીધી. ૨૨
તેનૂં થયૂં અજીરણ તેથી, મર્ણ થયૂં તે વાર;
'મરણે યા મતિ સા ગતિ' પામ્યો, તાડનોજ અવતાર. ૨૩
તેહ તળે આવીને બેઠો, દ્વિજ એક કો ઉત્તમ વર્ણ;
સ્ત્રી પણ ત્હેને સંગે હૂતી, બેહુ ત્યાં પામ્યાં મર્ણ. ૨૪
થયાં બ્રહ્મરાક્ષસ તે દંપતી, કષ્ટ કહૂં શૂં મૂખે;
વામા ઘણી વિકળતા પામી, ક્ષુધા ત્રષાને દુ:ખે. ૨૫
એમ સુણી પરમેશ્વરિએ ત્યાં, પૂછયૂં તેણી વાર;
કહો કાંત તે કોણ હતાં, બ્રાહ્મણ એ સ્ત્રી ભરથાર. ૨૬
શેં કર્મે ઋવાદ થયાં તે, કથા કહો અથ ઇતી;

સુણિને શ્રીભગવાન બોલિયા, સાંભળ છે જો પ્રીતી. ૨૭
એક કુશાંકુ નામે બ્રાહ્મણ, મધ્યદેશમાં ધામ;
તેની સ્ત્રીનૂં અનિષ્ટકરમા, એવૂં હૂતૂં નામ. ૨૮
ચારે વેદ ભણ્યો સહઅંગે, સંગે શાસ્ત્ર પુરાણ;
પ્રવિણ કર્મપંથે પણ કરિયાં, પ્રતિગ્રહ નાહ પ્રમાણ. ૨૯
રાજા દાન લીધું વળી, કાળપુરૂષનૂં લીધૂં દાન;
શબ કરનાં ભોજન પણ કીધાં, નહીં નસિધનૂં ભાન. ૩૦
કર્યાં કર્મ કૂડાં બહુ પાછળ, પ્રાયશ્ચિત નવ કીધૂં;
સ્ત્રી પણ તેવી પુણ્યપંથ કંઇ, ખરચવા નવ દીધૂં. ૩૧
ઘણા પ્રતિગ્રહ કીધા પણ નવ, ગયું દારિદ્ર ગૃહેનૂં;
બીજૂં સુખ તો ક્યાંથી બીજૂં, પેટ ભરાય ન એનૂં. ૩૨
ત્યારે તે પછિ મંદિર મૂકી, નિકળ્યાં બેહુ રઝળતાં;
પેલા તાડતળે જઇ બેઠાં, મૃત્યૂ પામ્યાં વળતાં. ૩૩
થયાં તેજ બે બ્રહ્મ નિશાચર, દીન થયાં દુખ પામી;
અબળા અતિ આતુર થઈ પૂછ્યૂં, સાંભળિયે હે સ્વામી. ૩૪
આ દારૂણ દુખથી છૂટયાનો કહો, કાંઈ હોય ઉપાય;
સ્વામી કહે સુકૃત નવ કીધાં, સુખ શી પેરે થાય. ૩૫
હે સ્ત્રી આપણને નથી અજાણ્યૂં, અધ્યાતમક જે જ્ઞાન;
સુખની વાત હવે શી જોવી, દુસ્તર લીધાં દાન. ૩૬
એમ સુણીને આકસ્માતજ, તે દ્વિજકેરી જાયા;
તેણે બે ત્રણેક અજાણ્યા, ગીતા વરણવ બોલ્યા. ૩૭
કિં તદબ્રહ્મ કિં અધ્યાત્મ, કિં કરમા એમજ પૂછ્યૂં;
એટલામાંજ ખરે શૂં એણે, દુખ લખ્યૂં સહુ લુછ્યૂં. ૩૮
તતક્ષણ ત્યાંજ વિમાન લઇને, વિષ્ણુપાર્ષદ આવ્યા;
તે બંધેને બેસાડીને, શ્રી વૈકુંઠે લાવ્યા. ૩૯
શ્રી ગીતાજીના બે ત્રણેક, શબ્દ સહજ જે ભખિયા;
તેટલા તેજ તાડને પત્રે, જાતા જાતા લખિયા. ૪૦
પછે તે તાડ અવતર્યો કાશિમાં, બ્રાહ્મણકેરે ઘેર;
જાતીસ્મણ પણ થયો તેહ તે, દ્વિજપત્નીની મેહેર. ૪૧
તે પછિ તે ભણિયો ભાખે, શ્રીગીતા અષ્ટમ અધ્યાય;
એકો ક્ષણ મુખ નવ મૂકે, એ જ અહરનિશ ગાય. ૪૨

એવું થતાં વિમાસણ માંડી, અખિલ વિશ્વને ઇશે;
એ બ્રાહ્મણે બહુ પાઠ કર્યા, એને ફળ શું આપીશે. ૪૩
એ અષ્ટમ અધ્યાયતણો મહિમા, મુખે કહ્યો નવ જાય;
એ સાધનસમ ફળ કશું છે નહીં, તે ચિતમાં ચંતાય. ૪૪
જોઇ ઉદાસી કમલનયનને, કમલા પૂછયૂં એમ;
પ્રાણનાથ મુજને કહિયે, ચિત ચિંતાતુર કેમ. ૪૫
પ્રભૂ કહે પેલો બ્રાહ્મણ ગીતાનો, ભણે અષ્ટમ અધ્યાય;
મધ્ય નીશા પણ નથી મૂંકતો, તેહ વિમાસણ થાય. ૪૬
એથી અરુણી થવાનો મારગ, મૂજ દૃષ્ટ ન આવે;
શ્રી કહે સંમ્રથ પરમેશ્વર છો, આપો જે મન ભાવે. ૪૭
પછે પોતેજ ગરૂડારૂઢ થઈ, તે દ્વિજ પાસે આવ્યા;
તેહ ને તેજ શરીર ગરૂડ, ચડાવી નિજ ઘેર લાવ્યા. ૪૮
તે દ્વિજ પેલા બે અદ્યાપી, વૈકુંઠમાંજ વસે છે;
પારવતીજી પ્રતે હરિ કહ્યું, સદાશિવજી કહે છે. ૪૯
ગાથા પરમ પવિત્ર ઉભય, દંપતિકેરો સંવાદ;
ગુરૂ પ્રતાપે ગાયો તે, પદબંધેજ દયે મન સ્વાદ. ૫૦

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे अष्टमोऽध्यायः ॥

---

## નવમો અધ્યાય.

### શ્રી મહાદેવોવાચ.

શિવજી બોલિયારે, સાંભળ શીવા થૈ નિશ્ચંત;
કમળાને કહ્યૂંરે, પૂરણ પ્રેમે શ્રી ભગવંત. ૧
મ્હોટું માહાત્મ્ય છેરે, ગીતાનો નવમો અધ્યાય;
સાંભળ સિંધુજા રે, શ્રવણ કરાવૂં તે કથાય. ૨
નગરી એક છેરે, માહીસ્મતી આખ્ય અભિરામ;
ત્યાં રાયક વિપ્ર હતોરે, સુંદર માધવ એવું નામ. ૩
ચારે વેદનોરે, પાઠી શાસ્ત્રતણો પણ સત્ય;
નિજ વિદ્યાબળેરે, તેણે ધંન ઉપાર્જ્યું અત્ય. ૪
તેણે માંડિઓરે, અગ્નીષ્ટોમ યજ્ઞ આરંભ;
ત્યાંહાં મંડપ રચ્યોરે, રોપ્યા કદલીકેરા સ્થંભ. ૫

વાડવ વેદ ભણેરે, કેટલા કરે શાસ્ત્રચરચાય;
નાનાવિધીતણીરે, કીધી મંડપમાં રચનાય. ૬
પુષ્ટ કર્યો હતોરે, બકરો યાગમધ્ય ખટમાસ;
તેને આણિયોરે, યજ્ઞસભામાં બાંધી પાસ. ૭
બકરો બોલિયોરે, કીધી વિપ્રશું ચરચાવેદ;
સઘળા શાસ્ત્રમાંરે, પ્રવીણ પૂછયા ભાખ્યા ભેદ. ૮
આશ્ચર્ય પામિયારે, સરવે પશુને વાણી કેમ;
તુરતજ છોડિયોરે, છુટો ઉભો સહુકો જેમ. ૯
સહુકો સાંભળેરે, એમ વદ્યો માધવશું મેષ;
તમો આ જે કરોરે, તે છે મિથ્યા કર્મ અશેષ. ૧૦
વેદે તો કહ્યુંરે, હિંસા નવ કરવી કો જંત;
પુરાવૃત છેરે, પ્હોંચે બ્રહ્મલોક પર્યંત. ૧૧
સંસૃતી ના મટેરે, ત્યારે કર્મ વીશે શો માલ;
સહુ મિથ્યા ઠર્યોરે, નહિં એ પરમ ગતિનો ચાલ. ૧૨
કોઇ બોલ્યૂં નહીરે, વેદવચન ઉપર શું જોર;
માધવે પૂછિયૂંરે, તૂં કોણ કહે કરી શોર. ૧૩
શે કરમે કરીરે, તારે થવું પડયૂં પશુજાત;
અજ ત્યાં ઉચર્યોરે, હું પણ બ્રાહ્મણ હુતો ભ્રાત. ૧૪
મ્હારી ભારજારે, તેણે પુજ્યાં ભવાની માત;
દિધૂં બળિદાનમાંરે, બકરૂં મુજને પુછી વાત. ૧૫
કહ્યું કર્યૂં સ્ત્રીતણૂંરે, મેં વારી નહીં દેખી ત્રાસ;
તે પાપે કરીરે, હું પામ્યો બહુ નર્કનિવાસ. ૧૬
દુઃખ બહૂ ભોગવીરે, પછી હૂં પામ્યો મરકટતંન;
હું વસતો ત્યાંહાંરે, હતૂં વાડવકેરૂં વન. ૧૭
બાળક વિપ્રનારે, નૃત્ય કરાવે બદ્ધે જાણી;
છોડે નહીં ઘડીરે, જેહૂં પત્ર ફૂલફળ ખાઉં. ૧૮
પછે ત્યાંથી પઞોરે, હૂં વશમા નારદ એકજંન;
શિખવે નાચવૂંરે, નવ આવડતાં ટીપે તંન. ૧૯
થોડા દિવસમાંરે, મુજને નવ આવડિયૂં નૃત્ય;
મારી જેષ્ટિકારે, લોહતણી કોપીને અત્ય. ૨૦
ઝાઝા જોરમાંરે, વાગે વિકળ થયો અતિ દુઃખ;

વમન રૂધિર થયૂંરે, મુરછા આવી ઉદરે ભૂખ. ૨૧
મૃત્યુ પામિયોરે, પછી અવતરિયો શ્વાનશરીર;
માર્યો ભૂખનોરે, ભટકૂં ઘરઘર નહીં ક્ષણ ધીર. ૨૨
કોઇ એક ગૃહસ્થનારે, પેઠો જઈ રસોડામાંય;
ખાવા લાગિયોરે, રાંધ્યું અન્ન ઢાંકિયૂં ત્યાંહ. ૨૩
બહુ ભૂખ્યો હતોરે, તેણે થર થર કંપે દેહ;
સુણું સ્વર કોઇનોરે, જાણું આવ્યો ઘરધણી એહ. ૨૪
એમ બ્હીતો થકોરે, ખાતો હૂતો જેણે ઠાર;
આવી એટલેરે, પુત્ર સહિત તે ઘરની નાર. ૨૫
દીઠો મુજનેરે, દીધાં જઇ સઘળાં દ્વાર;
એહુ કુતકાં ગ્રહ્યાંરે, મુજને માર્યો માર અપાર. ૨૬
કટિ ફૂટી ગઇરે, કરિ બે અગ્ર પાગનૂં જોર;
ઘસડાતો થકોરે, બ્હાર પડયો જઇ કરતો શોર. ૨૭
રૂધિર વહ્યું ઘણૂંરે, કીટ પડ્યા પછિ પામ્યો મર્ણ;
વળતી અવતર્યોરે, અશ્વ કલાલ ઘેર નહિં તર્ણ. ૨૮
તેણે વેચિયોરે, લીધો કોઇ એક વૃદ્ધા દાર;
ચાલી દ્વારિકાંરે, મુજપર બેસાડે સુત ચાર. ૨૯
પંથ કઠિણ ઘણોરે, ભૂખે શીઘ્ર ઘણું ન ચલાય;
પેલી પાછળથકીરે, મુજને ડોશી હણતી જાય. ૩૦
પેટ ભરે નહીંરે, મુરછા આવી પડીયો ધરણ;
પગ પછાડતાંરે, ત્યાંહાંથી પણ પામ્યો મરણ. ૩૧
વળિ નરકે પડયોરે, કષ્ટ ભોગવ્યૂં કેટલા કાળ;
પછી હૂં અવતર્યોરે, હવડાં થઇ બકરાનો બાળ. ૩૨
પછી તમે આણિયોરે, હિંસા કરવા મુજને ક્ષાત;
અથ ઇતી કહીરે, તમને પૂરવની મુજ વાત. ૩૩
હાવાં એક સાંભળોરે, બહુ આશ્ચર્યજરૂપ કથાય;
ચંદ્રશરમા હતોરે, નામે મોહોટો સમરથ રાય. ૩૪
તે કુરૂક્ષેત્રમાંરે, આવ્યો સૂર્યપરવ સમે જોઇ;
કાળપુરુષ કર્યોરે, દેવા એહેવા પાત્ર ન કોઇ. ૩૫
તે કાળપુરૂષમાંરે, કોટી ચૌદ કનકમુદ્રાય;
બ્રાહ્મણ વેદિયોરે, લેવા સમરથ કોઇ ન થાય. ૩૬

સહુ ડરથી રહ્યારે, વિદ્યાવાળા વિપ્ર અનેક;
ત્યાંહાં તેવે સમેરે, આવ્યો સમરથ બ્રાહ્મણ એક. ૩૭
વેદ વેદાન્તનોરે, જ્ઞાતા શાસ્ત્રતણો ભણનાર;
તેણે કહ્યું લેશ હુંરે, મુને શું છે એ કરનાર. ૩૮
સુણી ગયો સ્નાનેરે, રાય અંતર ઉપનો ઉમંગ;
બોલ્યો તે સમેરે, કાળપુરૂષ બ્રાહ્મણની સંગ. ૩૯
તું આ દાનનેરે, આ સમે ગ્રહિ ક્યાં છૂટેશ;
દ્વિજ કેહે બળ ઘણૂંરે, મ્હારે તાહરો ભય નથિ લેશ. ૪૦
એટલે આવીયોરે, નૃપતી કરી સરસ્વતિ સ્નાન;
તીલક મુદ્રા ધરીરે, આપિયૂં ઋષિ દ્વિજ દાન. ૪૧
તે કાળપુરૂષથીરે, જોતાં સફળ ત્યહાં તતકાળ;
રૂપ બે નિકળ્યાંરે, કેવળ પાપરૂપ ચંડાળ. ૪૨
દુરગંધી ઘણીરે, રાતાં લોચન સ્ત્રી ભરથાર;
પેશવાને ગયોરે, પ્રતિગ્રહી વિપ્રવપુ જાર. ૪૩
તે સમે તે દ્વિજેરે, નવમા અધ્યાયનો એક શ્લોક;
ભણવા માંડીઓરે, જોતાં ભૂપ તથા સહુ લોક. ૪૪
અક્ષર જેટલારે, તેટલા થયા સુદરશન ચક્ર;
બાળ્યા બેહુ જણારે, ભસ્મ કર્યાં યદપી અતિ વક્ર. ૪૫
પ્રગટ પ્રતાપનેરે, દેખી મુનિ પૂછ્યું ભૂપાળ;
કહો ઋષિ શૂં ભણ્યારે, પ્રલય થયા બેહુ ચંડાળ. ૪૬
ગુપ્ત રાખ્યું નહીંરે, ભૂસુર પ્રગટ કહ્યો મહિમાય;
શ્રી ગીતાતણોરે, મેં ભણિયો નવમો અધ્યાય. ૪૭
બળ એક એ જ છેરે, બીજૂં નવ આવે મુજ ચંત;
એમાં શું એ બે બળ્યારે, એવા બાળું કોટિ અનંત. ૪૮
ચંદ્રશરમાતણારે, ચિતમાં ચોંટ્યો એ અધ્યાય;
પ્રારથના કરીરે, મુજને ભણાવો ઋષિરાય. ૪૯
ભાવ ભુપતીતણોરે, દેખી ભણાવ્યો ભૂદેવ;
બેશી વિમાનમાંરે, બેહુ પ્રભુપદ પોહોંચ્યા તતખેવ. ૫૦
એવી એ વસ્તુ છેરે, હે માધવ તે ભણ ધરિ ભાવ;
મુકી કર્મકૂટનેરે, વણ શ્રમ લેની મોટો લાવ. ૫૧
સુણ્યું સહુ બ્રાહ્મણેરે, મુકી દીધો કર્મપ્રયાસ;

અજ અધ્યા ભણ્યારે, માંડયો અંતરથી અભ્યાસ. ૫૨
માધવ ફૂલિયોરે, તેમ કર્યું જેમ ભાખ્યું મેષ;
એહુ વૈકુંઠ ગયારે, હરિ મળતાં ન થયો શ્રમ લેશ. ૫૩
ઇંદિરાને કહ્યોરે, નવમા અધ્યાયતણો મહિમાય;
ઉમિયાને કહીરે, ઇશે તેજ પ્રમાણ કથાય. ૫૪
તે પદબંધથીરે, કીધો દયારામ અલાપ;
હરિ પદ પામવારે, સમવા સકળ પાપ પરિતાપ. ૫૫

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे नवमोऽध्याय: ॥

---

## દસમો અધ્યાય.

### છંદ દીટપટા.

**મહાદેવોવાચ.**

શિવજી કહે સુણ સુંદરી, સુંદર મહીમાએ;
કેશવને કમળા કહ્યું, મુને ત્રપતી ન થાએ. ૧
નવા નવા નવના સુણ્યા, મોહોટા મહિમાએ;
ફળ દસમા અધ્યાયનું, મુને કોહો જગરાએ. ૨
શ્રીહરિ સુણિ એમ બોલિયા, સાંભળ પટરાણી;
બળ દસમા અધ્યાયનું, કહે પોંચે ન વાણી. ૩
પદ અક્ષરના બંધથી, સહુ અઘદુ:ખ વામે;
એકવાર કહે સાંભળે, તે મ્હારૂં પદ પામે. ૪
એહેના ઘણા ઇતિહાસ છે, એક કહું અભિરામ;
કાશીમાં એક દ્વિજ હતો, ધીરધીશુર નામ. ૫
શુભ વિદ્યા શુભ કૃતિની, કરે સર્વ પ્રશંસ;
નીજ સાધન બળે તે થયો, બ્રહ્માનો હંસ; ૬
ચંદ્રચૂડ કહે સુણ સતી, એક વન હૂતું સારૂં;
એક શીલ્યા ઊપર હતું, ત્યાંહાં આસન મ્હારૂં; ૭
ખટરિતુ જ્યાંહાં પ્રફુલિત સદા, વદે સારસ મોર;
હંસ કારંડવ કોકિલા, ચારુ શબ્દ ચકોર. ૮
ઇત્યાદિક શોભા વડે, ઘણું શોભે છે વંન;
હૂં ત્યાંહાં બેઠો હતો સુખે, અતિ પ્રફુલીત મંન. ૯

તેહ સમય પેલો હંસ ત્યાં, તુજ પાસે આવ્યો;
દંડપ્રણામ સ્તુતિ કરી, માહારી મુજ ભાવ્યો. ૧૦
લક્ષણ સરવ મરાળનાં, પણ અંગે શ્યામ;
મેં પૂછ્યૂં તૂં કોણ છે, ક્યાંહાં ર્હારો ઠામ. ૧૧
તેણે સહુ વિસ્તારથી, કહ્યૂં મસ્તક નામી;
હૂં વિધિનૂં વાહન છઊં, સાંભળિયે સ્વામી. ૧૨
માનસરોવર હૂં ગયો, મોતી ચારો ચરિયો.
પાન પુનિત પયનૂં કર્યૂં, પછી પાછો ફરિયો. ૧૩
જાવાને બ્રહ્મલોક હૂં, ઉડિ આકાશે ચડિયો;
વ્યાકુળ આકસ્માત થૈ, પાછો શરતટ પડિયો. ૧૪
પ્રાણ પિડાવા લાગિયો, હૂં તીરે લુઠ્યો:
તેહ સમય જળ કમળથી, એક શબ્દ જ ઊઠયો. ૧૫
અહો! હંસ તૂં આ કમળને, નમની દુઃખ જાશે;
અંગે અડિને પરાગ લે, તુજને સુખ થાશે. ૧૬
એવું સુણિ હૂં ઊઠીઓ, નીરજ શીર નામ્યૂં;
સ્પર્શ કરી ગૃહ્યો ગંધ મેં, એટલે સુખ પામ્યૂં. ૧૭
તેહ સમય મેં પૂછિયૂં, તેહ કમળની પ્રત્ય;
કહે મુને તૂં કોણ છે, આશ્ચર્ય છે અત્ય. ૧૮
મેં અપરાધ કર્યો નથી, જાતો તો હૂં વાટે;
રોધ થયો બ્રહ્મલોકનો, તે કહેની શા માટે. ૧૯
ત્યારે બોલી તે પદમની, બીજું પાપ ન ત્હારૂં;
આંહાંથકી ઊડતાં, થયૂં ઉલંઘન મ્હારૂં: ૨૦
અપરાધ તુજને એટલો, આવીને અડીયો;
માટે ન બ્રહ્મસદન ગયો, તું પાછો પડીયો. ૨૧
એમ સુણી ફરિ પૂછિયૂં, કરી વિનય વિધાન;
જોતાં જડ જાતિ તમો, કેમ આવડું જ્ઞાન. ૨૨
ત્યારે કહ્યૂં મુને કમળિની; ત્હારી ભાંજૂ ભ્રાંત;
સાંભળ મ્હારા પૂર્વનૂં, હે હંસા વૃત્તાંત. ૨૩
પ્રથમ હૂતી હૂં બ્રાહ્મણી, પતી પુનીત હૂં પામી;
તે બ્રાહ્મણ તપસ્વી ઘણો, કશી ન મળે ખામી. ૨૪
મેં મેના પાળી હતી, એક ત્યાંહાં મન માહારૂં:

તુન્ય પડી સ્વામી સેવમાં, થયું કામ નકારૂં. ૨૫
કાંતે કહ્યું સચવાય ના, એકે મેન એનાં;
શ્રાપ દીધો મૂને તે સમે, તૂં પણ થા મેનાં. ૨૬
તતક્ષણ હૂં મેના થઇ, ગ્રહી પારધી પાપી;
પણ તેણે દ્રવ્યલોભથી, એક વિપ્રને આપી. ૨૭
તે બ્રાહ્મણ રૂડો ઘણો, તેને પુત્રી એક;
તે દસમા અધ્યાયને, ભણે નિત્યે ટેક. ૨૮
તેણે મુને પણ શીખવ્યો, દશમો અધ્યાય;
રાગે હું ભણવા લાગતી, અતી આનંદ થાય. ૨૯
કેટલેક દીને પછી, ત્યાંથી છૂટયૂં તંન;
ત્યાર પછી થઈ અપછરા, વસી સ્વર્ગભૂવન. ૩૦
નામ પડયૂં પદમાવતી, રૂડી આકૃતિ જેહની;
પદમા નામે અપછરા, રહી થઇ સખી તેહની. ૩૧
એક દિવસ આવી હતી, જળક્રીડા કરવા;
માન સરોવરને વીશે, આહા તનતપ હરવા. ૩૨
નીરાવરણ નાહાની હૂતી, સુખમાં દુખ લાવ્યા;
એવે સમે દૈવયોગથી, ત્યાં દુરવાસા આવ્યા. ૩૩
મેં મરજાદા રાખવા, રૂપ બદલી લીધૂં;
શદ પંચક મળી, પડિયૂં વાંકૂ સીધૂં. ૩૪
સુણ મરાળ મુનિ શંકમે, કરી કમળની કાય;
પંચકી હા મુખ એક, બે કર ને બે પાય. ૩૫
લાગી હૂં સર શોભાવવા, તે મુનિ મંત જાણ્યૂં;
રુડૂં કરતાં રૂઠિયા, ઊલટૂં દુખ આણ્યૂં. ૩૬
મુને આવતો જોઇને, થયૂં છળતનું જેવૂં;
જા શત સંવત્સર લગી, રે'જે એવૂંનું એવૂં. ૩૭
તે જ દિવસની પદમની, થઈ આંહાં રહીછૂં;
પણ દશમા અધ્યાયથી, જાતીસ્મર થઇછૂં. ૩૮
વારિતણી નથી વેદના, સુખમાં નિત્યે રહુછૂં;
અદભૂત એક કથા વળી, સાંભળ તુજને કહુંછૂં. ૩૯
એક સમે આ સરોવરે, મુનિ સાઠ હજાર;
સુંદર તપ કરતા હતા, શૂં થયૂં એક વાર. ૪૦

એક ચંપકસ્તની અપસરા, આવી તે જોઇ;
વિહ્વળ સર્વ ઋષિ થયા, ન રહ્યો ધીર કોઇ. ૪૧
આવ્યા સમીપે સહુ જણા, વદે વાણી ઘેહેલી;
એક કહે રાખો સહુ, દીઠી મેં પહેલી. ૪૨
અન્ય કહે તું વ્યર્થ છે, પૂરવ મેં ભાળી;
સ્વામી એ સુંદરીતણો, કો નથી કૃટાળી. ૪૩
એમ માહોમાં વઢી પડ્યા, મૂકી પાટુ પ્રાહારે;
મૃત્યુ મુનિ સહુ પામિયા, રહ્યા વઢતા ત્યારે. ૪૪
દુરગતિ પામિયા તે સહુ, લહ્યા તીડનો દેહ;
એક સમે વનદવ વિશે, થયા પલ્લવ તેહ. ૪૫
ત્યારપછી ગજ અવતર્યા, સરવે એક સાથી;
વીષજળ પીવાયૂં કહૂં, છૂટયાં વપુ હાથી. ૪૬
તદનંતર ભમરા થયા, આ સરોવરે આવ્યા;
ઓશિત દૃષ્ટિસંબંધથી, ત્રીજનમ ભમાવ્યા. ૪૭
પછી પરાગ મારો ગ્રહ્યો, સહુ સહૂ દુખ વામ્યા;
થયા ચતુરભુજ તે સમે, વૈકુંઠપદ પામ્યા. ૪૮
કાંજે મ્હારે સંબંધ છે, દસમો અધ્યાય;
માટે મારા સ્પર્શથી, પામીયા હરિપાય. ૪૯
માટે તે અધ્યાય તું, પણ ભણ હે ભ્રાત;
તુજને પણ પ્રાપ્તિ થશે, પ્રભૂપદ સાક્ષાત. ૫૦
તું પૂરવે કાશીતણો, બ્રાહ્મણ હૂં જાણું;
ધીરધી નામ હતૂં ત્યાંહાં, સહુ વાત વખાણૂં. ૫૧
અપરાધ તુજને એટલો, આવીને જાગ્યો;
ગરુસિંહાસને વિશે, પગ તાહારો લાગ્યો. ૫૨
તેણેકરિ તુજને મળ્યૂં, આ મરાળનૂં ગાત્ર;
જ્ઞાન ઘણું છે તૂજને, ખગ કેહેવા માત્ર. ૫૩
તે પણ હાવાં નહિ રહે, તું ચતુરભુજ થાશે;
ભણી દશમા અધ્યાયને, વૈકુંઠ જાશે. ૫૪
સુણી મુજને આદર થયો, અધ્યાય વિભૂતી;
પદમની પાસે હું ભણ્યો, તે જાણતી હૂતી. ૫૫
એવું વચન તે ઉચરી, મુજ સાથે તૂર્ણ;

થયાં વરસ શત આપનાં, માહારે પરિપૂર્ણ. ૫૬
જાઉં છઉં હું વૈકુંઠમાં, હવા જાંહા ભગવાન;
એવું કહેતામાં આવીઉં, તતકાળ વીમાન. ૫૭
ચતુરબાહુ થઇને ચડી, પ્રભુનું પદ પામી;
ગઈ કમળ એક આપતી, મૂજને હે સ્વામી. ૫૮
હું પણ ત્યાં જાતો હતો, વળી મંન વીચાર્યૂં;
મહિમા આ અધ્યાયનો, જાણશે કોણ ધાર્યૂં. ૫૯
આપ કને આવ્યો પછી, તે તે કેહેવા સારૂં;
ગીતા દશમાધ્યાયનો, મહિમા જે ચારૂ. ૬૦
હસ્તી હંસ પદ્મને, પછી મૂજને સમર્પ્યું;
કથા કહી સઘળી મુને, મન હરિપદ અર્પ્યું. ૬૧
થયો ચતુરભુજ તે પછે, વૈમાને ચડીયો;
પ્હોંચ્યો જઇ વૈકુંઠમાં, પરમાનંદ ગડીયો. ૬૨
એ કથા ચપળા ધરી ચિત્તે, ભગવંતે ભાખી;
ગિરજાને ગંગાધરે, તે કહીને દાખી. ૬૩
શ્રી ભગવદગીતાતણો, દશમો અધ્યાય;
પદબંધે ગાયો દયે, એ તે મહિમાય. ૬૪

इतिश्री पद्मपुराणे श्री भगवद्गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे दशमोऽध्यायः ॥

---

## અગિયારમો અધ્યાય.

### ઢાળ.

**શ્રીમહાદેવોવાચ.**

શશિશેખર વળી બોલિયા, સાંભળ શૈલકન્યાય;
એકાદશમાધ્યાયનો, તુજને કહું મહિમાય. ૧
પદમાલયા વળી બોલિયાં, પ્રીતમરાએજી અત્ય;
જેમ જેમ મહાતમ હું સાંભળૂં, તેમ તેમ આદર અત્ય. ૨
માટે એકાદશમા અધ્યાયનો, મહીમા જેહ;
વરણન વૈકુંઠનાથજી, સમ્યક કરિયે તેહ. ૩
સાંભળ શ્રી કહિ ઉચર્યા, સુંદર શ્યામશરીર;
એક મેઘંકર નામ નગ્ર, પ્રણીતા નદીતીર. ૪

નગર ઘણૂં રળિયામણૂ, ઉંચાં અનુપમ ધામ;
કંચનરત્નમય વિશાળ, અતી અભિરામ. ૫
ભીત થાતે રાહુ સ્તંભે, કનકની વેળ જડીત્ર;
મહા મનોહર સદન સદનપ્રતિ, શોભા વિચિત્ર. ૬
ધજા પતાકા ને તોરણ, પ્રતિગૃહે ચઉટામાંહ્ય;
શીતળતા ઘણી તેથકી, આતપ ભાસે ન ક્યાંહ. ૭
લોક સર્વ કોઇ તે પુરના, છે માહારા ભક્ત;
તુળસીમાળ ગ્રીવ શંખ ચક્રાદિ, વિભૂષિત રક્ત. ૮
સેવન મારા સ્વરૂપનૂં, નિત્ય કથામૃતપાન;
સુંદરિઓ ઘણી સુંદર, સુસ્વર મુજ ગુણગાન. ૯
સારંગપાણીજી નામે, ત્યાંહાં એક મારૂં સ્વરૂપ;
ભાવસહિત ભજે સહૂ, આનંદમય છે અનૂપ. ૧૦
ત્યાંહાં એક વિપ્ર સુનંદ નામ, માહારો ઉત્તમ દાસ;
તે મુજ સ્વરૂપની આગળ, અંતર આણિ હુલાસ. ૧૧
એકાદશમો શ્રીગીતાજીનો, ભણતો અધ્યાય;
નિત્ય જ નેમ એ રાખતો, મુજને સુણી સુખ થાય. ૧૨
સિંહસ્થ વરષમાં આવિયો, તે ગોદાવરી માંહે;
તિરથ સકળ આવી એક, સંવત્સર વસે છે જ્યાંહે. ૧૩
અષ્ટતીરથ કર્યું સ્નાન વળી, બીજાં તીર્થ અનેક;
કરતો ચાલ્યો ત્યાંહાં આવિઉં, ભવ્ય શિવાલય એક. ૧૪
પૂજી પ્રણામ કરી વળી, ત્યાંહાં થકી ચાલિયો જ્યાંહ;
શકતીનૂં સ્થાનક આવિયૂં, નમન કર્યું વળી ત્યાંહ. ૧૫
ત્યાંહાંથકી આગળ ચલિયો, આવિયું લક્ષ્મીનૂં ધામ;
આદર અતી અરચન કર્યૂં, વળી દંડ પ્રણામ. ૧૬
આગળ ચાલતાં આવિયૂં, નગ્ર એક અભિરામ;
વિવાહમંડપ એહેવું નામ, મળ્યો નહીં વાસનો ઠામ. ૧૭
બ્રાહ્મણ ભટકીને થાકયો આવ્યો, પુર પટેલની પાસ;
વાસો રહેવા સ્થળ માગિયૂં, દેખાડિયો એક અવાસ. ૧૮
તે ઘરમાં સુનંદે કર્યો, સૂખથી વિશ્રામ;
પ્રાતસમે પાછો પટેલે, રાખ્યો અભિરામ. ૧૯
પ્રસન્ન થૈને તે બોલિયો, સાંભળો હે ભૂદેવ;

એ ઘરમાં જ રહો તમો, કરશું અમો સહુ સેવ, ૨૦
એમ સુણીને સુનંદે, કર્યો પછી ત્યાં જ નિવાસ;
ગ્રામપાળ પેલો રોતો આવ્યો, એક દીન દ્વિજપાસ. ૨૧
સુણિયે ઋષિ આંહાં રાક્ષસ, એક રહેછે ભ્રષ્ટ;
તેણે ભક્ષ્યો મહારો પુત્ર આજ, ઘણું પામું છું કષ્ટ. ૨૨
તમને જોવાને મેં મોકલ્યો હૂતો, સાંભળો સત્ય;
મિત્ર તેનો એકસંગે હૂતો, તેની પણ એ ગત્ય. ૨૩
મેં તમને કપટે કરી, આપ્યૂં હતૂં ઘર એહ;
રાક્ષસાદિ રહે ઘણા, માટે ન જીવે તેહ. ૨૪
દુષ્ટ દારુણે પણ હે મુનિ, માન્યો તમારો ત્રાસ;
એવું કહી ગયો ઠબકો દેવા, પેલા રાક્ષસ પાસ. ૨૫
અરે ભુંડા મ્હારો પુત્ર હણ્યો, તે તુંને ધિક્કાર;
મેં તો તુને કરી આપ્યો હૂતો, આગળથી આહાર. ૨૬
સુણી રાક્ષસ એમ બોલિયો, સાંભળ માહારી વાત;
હૂં કહૂં તે તું વીધી કર, જીવસે તાહરો તાત. ૨૭
બ્રાહ્મણ પેલો સુનંદ નામ, આવ્યોછે આંહે;
તારા કહ્યાથી રહ્યો ત્યાંહાં, રે'તા હતા હમો જાંહે. ૨૮
તે ભણે છે નિત્ય ગીતા, એકાદશમો અધ્યાય;
સાત વાર ફરી ફરી ભણી, જળ છાંટતો જાય. ૨૯
તો જીવે તાહારો પુત્ર, ભદ્ર માહારૂં પણ થાએ;
એથકી માહારો મોક્ષ છે, સાંભળ પૂર્વ કથાએ. ૩૦
હૂં પુર્વે બ્રાહ્મણ હતો, કરતો કૃષિવળ કર્મ;
પૂરવતણો તપેશ્વરી, વૃક થયો કરતો અધર્મ. ૩૧
એકદા ક્ષણે એક પથીક ગ્રહ્યો, મુજ ક્ષેત્રની પાસ;
મેં કરી પક્ષ મૂકાવિયો, કરવા ના દીધો નાશ. ૩૨
અપર ગ્રહ્યો વળી તે ન મૂકાવિયો, થયૂં એ પાપ;
તે ઓ પણ પછિ છૂટિયો, પોતાના તપને પ્રતાપ. ૩૩
તેણે દીધો મુને શ્રાપ, થજે તું રાક્ષસ દેહ;
સાહે કરી ના સમીપં હતો, ક્રતી રાક્ષસ એહ. ૩૪
હિંસા થતી હોય જાણે ન વારે, ન બળ સમ ધાયે;
તો પછી તે પણ પાપ પેલાનો, વિભાગી થાયે. ૩૫

નગર ઘણૂં રળિયામણૂ, ઉંચાં અનુપમ ધામ;
કંચનરત્નમય વિશાળ, અતી અભિરામ. ૫
ભીત થાતે રાહુ સ્તંભે, કનકની વેળ જડીત્ર;
મહા મનોહર સદન સદનપ્રતિ, શોભા વિચિત્ર. ૬
ધજા પતાકા ને તોરણ, પ્રતિગૃહે ચઉટામાંહ્ય;
શીતળતા ઘણી તેથકી, આતપ ભાસે ન ક્યાંહ. ૭
લોક સર્વ કોઇ તે પુરના, છે માહારા ભક્ત;
તુળસીમાળ ગ્રીવ શંખ ચક્રાદિ, વિભૂષિત રક્ત. ૮
સેવન મારા સ્વરૂપનૂં, નિત્ય કથામૃતપાન;
સુંદરિઓ ઘણી સુંદર, સુસ્વર મુજ ગુણગાન. ૯
સારંગપાણીજી નામે, ત્યાંહાં એક મારૂં સ્વરૂપ;
ભાવસહિત ભજે સહૂ, આનંદમય છે અનૂપ. ૧૦
ત્યાંહાં એક વિપ્ર સુનંદ નામ, માહારો ઉત્તમ દાસ;
તે મુજ સ્વરૂપની આગળ, અંતર આણિ હુલાસ. ૧૧
એકાદશમો શ્રીગીતાજીનો, ભણતો અધ્યાય;
નિત્ય જ નેમ એ રાખતો, મુજને સુણી સુખ થાય. ૧૨
સિંહસ્થ વરષમાં આવિયો, તે ગોદાવરી માંહે;
તિરથ સકળ આવી એક, સંવત્સર વસે છે જાંહે. ૧૩
અષ્ટતીરથ કર્યું સ્નાન વળી, બીજાં તીર્થ અનેક;
કરતો ચાલ્યો ત્યાંહાં આવિઉં, મધ્ય શિવાલય એક. ૧૪
પૂજી પ્રણામ કરી વળી, ત્યાંહાં થકી ચાલિયો જ્યાંહ;
શકતીનૂં સ્થાનક આવિયૂં, નમન કર્યું વળી ત્યાંહ. ૧૫
ત્યાંહાંથકી આગળ ચલિયો, આવિયું લક્ષ્મીનૂં ધામ;
આદર અતી અરચન કર્યૂં, વળી દંડ પ્રણામ. ૧૬
આગળ ચાલતાં આવિયૂં, નગ્ર એક અભિરામ;
વિવાહમંડપ એહેવું નામ, મળ્યો નહીં વાસનો ઠામ. ૧૭
બ્રાહ્મણ ભટકીને થાકયો આવ્યો, પુર પટેલની પાસ;
વાસો રહેવા સ્થળ માગિયૂં, દેખાડિયો એક અવાસ. ૧૮
તે ઘરમાં સુનંદે કર્યો, સૂખથી વિશ્રામ;
પ્રાતસમે પાછો પટેલે, રાખ્યો અભિરામ. ૧૯
પ્રસન્ન થૈને તે બોલિયો, સાંભળો હે ભૂદેવ;

એ ઘરમાં જ રહો તમો, કરશું અમો સહુ સેવ, ૨૦
એમ સુણીને સુનંદે, કર્યો પછી ત્યાં જ નિવાસ;
ગ્રામપાળ પેલો રોતો આવ્યો, એક દીન દ્વિજપાસ. ૨૧
સુણિયે ઋષિ આંહાં રાક્ષસ, એક રહેછે ભ્રષ્ટ;
તેણે ભક્ષ્યો મહારો પુત્ર આજ, ઘણું પામું છું કષ્ટ. ૨૨
તમને જોવાને મેં મોકલ્યો હૂતો, સાંભળો સત્ય;
મિત્ર તેનો એકસંગે હૂતો, તેની પણ એ ગત્ય. ૨૩
મેં તમને કપટે કરી, આપ્યૂં હતૂં ઘર એહ;
રાક્ષસાદિ રહે ઘણા, માટે ન જીવે તેહ. ૨૪
દુષ્ટ દારુણે પણ હે મુનિ, માન્યો તમારો ત્રાસ;
એવું કહી ગયો ઠબકો દેવા, પેલા રાક્ષસ પાસ. ૨૫
અરે ભુંડા મ્હારો પુત્ર હણ્યો, તે તુંને ધિક્કાર;
મેં તો તુને કરી આપ્યો હૂતો, આગળથી આહાર. ૨૬
સુણી રાક્ષસ એમ બોલિયો, સાંભળ માહારી વાત;
હૂં કહૂં તે તું વીધી કર, જીવસે તાહરો તાત. ૨૭
બ્રાહ્મણ પેલો સુનંદ નામ, આવ્યોછે આંહે;
તારા કહ્યાથી રહ્યો ત્યાંહાં, રે'તા હતા હમો જાંહે. ૨૮
તે ભણે છે નિત્ય ગીતા, એકાદશમો અધ્યાય;
સાત વાર ફરી ફરી ભણી, જળ છાંટતો જાય. ૨૯
તો જીવે તાહારો પુત્ર, ભદ્ર માહારૂં પણ થાએ;
એથકી માહારો મોક્ષ છે, સાંભળ પૂર્વ કથાએ. ૩૦
હૂં પુર્વે બ્રાહ્મણ હતો, કરતો કૃષિવળ કર્મ;
પૂરવતણો તપેશ્વરી, વૃક થયો કરતો અધર્મ. ૩૧
એકદા ક્ષણે એક પથીક ગ્રહ્યો, મુજ ક્ષેત્રની પાસ;
મેં કરી પક્ષ મૂકાવિયો, કરવા ના દીધો નાશ. ૩૨
અપર ગ્રહ્યો વળી તે ન મૂકાવિયો, થયૂં એ પાપ;
તે ઓ પણ પછિ છૂટિયો, પોતાના તપને પ્રતાપ. ૩૩
તેણે દીધો મુને શ્રાપ, થજે તું રાક્ષસ દેહ;
સાહે કરી ના સમીપં હતો, ફતી રાક્ષસ એહ. ૩૪
હિંસા થતી હોય જાણે ન વારે, ન બળ સમ ધાયે;
તો પછી તે પણ પાપ પેલાનો, વિભાગી થાયે. ૩૫

મેં ડરીને કરી વીનતિ, ભાગો અનુગ્રહ શ્રાપ;
તેણે કહ્યૂં કરૂણા કરી, થોડામાં છૂટેશ પાપ. ૩૬
વિવાહ નગ્રમંડપમાં, ત્હારો વસવાનો ઠામ;
ત્યાંહાં એક બ્રાહ્મણ આવશે, સુંદર સુનંદ નામ. ૩૭
તે એકાદશમો અધ્યાય ભણ્યો, જળ અંજલિ સાત;
જા તુંને છાંટશે થાશ સદ્ય, દિવ્ય તંન અવદાત. ૩૮
તાહારા ઉદરવિશે અસ્તી હશે, ઘણા લોકનાં જેહ;
તે સહુ મોક્ષને પામશે, તેહેમાં નહિં સંદેહ. ૩૯
બેશી વીમાને ચતુરભુજ થૈ, તૂં વૈકુંઠે જાશ;
કાંજે એકાદશ અધ્યાય મહીમા, ઘણો છે પ્રકાશ. ૪૦
સાંભળે એક મુનિ અપવિત્ર, ગ્રામ જળ માંહે;
નાહાયો અજાણે ભણતાં, એ અધ્યા ને ત્યાંહે. ૪૧
લોક કહે તમો એહેમાં શૂં, ન્હાયે નથી કશું ગ્નાન;
તેણે કહ્યું તમો સમજ્યા નહીં, એ તો તિર્થ મહાન. ૪૨
ભણતાં મુખે અગિયારમો, ગીતાજીનો અધ્યાય;
સ્નાન કરતાં મેં હવડાજ દીઠો, અકથ મહિમાય. ૪૩
કોઇ એક પક્ષિની ચંચુથી, અસ્તી પડયૂં એ નીર;
પ્હોચ્યૂં પરમ પદ દીઠું મેં, થૈ ગયું દિવ્ય શરીર. ૪૪
સુણિને સરવે પછે નાહાયા, જોવા ગયા વૈકુંઠ ધામ;
માટે સુનંદને કેહે જઈ કરો, એ રૂડૂં કામ. ૪૫
પટેલે પછે જઇને તેમ કહ્યૂં, કર્યૂં બ્રાહ્મણે તેહ;
છાંટતાં નીર નિશાચર; પામ્યો ચતુરભુજ દેહ. ૪૬
ભક્ષ્યા હતા જે જીવ તે સહુ, ગયા વૈકુંઠધામ;
બાળક પેલો બતાવ્યો, ચતુરભુજ તન અભિરામ. ૪૭
રાક્ષસ કહે પેલોપુત્ર ત્હારો, કહેવું હોય તે ભાખ;
જો એ તો વિષ્ણુ સરીખો થયો, બળતો હોય તો રાખ. ૪૮
પટેલે પુત્રનો પિતાંબર, પાલવ સાહ્યો ત્યાંહ;
હે સુત તૂં કાંહાં જાય છે, હું ત્હારો તાત છૂં આંહ. ૪૯
ત્યારે પુત્ર પછિ બોલિયો, સાંભળ તૂં મ્હારી વાત;
કોણ પિતા કોણ પુત્ર છે, એ સહુ મિથ્યા ખ્યાત. ૫૦
કો સમે મ્હારો પુત્ર થયો, કો સમે હૂં ત્હારો બાળ;

એમ અનાદિક આગળની, ચાલી જાયે ઘટમાળ. ૫૧
માટે કહ્યું કર માહરૂં તો, આવિશ મ્હારી પાસ;
શીખ તું એજ અધ્યાય, થઇને સુનંદનો દાસ. ૫૨
એમ કહી ચડી બેઠો વિમાન, ગયો માહા ધામ;
રાક્ષસાદિ વસ્યા વૈકુંઠમાં, સહુ એકે ઠામ. ૫૩
પછે ભણ્યો પેલો પટેલ, એકાદશમો અધ્યાય;
સહિત સુનંદ ગયા, બેહુ વૈકુંઠ શ્રીહરિ રાય. ૫૪
એમ કહ્યું કમળાપતિયે, કમળાની પ્રત્ય;
ગૌરીને ગંગાધરે કહ્યૂં, આનંદ પામ્યાં અત્ય. ૫૫
તે અનુસારે કર્યૂં પદબંધ, શ્રીકૃષ્ણ પ્રતાપ;
ગાન ગીતાજી કરો સહુ, કહે દયો સમશે તાપ. ૫૬

इति श्रीपद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे एकादशोऽध्यायः ॥

---

## બારમો અધ્યાય.

**મહાદેવોવાચ.**

મહારૂદ્ર કહે સુણ શક્તી, ગીતામાહાત્મ્ય ધરી મન ભક્તી;
રમા રમણશું બોલ્યાં વાણી, અગ્ર કહો મુને સારંગપાણી. ૧
વદ્યા વળતા શ્રી વિશ્વના રાય, દ્વાદશમાનો મહિમાય;
દેશ દક્ષણમાં અભિરામ, કોહોલાપૂર નગ્રનું નામ. ૨
ત્યાંના લોક સરવ સુખિ પુષ્ટ, નહિં નિર્ધન નહિં કોઇ દુષ્ટ;
દીવી ભુષણ દે એવા ધામ, પ્રાકાર ગોપુર અભીરામ. ૩
ચારૂ ચઉટાની રચના રૂડી, કશી વસ્તૂ જ્યહાં નહિં કૂડી;
પતાકા ધ્વજ ભુવન ભુવન, તેહેને પવન શિતળ ગીરીવંન. ૪
ગયા ક્ષેત્ર જે રૂડું જ્યાંહે, કોટી લિંગ રૂપાનાં ત્યાંહે;
પરશકિત લક્ષ્મીનૂં ધામ, મનવાંછિત પરિપૂર્ણ કામ. ૫
ત્યાંહાં મણિકુંડ નામે છે ઘાટ, મટે મનન કરતાં ઉચ્ચાટ;
ત્યાંહાં પુરુષ આએવો એક, વેદ શાસ્ત્ર સૂજાણ વિવેક. ૬
મણીકુંડમાં મર્જ્જન કીધૂં, શંખ ચક્રાદિ ભૂષણ દીધું;
આએવો પરશકિત મંદીર, સ્તુતિ કીધી જોડી કરવીર. ૭
સહુ શુરસ્થીતી આપ પ્રતાપે, ધર્યૂં તેજ વીધી આપે;
હે જગતમાત હરતાપ, છો જગતનૂં કારણ આપ. ૮

ઉદ્દભવ સ્થિતિ લય ત્રણ બાજી, આપ બળથકી સર્વહે માજી;
ત્રીયવસ્થા તમારો આધાર, તુર્યરૂપ તમો નીરધાર. ૯
તમો તુર્યાતીત પણ કહાવો, શુદ્ધ સ્વરૂપ તમો મન ભાવો;
તમો સાવીત્રી બ્રહ્માણી, વૈષ્ણવી મહાલક્ષ્મી રાણી. ૧૦
દુષ્ટ દળની શક્તિ જાણી, તમો માહાકાળી રૂદ્રાણી;
ચંડ મુંડ ને મહિષાસૂર, રક્તબીજાદિ હણિયા ક્રૂર. ૧૧
નિરંજન નિરાકાર તે તમો, રાખી કેમ શકિયે જીવ અમો;
એમ સ્તવિયાં ભૂપ ધરી ભક્તી, થયાં પ્રસિદ્ધ વદ્યાં પરશક્તી. ૧૨
હે રાજપુત્ર વર માંગ, સુણી બોલીયો તે નમી પાગ;
હું તો રાજપુત્ર છું હે માજી, મારી બગડે છે બહુ બાજી. ૧૩
અશ્વમેધ યજ્ઞ પીતુ માંડ્યો, દૈવયોગે દેહ તેણે છાંડયો;
તેલમાંહે તળી તન રાખ્યૂં, કર્મ ચલવ્યું કર્યૂં તેમ ભાખ્યૂં. ૧૪
પણ હય જો ગયૂં કોઇ હરીને, ચાલે કર્મ હવે કેમ કરીને;
તે અશ્વ આવે જેવારે, થાએ યજ્ઞ ચાલતો ત્યારે. ૧૫
સુણી શક્તિ બોલ્યા સુણ બાળ, તહારૂં કાર્ય થશે તત્કાળ;
મુજ મંદિરતટ એક ઠામ, વસે સિદ્ધસમાધ મુનિ નામ. ૧૬
તેને મળતાં થશે સિદ્ધ કાજ, સુણી મળિયો મુનિને રાજ;
કીધો પ્રણામ શ્રદ્ધા આણી, પાસે ઉભો જોડી જુગપાણી. ૧૭
બોલ્યા સિદ્ધસમાધ એવી વાણી, તારા મનની વાત મેં જાણી;
આવ બેશ કુંવર બુદ્ધિવંતા, રખે અશ્વની રાખે ચિંતા. ૧૮
એમ મંત્ર ભણ્યા તતખેવ, કીધૂં આકરશણ સહુ દેવ;
એટલે સહુ તેત્રીશ કોડ, આવી ઉભા રહ્યા કરજોડ. ૧૯
મુનિ કહે હય હરિયો કોણે, લાવો શિઘ્ર મૂકો સ્થળ આણે;
નહિં તો સ્થાનક મૂકાવીશ, સુણી કંપ્યા કોટી તેત્રીશ. ૨૦
હુતો ઇંદ્રે તુરીને લીધો, પળ પ્હેલો મોકલી દીધો;
ઇંદ્રે પૂછાવ્યૂં જે મુનિ હાવૂં, આજ્ઞા હોય તો નમવા આવૂં. ૨૧
સુખથી આવ કહ્યું ઋષી જ્યારે, ઇંદ્ર આવી પડ્યો પગ ત્યારે;
રાજપુત્રને ઘોડો આપ્યો, અંગોઅંગે આનંદ વાપ્યો. ૨૨
મુનિ મહિમા નીહાળ્યો અપાર, રાજપુત્રને ઉપજ્યો વિચાર;
એનૂં અકળિત બળ ખ્યાત, એ તો જીવાડે માહારો તાત. ૨૩
એવું ધારીને વિનતિ કીધી, હસી હા કહી આજ્ઞા દીધી;

ત્હારૂં કારજ સિદ્ધ પમાડયૂં, ચાલ તાત ત્હારાને જીવાડૂં. ૨૪
રાજપુત્ર ઘોડો ઘેર લાવ્યા, મોટા સિદ્ધ સદન પધરાવ્યા;
તળી રાખ્યો હુતો નૃપ જ્યાંહે, મુનિરાય પધાર્યા ત્યાંહે. ૨૫
જોતાં સકળ વાડવનું વૃંદ, મુનિ ધ્યાન ધર્યું ગોવિંદ;
લીધૂં ઉદક અંજળી ભરીને, છાંટયૂં જ્યાં અભિમંત્રણ કરીને. ૨૬
કોઇ નિદ્રાથી ઉઠે જેમ, ભૂપ બેઠો થયો ઝટ તેમ;
વીતિ વાત કહી વિસતારી, સિદ્ધસ્માધ મહીમા ભારી. ૨૭
નૃપ નમીયો પાગ શીર ધારી, હેતુ પૂછવા વાત વિચારી;
પાણિ જોડી પુછ્યું ભુપ એમ, પામ્યા આવડું પ્રાક્રમ કેમ. ૨૮
સિદ્ધસ્માધ કહે સૂણ ભૂપ, ત્હેનૂં કારણ ભાખ્યૂં અનૂપ;
સૂણ શ્રી ભગવતગીતાય, તેનો દ્વાદશમો અધ્યાય. ૨૯
ત્હેને નિત્ય ભણૂં વિશ્વાસે, બળ અવર ન રાખૂં પાસે;
એ અધ્યાનૂં જોર પ્રચંડ, ચાહૂં તો રચૂં નવલ બ્રહ્મંડ. ૩૦
એક મૃત્યુકને જીવન દીધૂં, એમાં તે શૂં પ્રાક્રમ કીધૂં;
સુણી સિદ્ધસ્માધની વાણી, નૃપનમિયો જોડીજુગ પાણી. ૩૧
ભણાવો મુંને તે અધ્યાય, નીજ ભૃત્ય જાણીમુનિરાય;
સાચો પ્રેમ લહ્યો ઋષિ આવ્યો,પિતા પુત્ર બંધેને ભણાવ્યો. ૩૨
બળ ઉભય અલૌકિક પામ્યા, કાળકર્મ અવિદ્યા વામ્યા;
વૃહદ્રથ નામા એ ભૂપ, થયો શુદ્ધ નારાયણરૂપ. ૩૩
ભૂપ પામિયો વૈકુંઠવાસ, વસે જ્યાં સદા હરિ હરિદાસ;
ઝાઝો મહિમા કહૂં તુંને શુંય, અદ્યાપિ તેને પૂજૂં છૂં હૂંય. ૩૪
હરખ્યાં પદ્માસુણી પતિ વાણી, નીલગ્રીવે તે વાત વખાણી;
ત્હેને સ્ફુટકરી જનદયારામે,સાધારણમતિ સુખ થવા કામે. ૩૫

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्रीनारायणलक्ष्मीसंवादे द्वादशोऽध्यायः ॥

---

## તેરમો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ.**

નીલકંઠ, કહે સાંભળ નારી, પદ્મપુરાણ કથાયજી;
ત્રીદશમા અધ્યાયતણો હૂં, કહું તુજને મહિમાયજી. ૧
લહી લાલસા લક્ષ્મીકેરી, બોલ્યા લક્ષ્મીકંતજી;
મહાત્મ ત્રયોદશમાનું કહું કેમ, હે લલના નથી અંતજી, ૨

સાંભળ દક્ષણ દેશ વિશે એક, હરિહર નગરનું નામજી;
તુંગભદ્રાસરિતાશુચિતીરે, અતિ વિશાળઅભિરામજી. ૩
હરિદીક્ષિત નામે એક બ્રાહ્મણ, દક્ષ વિવેક વિચારજી;
સુભગ સુશીલ સદાચારી, ત્રીવેદતણો ભણનારજી. ૪
પણ તેની સ્ત્રી દુરાચારિણી, અતિ વલ્લભ વ્યભિચારજી;
રમણ કરે પરપુરૂષની સંગે, નિત્ય નવા નહિં પારજી. ૫
સ્વામીતણી મરિયાદા ન માની, થઇ પ્રસિદ્ધતા ચોડેજી;
શિક્ષા દે તેને સ્વામીની, પેઠે કરડવાને દોડેજી. ૬
સ્વસુર પક્ષીથી નેત્ર જ તાણે, સામૂં નવ બોલાએજી;
નિરંકુશ થઈ તે વળતી, મન માને ત્યાં જાએજી. ૭
એક સમે અતિ કામાતુર થૈ, વિરહાનળે તપાવીજી;
કર્યૂં હતૂં વન સંકેતસ્થળ, વિરહ વિકળ ત્યાં આવીજી. ૮
રૂત વસંત દ્રુમ બેલ નવાંકુર, વિવિધ કુસુમ રહ્યાં ફૂલીજી;
લલીત લતા પ્રફુલીત લુમઝુમે, મધુપ રહ્યા ત્યાં ઝુલીજી. ૯
વાયુ સુગંધી ચોદિશ ચાલે, કલરવ કોકિલ મોરજી;
શુક સારિકા સુભગસ્વર સારસ, વિરહીજન ચિતચોરજી. ૧૦
દ્વિજ ઇત્યાદિક મધુરૂં બોલે, ભમર કરે ગુંજારજી;
મદન ઉદય જોતાં મન પામે, ત્યાંહાં આવી તે દારજી. ૧૧
વસ્ત્ર વસંતી અનૂપમ આભ્રણ, સજી સોળે સણગારજી;
અન્ય પુરૂષસંગ લાલસા, વાધ્યો મદન અપારજી. ૧૨
વસંતઋતુની જેમજેમ વનદ્રુમ, અતી છબી જોવા લાગીજી;
તેમ તેમ તરૂણપુરૂષ મળવાની, વિરહવેદના જાગીજી. ૧૩
એમ કરતાં રજની થઇ પછી, ચંદ્રચંદ્રિકા ખીલીજી;
વનશોભા વાધી વ્રહે વાધ્યો, દેહદશા ગઇ ભૂલીજી. ૧૪
વૃક્ષ વૃક્ષને દે આલિંગન, ચુંબન દે નરભ્રાંતજી;
તેમતેમવિકળ થઇ અતિઅબળા,ચિત્ત ન પામ્યૂં શાંતજી. ૧૫
એમ કરતાં આગળ ચાલી, મૃગસૂતા જ્યાં જોએજી;
પતિઆશંકા જઇને જગાડે, ભાન રહ્યું નહિ કાએજી. ૧૬
એવામાં એક વ્યાઘ્ર આવિયો, દોડી ગઇ તે પાશજી;
જોબનવંત પુરૂષ જાણીને, આલિંગનની આશજી. ૧૭
શાહી શારદુલે હ્રદય વીડારણ, કરવા માંડયું જાંહેજી;

ત્યારે સમજી વ્યાઘ્ર નોહે નર, વચનવદી પછી ત્યાંહેજી. ૧૮
અરે વ્યાઘ્ર મુજને શીદ મારે, મેં તુજને નથી જાણ્યોજી;
કોઇ એક ભાવ સમીપેઆવી, જાણ્યો તે નવ માણ્યોજી. ૧૯
પછી વાઘ્ર બોલ્યો હે સ્ત્રી મેં, જાણી કીધી ઘાતજી;
સાંભળ મ્હારા પૂર્વ જનમની, કહું વિસ્તારી વાતજી. ૨૦
મુનિપ્રણુ નામે નગ્ર તાંહાં, હૂં રેહેતો બ્રાહ્મણ જાતીજી;
તીર્થમલાપહ પંચલિંગશિવ, સ્થાપક ત્યાંહાં વિક્ષાતીજી. ૨૧
રાતદિવસ ત્યાં બેઠો રેહેતો, કરૂં પ્રતિગ્રહ સર્વજી;
વેદતણો પાઠી સંપૂરણ, સહુ દ્વિજ ગાળ્યા ગર્વજી. ૨૨
જ્યાંહાં ત્યાંહાં દ્રવ્યની લાલચે ભણતો, નહિં શ્રદ્ધાનો ગંધજી;
ઉદર ભરું એટલું ફળ પામ્યો, વૃદ્ધ થયો પછે અંધજી. ૨૩
તદપિ અન્ય અંગુળી ગ્રહીને, પ્રતિગ્રહ કરવા જાતોજી;
ન ઘટે ત્યાં હૂં દરભ આપતો, પ્રેતતણું અંન ખાતોજી. ૨૪
વળતો વૃદ્ધ ઘણૂં દુખ પામ્યો, મરણથકી તે વારજી;
ઘણા કાળલગી નર્ક ભોગવી, થયો વ્યાઘ્ર અવતારજી. ૨૫
વીના ભાવ પણ વેદ વદ્યો, તે છેક વ્યર્થ કેમ જાએજી;
જાતિસ્મર છું તેહ પ્રભાવે, સમજી માંડૂ પાએજી. ૨૬
જે કો જન ધર્મિષ્ઠ હરિજન, સાધવી સ્ત્રી નવ મારૂંજી;
તું છે માહા વ્યભીચારિણી દુષ્ટ, માટે તુજને વિડારૂંજી. ૨૭
એમ કહી કટકા કરી નાંખ્યા, આવ્યા યમના દૂતજી;
યમરાજાની પાસે લાવ્યા, દેતા દૂખ અદ્‌ભૂતજી. ૨૮
વિષ્ટા કુંડવિશે જઇ નાખી, ઉચિત વીચારે આવ્યુંજી;
રૌરવ કુંભિપાકાદિક બહુ, નર્કકષ્ટ ભુક્તાવ્યુંજી. ૨૯
વળતી એક મન્વંતર ભુક્તાવ્યૂં, અગ્નિ કુંડદુખ ભારીજી;
ત્યાર પછી તે દુષ્ટા દારા, ચાંડાળી અવતારીજી. ૩૦
ત્યાંહાંપણ થૈ વ્યભીચારિણી પાછી, અવર ન સૂઝે કાર્યજી;
એક સમે એક ઉત્તમ બ્રાહ્મણ, વાસુદેવ આચાર્યજી. ૩૧
વૈષ્ણવ તેજસ્વી શોભે છે, ઉર્ધ્વપુંડ્ર શુભ ભાળજી;
ધર્યાં શંખ ચક્રાદિક કંઠે; તુળસીકાષ્ઠની માળજી. ૩૨
કરે વેદના અર્થ અપૂરવ, વેદની આજ્ઞા પાળેજી;
એક દિવસ તીરથે હરિમંદીર, સનમૂખ કૃષ્ણ નીહાળેજી. ૩૩

ત્રીદશમો અધ્યાય ગીતાનો, ભણે જાએ છે જ્યાંહેજી;
હરિઇચ્છા પેલી ચાંડાળી, આવી નીસરી ત્યાંહેજી. ૩૪
દૂર રહી તે શ્રવણે ધરિયો, વાણી લાગી મીઠીજી;
સદ્ય દિવ્ય થઈ ચડી વિમાને, વાસુદેવ તે દીઠીજી. ૩૫
પૂછ્યૂં તેહ સમય તૂં કોણ છે, શે પુન્યે આ ગસજી;
તેણે કહ્યૂં એ તમારે પુન્યે, હૂં હતી દુષ્ટા અસજી. ૩૬
વાસુદેવ ભગવાન સરીખા, વાસુદેવ છો આપજી;
વાસુદેવથી પતિત ઓધરે, તેમ હૂં તમ પ્રતાપજી. ૩૭
ત્રીદશમો અધ્યાય તમો મુખ, સાંભળિયો શ્રદ્ધા ખાલીજી;
તેથકી કૂળસહિત જાઉં છૂં, વૈકુંઠે કહી ચાલીજી. ૩૮
તે વિમાન સરવેનાં દીઠાં, વાસુદેવ નીજ દૃષ્ટેજી;
દુર્લભ દેહ પામ્યા વણશ્રમથી, જે ન મળે મહા કષ્ટેજી. ૩૯
હરિ બોલ્યા શ્રીમહાત્મ અપરમિત, કહ્યો એક ઇતિહાસજી;
ભૂતેશ્વરે ભદ્રાને ભાખ્યૂં, ઊપજ્યો અતિ ઉલ્લાસજી. ૪૦
દયારામ પદબંધે ગાએ, ગુરૂગોવિંદ કૃપાએજી;
ગીતા ત્રિદશમા અધ્યાયતણો, અદભૂત મહિમાએજી. ૪૧

इतिश्री पद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे त्रिदशोऽध्यायः ॥

---

## ચૌદમો અધ્યાય.

### ઢાળ.

**શ્રી મહાદેવોવાચ.**

શ્રી મહાદેવ વળી બોલિયા, સાંભળ સુંદરીરે;
ફરી કમળા કહ્યું કરજોડી, કહો મૂને શ્રી હરિરે.
અગ્ર કહેવો છે અધ્યાય, ચતુરદશમાતણોરે;
બોલ્યા પ્રભૂ સ્ત્રી જો તુને, આદર છે ઘણોરે.
એક ભૂતળે ભર્ત્તખંડમાંહે છે, ભૂષણ સહુતણૂરે;
કાશમેર મંડળ અતિ સુંદર, નગ્ર સોહામણૂરે.
તે નગ્રતણી અધિષ્ઠાત્રી, દેવતા સરસ્વતીરે;
તેને ઉપાસીને ઘણા લોક પામે છે, બ્રહ્મલોકને ગતીરે.
સૂર્યવર્મા ત્યાંહાંનો ભૂપ, પ્રતાપી પવીત્રતારે;
છે વિક્રમ વેતાળ, ભૂપાળની સંગે મિત્રતારે.

પોત પોતાના દેશની વસ્તુ, મોકલે સોહામણીરે;
એમ પરસ્પરે કરે મનૂહાર, કરે મનથી ઘણીરે. ૬
એકદા કાશમેર મહીપે, શીંગળના ભૂપનેરે;
જુગ સ્વાનની મોકલી સુંદર, જોઇ સ્વરૂપનેરે. ૭
તેથકી વિક્રમ વૈતાળની, પ્રસન્નતા થૈ ઘણીરે:
તેણે મોકલિયા બે હસ્તી, સહુ ગજમાં મણીરે. ૮
પેલી સ્વાનનીને સુખપાલે, બેસાડે પ્રીતથીરે;
કરે ચમર એકેકો સેવક, રાખે એ રીતથીરે. ૯
પછે એકસમે નૃપતિ નીસર્યો, મૃગયા કારણેરે;
લીધા કુંવર પોતાના સંગ, ચાલ્યા પુર બારણેરે. ૧૦
માંડ્યો સસલાનો પરીશોધ. એક કોઇ ભાસીયોરે;
કીધો બહુ શ્રમ આવ્યો ન હાથ, પ્રાણ લેઇ નાસીયોરે. ૧૧
તેહેની ઉપર મૂકી કુતરી, દિસે ના દોડતીરે;
થઇ ક્ષણમાં શશાની લગભગ, શીઘ્ર ઘણી ગતીરે. ૧૨
પેલો સસલો ઘણો વેગવાળો, તોયેપણ હરસડોરે;
કહ્યું સંતાવવાસારૂ એક, ખાડામાંહે પડયોરે. ૧૩
ત્યાંથી પણ સાણો રેડાયે, શોધીને વિદારણ કર્યોરે;
સમો પામી છુટી વળી નાઠો, તે રૂધીરનો ભર્યોરે. ૧૪
ઘણૂં નાઠો ઘુમરડી દેઇ, ચુકવીને ચાલિયોરે;
દુષ્ટા સ્વાની ખોરાક ખાનારી, કેડે જઇ ઝાલિયોરે. ૧૫
પછે તે સમે રાજાને લોકે, હોકારો બહુ કર્યોરે;
કાંઇ ડરપી ખરી મુખ ઢીલૂં, પડયું છૂટી નીસર્યોરે. ૧૬
શંકાપત્ર પડયાં હૂતાં અગ્ર, સંતાયો ત્યાં છજ્યોરે;
આવી શોધતી શોધતી ત્યાંહ, શુની નીસરી તે પજ્યોરે. ૧૭
એક વત્સ નામા ભલો બ્રાહ્મણ, વંન ત્યાંહાં તેતણૂંરે;
તે મ્હોટો વૈષ્ણવરાજ, સુશીલ શુચી ઘણૂંરે, ૧૮
જે વનમાં કદલી વૃક્ષ, બિરાજે છે ઘણાંરે;
જેમાં નીપજે સુભગ કપૂર, ન શોભામાં મણારે. ૧૯
જ્યાંહાં સહિત સુગંધી શીતળ, વાયૂ વાએ છેરે;
જેહેનો સ્પર્શ થતામાં સ્વાભાવિક, વૈર સમાયે છેરે. ૨૦
જ્યાંહાં હસ્તી સિંહ અહી મયૂર, સદા એકઠાં રમેરે;

ત્રીદશમો અધ્યાય ગીતાનો, ભણે જાએ છે જ્યાંહેજી;
હરિઇચ્છા પેલી ચાંડાળી, આવી નીસરી ત્યાંહેજી. ૩૪
દૂર રહી તે શ્રવણે ધરિયો, વાણી લાગી મીઠીજી;
સદ્ય દિવ્ય થઈ ચડી વિમાને, વાસુદેવ તે દીઠીજી. ૩૫
પૂછ્યૂં તેહ સમય તૂં કોણ છે, શે પુન્યે આ ગત્યજી;
તેણે કહ્યૂં એ તમારે પુન્યે, હૂં હતી દુષ્ટા અસત્યજી. ૩૬
વાસુદેવ ભગવાન સરીખા, વાસુદેવ છો આપજી;
વાસુદેવથી પતિત ઓધરે, તેમ હૂં તમ પ્રતાપજી. ૩૭
ત્રીદશમો અધ્યાય તમો મુખ, સાંભળિયો શ્રદ્ધા ખાલીજી;
તેથકી કૂળસહિત જાઉં છૂં, વૈકુંઠે કહી ચાલીજી. ૩૮
તે વિમાન સરવેનાં દીઠાં, વાસુદેવ નીજ દૃષ્ટેજી;
દુર્લભ દેહ પામ્યા વર્ણાશ્રમથી, જે ન મળે મહા કષ્ટેજી. ૩૯
હરિ બોલ્યા શ્રીમહાત્મ અપરમિત, કહ્યો એક ઇતિહાસજી;
ભૂતેશ્વરે ભદ્રાને ભાખ્યૂં, ઊપજ્યો અતિ ઉલ્લાસજી. ૪૦
દયારામ પદબંધે ગાએ, ગુરૂગોવિંદ કૃપાએજી;
ગીતા ત્રિદશમા અધ્યાયતણો, અદભૂત મહિમાએજી. ૪૧

इतिश्री पद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे त्रिदशोऽध्यायः ॥

---

## ચૌદમો અધ્યાય.

### ઢાળ.

**શ્રી મહાદેવોવાચ.**

શ્રી મહાદેવ વળી બોલિયા, સાંભળ સુંદરીરે;
ફરી કમળા કહ્યું કરજોડી, કહો મૂને શ્રી હરિરે. ૧
અગ્ર કહેવો છે અધ્યાય, ચતુરદશમાતણોરે;
બોલ્યા પ્રભૂ સ્ત્રી જો તુને, આદર છે ઘણોરે. ૨
એક ભૂતળે ભર્ત્તખંડમાંહે છે, ભૂષણ સહુતણૂંરે;
કાશમેર મંડળ અતિ સુંદર, નગ્ર સોહામણૂંરે. ૩
તે નગ્રતણી અધિષ્ઠાત્રી, દેવતા સરસ્વતીરે;
તેને ઉપાસીને ઘણા લોક પામે છે, બ્રહ્મલોકને ગતીરે. ૪
સૂર્યવર્મા ત્યાંહાંનો ભૂપ, પ્રતાપી પવીત્રતારે;
છે વિક્રમ વેતાળ, ભૂપાળની સંગે મિત્રતારે. ૫

પોત પોતાના દેશની વસ્તૂ, મોકલે સોહામણીરે;
એમ પરસ્પરે કરે મનૂહાર, કરે મનથી ઘણીરે. ૬
એકદા કાશમેર મહીપે, શીંગળના ભૂપનેરે;
જુગ સ્વાનની મોકલી સુંદર, જોઇ સ્વરૂપનેરે. ૭
તેથકી વિક્રમ વૈતાળની, પ્રસન્નતા થૈ ઘણીરે:
તેણે મોકલિયા બે હસ્તી, સહુ ગજમાં મણીરે. ૮
પેલી સ્વાનનીને સુખપાલે, બેસાડે પ્રીતથીરે;
કરે ચમર અક્કેકો સેવક, રાખે એ રીતથીરે. ૯
પછે એકસમે નૃપતિ નીસર્યો, મૃગયા કારણેરે;
લીધા કુંવર પોતાના સંગ, ચાલ્યા પુર બારણેરે. ૧૦
માંડ્યો સસલાનો પરીશોધ. એક કોઇ ભાસીયોરે;
કીધો બહુ શ્રમ આવ્યો ન હાથ, પ્રાણ લેઇ નાસીયોરે. ૧૧
તેહેની ઉપર મૂકી કુતરી, દિસે ના દોડતીરે;
થઇ ક્ષણમાં શશાની લગભગ, શીઘ્ર ઘણી ગતીરે. ૧૨
પેલો સસલો ઘણો વેગવાળો, તોયેપણ હરમંડોરે;
કહું સંતાવવાસારૂ એક, ખાડામાંહે પડયોરે. ૧૩
ત્યાંથી પણ સાહ્યો રેડાયે, શોધીને વિદારણ કર્યોરે;
સમો પામી છુટી વળી નાઠો, તે રૂધીરનો ભર્યોરે. ૧૪
ઘણૂં નાઠો ઘુમરડી દેઇ, ચુકવીને ચાલિયોરે;
દુષ્ટા સ્વાની ખોરાક ખાનારી, કેડે જઇ ઝાલિયોરે. ૧૫
પછે તે સમે રાજાને લોકે, હોકારો બહુ કર્યોરે;
કાંઇ ડરપી ખરી મુખ ઢીલૂં, પડયું છૂટી નીસર્યોરે. ૧૬
શંકાપત્ર પડયાં હૂતાં અગ્ર, સંતાયો ત્યાં છળ્યોરે;
આવી શોધતી શોધતી ત્યાંહ, શુની નીસરી તે પળ્યોરે. ૧૭
એક વત્સ નામા ભલો બ્રાહ્મણ, વંન ત્યાંહાં તેતણૂંરે;
તે મ્હોટો વૈષ્ણવંરાજ, સુશીલ શુચી ઘણૂંરે, ૧૮
જે વનમાં કદલી વૃક્ષ, બિરાજે છે ઘણાંરે;
જેમાં નીપજે સુભગ કપૂર, ન શોભામાં મણારે. ૧૯
જ્યાંહાં સહિત સુગંધી શીતળ, વાયૂ વાએ છેરે;
જેહેનો સ્પર્શ થતામાં સ્વાભાવિક, વૈર સમાયે છેરે. ૨૦
જ્યાહાં હસ્તી સિંહ અહી મયૂર, સદા એકઠાં રમેરે;

નાઠો આવ્યો સસલો ત્યાંહ, કંપે તન જીવ ભમેરે. ૨૧
વત્સ વિહારથી પગ ધોવાને ઠામ, હતો જાંહેરે;
ઢેરી કચરો હતો શશો આવી, સંતાયો છે તાંહેરે. ૨૨
પેલો સ્વચ્છ વિપ્ર અધ્યાય, ચૌદમો નીતે ભણેરે;
તેણે શીખવિયા સહુ શિષ્ય, તેથી પણ એ બણેરે. ૨૩
બીજી વિદ્યા ઘણી પણ, નમે એક એહનેરે;
તેહેના પગપયે પલળી રજ, અડકી તન તેહનેરે. ૨૪
પેલી કૂતરી શોધતી આવી, ત્હેને કચરો અડયોરે;
છૂટી ગયૂં તતક્ષણ વૈર, બંધેનો દેહ પડયોરે. ૨૪
આવ્યું બંધેને વૈમાન, ચતુરભૂજ તે થયાંરે;
પ્રભૂ કેહે માહારા પારશદ સાથે, તે વૈકુંઠ ગયાંરે. ૨૬
તે દીઠૂં પ્રત્યક્ષે ભૂપ ને, આશ્ચર્ય પામીઓરે;
વત્સ વીદ્યારથીને પૂછ્યૂં, મુગટ શીર નામીઓરે. ૨૭
તે મંદ હસી બોલીયા, રાયજી સાંભળોરે;
એ પૂર્વતણાં દંપતી છે, શિદ ચિત્તથી ચળોરે. ૨૮
હૂં તો કેશવ નામે બ્રાહ્મણ, દેશ મ્હારાષ્ટ્રનોરે;
હૂંતો ચોસઠ વિદ્યા પ્રવિણ, પાર નહીં કષ્ટનોરે. ૨૯
થૈ વામા ઘણી વ્યભિચારિણી, રીસે બળે ઘણૂંરે;
તેણે મારી ઘણી એક દિવસ, મરણ થયૂં તેહનૂંરે. ૩૦
તે સ્ત્રી પછે અવતરી સ્વાની, શશો કેશવ થયોરે;
વૈરભાવ પૂરવનો તે તો, આ સ્થળથી ગયોરે. ૩૧
મણીભૂપનો ભાગ્યો ભ્રમ, મનમાં લાવીઓરે;
પેલા વત્સ મુનિને શરણ, પુત્રસહ આવીઓરે. ૩૨
ભણ્યા અધ્યાય ગીતાનો ચૌદમો, દુ:ખઅગ વામીયોરે;
અંતે કુરવ વિક્રમ વૈતાળ, મ્હારૂં પદ પામિયોરે. ૩૩
એમ કૃષ્ણે કહ્યું કમળાને, શિવે કહ્યું શક્તિનેરે;
તેમ દયે કથ્યું પદ બંધ, થવા ઉર ભક્તિનેરે. ૩૪

इतिश्री पद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे चतुर्दशोऽध्यायः ॥

## પંદરમો અધ્યાય.

### ઢાળ.

શ્રી મહાદેવોવાચ.

કેહે પશુપતી સુણ સતી, બાણુ આ ઉપચાર છે શસ્ત્રત્રિરોગનોરે;
કહ્યું પદ્માને પરબ્રહ્મ, સુણ મહિમા પુરૂષોત્તમ યોગનોરે. ૧
એક ગોડ દેશનો ભૂપ, ગુણે કોઇ સમોવડ ન મળેરે;
નામ નૃસિંહરાયે અનુપ, સદગુણ વાસ્યા સહુ તેની તળેરે. ૨
ભીજી રહેછે ભુમી સદાકાળ, હસ્તી મદે જેમ ચોમાસે કરીરે;
જેહના તુરી પગ ખુરીથી ખણાઇ, પૃથવી થઇ રહી છે ઘણી નીજરીરે. ૩
એહેવા ગજેંદ્ર જેહેને ઘેર, ઇંદ્ર ભય જાણે શરણે આવી રહ્યો રે;
પોતે હેવો વિષ્ણુવરાય, જાણે પરીક્ષતરાય પ્રગટ થયોરે. ૪
જેહેને દેશે અવૈષ્ણવ કોઇ નહીં, નહીં ભાર તેહેનો શીર શેષનેરે;
હરી ગુરૂ દ્વિજ સંતનો દાસ, શમ્ય સમજે ધરમ અશેષનેરે. ૫
તેહેનો સૈન્યપતી એક સાર, શરભપેરંડ નામે બળિયો ઘણોરે;
નૃપ જેટલો વૈભવ ઘેર, તેવો પ્રતાપ જાણે સહુ તે તણોરે. ૬
એ રાજ લાલસામાટે, શરભપેરંડને સરખો વધારિયોરે;
દુષ્ટે કપટ કર્યું તે સાથ, રાજ ભોગવવા મહિપતિ મારિયોરે. ૭
તેના માર્યા સઘળા પુત્ર, રાણિયો હણિયો સહુ જમર કર્યોરે;
કર્યો વૈભવ સઘળો હાથ, બેઠો નૃપ આસન નૃપ પોતે ઠર્યોરે. ૮
પણ પોહોંચ્યૂં નહી બહુ દીન, મુરછીત થૈ મુત્ર બંધાયૂં મુઓરે;
ઘણા કાળ ભોગવી નર્ક, પછે તુરી પરીક્ષત ઘેર અવતર્યોરે. ૯
દેશ કાશમેર મોજાર, ઉત્તમ પંચકલ્યાણો તે તુરીરે;
લીધો એક વૈષ્ણવને બાળ, મુલ્ય આપ્યું છે તેહેનું ભરીરે. ૧૦
તે વીના શત સોવર્ણ મોહોરે, આપી સોદાગરે અધીક ઇનામમાંરે;
તે લાવ્યો પોતાને ધામ, કોઇ એક દહાડો આવ્યો કામમાંરે. ૧૧
પછે દીઠો કોઇએક રાએ, મુલ આપ્યુ મુખે માગ્યૂં ગ્રહ્યોરે;
જેવો અશ્વ તેવો રાએ, થયો સ્વાર ઘણો શોભી રહ્યોરે; ૧૨
ઘણી સૈન્યા લીધી સંગ, રંગ ભર્યો મૃગયા રમવા ચડયોરે;
એક મૃગપુઠળ કરી રેડ, સેનથકી અતીસેં અળગો પડયોરે. ૧૩
થયો શ્રમીત ઘણોજ તૃષાર્ત, ન મળે જળાશ્રય દૃષ્ટ કીધી દુરીરે;
દીઠી છાયા ગયો ત્યાં રાય, એક શીલા હતી ત્યાં બાંધ્યો તુરીરે. ૧૪

પંદરમા અધ્યાયનો શ્લોક, અડધો લખ્યો શીલાપર દીઠોરે;
તે વાંચવા લાગ્યો રાએ, પ્રગટ પોકારી લાગ્યો મીઠોરે. ૧૫
પડયા શબ્દ અશ્વને કાન, છૂટયૂં શરીર ચતૂરભુજ થયોરે;
લાવ્યા વિષ્ણુદાસ વિમાન, ગોરૂપે ચઢીને વૈકુંઠ ગયોરે. ૧૬
ચઢ્યો ડુંગર ઊપર રાય, જોવાને સહુ સૈન્ય પોતાતણૂંરે;
દ્રૂમ કેતકી જાય ચમેલી, ફ્લ ફૂલે વન દીઠૂં સોહામણૂંરે. ૧૭
ત્યાંહાં બ્રાહ્મણ દીઠો એક વસ્તો, પંડીત વૈષ્ણુવતા ખરીરે;
શંખ ચક્ર તીલક શુભ ભાળ, તુલશીની માળા કંઠે ધરીરે. ૧૮
ભૂપે જઇને કર્યો પ્રણામ, પૂછયૂં વિનય કરી મુજ સંદેહ ખુવોરે;
મુનિ કહીએ કારણ હોય, અશ્વ એકાએક કેમ મહારો મુવોરે. ૧૯
વળી ધરી અલૌકિક દેહ, દીઠો મેં દ્દષ્ટ ઉરધ પંથે ગયોરે;
હશે હેતુ કશુ મહારાજ, જોયું છે ત્યારનો હું તો ચકિત થયોરે. ૨૦
એમ સુણી, કહ્યું સાધુ વિપ્ર, સંશય છેદવા રૂડા રાયનોરે;
પેલી શીલા ઉપર અર્ધ શ્લોક, છે લખેલો પંદરમાધ્યાયનોરે. ૨૧
તે તેં વાચ્યો હો પોકારીને રાએ, સાંભળ્યો અશ્વે ઉધાર તેથી થયોરે;
છુટયાં પૂર્વતણાં માહાપાપ, એટલા અક્ષરે અક્ષયપદ ગયોરે. ૨૨
ત્હારો સૈન્યાપતી એ પુરવે, રાજ લીધું તુને મારી અધર્મ કર્યોરે;
તું તો હતો પણ રૂડો રાએ, એ અધવાન તે અશ્વ અવતર્યોરે. ૨૩
હેતુ સાંભળી હરખ્યો રાય, શ્લોક પેલો અડધો પુરો ભણ્યોરે;
અંતે મને પામ્યો તેહ, ગીતાનો મહિમા મુખે નજાએ ગણ્યોરે. ૨૪
જેમ સાગરથી ખગચંચ, રંચક હોમે રમા તેમ તુજનેરે;
પંચદશમાધ્યાયનું માહાત્મ, વરણતાં ન પાર લાગે મૂજનેરે. ૨૫
એજ વદિયા શ્રી વૈકુંઠનાથ, તેમ શીવે શૈલસુતા પ્રત્યે કહ્યુંરે;
તે ગાયું દયે પદબંધ, શ્રી ગુરૂદેવ પ્રતાપે જે લહ્યુંરે. ૨૬

इतिश्री पद्मपुराणे गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे पंचदशोऽध्यायः ॥

---

## સોળમો અધ્યાય.

### રાગ વણજારાનો.

**શ્રી મહાદેવોવાચ.**

ચંદ્રચૂડ વળી બોલિયા, સૂણ શ્યામારે;
એમ પુછયૂં પરમાનંદ, રંગ ભરી રામારે. ૧

ખટદશમાનું માહાત્મ, કહું સૂણ શ્યામારે;
સુણી બોલ્યા આનંદકંદ, રંગભરિ રામારે, ૨
એક ગુર્જર મંડળીને વીશે, સૂણ શ્યામારે;
શુભ સોરઠ દેશનો રાય, રંગભરી રામારે. ૩
ષડબાહુ નામ સોહામણું, સૂણ શ્યામારે;
ચંદ્ર સરખો સકળ સુખદાય, રંગ ભરી રામારે. ૪
તે ભૂપતીને ત્યાં હસ્તી ઘણા, સૂણ શ્યામારે;
તેમાં એક મોટો સરદાર, રંગભરી રામારે. ૫
અધીકાર તેને અતી ઘણો, સૂણ શ્યામારે;
સેવે સેવક તેને અપાર, રંગભરી રામારે. ૬
તે મદોન્મત્ત ઘણો હુતો, સૂણ શ્યામારે;
શત ઠામે ઝરે મદવાસ, રંગભરી રામારે. ૭
લોહ શંખલાએ લહો સ્થંભથી, સૂણ શ્યામારે;
હુતો સાંકળ્યો ચારે પાસ, રંગભરી રામારે. ૮
તે એક સમે અર્ધનીશા, સૂણ શ્યામારે;
તોડયું બંધન બહુ ધરી ગર્વ, રંગભરી રામારે. ૯
ગજશાળા ભાંજી સ્તંભ પાડિયા, સૂણ શ્યામારે;
પછે માહાવત માર્યા સર્વ, રંગભરી રામારે. ૧૦
ત્યાંથી છુટીને ચાલ્યો શેહેરમાં, સૂણ શ્યામારે;
પાડયાં વૃક્ષ કર્યાં ઘર ચૂર, રંગભરી રામારે. ૧૧
હાહાકાર થયો સહુ નગ્રમાં, સૂણ શ્યામારે;
નાઠૂં જે જેમ તે તેમ દૂર, રંગભરી રામારે. ૧૨
એમ પ્રાતસમે પછી થૈ ગયો, સૂણ શ્યામારે;
એક દેવતીરથ દ્વીજ નામ, રંગભરી રામારે. ૧૩
તે સ્નાન કરી આવતો હુતો, સૂણ શ્યામારે;
જાતો હૂતો પોતાને ધામ, રંગભરી રામારે. ૧૪
વાર્યો સરવે કહ્યૂં ગજ છૂટિયો, સૂણ શ્યામારે;
રખે જાએ તું મારગ એહ, રંગભરી રામારે. ૧૫
કહ્યૂં કોઇનું ન તેણે માનીયું, સૂણ શ્યામારે;
ચાલ્યો હસ્તી સનમુખ તેહ, રંગભરી રામારે. ૧૬
રહ્યા લોક જોવ કેમ થાય છે, સૂણ શ્યામારે;

ગજ આવ્યો ધસ્યો દ્વિજપાસ, રંગભરી રામારે. ૧૭
કર કરીવરપર દ્વીજે ફેરવ્યો, સૂણ શ્યામારે;
થઇ શાંત ઉભો જેમ દાસ, રંગભરી રામારે. ૧૮
આવી નમન કર્યૂં નૃપે તે સમે, સૂણ શ્યામારે;
જપો છો શા એવા મંત્ર, રંગભરી રામારે. ૧૯
માહા વીફરેલો વારણ હતો, સૂણ શ્યામારે;
જેથી ક્ષણમાં કર્યો સ્વતંત્ર, રંગભરી રામારે. ૨૦
કહ્યું બ્રાહ્મણે હૂં હરીદાસ છૂ, સૂણ શ્યામારે;
આવ્યો ભણતો બે ત્રણ શ્લોક, રંગભરી રામારે. ૨૧
શ્રી ગીતા સોળમાધ્યાયના, સૂણ શ્યામારે;
તેણે કર્યૂં પરાક્રમ શેક, રંગભરી રામારે. ૨૨
સુણી કંચનસ્તાન કરાવીયૂં, સૂણ શ્યામારે;
મોહલે પધરાવ્યા મુનીરાય, રંગભરી રામારે. ૨૩
કરી ભેટ મ્હોર કોટી કનકની, સૂણ શ્યામારે;
પ્રેમે પૂજીને લાગ્યો પાય, રંગભરી રામારે. ૨૪
ભણ્યો શ્લોક પેલો પછી ભૂપતી, સૂણ શ્યામારે;
જઇ હસ્તી અડાડયો હસ્ત, રંગભરી રામારે. ૨૫
પછી પૂરણ પ્રીતી રૂદે વસી, સૂણ શ્યામારે;
ગુરૂગીતા એ અધ્યાય, રંગભરી રામારે. ૨૬
એવે કરીંદ્રનૂં તન છૂટીયૂં, સૂણ શ્યામારે;
થઇ સ્પર્શ રૂપી ભાળી રાય, રંગભરી રામારે. ૨૭
રાજ આપ્યૂં રાજાએ પુત્રને, સૂણ શ્યામારે;
આવ્યાં ત્રણેને વૈમાન, રંગભરી રામારે. ૨૮
સઘ રૂપ ચતુરભૂજ થૈ ગયા, સૂણ શ્યામારે;
બે વસ્તુ વિના ભગવાન, રંગભરી રામારે. ૨૯
ત્રણે વૈકુંઠપદને પામિયા, સૂણ શ્યામારે;
દ્વિજ ગજ નૃપ નીરખ્યા નાથ, રંગ ભરી રામારે. ૩૦
એમ કહી ગયા શ્રીનાથજી, સૂણ શ્યામારે;
કહી દયા કરી શિવગાથ, રંગ ભરી રામારે. ૩૧

इतिश्री पद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे षोडशोऽध्यायः ॥

---

## સત્તરમો અધ્યાય.

### રાગ ચોપાઇ.

**શ્રી મહાદેવોવાચ:—**

બોલ્યા શંભુજી સૂણ ધન્યા, પૂછૂં પુન: પયોધીકન્યા;
સપ્તદશમા અધ્યાયનૂં માહાત્મ, મુને કહિયે પરમાત્મ. ૧
એક પડાઞ્જ બાહૂ ભૂપ, તેનો કુંવર એક અનૂપ;
તેનો ભ્રાત એક અભીરામ, તેહેનૂં દુ:શાસન એવૂં નામ. ૨
એકદા તે ગયો વનમાંહ, કીધો હસ્તીનો ખેદો ત્યાંહ;
માર્યો માતંગે કરતાં મસ્તી, રહી વાસના અવતર્યો હસ્તી. ૩
સુણ્યો સત્તરમો અધ્યાય, ગતિ પામ્યો કહૂં હરિરાય:
સુણી બોલ્યાં કમળા વાણી, મુને કહો વિસ્તારે વખાણી. ૪
કહી પેરે યોગ્ય કાંહાં મળિયો, સપ્તદશમો અધ્યા કાંહાં સાંભળિયો;
તે કોહો મુને શ્રીરણછોડ, ઘણૂં શ્રવણ કરવા કોડ. ૫
ત્યારે બોલિયા અકળ સ્વરૂપ, સૂણ સૂરદીપ એક ભૂપ;
તે ઘેર અવતર્યો તેહ, પેલો દુ:શાસન ગજદેહ. ૬
એકાદો કો કવેશ્વર આવ્યો, રૂડીપેરે રાજાને રીઝાવ્યો;
કવી વિપ્ર હૂતો વિદવાન, દીધું દુ:શાસન ગજદાન. ૭
કરે પૂરણ સમસ્યા જેહ, ઘણૂં માને ભૂપ કવી તેહ;
એક હસ્તી આવો સારો, સિંહલદ્વીપ ભૂપનો ધારો. ૮
ગજદાન ગરીબે લીધો, વસૂ લૈને વિક્રે કીધો;
એક માલવદેશ અધીપ, તેણે લીધો વેચાતો દીપ. ૯
ત્યાંહાં સુખમાં દિવસ તે કહાડે, પડયો મંદ કેટલેક દહાડે;
જ્વર પીડા નેત્રે જળ વ્હે છે, જાતીસ્મર છે વાત સહુ લ્હેછે. ૧૦
ધાર્યું માવતે રાજાને કહિયે, ગતી દૈવની કહેવી ના લહિયે;
ધણીને સમાચાર સુણાવ્યો, મદ જોવા મહીપતી આવ્યો. ૧૧
બોલ્યો હસ્તી સુણો હે રાય, એકવાતે રોગ મ્હારો જાય;
કોઇ વૈષ્ણવ વિપ્રને લાવો, સપ્તદશમો અધ્યાય સૂણાવો. ૧૨
એવું સાંભળી હરખ્યો રાય, વદ્યો વારણ અચરજ થાય;
પછે તેહવો જ વૈષ્ણવ વિપ્ર, આણ્યો હરિશાસ્ત્રથી સિદ્ધ, ૧૩
સંભળાવ્યો સત્તરમો અધ્યાય, શ્રીગીતા જે પરમપદદાય;
ભાવે હસ્તીએ સાંભળ્યો તેહ, સદ્ય મૃત્યુ લહ્યો દિવ્ય દેહ. ૧૪

થયો દીઠો ચતુરભુજ રૂપે, તે સમે એમ પૂછયું ભૂપે;
તમો કોણ કહો વિસ્તારી, કેમ કાયા કરી ભીની ભારી. ૧૫
શાં સુકૃતથી પદ પરમ, તેનો હમને કહો જે મરમ;
પછે દ્વિરદે હણી નૃપ ભ્રાંત, કહ્યૂં પૂર્વનૂં સર્વ વૃતાંત. ૧૬
સપ્તદશમે અધ્યાયે શૂં ગત્ય, પામ્યો સાંભળ માલવપત્ય;
એમ કહિને ગયો માહા ધામ, માંડયું મહિપતિથી પણ એ કામ. ૧૭
શ્રી ગીતાનો સત્તરમો અધ્યાય, ભણે ભાવ થકી નિત્ય રાય;
અંતે તે પણ મુજ પદ પામ્યો, વણ શ્રમ ભય સઘળાં વામ્યો. ૧૮
ગીતા ગૌરવ જેમ શ્રીશ, કહ્યું તેમ ગીરજા ગૌરીશ;
તે પદબંધે દયારામ, ગાયું કરૂણાબળ ઘનસ્યામ. ૧૯

इतिश्री पद्मपुराणे श्री गीतामाहात्म्ये श्री नारायणलक्ष्मीसंवादे सप्तदशमोध्यायः ॥

---

## અઢારમો અધ્યાય.

### રાગ રામગ્રી.

સાંભળવા કહી ભવ વાણીજી, ગીતાગરૂતા કહૂં વખાણીજી;
કમળનેનસું કમળાં બોલ્યાંજી, મહિમા મ્હોટો સુણીને ડોલ્યાંજી. ૧

### ઢાળ.

ડોલ્યાં સુણી પ્રભૂ ભાવ પ્રૌઢ, ન તદપી તૃપ્તી કથાએ;
અષ્ટાદશમાનો કહો માહા, કહુંજ મુજ મહિમાએ. ૨
સુણી શ્રીમદનારાએણ વદિયા, સુણ વિશ્વજનની જાણ;
અદભૂત એ ઇતીહાસ છે, એ અધ્યાયનો તું જાણ. ૩
શરીતા શિરોમણી જેમ ગોમતી, જેમ દિનમણી ભગવંત;
મુનિમાંહે વેદવ્યાસજી, પુષ્કર તીર્થમાંહે મહંત. ૪
જેમ પતિવ્રતામાં અરૂંધતિ, જેમ પુષ્પમાં મણી પદ્મ;
રસ પાંચમાં જેમ શ્રેષ્ઠ અમૃત, સ્વાદકેરૂં સદ્મ. ૫
તેમ શાસ્ત્ર સહુમાં સમજવો, અધ્યાય આ સરદાર;
જે શ્રવણ કરતાં ના મળે, કહૂં પુન્યકેરો પાર. ૬
સુણ એકદા અમરાવતી, સહુ અમરનો જ્યાં વાસ;
જ્યાંહાં કલ્પતરૂ મંદાર, પારીજાતકાદી સૂવાસ. ૭

વળી ભોગ નાહાના ભાતના, સહુ કરે અમૃતપાન;
ત્યાં ઇંદ્ર ઇંદ્રાસને બેઠો, થાય છે શુભ ગાન. ૮
એહેવે સમે એક પુરૂષ લોચન, સહેસ્ર તેજ મહાંત;
આવતો દેખી ઇંદ્ર કેરી, કાંતી પામી શાંત. ૯
તે આવી ઇંદ્રાસને બેઠો, શક્ર બેઠો દૂર;
સહુ દેવ કરજોડી રહ્યા, શું પ્રતાપ દેખી પૂર. ૧૦
અપછરા લાગી નૃત્ય કરવા, કર્યું ગાંધ્રવ ગાન;
ઇંદ્રરાણી અમૃત કળશ લૈને, આવી તેણે સ્થાન. ૧૧
તે બેસાડી અરધાંગ તેણે, રોહણી જેમ ચંદ્ર;
નિસ્તેજ થઇને ત્યાંહાં થકો, જઇ દૂર બેઠો શક્ર. ૧૨
મન વિચારે જે આવડો. અધીકાર આકસમાત;
શા થકી પાકયો હશે હેતુ, નવ જડયો અવદાત. ૧૩
હયમેધયજ્ઞ કીધા નથી, નહિ વાપી કૂપ તડાગ;
નથી અન જળનાં સદાવ્રત, આપીયાં ધરી અનુરાગ. ૧૪
એણે ન રૂડાં વૃક્ષ રોપ્યાં, નહીં પૃથ્વીદાન;
નથી અન્નઆપ્યૂં ક્ષૂધીતને, હણ્યું દુઃખ નથી દુખવાન. ૧૫
નથી મનોરથ કો તણો પૂર્યો, આર્ત્ત આરતીહર્ણ;
ઇત્યાદી કાંઈ કર્યું નથી, નવ રાખ્યું કો શર્ણ. ૧૬
એમ વિચાર્યું ઘણીવાર પણ, નવ ક્ષય થયો સંદેહ;
પછે કેટલા સુરસંગ લેઇ, તટ સિંધુ આવ્યો એહ. ૧૭
ત્યાં ઉપાસન મ્હારૂં કર્યું, મેં પૂછ્યૂં શી તૃષ્ણ;
તે સમય શક્રે જોડી કર, મુજ પ્રત્યે કીધૂં પ્રશ્ન. ૧૮
હે નાથ પેલો પુરૂષ, ઇંદ્રાસને બેઠો જેહ;
ઉથાપીયો મુજને કર્યું, શૂં પુન્ય ભાખો તેહ. ૧૯
તે સમે હે શ્રી મેં કર્યો, ઇંદ્રને સંશયયુક્ત;
કહ્યું હુતો પુરવે વિપ્ર એ, વૈષ્ણવી દીક્ષાયુક્ત. ૨૦
શ્રીગીતાજીનો અધ્યાય, અષ્ટદશમો અભિરામ;
તેતણા પંચજ શ્લોક ભણતો, હતૂં મંન સકામ. ૨૧
નિષ્કામ હોત કદાપી તો, વૈકુંઠ પામત તેહ;
કામના મન હૂતી તેથી, ઇંદ્રાસન પામ્યો એહ. ૨૨
સાંભળ્યાં શ્રીજીનાં વચન, ઇંદ્રે કર્યો પરણામ;

આવિયે ગોદાવરી ગંગા, તીરથનું અભિરામ. ૨૩
પછે વીચાર્યું શ્રી હરી, મૂજને બતાવો એ મર્મ;
નિષ્કામ પાંચજ શ્લોકથી, એ લહત મુજપદ પર્મ. ૨૪
તે માટે હૂં નિષ્કામ થઇને, ભણૂં એ અધ્યાય;
ત્યાંહાં હતો બ્રાહ્મણ એક અદભૂત, પરમ વૈષ્ણવરાય. ૨૫
ભગવંત સેવા કરી નિત્યે, અરાડે અધ્યાય;
શ્રીગીતાજીના ભાવયુકતે, ભાગ્ય માની ગાય. ૨૬
તેતણૂં દરશન કરે, તેનૂં કરે દરસન જેહ;
વૈકુંઠ પદ તે લહે નિશ્ચે, રમા નહીં સંદેહ. ૨૭
ઇચ્છું છું હૂંપણ તે તણૂં, દરશન અતિ અભિરામ;
તે વિપ્રપાસે ઇંદ્ર આવ્યો, કર્યો દંડ પ્રણામ. ૨૮
સંસ્કાર પાંચે પુરવના, વૈષ્ણવ થયો સુરરાય;
તે વૈષ્ણવને હુંહું કરી ભણિયો, છેલ્લો એ અધ્યાય. ૨૯
પછે થોડે દિવસ લોક માહારા, લીધો ઇદ્ર પ્રવીણ;
તે સૂખ આગળ કોટી ઘણું સુખ, સ્વર્ગનૂં લાગૂં હીણ. ૩૦
શ્રી ભગવદગીતા મહાત્મનો, નથી એટલે નિસ્તાર;
જો કોટી કલ્પ લગી કહૂં, તોયે ન આવે પાર. ૩૧
તેમાટે પ્રતિઅધ્યાયે, કહ્યો અકેકો ઇતીહાસ;
જે કોઇ અણું અભ્યાસ ગીતા, સ્વપ્ને નહિ યમત્રાસ. ૩૨
જે કોઇ શ્રી ગીતાતણો, રૂચિથી સાંભળે મહીમાય;
ત્હેને અષ્ટાદશોત્તરશત, રોગ રૂજ નવ થાય. ૩૩
સંસાર ભય તેહેને નહીં, મુજ પરમ પદ ત્યાં જાય;
જ્યાંહાંથકી પુનરાવૃતિ નહીં, માહા ધામ જે કહેવાય. ૩૪
એમ કહ્યું ગીતામહાત્મ, શ્રીહરી રમાજી પ્રત્ય;
તેમ કહ્યૂં શ્રી મહાદેવ ઉમિયાને, હરખ ભેરે અત્ય. ૩૫
શ્રી નર્મદાતટ પરમ પાવન, ચારૂ ચંદીગ્રામ;
શ્રી શેષશાઈ પ્રભૂ સદા, જ્યાં કર્યો છે વિશરામ. ૩૬
તે પુરી માંહે વસે કવી, શ્રીકૃષ્ણકેરો દાસ;
વૈષ્ણવની દીક્ષા વલ્લભી, જગતવીદીત વેદ પ્રકાશ. ૩૭
શ્રીમંત ભટ સાઠોદરા, દ્વીજ ન્યાતી નાગર શ્રેષ્ટ;
તે વંશ પ્રભુરામાત્મજે, આ ગાઈ ગાથા મિષ્ટ. ૩૮

છે દયાશંકર નામ વિકૃતિ, કરાવી ગુરૂ દેવ;
દરભાવતી કો દિવસ વશી, રચના રચી છે એવ. ૩૯
વક્તા તથા શ્રોતા કૃતારથ, થાએ પૂરણ કામ;
શ્રીકૃષ્ણચંદ્ર પ્રસન્ન તેહેને, સકળ સુખનાં ધામ. ૪૦
શ્રીકૃષ્ણ બદનસરોજ પ્રગટ્યાં, સભા સંત વિલાસ;
હે શ્રીભગવદ્ગીતે દયા ઊર, વક્ત કરિયે વાસ. ૪૧
શક અષ્ટદશ અધ્યાયના, શ્રીમધ્ય સુભગ શ્રાવણ માસ;
જન્માષ્ટમી ભૃગૂવાર ગાથા, પૂરણ થઈ ઇતિહાસ. ૪૨

(૩)

---

# ભક્તિ પોષણ.

## (ચન્દ્રાવળા)

શ્રી ગુરૂ વલ્લભ દેવને હું, પ્રથમ કરૂં પરણામ;
શ્રી વિઠ્ઠલ શ્રી કૃષ્ણ યમુને, મહા પૂરણ કામ;
પૂરણ કામ દામોદરદાસ, અષ્ટસખા પૂરો ઊરવાસ;
શુભ મતિ દો અતિ પરમ પવિત્ર, ભક્તિ સુપોષણ ગાઊં ચરીત્ર.—
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૧
ચાર વેદ ખટ શાસ્ત્રનો, વારે વારે કર્યો વિચાર;
ઉપનિષદના અર્થને, શોધતાં નિકળ્યો સાર;
નિકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સતસંગમાં કરવી આસક્તિ;
પૂરણ પુરૂષોત્તમયુગ ચરણે, સર્વ સમર્પીને રેહેવું શરણે.—સેવો૦ ૨
નહીં કોઈ જેહેની સમોવડી, કોઈ ઈશ નહીં જેને શીશ;
સરવ વસ્તુ જેથકી થઇ, એક્કો કહાવે સરવના અધીશ;
સરવ અધીશ વંદે સહુ જેને, નીગમ નેતિ નેતિ કહે તેને;
શેષ મહેશ વિધી શ્રી અગમ્ય, તેને કહીયે પૂરણ પુરૂષોત્તમ.—સેવો૦ ૩
પુરૂષોત્તમને પરહરી જેતું, અન્ય અમર મન મોહે;
કામદુર્ગા મળી મુકીને, મહીષીપુત્રીનું પય દોહે;
દોહે ગાય મુકી મૂઢ પાડો, તરસ્યો ગંગાતીર ખોદે છે ખાડો;
તેમ પૂરણ તન અવર આરાધે, મેહેનત માથે પડે કાંઈ ન લાધે.—સેવો૦ ૪

રાખી ભરોસો અન્યનો, ન કરે આશરો અવિનાશ;
ઇછી અખિલ દુખ વામવા, વળી શ્રેય થવા મન આશ;
આશ કરે તરવા દધી પૂર, સ્વાનનું હાથ ગ્રહી લંગૂર;
તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિ વિમુખ સંસાર.—સેવો૦ ૫
કોટી ઉપાસન મલીનનું, જન તામ્રમુદ્રાસમ જાણો;
રૂપૈયો સુરસેવના વ્યુહ, કંચન મોહોર પ્રમાણો;
કંચન મોહોર વ્યુહ હીરો, એમ અંશ અંશી સમજી રો;
સર્વ એ દ્રવ્ય હીરાથી થાએ, હીરો કર્યો કોહોનો નવ કેહેવાએ.—સેવો૦ ૬
જક્ત વૃક્ષ તેહેનું મૂળ હરી, મૂળ પોંચે વૃક્ષ પોષાએ;
પ્રતિશાખા જળ સીંચીએ તેથી, તૃપ્તિ ન કોઇને થાએ;
તૃપ્તિ ન થાએ વૃથા શ્રમ પોહોંચે, સમજણ આવે તારે પછી શોચે;
મુખદ્વારા સહુ ઇંદ્રી સંતોષે, ભોજન અંગ લેવું કો ન પોષે.—સેવો૦ ૭
જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, અવગુણને ગુણ જાણે;
અવળું પડે અન્ય દેવને, સામું દે દુખ શત્રુ પ્રમાણે;
પ્રમાણ નહીં ફળ દે તો એ જાએ, હરિનું આપ્યું કદી નાશ ન થાએ;
અમર અલ્પ વર અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાટે દે એ રત્ન.—સેવો૦ ૮
વેલું પીલતાં જો તેલ નીકળે, જળમધ્યે નવનીત હોએ;
મૃગજળથી જો તૃષ્ણા ટળે તોએ, ભક્તિ વિના ભદ્ર ન હોએ;
ભદ્ર ન હોએ મહત કદાપી, અભય ના હરિવિના કો શકે આપી;
હું નથી કેહેતો પોકારે છે વેદ, સમરો શ્રી કૃષ્ણ ટળે સહુ ખેદ.—સેવો૦ ૯
મંત્ર આધીન સહુ દેવતા, યોગે વીરાટ પણ વશ થાય;
જ્ઞાની અક્ષરને જઇ મળે, પુરૂષોત્તમ પ્રેમે પમાય;
પ્રેમ ભક્તિવશ પુરણાનંદ, એ ન અડે અન્ય સાધન ફંદ;
શ્રીમુખે ભાખ્યું શ્રીગીતામાંહ, ના માનો તો જો જો ત્યાંહ.—સેવો૦ ૧૦
શ્રવણ કીરતંન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન અરચંન;
વંદન દાસત્વ સખ્યતા, વળી આત્માનિવેદન;
આત્મનિવેદન નવધા કહિયે, પ્રેમલક્ષણા દશમી લહીયે;
એ ભક્તિ સહુ સાધન તાજ, જે પામે વશ થાયે વ્રજરાજ.—સેવો૦ ૧૧
શ્રવણ પરીક્ષિત શુક કરી, કીર્તન સ્મરણ પ્રલ્હાદ;
શ્રી સેવન પૂજન પ્રથુ, વંદન અક્રૂર આલ્હાદ;
આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભક્તિ સુભદ્રાભર્તા;

આત્મનિવેદન બળીએ કીધી, ગોપીજને પ્રેમ લક્ષણા લીધી.–સેવો૰ ૧૨
નામ કેશવનું કરણમાં પડતાં, સહુ થાએ પવીત્ર;
શરદ ઋતુના સંગથી, જેમ નિરમળ નીર વિચિત્ર;
વિચિત્ર જળ તેમ જાતીરે જાણો, સર્વ સાચી સદનામે પ્રમાણો;
શુદ્ધ સુવર્ણ જેવું અગ્નીએ થાય, માંજે ઓપે તેનો મેલ ન જાય.–સેવો૰ ૧૩
નામ કીરતન શ્રીકૃષ્ણનું, કળિમાં સહુ સાધન ત્યાજ;
ભવસાગર તરવા તણી, સહુને એ સુખપથ પ્યાજ;
પ્યાજ પ્રગટ શ્રમ નહીં ઘણું સ્હેલું, દામવિના ફળ થાય પળ પ્હેલું;
સર્વે રસ્તામાં સહુ ઠાર, અધમ ઉતમ સહુને અધિકાર.–સેવો૰ ૧૪
સતયુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતામાં યજ્ઞથી જેહ;
દ્વાપરે પૂજને પામતા, સહુ કળિ હરિ કીરતન તેહ;
તેહ થકી પણ અધિક ફળ ગાતા, તો શું થયું તપ તીરથ ન્હાતા;
મણી મળ્યો તે શોધે શીદ કોડી, વણ વિચાર આશે મરે મૂઢ દોડી.–સેવો૰ ૧૫
કળી રૂડી આશૂયમાં, કોઈ કર્મનો નહીં અધિકાર;
અડે ન સૂતક નામને, નિરભય નીત કરીએ ઉચ્ચાર;
ઉચ્ચાર પાત્રે અભયપદ આપે, સકળ પાપ સંતાપને કાપે;
વેદ શાસ્ત્ર સહુ પુરાણ પોકારે, તો હરિ હરિ તૂં શેં ના ઉચ્ચારે.–સેવો૰ ૧૬
નામે અજામેળ ઓધર્યો, નામે તાર્યા શીખે બહુ પાપી;
અવળે નામે વાલમીક તાર્યો, અરધે ગુણકા ગત આપી;
આપી ગત્ય ઇત્યાદિક બહુને, જેણે જેણે આશ્રય કર્યો સહુને;
એ અક્ષરમાં બાંધ્યો સાર, જેણે લહ્યો તે પામ્યો પાર.–સેવો૰ ૧૭
સ્નેહ સહિત શ્રીકૃષ્ણનું, કથા કીરતન જહાં નીત થાય;
કોટિ તીરથ આવી ત્હાં વસે, જેનું ભાગ્ય હોએ તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વેને સૂતકી જાણો;
જીવતાં શબ સરખા સહુ તેહ, ભૂતળે ભાર કર્યો ધરી દેહ–સેવો૰ ૧૮
નટવર છબ નંદલાલની, એવું ચિંતન કર ચિત મ્હાંય;
મોર મુગટ શીર તીલક કુંડળ, નક વેસર ચિબુક સોહાય.
સોહે કૌસ્તભ મુક્તા વનમાળ, કંકણી કર ગ્રહે મોરલી રસાળ;
પીતાંબર કટિમેખળા સોહે, નુપુર નખશિખસું મન મોહે–સેવો૰ ૧૯
સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણ નવ વામે સાત;
સ્વસ્તી અષ્ટકોણ અંબુ ફળ, જવ પત્રી ધ્વજ ઉર્ધ્વરેખ વિક્ષાત;

ક્ષાત અંકુશ અંબુ જમ વ્યોમ, કળશ ઇંદ્ર ધનુ ને અર્ધ સોમ;
ત્રિકોણ ગોપદ ખટ દશ ધ્યાન, નિત્ય કરે નિરભય પદ દાન–સેવો૦ ૨૦
જેમ નટ દગ દોરમાં પણિહારીનું બેડલાં માંહે;
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્હાંનું તાંહે;
તાંહ તેમ મન પ્રભુમાં નીત દેવું, સંસારમાં સાક્ષીવત રહેવું;
જગત ભણે એ છે જંજાલી, રાખ હ્રદે ત્રીકમસું તાલી–સેવો૦ ૨૧
કંસ શીશુપાળ પુતનાદીકે, કામે વેર સમર્યા શ્યામ;
એ વીના નાના ભાવથી, સમરે સર્યાં સરવેનાં કામ;
કામ થયા તુચ્છ ભાવે જ્યાંરે, શું કેવું સ્નેહે સમરપેછે ત્હારે;
ચિત્ત અચળ જેનું કૃષ્ણમાં લાગ્યું, તો સંકટ તેનું સહુ ભાગ્યું–સેવો૦ ૨૨
અન્ય સાધન શ્રે આપણું, પણ શ્રીહરીને સૂખ;
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તે મુખ્ય;
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય નવ ધરવા;
પુજા તે ચળે શ્રુતિ પ્રમાણ, સેવા તે જેમાં સ્નેહ બંધાણ–સેવો૦ ૨૩
એકવાર આખા જન્મમાં, જો શ્રીકૃષ્ણ સમરાય;
તો દરશણ યમદૂતનું, કદા સ્વપ્ને પણ નવ થાય;
થાએ જો ભાવસહિત કરે ધ્યાન, તો પછી શું કહું ભાગ્યનું માન;
હરી ઊર નહીં તો તપે શું થાય, જો છે તો કરે કષ્ટ બલાય–સેવો૦
આપ્યું ઊરસ્થળ મુકીને, રમા ચરણ સેવા નવ ચૂકે;
હ્રદે રહિત કદા હરી કરે, પદ આશ્રિત નહીં મૂકે;
મુકે ના બંધી છે ભક્તિ નિવાસ, માટે અવિલંબે સહુ દાસ;
એ ભક્તિ છે અતીસેં દુર્લભ, પ્રાપ્ત થાયે સર્વે પદ સુલભ–સેવો૦
હરિ વ્યાપક લહી સર્વમાં, નવ આણવો કોઇનો દોષ;
મન ક્રમ વચને જેમ બને, તેમ કરવો સહુને સંતોષ;
સંતોષે પ્રાણી પ્રભુ પરસંન, તેથી સુખી પોખે હરી દરશન;
સઘળે દયા એ પુજા પ્રભુકેરી, દેહીને દૂખે તે કૃષ્ણનો વેરી–સેવો૦
એક પણ પરણામ શ્રીકૃષ્ણને, જન્મ ધરી જેણે કીધો;
અશ્વમેધ દશ અવભ્રતનાં, ફળપર પગ તેણે દીધો;
દીધો પગ શા માટે કેવાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય;
કૃષ્ણ પ્રણામીને નહિ દેહ, મુક્તિ અધિકતા એહમાં એહ–સેવો૦
નમન કર્યું નંદલાલને, સ્નેહે મન ક્રમ વચને જેણે;

ધર્મ સાધન પૂર્ણ સહુ કર્યાં, નિશ્ચે જાણજો તેણે;
તેણે કર્યું હરિપદ અનુકૂળ, દુખ પાપનું ટાળ્યું મૂળ;
દીનભાવે કર્યું વંદન હરીને, તે જનુની ગર્ભ ન આવે ફરીને–સેવો૦ ૨૮
દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરૂષોત્તમ જેને માથે;
ધણી છતે વીધવાપણું, બ્રહ્મજ્ઞાનીનાં મન સાથે;
મંન સાથે માન્યું હું ન ભૂપ, જગત પુજે જાણી રાણીનું રૂપ;
પણ પતિસુખ સ્વપ્ને નહિ એને, એળે એ અથડાયે છે સેને–સેવો૦ ૨૯
દાસપણે જે આનંદ છે, તે નહીં ભળે જગદીશ;
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાગે આશે છેદાવે શીશ;
શીશ છેદ્યા પછી મુગુટ કહાંધારે, સહુ મૂરખ દો મનમાં નવિચારે;
જળને શો જળપાનનો સ્વાદ, જંન જુદો રહી પામે આલ્હાદ–સેવો૦ ૩૦
જીવ બ્રહ્મ થાયે નહીં, થાયે તો બ્રહ્માનંદ કહાંને;
ભોક્તાપણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને;
શાને કહો ત્યારે નથી બ્રહ્મનામી, કયમ બોલો જનક સાયુજ્યતા પામી;
બોલે તે બીજો કેહેવાય, ઇશ્વિર જીવ કદા નવ થાય–સેવો૦ ૩૧
અહો ભાગ્ય ભાગ્યધન, વ્રજ જન પરમ પવીત્ર;
પૂરણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મીત્ર;
મીત્ર થઇ સરવે સુખ દીધું, સર્વભાવે કારજ બહુ કીધું;
શેષ મહેશ વિધી શ્રી અલભ્ય, તે પ્રૂળ શ્રી ગોપીજન લભ્ય–સેવો૦ ૩૨
દેહ પ્રાણ ઇંદ્રી અન્તઃકર્ણ, ધર્મ દાર ગૃહ ધન;
પુત્ર આપ્ત આત્મા સહ સર્વ, સમરપી જુગજીવંન;
જુગજીવન સર્વાત્મા ભાવે, સેવાકરે સદા સહજ સ્વભાવે;
તેજ ગમે પ્રભુ જેમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય–સેવો૦ ૩૩
સર્વ વસ્તુ છે શ્રી કૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પે;
આત્માસહિત અરપણ કરી, હરિદાસ થાની શીદ ડરપે;
ડરપેછે કાળથી રહેછે ઊચાટે, તે પરનું માન્યું પોતાનું માટે;
જેથી બંધાંઓ તે વસ્તુ દે મુકી, તારી ન જાણીશ એ રાડ ચુકી–સેવો૦ ૩૪
રૂપ દ્રવ્ય ગુણ ત્રણ એ; કારણ પ્રીતી થવાનાં કહાવે;
એ ત્રણ વિકાર રહિત સહજ, સ્નેહ તે શ્રી કૃષ્ણને ભાવે;
ભાવે એ પ્રેમે વાહાલો વશ થાએ, તેને મુકી ક્ષણ દૂર નવજાએ;
તે જને માન્યું મત એહ, જેમ તેમ થાયે સુખી પ્રભુ તેહ–સેવો૦ ૩૫

પ્રેમ આસક્તિ વ્યસન એ, ત્રણે રૂપ સ્નેહનાં લહીયે;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇએ ન કહીયે;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે તારે તેનો તે સ્નેહ;
વીજોગ થાય તારે તપે તન, તાંહાંનું તાંહાં વળગ્યું રેહ મન-સેવો૦ ૩૬
એકવાર પણ આખા દિવસમાં, મળ્યાવના નવ રેહવાએ;
જો ન મળે તો વિકળ થાય, આસક્તિ એ કેહેવાએ;
કેહવાયે વ્યસન આવું જારે જાંએ, સામાસામી રૂપ આવી ધાએ;
તન્મયતા તે મૃત્યુ સમાન, એ ચારે આવે આપે હરિદાન-સેવો૦ ૩૭
પ્રેમલક્ષણા વળિ દ્રગ રૂચિ સ્મૃતી, અભિલાખા ઉદ્વેગ ચાર;
વ્યાધી પ્રલાપ ને ઉનમાદ ત્રણે, આસક્તિના પ્રકાર;
પ્રકાર વ્યસનતણા એ કહિયે, જડતા ને વળી મુરછના લહિયે;
તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુ સાદ્રશ પણ મર્ણ ન છેક-સેવો૦ ૩૮
જાતી જુઓ તો આહીરની, તેમ અબળા અધમ અવતાર;
વેદાદીક નોતી ભણી, નોતો ઉત્તમ કર્મઅધીકાર;
અધીકાર વણ એક પ્રેમપ્રતાપ, કર્યાં અધીન શ્રીકૃષ્ણ જે આપ;
ગોપીની પદરજ વંદે ઇશ, પ્રેમલક્ષણા તે સહુને શીશ-સેવો૦ ૩૯
સેવા સંગત હરી ભક્તની, કરે પ્રેમ ભક્તિ ઉતપંન;
તે કરે કૃતારથ એકલી, નવ જોઇયે કોઈ સાધંન;
જોઇયે નવ અવિદ્યા વીત વર્ણ, રૂપ પરાક્રમ પવીત્રાચર્ણ;
કેહેશો જો આં નથી કહો કીએઠામ, તો શુણો પ્રગટ બતાવૂં નામ-સેવો૦ ૪૦
ધ્રુવજીને કહાં વય હતૂં, કહાં હતૂં સુદામાને ધન;
કુબ્જાને હતૂં રૂપ કહાં, ઉગ્રસેનને પુરૂષાતન;
પુરૂષાતન નોતૂં ઉગ્રરાય, ગજને કહાં હૂતી બ્રહ્મ વિદ્યાય;
પારધીમાં કહાં શુભ આચર્ણ, કેવળ ભક્તી પામ્યો ગીરધર્ણ-સેવો૦ ૪૧
દ્વાદશગુણ સંયુક્ત છે, દ્વીજ પંડીત સરખો કોય;
પદ્મનાભ પદવી મુખ છે, તેથી શ્વપચ ભલેરો સોય;
સ્વપચ ભલો જેને કૃષ્ણઆસક્તી, મન ક્રમ વચને કરે હરી ભક્તી;
કૂલસહીત શ્રે પામ્યો તેહ, વિપ્ર કરે ન કરી શુચી બેહ-સેવો૦ ૪૨
શ્રીકૃષ્ણભક્તી અંક છે, બીજાં સાધન સરવે શુન્ય;
અંક વીના સહુ અફળ છે, સહશુન્ય શુન્ય દશગુન્ય;
દશ ગણો બીંદુ આદે ગણ એક, અંક વીના શું શૂન્ય અનેક;

ભક્તો કરી તેણે સહુ કાંઇ કીધું, ભક્તી વીના બીજું કાંઇ ન સીધું–સેવો૦ ૪૩
નૃગભુપે ગૌદાન કર્યા કેટલાં, કંઇ ગણતી ન આવે અપાર;
એક દીવસ અણુ દોષ પડે, કૃકલાસ થયો અવતાર;
અવતાર અધમ થઇ જગ હાંસી, ગૌદાન પુન્ય ગયૂં કહૂં નાશી;
દાન કર્યાં તોય પામ્યો દુઃખ, શામાટે હૂતો ભક્તી વિમુખ–સેવો૦ ૪૪
પ્રાચીન બરહીંસ ભૂપને, જુઓ કીધા યજ્ઞ અપાર;
ઉરવી મખાંકીત સહુ કરી, તોએ કાંઇ ન દીઠો સાર;
સાર ભાલ્યો એ જે જે પશુ પાડા, તે રહ્યા હણવી નારદજી દેખાડા;
ભય દેખી લીધું સુરઋષીશર્ણું, ભક્તી કરીને પામ્યો હરીચર્ણું–સેવો૦ ૪૫
ભક્તી તારે ચંડાળને, જેમાં કોય ન ભુખ આચર્ણું;
શૂં પછી કહેવૂં તેહનૂં, ઉધારે અધમ અનવર્ણું;
વર્ણું સરવ ઉધારે જકત, નીચ ઊંચ જેની આસક્ત;
એક અંગભક્તી ભદ્રાય, અચરજ શું પૂરણ શ્રે થાય–સેવો૦ ૪૬
ભક્તી નૌકા તારે સર્વને, જે કો સરણે આવે શુચી પાપી;
ધન સાધન દારૂ તુંબિકા, ગૃહે સંભવત તરે કો કદાપી;
તરે કદા બચે કામાદી ગ્રાહાથી, સામૃથ નહીં અણૂં તારવા સાથી;
વિબુધ વિચારી જુઓ નીજ મંન, ભક્તી મણીકે સાધન અન્ય–સેવો૦ ૪૭
ભક્તી મણી જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરા અંધકાર;
મણી અભય દુતી અચળ છે, દીપકને ભય છે અપાર;
અપાર ભય વાયૂથી વામે, તેલ પાત્ર બાતી વણુ લય પામે:
જ્ઞાનસભય તો અન્ય કુણ માત્ર, નિર્ભય ભક્તી સકળ સુખપાત્ર–સેવો૦ ૪૮
ભક્ત તે ભક્તીસ્વરૂપ છે, માયા ના પીડે લેશ;
સ્ત્રીથકી સ્ત્રી મ્હોવાય નહીં, મોહ પામે પુરૂષવેશ;
પુરૂષ જ્ઞાન વૈરાગને યોગ્ય, ત્હેને પીડે અજા રૂપીયો રોગ;
તે કારણ ભૃષ્ટ થાએછે તેહ, ભક્તને અચળ હરિસું સ્નેહ–સેવો૦ ૪૯
નિરખે નેત્ર નંદલાલને, શ્રુતીકથા રટે મુખ નામ;
નાસીકા સુંઘે પ્રેમસું, પ્રસાદી તુળશી પુષ્પદાન;
દામ ગૃહણ કરે કરે હરી સેવા, દોડે ચરણ પ્રભૂ દરશન લેવા;
મને ધ્યાન નટવર છબી શ્યામ, સર્વાંગે કરે દંડ પ્રણામ–સેવો૦ ૫૦
ભક્તિવીના કેવળ કૃતી કરે, ફળ પરલોક ન થાય;
મણીધર પવન ભક્ષી રહે, જુઓ મચ્છ તીરથજળ ન્યાય;

મીન તીરથ ભીલ મૃગ વનવાસી, અંધગૃહે દંડ, કાસદ જાય કાશી;
સર્પ દંડવત નટ સીધવેશ, દરશ તપોધમ ભાવ ના લેશ–સેવો૦ ૫૧
શ્રીકૃષ્ણ શ્રીગુરૂ ભગવદી, એ ત્રણે એક સ્વરૂપ;
ત્રયધારા જ્યમ સુર સરી, તેમાં ભેદ નહીં તદરૂપ;
ભેદ નહીં ત્રણ નામ જ માત્ર, જોતાં વીમાસી એક જ ગોત્ર;
સ્નેહ વીવેક સેવો સરે અર્થ, અવસર અમુલ ખુવો શીદ વ્યર્થ–સેવો૦ ૫૨
સતસંગ સર્વનો સાર છે, તેનો મૂઢ ન જાણે મર્મ;
અદીપ દીપ મળે થયો, દીપ સમતા મળી વણ શર્મ;
શ્રમ વીના શ્રીનાથ મળાવે, કલ્પનૂં કામ તે પલકે સરાવે;
નીચ નિરમળતા ગંગા ગંગ, એ સમોવડી દીસે સતસંગ–સેવો૦ ૫૩
લવ હરી સંગની સંગના, સુખની સમતા નહીં કોય;
સ્વર્ગ તથા અપવર્ગનૂં, સુખ પણ સમોવડ નવ હોય;
નવ હોય સમતા મોક્ષાનંદ, તો ક્યાંહાં જનઇચ્છિત સુખ મંદ;
અણ અનુભવીને આશ્ચર્ય થાય, પણ અનુસંધેછે નહિં રાય–સેવો૦ ૫૪
શ્રી ગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શર્ણ;
દાળિદ્ર ટાળે સુરતરૂ, મળી ત્રણ કરે ત્રણ હર્ણ;
હરણ કરે ત્રણ તે તત્કાળ, મળતાંમાં હરીજંન દયાળ;
જ્ઞાને તાપ હરે દરશને દોષ, દૈન્ય ટાળે ઉપજાવી સંતોષ–સેવો૦ ૫૫
યોગ યજ્ઞ જપ તપ વ્રતે, બહુ કીધો કાષ્ટા કર્મ;
જ્ઞાન ધ્યાન અતિ દાનથી, તીરથ આચરતા ધર્મ;
ધર્માધ્યાયન વેદશાસ્ત્ર પુરાણ, કોટી સાધનથી ન પરમ કલ્યાણ;
શ્રે નવ થાય ઉપાય અનેક, વીના મહદ પદરજ અભિષેક–સેવો૦ ૫૬
હરિજન તે હરીરૂપ છે, તેને મૂરખ નીજસમ જાણે;
જેમ શશી સાગરમાં હતો, માનો મીન પ્રમાણે;
મીન પ્રમાણે થયો નહીં સોમ, મકર રહ્યો જળ તે વસ્યો વ્યોમ;
તેમ વૈષ્ણવ વૈકુંઠે જાશે, અધમ તે હાંના હાં અથડાશે.–સેવો૦ ૫૭
ચાર વરણમાં શ્રેષ્ઠ સર્વથી, બ્રાહ્મણવર્ણ વીક્ષાત;
તે સહુના પણ કહાવે શિરોમણી, મ્હોટા મુનિવર સાત;
તે સાતે કરે ધ્રુવની પરીક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુત બ્રહ્મા;
વિબુધ વિચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણદેહ–સેવો૦ ૫૮
બ્રહ્માદીક વ્રજભકતની, પદરજ વંદે ગુણધામ;

દુર્વાસા રૂષી દીન થૈ, કર્યો અંબરીષને પરણામ;
કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરી પદજળ દ્રીજ ન્હાયા;
હરીજનથી મ્હોટું નહીં કોય, દુભવે તે દુખ પામે સત ખોય-સેવો૦ ૫૯
સંત સેવે નારદ થયા, જુઓ દાસીસુત હરિમંન;
તે સુરરૂષીના સંગથી, સમી વાસના ભીરની અગંન;
અગન મટી સમજાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યૂં છાંડીને કર્મ;
કલેશ મટે કરે પ્રભૂજન પ્રીત, દુભવેથી શાંતે સુકરીત.-સેવો૦ ૬૦
યોગી તરે કદા એકલો, હરીજંન તારે સહૂ સંગી;
સિંદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સુંદર રસરંગી;
રંગે રસીક સેવે ગુણ ગાય, પોતે પીયે સુધા સામાને પાય;
ભકતસ્નેહી સહુનૂં સરે કામ, ધ્યાની સાથે કોઇનો નહિ ઠામ.-સેવો૦ ૬૧
સરવ પ્રાણી ઉપર દયા, આણવો નહિ કોઇનો દોષ;
વશ કરવી ઇંદ્રી સહૂ, યદ્રીચ્છા લાભ સંતોષ;
સંતોષ ધરી વદવી સત્યવાણી, દ્રડ આશ્રે પ્રભૂ દીનતા આણી;
દુષ્ટસંગથી રેહેવું દૂર, વસવૂં સદા હરીજંન હજૂર.-સેવો૦ ૬૨
દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભૂલાવે ભગવંત;
સ્નેહ કરાવે શ્રી કૃષ્ણસું, તે તે કહિયે સાચા સંત;
સંત સાચા તેની સંગત કરિયે, અસમર્પીત અન્ય શ્રેથી ડરિયે;
હૂં હરીનો હરી માહારા નાથ, એ નિશ્ચે કરવૂં મન સાથ.-સેવો૦ ૬૩
અન્યાશ્રય સમરપીત, એ બે મ્હોટા દુસ્તર રોગ;
સરવ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છીષ્ટ કરવો ભોગ;
ભોગ કરવો હરીભકતની સંગે, એક જ શ્રીકૃષ્ણ સેવવા રંગે;
દ્રડ આશ્રે ગુરૂદેવનો ધરવો, તો વત્સપદવત ભવદધી તરવો.-સેવો૦ ૬૪
ગૂણની ઉપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ;
પણ અવગુણ સામો ગુણ કરે, તે મ્હોટા હરિદાસ;
દાસ દોષ સહુના સંતાડે, હોય અલ્પ તે અધિક દેખાડે;
સાગર લંછન વિખ શિવ પીધૂં, શશીધર પ્રગટ લલાટે લીધૂં-સેવો૦ ૬૫
વિશ્વંભર વશ તેહને, જેનૂં ચિત્ત સદા પ્રભુપાસ;
હિત ઇચ્છે સહુ જગ્તનૂં, નવ ધરે કોઇની આશ;
આશ ધરે એક શ્રીગોપાળ, વીતીત કરે હરી સેવામાં કાળ;
એવા ગુરૂનો લઇયે ઉપદેશ, ધરિયે સાચો વૈષ્ણવનો વેશ.-સેવો૦ ૬૬

ધ્યાન મૂળરૂપ શ્રીગુરૂ પૂજન, પુજનનું મૂળ ગુરૂપાએ;
મંત્ર મૂળ ગુરૂ વાક્ય છે, મૂળ મોક્ષનૂં ગુરૂ કૃપાએ;
ગુરૂ કૃપા વાંછીત ફળ થાય, હરી રૂઠે તો ગુરૂ કરે સ્હાય;
ગુરૂ કોપે કંઇ નહીં ઠેકાણૂં, અધિક આશ્ચર્યથી કો નવ જાણૂં.–સેવો૦ ૬૭
ક્રોધી ગુરૂ તો નૃસિંહજી, કામી હોયે તો કૃષ્ણને કહિયે;
લોભ દાખે તો વામનજી, પણ હરિ સાચા એમ લહિયે;
લહિયે એ પારખે દાખે જો દુકૃત, તોપણ માનિયે તેથકીગત્ય;
જેણે સોંપી આપ્યા જુગદીશ, તેનો ઋણી સદા છે એ શીશ–સેવો૦ ૬૮
ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવૂં ઉદાસ;
વિશ્વંભર પુરે વિશ્વને, તે કેમ ભૂલે નીજ દાસ;
દાસ આશ પૂરે સહુ વણ માગે, વણ કહે સાહ્ય કરે અનુરાગે;
હરી ભજન કાંઇ નવ રહે ખાંમી, નથી અજાણ્યા અંતરજામી.–સેવો૦ ૬૯
અજબ ગુલમ્હેરી જળ વસે, પંક્ષણી રટે મુખ હરીનામ;
ખાનપાન માટે નવ કરે, છૂટે મુખથી સુંદર શ્યામ;
શ્યામે વિચારી કર્યું તેહને સૂખ, ચરણી ચરવા કર્યાં મોરનાં મૂખ;
પુંછે વદન કર્યું ઊંટની ગ્રીવા, શ્રીહરી યુક્તિ કરી જળ પીવા.–સેવો૦ ૭૦
અજગરને અનાયાસ હરિ આપે, આહાર આનન મિળાવી;
શકરખોરને સાકેર, સાગર બેટમાં છે મીળાવી;
મેળવે ચાતકને જળસ્વાતી, ગિરિશૃંગ વૃક્ષ પોખે કોઈ ભાતી;
સ્રીસ્તને પય કર્યું પોખવા બાળ, તે તૂંને નહિં ભૂલે ભજ ગોપાળ.–સેવો૦ ૭૧
ભક્ત મનોરથ સરવ પુરે પ્રભુ, કઠીણ, સરળ, ગુરૂ નાહાના;
પુર્યાં તેહેનું તેહેનું નામ કહું, તૂં પુછેશ કહાના કહાના;
કહાન ગયા કૂબજાપતી થાવા, પારથપત્ની થયા જળ પાવા;
પુરી પુત્ર થૈ અદીતીની આશ, પાંડવકાર્યે કર્યાં થઈ દાસ.–સેવો૦ ૭૨
છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ બળી ભૂપ;
નરસૈયાના બાપનૂં શ્રાધ સાર્યું, સેના માટે નાપીકરૂપ;
રૂપ માહાર દામાજી સારૂં, નામાનૂં છાપરૂં છાયૂં ચારૂં,
વારી વહ્યું ત્રીલોચન ઘેર, મીરાંબાઇનૂં પીધૂં ઝેર.–સેવો૦ ૭૩
ઇચ્છે રૂડૂં પ્રભૂ જગતનૂં, કેમ કરે કુડૂં નીજ દાસ;
જે કરશે હરી તે ભલું તાહરૂં, તૂં ધર દૃઢ વિશ્વાસ;
વિશ્વાર રાખ કલ્પના મૂક, સેવા સમરણમાં નવ ચૂક;

નહિ મળે ફરી અવસર આવો, હરિ ભજી લો મનસા દેહ લ્હાવો.–સેવો૦ ૭૪
દુ:ખ થાયે હરી સેવતાં, તે સૂધાસમૂ પરમાણો;
વિષય ભોગનું સુખ છે, તે વીખ સરખું સહુ જાણો;
જાણો જેમ ખસ ઘસતાં મીઠી, ક્ષણ પછી આગ ઉઠ અંગીઠી:
ઓસડ પીતાં કટુક તર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે;–સેવો૦ ૭૫
શ્રી ગીરીવરધર સેવતાં, ભય રાખવો ભૂપતિમાન;
બાળકસમ વાત્સલ્યતા, ધરવો સ્નેહ તે જાર સમાન;
જાર સમાન પ્રીએ પ્રભૂ લાગે, તો દુખ જનમ જનમનાં ભાગે;
પ્રેમપીયુષ પીધૂં તે જાણે, નથી સ્વાદ કોઇ એહ પ્રમાણે;–સેવો૦ ૭૬
જે પ્રતિકુળ પ્રભુ સેવતાં, તેને તજીયે ના વળિગીયે વ્યથી;
જનુની જન પતિ પુત્ર ભ્રાત, ગુરૂ છોડ્યા જદપી સંમ્રતી;
સમરત તાત તજ્યો પ્રહલાદે, ભરત માત મૂકી હરિસ્વાદે:
પતી ઋપીપત્ની, બીભીષણ ભ્રાત, ગુરૂ ના ગણ્યા બળિએ સાક્ષાત;–સેવો૦ ૭૭
દેવ પીતૃ ને મનુપ રણ, ત્યાંલગી માણસને કહેવાય;
જ્યાં લગી સરવાતમા, એવા શ્રીકૃષ્ણ શરણે ન જાય;
શરણ ગયે સરવે રણ છૂટે, ચિત્રગુપ્તનૂં લેખૂં ત્રૂટે;
કાળ કરમનો ભય નહીં તેને, શીશ ધણી સમ્રથ હરિ જહેને–સેવો૦ ૭૮
કરતૃં અકરતું અન્યથા કર્તું, સમ્રથ શ્રી હરિ રાય;
ના થાવાનો કરે પદારથ, થાનારો મટી જાય;
મટી ગયૂં જો વસિષ્ટે વિચાર્યું, તે સમે વન જે સમે રાજ ધાર્યું;
બ્રહ્માના સુત એ ત્રીકાળના જ્ઞાની, ઇચ્છાયે વચને તેનૂં પણ હાની;–સેવો૦ ૭૯
સહસ્ર ભૂજાપતિ રાખશે, તેને હણશે શૂં બે ભુજવાળો;
તેજ પુરૂપ જ્યારે મારશે, ત્યારે કોઈ નથી રાખનારો;
રખવાળો રીપૂ છે નહિ કોઈ, સઘળી વસ્તૂ શ્રીકૃષ્ણથી હોઈ;
કરતા હરતા એક શ્રી વ્રજરાય, એના કર્યા વીના કાંઈ ન થાય.–સેવો૦ ૮૦
કર્યું થાય શ્રીકૃષ્ણનૂં, કોથી ઘટે નહીં લેશ;
તેજ પ્રમાણે સૂખ, લાભાલાભનો સંશે રે'શ;
રેસ રહે નહીં તે સમે સૂધ, જેવું હોનાર તેવી થાય બૂધ;
થાનાર તે તો સ્હેજે પણ થાય, તૂં કરતા નથી શીદ પસ્તાય–સેવો૦ ૮૧
હરિ જંત્રી તૂં જંત્ર છે, જેમ વાજે વજાડે જેમ;
કાષ્ટપૂતળી નૃત્ય કરે, સુત્રધાર નચાવે તેમ;

તેમ વિધિનીષેધ સહુ હરિ હાથે, તૂં મૂરખ તાણી લે શીદ માથે;
વિચાર જો જીવનું કર્યું હોય, તો દુખી જગતમાં થાય ન કોય–સેવો૦
જેની રચના જોઇને, ઘણો મોહ ઉપજે છે મંન;
તે કરતામાં કમી શી હશે, તૂં જોની વિચારી જંન;
જન થશે પૂર્ણ મનોરથ તારો, ધાટે શૂં મોહ્યો તૂં જો જડનારો;
તેને મળે પુરણાનંદ થાશે, ભવ વૈભવ તૃષ્ણા તટ જાશે–સેવો૦
કરવા પ્રસન ચાહ્ય કૃષ્ણને તો, અળગૂં અભીમાન નાખ;
શીઘ્ર દયા કેશવતણી, ઇચ્છે તો દીનતા રાખ;
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરીને;
બોતેર લક્ષ કોટીએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ–સેવો૦
શીળાબુદ્ધિ શાળીગ્રામમાં, હરિસ્વરૂપ તે ધાતુ પ્રમાણે;
મનુષ્ય લહે ગુરૂદેવને, ભક્તિભાવ વૈષ્ણવમાં આણે;
આણે માહાપ્રસાદ પ્રતી અંન, હરિચરણોદક પ્રીછે જંન;
અન્ય વર્ણાશ્રમ લહે હરીનામ, ઇત્યાદીકનાં નર્કમાં ઠામ–સેવો૦
નિગમ ચાર ખટ શાસ્ત્ર, અષ્ટાદશ પૂરાણ ચૌદ વિદ્યાય;
વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, ભણે ચોસઠે કળાય;
કળા રાગ છત્રીસે ગાય, વીસદ કીરતી ચક્રવરતી રાય;
પણ નથી ભક્તિ જો નંદકુમાર, તો સહુ ધૂળ મળ્યું ધિક્કાર–સેવો૦
એમ કરી સહુ વિદ્યા ભણિયો, મહાપંડિત કહાવ્યો જગત;
પણ તેનો સાર સમજ્યો નહીં, ન થયો ભગવતનો ભક્ત;
ભક્તિ વીના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદન ભાર;
જેમ અહીમણી હુતી મેળવે આહાર, તેમ તે ઉદર ભરે ધિક્કાર–સેવો૦
સ્પર્શમણીનાં પુરવીખે, રચ્યું ચીંતામણીમય ધામ;
કલ્પવૃક્ષની વાડ ગાયો ઘણી ઘેર, કામદુર્ગા જેનૂં નામ;
કામદુર્ગા અક્ષેપાત્ર અતૂલ, નવનિધ અષ્ટમાસિધ અનુકૂળ;
પણ નથી વલ્લભ જો વ્રજનાથ, તો એટલું મળે ઘસવા હાથ–સેવો૦
કૃષ્ણ કિરતન નહિ કર્ણમાં, તે શ્રવણ રાફડા કહિયે;
નિરખ્યા ના જેણે નેત્ર ભરી, કેકીપીછ ચાંદલા ન લહિયે;
લહિયે દાદ જીભ્યા હરિ નવ બોલે, કર પદ સેવારહીત શબ તોલે;
વૃક્ષ જીવન સ્વાસ ધમણ સમાન, ગ્રામશૂકરસમ છે ખાન પાન–સેવો૦

ગજ દરપણ જોનાર તું, સ્હામૂં દીસે જેવું તુજ પાસે;
દુષ્ટને દુષ્ટ સાધૂને સાધૂ, ભવ આ દૃષ્ટિમાં ભાસે;
ભાસે તે સહુ નીજમાં છે જાણો, દોષરહિત દુનિયા પરમાણો;
એવે વીવેકે જો રહેવાય, રાગદ્વેષ નહિ કો થકી થાય—સેવો૦ ૯૦

જીવ સરવ હરિઅંશ છે, ત્હેના વિચિત્ર ભાતી સ્વભાવ;
સર્વથી હળિમળિ ચાલિયે, એ તો છે સંજોગ નદી નાવ;
નાવ તરંગ નદી એમ જાણો, કોથી બગાડે બે દિવસનો પ્રાહાણો;
સહુને સદા એક સ્થળ નથી રહેવું, કટુવચન માટે કોઇને નકહેવું.—સેવો૦ ૯૧

કાંઇ પ્રભૂ પાસે ન માગીયે, માગે પસ્તાવો થાય;
ઉદાસી આવે નાથને, વ્યાપાર સરીખૂં જણાય;
દેખાય એવું માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો;
વણ માગે એ આપે સહુ સ્વામી, નથી અજાણ્યા અંતરજામી.—સેવો૦ ૯૨

દાસીના સુતના સહૂ પીતા, રાણી સુતનો એક રાય;
ભક્તિઅંશ શ્રી કૃષ્ણ સેવે, ને માઇક સરવને ધાય;
ધાયે તોયે કર સાહે ન કોય, કામ પડે ત્યારે અંતે રોય;
આવાગમનમાં સદા અથડાય, કો કાળે હરિવીના ગત્ય ન થાય—સેવો૦ ૯૩

ન્હાનો પદારથ મોટો દેખાડે, ને પાકને દાખે કાચો;
ઉગ્ર હોયે તેને અણૂ બનાવે, ને જુઠો મનાવે સાચો;
સાચો ભાસે એજ માયાનું રૂપ, એણે કીધા વશ રંકને ભૂપ;
એને જીત્યાનો છે એક ઉપાય, સાચ્યૂં શરણ લો શ્રીવ્રજરાય.—સેવો૦ ૯૪

માયા છે ઘંટી ખીલ હરી, ત્હેમાં જીવ ચરાચર અંન;
જે પડયું તે પીસાય છે, તૂં જોની પ્રગટ લોચંન.
લોચન જો એક વચ્ચે છે તેહ, ખીલ સમીપ રહે છે જેહ;
જે અણું ત્યાંથી ખસ્યો કણ આઘો, તે તતકાળ દળાવવા લાગો—સેવો૦ ૯૫

પરવારી સહુ કામથી, કોઇ મૃત્યૂ ન પામે જંન;
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત;
અંત આવ્યો હરી ક્યારે ગાશ, ચેત ચેત નહિ તો પસ્તાસ;
મર્ણ નહિ આવે કાનમાં કહિને, જશે ઓચિંતું અંધારૂં થઇને—સેવો૦ ૯૬

ઉત્તર વચન તે માનવૂં, પૂરવનૂં નહિ પરમાણ;
છેલ્લું રચ્યૂં શ્રી ભાગવત, સહુ પ્હેલાં રચ્યાં છે પૂરાણ;

પૂરાણ પ્રથકપ્રથક કર્યાં વ્યાસે, તોયે રહેતૂં ઉર ભરિયૂં ઉદાસે;
મર્મ બતાવ્યો નારદમિત્ર, સૂખ થાશે રચો ભકિત ચરિત્ર-સેવો૦ ૯૭
પુષ્ટીપથ પ્રભૂ શ્રી વલ્લભકુળ, જૈયે ત્હેને શરણ;
નામનિવેદન મરિયાદા ધરી, સેવીયે શ્રી ગીરિધરણ;
શ્રી ગિરધર ગુરૂ વૈષ્ણવ પ્યાર, ધરી ગતી કર માર્ગ અનુસાર;
મનુષ જનમનો એ છે સાર, જે માને તે પામે પાર-સેવો૦ ૯૮
મહામંદમતી જીવ કળીના, સર્વ શાસ્ત્ર કયાં ખોળે;
માટે સકળ સિદ્ધાંત સાર, શોધી કીધો છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભૂ મતી દીધી, નિજ જનજાણીને કરૂણા કીધી;
ભકિતપોષણ ધર્યૂં ગ્રંથનૂં નામ, કથે શૂણે સરે સર્વનૂં કામ-સેવો૦ ૯૯
એકસો ને એક ચંદ્રાવળા, એ ગ્રંથ તણા છે સાર;
પ્રતિપદ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર;
વીચારતાં વલ્લભ હરિ થાશે, સરવે કલેશ સમૂળા જાશે;
આચરણકરતાં આનંદની હેલી, ભકિત શ્રીકૃષ્ણની કરજો વ્હેલી-સેવો૦ ૧૦૦
મહાનદી શ્રી નર્મદા, તપ ચંદીપુરી ધામ;
જ્ઞાતી નાગર સાઠોદરો, ભટ દયાશંકર નામ;
નામ વલ્લભી વૈષ્ણવદાસ, ગુરૂ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ;
શીખે સાંભળે જે જન ગાય, તેને મન વાંછીત ફળ થાય-સેવો૦ ૧૦૧

(૨)

# રૂકિમણિ વિવાહ.

## મીઠું ૧ લું.

પ્રથમ શ્રી ગુરૂપદ પરણમૂં પ્રીતે, શ્રીકૃષ્ણરૂપ હ્રદે ધરૂં રે;
શ્રી રૂકિમણીજીનો વિવાહ સંક્ષેપે, પદબંધ પ્રેમ ધરી કરૂંરે. ૧
શ્રી ભાગવતદશમસ્કંધ મધ્યે, ત્રેપનમાં અધ્યા વિષેરે;
શુકજી કહે સુણો રાય રૂકિમણીજીનું, હરણ કર્યું દ્વારિકાધીશેરે. ૨
વૈદ્રભ દેશ વિખ્યાતરે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણૂંરે;
રાજ રૂડું ભીમકરાય ભૂપતજી, ભાગ્ય શું વર્ણવું તે તણૂંરે. ૩
પુત્ર પાંચ તેમાં જ્યેષ્ટ રૂકમૈયો, પુત્રી છે એક શ્રી રૂકિમણીરે;
પ્રગટયાં છે શ્રી મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શકું હું તેના ભણીરે. ૪

કન્યાકાળ કુંવરીજીને આવ્યો, માતપિતા બંધુ ધારિયુંરે;
રૂપ ગુણે સમોવડ સહુ રીતે, શ્રી કૃષ્ણવર એ વિચારિયુંરે. ૫
કુટુંબ સહોદર સહુકો ભાવ્યું, એક રૂકમૈયાને ન ગમ્યુંરે;
અરે ગોવાળ કેમ વરે મારી ભગની, કન્યા દીધી ત્યાં ઠરૂં ન હુંરે. ૬
દમઘોષનો સુત શીશુપાળ રાજા, કુળવંત છે જગ નામનારે;
તેની સંગે મારી બેન પરણાવું, સમરથ કો સમે કામનારે. ૭
એમ કહીને તતકાળ ઊઠયો, વેગે કહાવ્યું શીશુપાળનેરે;
લગન ઉપર જાન લઇ વેહેલા આવે, લાવે સંગે બહુ ભૂપાળનેરે. ૮
સુણી એમ સનમના થઇ સહુ ઉઠયા, ઉદ્યમ માંડયો વેહેવાતણોરે;
સુણી રૂકિમણીજીને તો ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણોરે. ૯
જે જે દેશથી જે દ્વિજ આવે, સહુને પુછીને નિશ્ચે કર્યુંરે;
સરવે કહ્યું નહીં કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત ત્યાં ઠર્યુંરે. ૧૦
નારદે પણ કહ્યું સહુ ગુણ પૂરણ, એક શ્રી કૃષ્ણ નિશ્ચે કરીરે;
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મનથકી અરપ્યો શ્રીહરીરે. ૧૧
અંન ના ભાવે ને નિદ્રા નાવે, કેહેવાય નહિ દુઃખ કોઇનેરે;
નાથ સંભારે ને નિશ્વાસ મુકે, રાત દિવસ કહાડે રોઇનેરે. ૧૨
એવામાં જાન લઇ શીશુપાળ આવ્યો, સાથે છે રાજા બિજા બહુરે;
કાશીરાજ દંતવક્ર જરાસંધ, શાલ્વ સહિત સૈન્યા સહુરે. ૧૩
સામા જઇને ભુપે સનમાન કરીને, લાવિ ઉતાર્યા છે બાગમાંરે;
આવ્યો છે પણ કોડે પણ જશે માથે બોડે, ધિક્કાર પટ એના ભાગમાંરે. ૧૪
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તનમાંરે;
કયમ કરૂં કોહોની સંગે હું કહાવૂં, ધારે વિચારે છે મનમાંરે. ૧૫
એવામાં એક આશ્રિત દ્વિજ ધરતો, આવ્યો દેખી ધાર્યૂં ચિત્તમાંરે;
સાન કરી તેડયો સકુમારી, આવો ગુરૂજી એકાંતમાંરે. ૧૬
તેડી બેસાડીને કર્યો મનસૂબો, પત્ર લખીને એક આપીયુંરે;
દ્વારામતીપતીને જઇ આપો, કેહેજો દુઃખ જેહેવું વ્યાપીયુંરે. ૧૭
ત્રણ દિવસમાં છે લગન તે કેહેજો, વેહેલા વળજો પેખૂં પંથનેરે;
અંબીકા પૂજી પાછી વળું ત્યાંથી, મુજને હરે કેહેજો કંથનેરે. ૧૮
શિખવી સંદેશો ને વિપ્ર વળાવ્યો, વાડવ ચાલ્યો વેગેકરીરે;
વાત છે ગમતી તે એક દિવસમાં, દ્વારિકાં દેખાડી શ્રી હરીરે. ૧૯
નિરખંતો નગ્ર શોભા દ્વિજ ચાલ્યો, જોતાં પ્રસન્ન ઘણૂં થયોરે;

પૂછંતો પૂછંતો હરિ મેહેલે આવ્યો, દ્વારે આવીને ઉભો રહ્યોરે. ૨૦
પ્રભુજીને કહાવ્યું પ્રતિહાર સાથે, કહો કોઇ બ્રાહ્મણ આવિયોરે;
આજ્ઞા જો હોય તો મેહેલ મધે આવે, પત્ર કોઇએકનું છે લાવિયોરે. ૨૧
દ્વારપાળે સંભળાવ્યું શ્રી પ્રભુજીને, પત્રની વાત ત્યાં સાંભળીરે;
નાથ કેહે લાવો તે દ્વિજ રખે ખાળો, અંતરજામી પામ્યા રળીરે. ૨૨
સાંભળી વચનને સેવક દ્રોડ્યા, ભટજીને ભુવનમાં લાવીયારે;
દેખી પ્રભુ સિંહાસનથકી ઉઠ્યા, દ્વિજવર ત્યાં પધરાવીયારે. ૨૩
અર્ઘપાદ્ય સહિત પુજા કરી વિધિયે, વંદન કીધું વિશ્વંભરેરે;
ભોજન કરાવીને તંબોળ આપ્યું, પોરાડયા ચારુ સજ્જાપરેરે. ૨૪
પાસે બેઠા એક શ્રીહરી પોતે, અવર નહિ કો તેણે સમેરે;
હસ્ત જોડી શ્રીહરિ એમ બોલ્યા, ધન ભાગ્યેગ પધાર્યા તમેરે. ૨૫
તમ સરિખા મુનિવર માહા દુરલભ, સંતોષી સંત તપોનીધીરે;
એમ વિનય વીવેક મધુર વચનેથી, આગતા સ્વાગતા બહુ કીધીરે. ૨૬
કહો ઋષી કારણ પધાર્યાંનું, હોવાં કોણ દેશથકી આવિયારે;
વૈદ્રભદેશ વીશે અમો વસીએ, પત્ર આપ્યો એક લાવિયારે. ૨૭
તે આદર સહિત લીધું પત્ર પ્રભુજીએ, પ્યારીનું છે ઉર ચાંપિયુંરે;
જોતાં અશ્રુનાં બીંદુ માંહે દીઠાં, વિરહમુદ્રા જાણે છાંપિયુંરે. ૨૮
પ્રીત પ્રીયાની દેખી નેત્ર ભરીયાં, ગદગદ કંઠ થયા ઘણુંરે;
પત્ર આપ્યું પાછું ભટજીના કરમાં, વાંચો તમોને અમો સુણુંરે. ૨૯
વાંચે છે વિપ્ર શામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે;
સ્વસ્તિશ્રી દ્વારીકાનગ્રીના નાયક, રાજરાજેશ્વર છો સદારે. ૩૦
ત્રીભોવનનાથ અનાથના બંધુ, સમ્રથ ચતુર ચિંતામણીરે;
કુંદનપુરથકી લખીતંગ તમ પદ, પંકજકિંકરી રૂકિમણીરે. ૩૧
પ્રાણપતી અભીવંદન તેનાં, અગણિત સેવામાં લાવજોરે;
જત અત્ર રાખીછું તેમ રહીછું, કુશળ સહિત વેહેલા આવજોરે. ૩૨
અપરંચ એજ લખ્યા કારણ છે, સહુ ગુણનીધીમાં સુણ્યા હરીરે;
તે થકી ચિત મ્હારૂં તમમાં લોભાણૂં, મનથકી હૂં તમને વરીરે. ૩૩
આપ કેહેશો કુળવંત કન્યાને, ના ઘટે કેહેવું સામું કંથને રે;
તે પણ સત્ય લોકીકની રીતે, પણ ના હોય તમ પંથને રે, ૩૪
હું તો તમારી સદા છું વીચારો, તે માટે મન તમમાં ઠરે રે;
પણ કીરતી સુણી વિશ્વમાં વનીતા, કોણ એવી જે તમને ના વરે રે. ૩૫

માટે સો વાતની એકજ કહું છું, આહાવે સમે રખે ચૂકતા રે;
ત્રણ દિવસમાં છે લગ્ન પારવતીજી, પુજાં ત્યાંથી રખે મૂકતા રે. ૩૬
તેહયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બિજાં સહુને તમો ભાવતા રે;
એ છે સિંહનો ભાગ શીયાળ ના પામે, જોજો આળસ ઉર લાવતારે. ૩૭
આળસ કરશો જો જીવન માહારા, તો માહારા પ્રાણ નિશ્ચે જશે રે;
જન્મો જનમ તમને નહિ ભૂલૂં, જ્યારે મળશો સુખ ત્યાંહાં થશે રે. ૩૮

## વલણ.

સુખ થશે પ્રીતમજીરે, જ્યાર ગ્રેહેશો હાથ;
દાસી ભણી દયા કરજો, પ્રભુ દીનાનાથ. ૧
તમો સમોવડ હૂં નથીરે, માહારા અંતરજામી;
જેવી તેવી પણ શરણ, આવી હું સ્વામી. ૨

## મીઠું ૨ જું.

વળતા શુકજી પછી એમ બોલીઆ, સાંભળ ભુપતીરે;
એહેવું સાંભળી પ્યારીનું પત્ર, વીકળ થયા પતીરે. ૧
પ્રભુ કહે શું કહીએ રે ભૂદેવ, અમારી પણ એ ગતીરે;
એ રાજકુમારી માટે, નિદ્રા નથી આવતીરે. ૨
અમો પણ પત્ર વાટ જોતા હતા, વિલંબ નથી કસીરે;
એહેવું કહીને ઉઠયા તતખેવ, ચિંતા મન વસીરે. ૩
કહ્યું સારથીને રથ લાવ, માહરો શીઘ્રે સજ કરીરે;
કેહેતામાં લાવ્યો તતકાળ, આરૂઢ થયા હરીરે. ૪
માંહે બ્રાહ્મણને પણ બેસાડયો, ચતુર શિરોમણીરે;
તમોપાખે ત્રિયાને કોણ, કેહેશે જઈ વધામણીરે. ૫
એવું કહી રથ ત્યાંથિ ખેડાવિયો, વાયુવેગે કરીરે;
થોડીવારમાં પોહોતો તાંહે, જાંહાં છે કુંદનપૂરીરે. ૬
નગ્ર દીઠું ને બ્રાહ્મણ મોકલ્યો, જઈ કોહો વધામણીરે;
હાવાં ત્યાંહાં પણ થાય શુકન, શ્રીઅંગે રૂકિમણીરે. ૭
વામ ઉરને બાહુ ફરકી આંખડી, જોઇને વિચારતાંરે;
એહેવામાં દીઠો આવતો વિપ્ર, વિમાસણ ધારતારે. ૮
બોલ્યો ગોરજી બાઇજી વધામણીછે, પ્રભુ આવિયારે;
એહેવું સાંભળી હરખ ના માય, બોલ્યાં પ્રાણ લાવિયારે. ૯

મુનિ કેહે પુર સમીપ પધારયા, પછી મુને મોકલ્યોરે;
કાહવ્યુંછે હાવાં રેહેજો પ્રસન્ન, દિવસ આવ્યો ભલોરે. ૧૦
પછે બહુ ધન વિપ્રને આપીઊં, તે પણ કહું કથીરે;
પધરાવ્યા છે પ્રાણજીવન, તેસમ તો કશું નથીરે. ૧૧
પછે પ્રેમસું કીધો પ્રણામ, શ્રી જગદંબા રૂકમણીરે;
દીધું આશિષ પ્રસન થઈ ઋષી, ચાલ્યા મંદિરભણીરે. ૧૨
હાવાં દ્વારિકામાં કેમ નિપન્યું, તે પણ કહું કથીરે;
બળદેવજી કહે પ્રભુ કયાંહાં, પધાર્યા દીસતા નથીરે. ૧૩
પછે ખબર થઈ જે પોતે તો, પધાર્યા કુંદનપુરીરે;
સુણી હળધર થયા તૈયાર, સેન્યા સહુ સજ કરીરે. ૧૪
જાણ્યું બંધવ એકલો કુંમકે, પુઠે પોતે પળ્યારે;
બહુ શીઘ્રતાએ બળભદ્ર, પ્રભુને આવી મળ્યારે. ૧૫
પછે ખબર પધાર્યાની ભીમક, રાજાએ સાંભળીરે;
સામા આવી કર્યું સનમાન, પ્રીતેથી હળીમળીરે. ૧૬
પછે પધરાવ્યા પુર માંહે, ઉતાર્યા તે સ્થળેરે;
જાંહાં ધાર્યો હુતો જાનીવાસો, થયું તે ઇચ્છાબળેરે. ૧૭
કીધું પુજન બહુ વીધી કૃષ્ણનું, રામનું પણ કર્યુંરે;
ઘણાં આપ્યાં આભુષણે વસ્ત્ર, રાજાનું મન ઠર્યુંરે. ૧૮
કીધી આગતાસ્વાગતા બહુ વીધી, ને રાયજી વળ્યારે;
સમાચાર જાણી પુરલોક, સહુ જોવા મળ્યારે. ૧૯
જોઈ સ્વરૂપ સુઘડતા શ્રીકૃષ્ણની, મોહ પામ્યું સહુરે;
આતો વર છે શ્રીરૂકિમણી જોડ, જોડું શોભે બહુરે. ૨૦
અમારા કાંઈ સુકૃત હોય તે, આવિને આહાં ફળોરે;
તેથકી પણ આ વર રૂકમણીને, નિશ્ચે મળોરે. ૨૧
હાવાં નગરીમાં ઘેર ઘેર તોરણ, કદળી સ્તંભ છેરે;
પુર શોભા કહિ નવ જાય, વેવા આરંભ છેરે. ૨૨
હાવાં કન્યાને પિઠિ ચોળાય છે, મંગળ ગવાય છેરે;
પેલે શિશુપાળે ચોળી છે રાખ, પીઠી કેહેવાય છેરે. ૨૩
હાવા અંબિકા પુજવા કન્યા ચાલ્યાં, ત્યાં શોભા બણીરે;
મધ્ય ચરણ ચાલે છે આપ, વીટી વળી સ્ત્રી ઘણીરે. ૨૪
દેશ દેશના ભુપ આવ્યા તે સરવે, સાથે સજ થયારે;

ઉઘાડાં ધર્યાં છે ખડ્ગ, શસ્ત્ર પાંખી રહ્યારે. ૨૫
કન્યા પારવતીજી પુજ્યાં, ગોરાણી પુજાવિયાંરે;
કર્યું ધુપદિપ નૈવેદ, તંબોળ ધરાવિયાંરે. ૨૬
પુષ્પમાળા ધરિ કરિ આરતીને, પાએ લાગિયાંરે;
મુજને મળજો શ્રીકૃષ્ણ ભરથાર, એ ફળ માંગિયાંરે. ૨૭
ગુરૂ પત્નીને મુખદ્વારે બોલિને, ઉમયાયે એમ કહ્યુંરે;
તુને ઇચ્છાવર મળશે તે, કારણ જાણે સિદ્ધ થયુંરે. ૨૮
સુણી એવું વળ્યાં સુકુમારી, સખીકર કરગ્રહીરે;
તે સમે નથી શોભાનો પાર, તે કેમ શકું કહીરે. ૨૯
લાંબી વાસુકી સરખી છે વેણુ, સચિકણુ સામળીરે;
અર્ધચંદ્રકારે છે કપોળ, નાસા જાણે શુક વળીરે. ૩૦
કોટી શશી ને સુરજ ઝાંખા પડયા, મુખ એનું નિરખતાંરે;
દંત પંગત કુંદ કળી પુષ્પ, વરખે છે હરખતાંરે. ૩૧
મોહોટી અણિઆળી ચંચળ આંખડી, ત્રાજડું શોભીએરે;
રદેકર કટી સીંહ સમાન, હરીમન લોભીએરે. ૩૨
ચાલે મંદગતી ગજ સરખડી, નૂતન વસ્ત્ર છેરે;
શોભે નખશિખ આભ્રણુ, અસદુષ્ટ ઉર સહસ્ત્ર છેરે. ૩૩
હાવાં પ્રાણપતી દીઠા સનમુખ, નીરખવા કારણેરે;
વામ હસ્તે ઊંચા કીધા કેશ તે, લટકાને વારણેરે. ૩૪
એવી શોભા જોઇને મુરછિત, થયા સહુ જન ભૂપતીરે;
પ્રભુ જોતાં સહુ સ્ત્રીજનની, પણ થઈ એ ગતીરે. ૩૫
પછી તે સમે તારૂણી નેત્રવડે, નાથ તેડીઆરે;
પ્રભુજી કેહે સમો છે હાંક, કેહેતાં અશ્વ ખેડીયા રે. ૩૬
નીજ રથ દંડગ્રહી ઉભાં રૂકમણી, રથ ત્યાંહાં આણ્યો સહીરે;
પ્રભુએ પોતાના રથ માંહે, ખેચી લીધાં કરગ્રહી રે. ૩૭
પાસે બેસાડીને રથ હાંકયો, આનંદ અતિ થયો રે;
જે જે શબ્દ કરે સુરીજંન, રૂકમણીકર હરી ગ્રહ્યો રે. ૩૮

**વલણ.**

હરી ગ્રહ્યોં કર જાણીનેરે, હરખ્યાં સરવ સ્વજંન રે;
પેલા રાજાઓની મુરછા વળી, થઈ ગયાં શ્યામ વંદન રે. ૧

અરે આ શું થયું, કૃષ્ણે કર્યું કન્યા હરણ રે;
શું મોહોડું કોઇને દેખાડીશું, આ થકી સારૂં મરણ રે. ૨

## મીઠું ૩ જું.

વળતા શુકજી તે વાણી એમ ઉચર્યા, સાંભળ પરિક્ષિત રાય;
હાવાં ત્યાર પછી કયમ નીપજ્યૂં, તુજને કહું તે કથાય;
જે જે બોલો શ્રી રૂકમણીનાથની.

વર કન્યા તો આગળ પધારીયાં, પુઠળ સૈન્યા બળરામ;
પાછળ શત્રુનું દળ દીઠું આવતું, ઉભા રહ્યા તેણે ઠામ-જેજે૦ ૨
માનભંગ થયારે સરવે ભૂપતી, તેણે ધારી એ યુદ્ધ;
પાછાં વળતાં તો નાક જાય છે, કન્યા લો કરી જુદ્ધ-જેજે૦ ૩
આવ્યા બાણનો મેહ વરસાવતા, રીસે બળતા સહુ થાય;
જાદવ સૈન્યા ઢાંકી લીધી શરવડે, દાંત પીસંતા જાય-જેજે૦ ૪
વળતા જાદવ જુદ્ધને વીફર્યા, વીંધ્યાં સહુનાં શરીર;
સૈન્યા મારી સુવાડીરે સાથરે, નાઠા વીર મુકી ધીર-જેજે૦ ૫
રૂકમૈયો બોલ્યો શિશુપાળસું, સાંભળ માહારૂં પણ એક;
જો હું રૂકમણી પાખે પાછો ફરૂં, પુરમાં પેસું નહિ છેક-જેજે૦ ૬
બીજે મારગે કૃષ્ણ પુઠે પળ્યો, બકતો બકતો બહુ જોર;
ઉભો રેહ ઉભો રેહ કયાંહ જાય છે, માહારી ભગનીના ચોર-જેજે૦ ૭
એવું કહી ત્રણ બાણ ત્યાંહ મુકીયાં, છબીલે છેદ્યાં તતકાળ;
દેખી પાંચ ફેકયાં બીજાં પાપીયે, તે પણ ભાગ્યાં શ્રીગોપાળ-જેજે૦ ૮
પછે શ્રીકૃષ્ણે ત્રણ શર છોડીયાં, છેદ્યૂં સારથીનું શીશ;
રથ ભાંગ્યો ધનુષ ત્રોડી નાખિયું, એહેવું કીધું શ્રી જગદીશ-જેજે૦ ૯
બીજું કોડંડ ગ્રહ્યું તે પણ કાપિયું, ત્રીજાંની પણ એ ગત્ય;
વળતો ખડગ ચરમ લઈ દ્રોડિઓ, રીસે દાઝ્યો છે અત્ય-જેજે૦ ૧૦
પ્રભુએ પણ વિદ્યાધર ખડ્ગ કાહાડીયું, સામા ધસ્યા કરી ક્રોધ;
જેહેવે મસ્તક છેદે છે શ્રીહરી, કીધો રૂકમણીએ રોધ-જેજે૦ ૧૧
એ ના ઘટે નાથ ચતુરશિરોમણિ, અપજશ જગતમાં થાય;
જેવો તેવો પણ ભાઇ એ માહારો, સાળો તમારો કહેવાય-જેજે૦ ૧૨
પ્રભુએ ધાર્યું જે રાણી રૂસે નહી, ધાર્યું મારૂં પણ થાય;
માર્યા સરીખો કેહેવાય રહે જીવતો, એહેવો રચવો ઉપાય-જેજે૦ ૧૩
ડાઢી મુછ મુંડીને પટા પાડીયા, શસ્ત્રે કરીને શ્રીનાથ;

રથની સાંગી પુઠળ લટકાવી, વસ્ત્રે બાંધ્યા બેહુ હાથ-જેજે૦ ૧૪
એહેવે બળભદ્ર પુઠળથી આવીયા, જીતીને સહુ રાય;
દીઠો રૂકમૈયાને રથે બાંધીઓ, ઘણું લજવાતો જાય-જેજે૦ ૧૫
હાં હાં આ શું કર્યું ભાઈ ના ઘટે, આશો કીધો કદ્રૂપ;
એહેને મરણથકી અધિકું થયું, એ છે અહંકારી ભૂપ-જેજે૦ ૧૬
રૂકમણીજીને રૂડું મનાવવા, કીધો વચન વિવેક;
છોડી મુકયો રૂકમૈયાને હળધરે, બંધે બંધવ હસે એક-જેજે૦ ૧૭
પછે રૂકમૈયો પુરમાં પેઠો નહી, વાસ્યું ભુજ કછ શેહેર;
પણ લીધાનું ફળ એ પટા પડયા, જવાયું નહી ઘેર-જેજે૦ ૧૮
હાવાં શિશુપાળની શી શોભા થઈ, થોડી સરખી હું કેહેશ;
ઠાલો ચાલ્યો તે નાક છેદાઈ ગયું, અંગે પીઠી મુખે મેશ-જેજે૦ ૧૯
નગારાં ને' નીશાન સંતાડયાં, મુખે પડી ગયા શોષ;
સહુકો સમસાનીઆ સરખા સનમન્યા, જાણે મુઓ દમઘોષ-જેજે૦ ૨૦
જરાસંધે ત્યાંહાં આસનાવાસના કરી, હું પણ હાર્યો સતરવાર;
તોહે મેં કાંઇ દુખરે નોતું ધર્યું, એહેવો ધારવો વિચાર-જેજે૦ ૨૧
અરે હાવાં દ્વારામતી પ્રભુ પોહોંચ્યા, સેન્યા સહિત બળરામ;
સામા ઉગ્રસેન આવ્યા શોભા ભર્યા, પધરાવ્યા નિજધામ-જેજે૦ ૨૨
જોશી તેડાવ્યા શ્રી વસુદેવજી, લગ્ન લીધું શુભ સાર;
લખી સ્વજન સરવને કંકોતરી, તેડાવ્યાં તેણીવાર-જેજે૦ ૨૩
મોહોટો મંડપ રચ્યોરે શોહામણો, વાજાં વાજે અપાર;
મંગળ ગાન કરે સરવે માનની, થઈ રહ્યો થેઇકાર-જેજે૦ ૨૪
વરકન્યાને પીઠી ચોળાય છે, ગોત્રજ દેવ્યા પૂજાય;
વૃદ્ધ શ્રાદ્ધ કીધું છે વસુદેવજી, દેવકી હરખ ન માય-જેજે૦ ૨૫
વરવધૂને મંડપમાં પધરાવ્યાં, વિપ્ર કરે વેદ ગાન;
કોઇએક કન્યાનાં માત પિતા થયાં, તેણે દીધું કન્યાદાન-જેજે૦ ૨૬
હસ્તમેલાપ થયો ને મંગળ ફેરા ફર્યાં, કીધા સર્વ પ્રકાર;
લાડકોડ રીતેભાતે શ્રી હરી આરોગ્યા છે કંસાર-જેજે૦ ૨૭
સહુને કંસાર ભોજન કરાવ્યાં, સંતોખ્યા સહુ જન;
બેહેન ભાણેજ પુજ્યને પોંખ્યાં, હરખ્યું સહુકોનું મંન-જેજે૦ ૨૮
કુળની રીતે છોડયા પછી દોરડા, આનંદ વરત્યો અપાર;
રાણી રૂકમણી પરણ્યાં શ્રીકૃષ્ણને, થઈ રહ્યો જેજેકાર-જેજે૦ ૨૯

કવિજનને કૃપા કરી શ્રી હરી, કીધાં દુખ સહુ ભંગ;
અંગ સહિત આપી પ્રેમલક્ષણા, ભક્તિ નીત સતસંગ—જેજે૦ ૩૦
ગુર્જરદેશમાં શ્રી નર્મદાજી તટ, ચંદીપુર ચારૂગ્રામ;
ત્યાંહાં શ્રી શેષશાઈ પ્રભુ વસે, ત્યાંહાં કવિનો વિશ્રામ—જેજે૦ ૩૧
જ્ઞાતિ વિપ્ર નાગરરે સાઠોદરો, ભટ દયાશંકર નામ;
વૈષ્ણવ વલ્લભી શ્રી ગુરૂ પ્રતાપથી, ગાયા ગુણ ઘનસ્યામ—જેજે૦ ૩૨
ત્રણ મીઠે શ્રીરૂકમીણીહરણ કથ્યું, એક સો પંદર પદ સાર;
શ્રી ભાગવત અનુસારે સંક્ષેપે કહ્યું, જે મહિમા હેનો અપાર—જેજે૦ ૩૩
જે કો ગાએ શિખે ને સાંભળે, પુરે મન વાંછિત કામ;
પ્રેમે પાઠ કરતાં મળે શ્રીહરી, એમ કહે દયારામ—જેજે૦ ૩૪

### વલણ.

દયાશંકર કહે કથારે, સુંદર સાર ચરીત્ર;
શ્રવણથી સુખ હોય સહુને, પતિત થાય પવિત્ર. ૧
કરતા હરતા શ્રી મહા પ્રભુરે, હું તો કેહેવઉં માત્ર;
સુણજો ભણજો ભાવ ધરીને, થાશો સહુ સુખ પાત્ર. ૨



(૨)

## સત્યભામા વિવાહ.

### ચોપાઈ.

પ્રથમે પ્રણમૂં શ્રીગુરૂના પાય, સમરૂં શ્રી ગોવરધનરાય;
કૃપા કરો જાણી મુજ દાસ, પુજ રૂદિયામાં પૂરો વાસ. ૧
શુભ મતિ દ્યો જન ગુણ ગાય, શ્રી સત્સભામાનો વિવાય;
શ્રીમદ્‌ભાગવત ભર્યું રે આનંદ, જેમાં રસનિધી દશમસ્કંધ. ૨
તેનો છપ્પનમો અધ્યાય, શ્રીમાંતક મણીનો મહિમાય;
તેમાં હરિ સતભામા લગ્ન, સુણતાં થાય સહુનું મન મગ્ન. ૩
શુકજી કહે સાંભળ રાજન, તે તુજને કહૂં થઇ પરસંન;
સોળ સહસ્ર અષ્ટ પરણ્યા નાથ, કયહું પો'ળા નથી કીધા હાથ. ૪
કયહું છળ બળ કહિં ચોરી કરી, રીતસહીત ત્યાં પરણ્યા શ્રી હરી;
એ વિવાહમાં એક બીજો થશે, તે જાણુવંતી પરણી લાવશે. ૫
શ્રી દ્વારામતી નગ્રમોઝાર, ઉગ્રસેન શુભ મતિ નૃપ સાર;
વસે જાદવ ત્યાં છપ્પન ક્રોડ, નહિ જુગમાં કો તેની જોડ. ૬

જાદવ એક સત્રાજીત નામ, કન્યા સતભામા તેને ધામ;
પ્રભાકર તેહનો ઇષ્ટદેવ, કરે સત્રાજીત તેની સેવ. ૭
પ્રસન થયો કરી કરૂણા ઘણી, સુરજે આપ્યો શ્રીમાંતક મણી;
દિવ્યમાન તેજસ્વી અપાર, કનક ઝરે નીત ચોવીસ ભાર. ૮
નીતપ્રત્યે પૂજન તેનૂં કરે, બ્હાર જાય તો કંઠે ધરે;
એક દિવસે કંઠે ધરી મણી, સત્રાજીત આવ્યો સભા ભણી. ૯
દૂર થકી દેખી સહુ જંન, થયા ચકિત પોતાને મંન;
કાંતિ જોઈ ઘણો કરિયો વિચાર, સૂર્ય આવે છે સભામોઝાર. ૧૦
કૃષ્ણ કેહે દિનકર નવ હોય, હશે સત્રાજિત જાદવ સોય;
જાણ કર્યૂં રાજાને સહૂ, આવે છે રવી તેજસ્વી બહૂ. ૧૧
એવું કહેતામાં આવ્યા ત્યાંહ, રાજ્યસભા રાજે છે જહાંહ;
આસન આપ્યૂં આદર કરી, ક્ષણ એક પછી બોલ્યા શ્રીહરી. ૧૨
સુણો સત્રાજિત માહારી વાત, જેથી જશ વાધે વિક્ષાત;
સૂર્યભક્તિ તમે કરી ઘણી, મોટું ભાગ્ય પામ્યા આ મણી. ૧૩
હવે એ ભેટ ભૂપને ધરો, કહ્યું હમારૂં જો તમે કરો;
મણી શોભે એ રાજદ્વાર, આપણને સેવાનો અધીકાર. ૧૪
એવૂં વચન બોલ્યા જુગદીશ, સુણી સત્રાજિતને ચડી રીશ;
ગર્વે ભર્યું કહ્યું એક વચંન, સુણતાં સભાસહિત રાજંન, ૧૫
મણી માગ્યો શું લજ્જા પરહરી, સુરજ સેવ્યા છે મેં શ્રમ કરી;
એવું કહિ આવ્યો નીજ ધામ, મણી પધરાવ્યો પૂજાને ઠામ. ૧૬

**વલણ.**

પૂજા ઠામ પધરાવિયો, મણી શ્રીમાંતક જેનું નામરે;
પછી આગળ કથા કયમ થઈ, તે કહે જન દયારામરે. ૧૭

**ઢાળ.**

શુકદેવ વાણી ઓચર્યાં, સાંભળ પરીક્ષત રાય.
એ જાંબુવંતી શી રીતે પરણ્યા, તેનો કહું મહિમાય; ૧
ભ્રાત સત્રાજીતનો, તેનૂં પ્રસંન્ન એવૂં નામ.
વંન ગયો મણી ધરી કંઠે, તુરી મૃગયા રમવા કામ; ૨

**રાગ ધોળ.**

રમતાં સિંહ મળ્યો એક વાટેરે, અશ્વ સહિત હણ્યો મણી માટેરે;
મણી સિંહ લઇ સાથી ચાલ્યોરે, તેને જાંબુવાને આવી ઝાલ્યોરે. ૧

રીંછરાજે હણ્યો સિંહ ઠામેરે, મણી લેઈ ગયો નીજ ધામેરે;
કન્યા જાંબૂવતી હતી ઘરમાંરે, આપ્યો રમવા મણી તેના કરમાંરે. ૨
એકઠા રહી એણે ઠામરે, કહ્યૂં નિપજ્યૂં જે એને ધામરે;
ઘેર આવ્યો નહીં જ્યારે ભ્રાતરે, સત્રાજીતે ઉરાડી વાતરે. ૩
મરાવ્યો કૃષ્ણે માહારો ભાઈરે, મણી લીધો એવા અન્યાઇરે;
એવૂં કલંક ચોટયૂં જુઠૂં હરિનેરે, સહુકો વાત કરે ફરી ફરીનેરે. ૪
કૃષ્ણ કહે સાંભળો સહૂ જંનરે, નિશ્ચે કરિયે ચાલો સહૂ વંનરે;
સરવે ચાલ્યા જોતા તૂરીચર્ણરે, આગળ દીઠા પામ્યા બેહુ મર્ણરે. ૫
ડંખ દીસે વ્યાઘ્રના અંગેરે, દાખ્યા કૃષ્ણે હૂતા જે કો સંગરે;
ત્યાંથી ચાલ્યા વ્યાઘ્રનપદપૃષ્ટેરે, વ્યાઘ્ર પ્રાણરહીત પડયો દૃષ્ટેરે. ૬
ત્યાંથી રીંછનાં પગલાં દીઠાંરે, તેતો ગિરીની ગુફામાં પેઠાંરે;
ત્યાંથી ચમકયા સરવે ભય પામીરે, પેઠા કંદરામાં અંતરજામીરે. ૭
જાંબુવતીને દીધૂં દરસનરે, મણી લેતાં કીધૂં રૂદંનરે;
એટલે જાંબુવાન આવ્યો ધાઈરે, જુદ્ધ કીધૂં સંગે જદૂરાઈરે. ૮
મુષ્ટિ પ્રહારે વઢયા બેઊ બળિયારે, સત્તાવિસ દીવસ વીતી વળિયારે;
જાંબુવાન થયો ગતીભંગરે, હરિને પ્રહારે ચૂરણ થયૂં અંગરે. ૯
સાંભરયું વચન કહ્યૂં રઘૂનાથેરે, કૃષ્ણ થઇ વઢીશૂં તુજ સાથેરે;
તે સાંભળી લજ્જા મન પામ્યૂંરે, કીધૂં સ્તવન ચરણ શીર નામ્યૂંરે. ૧૦
ગ્લાની પામ્યો ઘણો થયો અન્યારે, માટે પરણાવી પોતાની કન્યારે;
જાંબુવતિકર હરિકર થાપ્યોરે, સસરે મણી પેહેરામણીમાં આપ્યોરે. ૧૧
સજોડે આવ્યાં શ્યામસદંનરે, જોઈ હરખ પામ્યા સહૂ જંનરે;
સત્રાજીત સભામાં તેડી લીધોરે, જોતાં સર્વ મણી કર દીધોરે. ૧૨
વીતી વાત તે સરવે જાણીરે, સભામાંથી ઉઠયો લજ્જા પામીરે;
પસ્તાતો આવ્યો પોતાને ઘેરરે, કીધું સમર્થ સાથે વેરરે. ૧૩

## વલણ.

સમર્થ સાથે વેર કીધૂં ને, કરવો કોણ ઉપાયરે;
પ્રભૂ રોસ મૂકી પ્રસન મુજપર, કોણ રીતે થાયરે. ૧૪
જો સમંધ જોડૂં સાંકડો તો, જાય મનનૂં ઝેરરે;
પુત્રી પરણાવૂં પ્રેમથી તો, જામાત્ર આવે ઘેરરે. ૧૫

## રાગ ધનાસરી.

વળતા શુકજી તે વાણ એમ ઓચર્યાં, સાંભળ પરીક્ષત પુન્ય પવીત્રજી; ૧
સત્તભામાનો વિહિવાહ મળ્યો માધવસાથે, સુંદર કહું તે તુજને ચરીત્રજી. ૨
પેહેલાં કૃતવર્માં અક્રુર સતધન્વા, ત્રણેને દીધી હૂતી વિહિવાની આશજી; ૩
સત્રાજીતે પોતાને મન નિશ્ચે કરીને, ઘેર તેડાવ્યા માહા મુનીજંનજી. ૪
પધારો મુની કુંકુમ કચોલે ભરીને, વસુદેવકેરે ભૂવંનજી; ૫
કરજો તિલકને કહેજો શ્રીકૃષ્ણને સુખેથી, મુખે સતભામા અર્પી ઉલ્હાસમાંજી. ૬
વસુદેવને કહેજો ઘેર ગણેશ બેસાડે, કરે લગ્નસજાઈ એક માસમાંજી; ૭
એવું સાંભળી રૂષી રળિયાત થયા ને, વસુદેવને મંદિર આવિયાજી. ૮
વરને તિલક કરી સમાચાર કેહેજો જે, સત્રાજીત વેહેવાઇએ કાહાવિયાંજી; ૯
વસુદેવજી હરખ્યા સુણી દેવકીજી હરખ્યાં, અપરમાતા આનંદ સર્વ અતિઘણુંજી. ૧૦
હરખ્યા ઉગ્રસેન સાથ સ્વજંન સકળ, સાંભળી લગ્ન હરીતણૂંજી; ૧૧
સરવે ટોળે મળી રળિયાત થઇ આવ્યૂં, સત્રાજીત વેહેવાઇશું હળિમળિજી. ૧૨
ગજઉપર મેહેલી સરવે સર્કરા વેહેંચી, નગ્ર દ્વારકાં પામ્યૂં રળીજી; ૧૩
ગજાનંદ શુભ બેસાડયા મંદિર મુહુરત કીધું, ઠોર ઠોર લખી કંકોતરીજી. ૧૪
અષ્ટમાસિદ્ધ નવેનિદ્ધ આવીને બેઠાં, સમો જાણીને સેવવા શ્રીહરીજી; ૧૫
વિશ્વકર્માં આવ્યારે સર્વે સાલવી સાતે, ચિત્ર વિચિત્રના મંડપરચીજી. ૧૬
પ્રભુને પીઠી ચોળવા મંદિર માનુની જાય, લાવે લાડકા લાડુ સ્વજનજી; ૧૭
જેવો વહાલો બિરાજે તેવાં શોભે સતભામા, શોભા સમોવડ બંને ભુવનજી. ૧૮
આવ્યાં લગ્ન ટુંકાંને સહુકો નોતર આવી, સહુકોને ઉતારા આપિયાજી; ૧૯
જેહેને જેમ જોઇયે તેમ તેને રીતે પોંહચે, એવા અધિકાર સેવકને સોંપિયાજી. ૨૦
આવ્યા પાંચે પાંડવ કુટુંબ સરવે સજોડે, દેશદેશના ભૂપતી આવિયાજી; ૨૧
આવ્યાં શીવ પાર્વતીજી ગંગાસહીત, સાવિત્રી શચી ઇન્દ્ર સંગે લાવિયાજી. ૨૨
આવ્યા નારદ શારદ સનકાદીક મુન્ય, ધર્મ વરૂણ સૂર્ય ને ચંદ્રજી; ૨૩
આવ્યા નવકુળનાગ ને અષ્ટકુળ પર્વત, આવ્યા શિષ્ય સહસ્ર મુનીંદ્રજી. ૨૪
આવ્યા ધ્રુવ પ્રહ્લાદ નવયોગી વિભીષણ, બળિ વિદુર સુદામા શુકદેવજી; ૨૫
આવ્યા સાગર સલીતા ને યક્ષ કિન્નર, ગાંધર્વ આશ રાખે કરવા સેવજી. ૨૬
અંગ વંગ કલંક કૌકટ માધવ મારૂ, મચ્છ કુંતલ વૈરાટ શુરસજી; ૨૭
ઇત્સાદિક દેશના આવ્યા સરવે નરેશ, જાણી સ્વામી સેવકનો સંબંધજી. ૨૮
આવ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળનાં જે પ્રાણી, જે કોઇ હુતા સ્વજન હરિદાસજી; ૨૯
સાબેલા થઈ સહુકો આવિયા, વસુદેવજીકેરે અવાસજી. ૩૦

મણી સુવર્ણમય શોભે આભ્રણ અંગે, સહુકો દીસતા ઝાકઝમાળજી; ૩૧
સહુકો સાથ થઈ સુખમાં વિહીવા મ્હાલે છે, વૃદ્ધ યૌવન ને વળિ બાળજી. ૩૨
શુભ માસ દિવસ શુભ વાર નક્ષત્ર યોગ, પૂરણ ગૃહ નક્ષત્ર સારજી; ૩૩
લગ્ન ઘડિયાલાં લગ્નપત્રી લઇ આવ્યાં, વિપ્ર વસુદેવકેરે દ્વારજી. ૩૪
પ્રેમે પગરણ માંડયાં ગોત્રદેવ્યા બેસાર્યાં, વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવજી; ૩૫
ગૃહશાંતિક કીધું વાડવ વેદ મંત્રેથી, આશીરવચન ભણીને તતખેવજી. ૩૬
સર્વ લગ્નને દહાડે કારજ કરવૂં તે કીધૂં, એટલે વરઘોડાની વેળા થઇજી; ૩૭
ખાનપાન કરીને જાન સજ થઈ છે, સર્વે શોભા ન જાય મૂખે કહીજી. ૩૮

### વલણ.

મુખ શોભા કયમ વરણવું, રચના રચી છે અપારરે;
જન દયો કહે ગુરૂ કૃપાથી, કાંઇએક કરૂં ઉચ્ચારરે. ૩૯

### ધોળ.

વળતા શુકદેવ વાણી એમ ઓચરે, સાંભળ પરીક્ષત ભૂપ;
જાદવપતિની જાનમાંરે, શોભા વાધી છે અતીરે અનૂપ;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૧
વાનેવાલી વરરાયનેરે, ચોળી કરાવ્યું સ્નાન;
અંગવસ્ત્ર કરી પીતાંબર પેહેર્યું, કરે માતુની મંગળ ગાન;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૨
કંઠે રાજે સુવર્ણ સાંકળી, મોટી મુક્તાફળનીરે માળ;
હરીને હસ્તે કનક કડાં સાંકળાંરે, કટીમેખળા શોભે વિશાળ;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૩
કાને કુંડળ શોભે વારૂ વેળિયૂં, કેસર અરચા કીધી છે સાર;
હરિને ભુજે બાજુબંધ બેરખારે, ચરણે નેપુરનો ઝણકાર;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૪
નખ શીખ આભ્રણ પેહેરિયાં, ઉપર ઓઢી અનોપમ શાલ;
ખુપ વાળીને આંજી આંખડીરે, કાજળ ટબકું કીધૂં છે ગાળ;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૫
મીંઢળ બાંધ્યૂં કર દક્ષણેરે, ગોત્રજને લગાડયા પાય;
પાન મુદ્રા શ્રીફળથકીરે, પોસ ભરાવી જાદવરાય;
વરઘોડો દ્વારકેશનો જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૬
પુષ્પમાળા ગજરાં બેહેરખાં, ચારૂ મોજડી પેહેરી બે ચર્ણ;

બેહેની સજોડે લૂણ વળાવે, અશ્વે ચઢી આવે અશરણાશર્ણ;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૭
લગામ ગૃહી કુંતાજી ર્‌હ્યાંરે, વીરે મનાવ્યું મંન;
મોહાડ બાંધ્યો છે માતા દેવકીરે, રમણ દીવો ગૃહ્યો થઈ પરસંન;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૮
ચાલે સરવે ચતુરાઇથીરે, વરની સાથે સાબેલાની હાર;
હસ્તી ઘોડા રથ પાલખી, આગળ ભૂપતી ચાલે અપાર;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૯
પોતપોતાના બનાવથી ચાલે, સર્વેકો જેમ જેનૂં મંન;
શીવ બ્રહ્માદીક ચાલ્યા હળીમળીરે, પ્હેરી ઓઢીને પ્રસંન વંદન;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૧૦
કોતલ અશ્વ ગજ ચાલે ઘણા, અળગારે ચાલે અસવાર,
મંગળ ગાય પૂંઠે માનનીરે, નહિ પાયદળ જનનો પાર;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૧૧
ગુણીજન ગાન કરે ઘણૂં, કરે અપ્સરા વળિ નૃત્ય,
વાજીત્ર વાજે વિધવિધતણાંરે, ઉંટે નોબત ગડગડે અત્ય;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૧૨
આતસબાજી ઊડે ઘણી, ધ્વજા પતાકા વિશાળ;
પ્રગટ કીધી છે કોટી દીપીકારે, સૌકો દીસતાં ઝાકઝમાળ;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૧૩
ત્રિલોક સુંદર નાથને શોભા સહિત, જુએ સહુ લોક,
ચકિત થયૂં છે સહુકો દેખતાંરે, જ્યાંહાં ત્યાંહાં ઊભાં છે થોકાથોક;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વરઘોડો વિઠ્ઠલેશનો. ૧૪
વાજતે ગાજતે આવિયા, સહુકો જાનીવાસાને ઠામ,
મામે ઊતાર્યા કેડે લઇરે, વરઘોડેથી સુંદર શ્યામ;
વરઘોડો દ્વારકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૧૫

### વલણ.

સુંદર શ્યામ પધરાવિયા, બેસાડ્યા શુભ આસંનરે,
વરરાજાને વીટીને, બેઠૂં સરવ સ્વજંનરે. ૧૬

## ઢાળ.

શુકદેવ કહે સુણો પરિક્ષિતરાય, દેવજે લઇ દારા કન્યાને ઘેર જાય;
દેવજે આપી વળી ગીત ગાતી નારી, કન્યાની માયે કરી કલુવાની તૈયારી. ૧
ગાજતે વાજતે આવ્યારે જાનીવાસે, મોડ મેહેલ્યો તે લાડકડી ભાસે;
પીરસે કલુવો વરરાજાની સાળીજી પ્રીતે, જમો જમોરે જમાઇડા ગોરી ગાય ગીતે. ૨
આરોગી ઉઠયા તે કલુવો સારંગપાણી, વરજા આવી માંડવે સમો જાણી;
વરરાજાને પોખ્યા લાડકડીની માતે, ઝુસર મુસળ ત્રાક રવાઇ રીતે ભાતે. ૩
ઘડી પીડી શરિયો સંપુટ વાલુ ઝડાકે, સાસૂયે તાણ્યૂં ચૂક કૃષ્ણનૂં નાકે;
રીતે પ્રીતે પ્રભૂ માહેરામાં આવ્યા, સુંદર સ્વરૂપ જોઇ સહુને મન ભાવ્યા. ૪
મ્હોટો મંડપ રચ્યો બહુ સહુ સુખ પામી, અદભુત રચના રચી છે નહિ કંઇ ખામી;
સુંદર વાજીત્ર વાજે થાય થૈકાર, ગર્ગાચાર્ય આદે કરે વેદોચ્ચાર. ૫
નવડાવી કન્યાને શણગાર સજાવ્યા, મીઢળ બાંધી ગોત્રજને પ્રણામ કરાવ્યા;
માહેરામાં મામાજીએ પધરાવીરે કન્યા, કૃષ્ણ કંથ સંગે બેઠાં ભાયગધન્યા. ૬
શું વખાણૂં વદન સતભામાનૂં રૂપ, ઉપમા દેવા નહિ એહેવી અનૂપ;
કોટી વિશ્વતણૂં એ સુંદરતાનું પાત્ર, ચંપક વરણૂં છે તંન જાણે કુદંનગાત્ર. ૭
અતિવેણ લાંબી છે સચિ કણ કાળી, વાસુકી આદી મણીધર નાખ્યૂંરે વાળી;
તેસું ગોફણે ચાસ ઘુઘરડીરે ઘમકે, મોહ પામે મોટા મુનીવર મન ચમકે. ૮
શીશફૂલ સેંથામધ્યે સિંદુર શોભે, દામણી મોહોણું ભાલે સુમન લોભે;
વાંકી ભૃકુટી ધનુસાકાર સોહિયે, અણીયાળાં લોચન હરિનું મન મોહિયે. ૯
તેહની ચંચળતા ખંજન મીનથી ઓજી, નેત્ર નિરખીને કમળ કુરંગ રહ્યાં લાજી;
નાસીકા શુકચંચૂ સરખી રસાળી, તેપર શોભે મુક્તાભરી જે ઉમણ વાળી. ૧૦
જુગલ શ્રવણે ઝાલ મણીનીરે ચળકે, તેની ઉપર ઝૂમ પાનડીઓ ઝળકે;
મુખડૂં જાણે શરદ પુનમનો ચંદ્ર, અધર ઉપર મોહોગું તે માન્ય દેવેંદ્ર. ૧૧
ચિબુક ત્રાજૂડે ચિત ચળે મુનીરાય, મંદ હાસ્ય કરે મોટા યોગી લોભાય;
રાતે રંગે રાજે દાડમ બીજસા દંત, તુસી તનમનીયૂં ચાસ ચોરે ચંત. ૧૨
ચંપકળી ચીણમાળા અરી શોભા દળિયા, મુક્તામાળ ઓપે ઉર સોનાં સાંકળિયાં;
નાજુક હસ્તમાં શોભે સુવર્ણ મઢયો ચૂડો, મણી જડીત બન્ને દીસે કર રૂડો. ૧૩
કંકણ ચૂડી કનક વાંકાં વાંકડવેલાં, હેમમાંહે તે આભ્રણ અતિ શોભેલાં;
કેસરીના સરખી કન્યાનીરે કટી, કટીમેખળા શોભે હીરાનીરે જટી. ૧૪
અણુવટ વિછુવા તે ચાસરે ઠમકે, નેપુરકેરી ધચુંમલ ઘુઘરી ધમકે;
પગની પાનીસુધી પેહેર્યુ પાનેતર સારૂં, ભગની લુણ ઓવારે શોભા સહુ ચારૂં. ૧૫

અંગોઅંગ મધુરતાનો પાર નથીરે, ન કેહે કોઈ નખ શાખ શોભા કથીરે;
કવી કેહે શું કહું મુજમાં મતીથોડી, સતભામા શ્રીકૃષ્ણ ભલે મળી જોડી. ૧૬

**વલણ.**

જોડું ભાવે ભક્તને વળિ, સહુકો દે આશીશરે;
ચિરંજિવ સદા સુખી રેહોરે, સજોડે જુગદીશરે. ૧૭

**ધોળ.**

શૂકજી કેહે સૂણ રાયરે, લગન શી રીતે થાયરે;
દૂધે ધોયા પાય, એ વર કન્યા તણારે. ૧
સ્વસ્તિવાચન કીધૂં રે, અંતરપટ દીધુંરે;
સરવે કારજ સીધ્યૂં, કાંઇ ન રહી મણારે. ૨
મંગલગાનજ ગાતાંરે, મંગળાષ્ટક ભણતાંરે;
લગનઘટી ત્યાં શુભ, હસ્તમેળાપ થયારે. ૩
પીતા સત્રાજીતેરે, વેદ શાસ્ત્રની રીતેરે;
કન્યાદાન દીધૂં, તન તાપ ગયારે. ૪
અંતરપટ પાછૂં લીધૂંરે, નેત્રે કાજળ કીધૂંરે;
પાલવગાંઠણુ કીધૂં, કાળીકંઠી ધરીરે. ૫
તંબોળ ચાખણુ કરિયાંરે, મંગળ ફેરા ફરિયાંરે;
સરવે કારજ સરિયાં, વર પામ્યા હરીરે. ૬
ઊઠયાં બેહુ પરણીરે, શોભા ન જાય વરણીરે;
કોણ જન્મની કરણી તે, આવી ફળીરે. ૭
ચાર ચતુરા બોલાવીરે, હરખ ધરીને આવીરે;
જુગતે જોડું વધાવીને, પાછી ફરીરે. ૮
પેઠાં મંદિરમાંહેરે, નમિયાં ગોત્રજ જાંહેરે;
વૃદ્ધ હુતા તે સહુ નીરખી તે, દુખ વામિયાંરે. ૯
વર કન્યા સજોડે સહુરે, જાંનીવાસે આવ્યાંરે;
વામાએ વધાવ્યાં લાડકડી, પીહેર પોત્યાંરે. ૧૦
વેહેવાણુ વેહેવાણો મળી, હળિમળી સોહેણાં લીધાંરે;
કંકુએ પીલ્યા કપોળ, વીનોદશૂંરે. ૧૧
ત્રણ દિવસ મન ભાવ્યાંરે, ભોજન કરાવ્યાંરે;
જે કો જાન અવાસ ઉતરે, પ્રમોદસુંરે. ૧૨
સુહુર્ત્ત જોઇ શૂભ સારરે, વર કન્યા ભુકતે કંસારરે;

હરખ ત્યાંહાં થયો, અપાર છેરે. ૧૩
પીરસે સાસુજીરે, સતભામા કરેરે;
કોળિયો લઇ, કંથને જમાડે છેરે. ૧૪
હરીહઠ કરી પાછી લઇને, આરોગ્યા પ્રભૂરે;
હરી જમાડે હરીવદનીરે, જમે નહીં હઠ લઇ બેઠાં. ૧૫
ચોણૂ અરીસો લેઇ, આરોગીયાંરે;
પરસ્પર પીક છાંટેરે, રંગ રાતો ચોળરે. ૧૬
પીતાંબર પાનેતર બંધે, રંગે ભીનાંરે;
બંધે રૂપે, સર્વો પરીરે. ૧૭
સજ્જન સરવે, હરખ્યાંરે;
તેહ સમે કો નિરખ્યાંરે, ધંન ભાયગ તેહનૂરે. ૧૮
કાકા મામા શેઇ માસી, ચાંલો સહુ કોઇ કરતાંરે;
કર મુદ્રાઓ ધરતાં, બેહુને કન્યા રીતેરે. ૧૯
ભગતીના ન હોયેરે, કાકા મામા સોયેરે;
મળ્યા વિવેક જોઈ, વાસુદેવ સત્રાજીતેરે. ૨૦

**વલણ.**

સત્રાજીત વસુદેવ પ્રત્યે, બોલ્યા વિનય વચંનરે.
ગૌરવભોજનનું નિમંત્રણ છે, સર્વ સહીત સ્વજંનરે; ૨૧
હેવું સુણી વસુદેવ વદિયા, ઘણી રૂડી વાતરે.
તમો શિઘ્રે કરો મન મનોરથ, જશ વાધે વિક્ષાતરે. ૨૨

**ધોળ.**

સદન સત્રાજીતનો સોહેલોરે, સુભગ ગૌરવ નોતરૂં ઘેર,
વિનય વિવેકે કાહાવ્યૂં વસુદેવનેરે, આજ કરજો હમ ઊપર મેહેર; સદન. ટેક.
આદ્ય શ્રીકૃષ્ણ સહોદર સાથસુંરે, સરખા સુહૃદ કુટુંબ પરીવાર,
પ્રાહાણા પડોશી સ્નેહી સંગે લાવજોરે, સમંધી આદે સરવે વ્હેવાર. સદન. ૧
એ સહુ સમેત સુખેથી પધારવૂંરે, પાવન કરવા માહારૂં ધામ,
વિપ્રસાથે આમંત્રણ એમ કહાવિયૂંરે, વ્હેવાઇયે કરીને પરણામ. સદન. ૨
વાજતે ગાજતે વસુદેવ સાંચર્યારે, પ્રભૂ આવે લઈ સહુ સાથ,
આદર સહીત ઊઠી આસન આપીયાંરે, સત્રાજીતે જોડી જુગ હાથ. સદન. ૩
ભોજનઅર્થે તાંતાં જળ સર્વનેરે, સમોવડ બીજાં સરખાં નીર;
અંગે ફૂલેલ પરીકર કરકરેરે, ત્યાંહાં પ્રથમ તો શ્રી જદુવીર. સદન. ૪

કરી અંગવસ્ત્ર અનુપમ અંગમાંરે, પીતાંબર પેહેરી ઉભા મોરાર;
કેસરી તીલક કીધાં ભાળે શોભતાંરે, છબીઉપર જાઉં બલીહાર. સદન. ૫
એજ રીતે કર્યાં જાન સહુ જંનનેરે, બેઠા પંગતે શોભા અપાર;
વરનું સુખાસન મધ્ય માંડયૂં હારમાંરે, બીજા રાજા વાસુદેવ કુમાર. સદન. ૬
આસપાસ બેઠી જાન જાદવતણીરે, બીરાજયા વચમાં યાદવેંદ્ર;
તે સમે શ્રીકૃષ્ણ એ વિધે શોભિયારે, જેમ તારામંડળ મધ્યે ચંદ્ર. સદન. ૭
નખ શીખ આભ્રણ હરી આપે સર્વનેરે, શોભા શી કહું છે નહિ પાર;
ઉગ્રસેનાદીક સર્વે બેઠૂં સુખમાંરે, વિવેકે જેને જયમ અધિકાર. સદન. ૮
તેજ રીતે બેઠૂં મંડળ મોહોલ્લાતણૂંરે, વસ્ત્ર ભૂષણ ઝાકઝમાળ;
સાથરૂં થઇને ભોજનને બેઠું સહૂરે, સ્ત્રી પુરૂષ વૃદ્ધ યૌવન બાળ. સદન. ૯
ચોકી ચારૂ એક શ્રીવરરાજનેરે, પ્રીતે મુકયા છે પીરસણહાર;
કનકની થાળમાંહે મણી જડીરે, તેહેની સંગે વાડકા બે ચાર. સદન. ૧૦
થાળમાં જડીત વાડકી કંચણીરે, ચારે મેર ચમચા છે ચાર;
ગોમતીજળ ભર્યૂં પાત્ર સોહામણૂંરે, પાસે મુકયું છે દેવ મોરાર. સદન. ૧૧
એમ સર્વને કટોરા ને થાળિયોરે, જ્યાંહાં જોઇયે ત્યાં હેમનું હેમ,
પીરસણ ચાલ્યું હાવાં શાક પાકનુંરે, કંઇએક વરણવું તે ધરી પ્રેમ. સદન. ૧૨
પ્રથમ પરવળ ગલકાં ને તુરીયાંરે, કારેલાં કંટોલાં ને વંતાક;
વાહલોળ પાપડી લીલવા તમતમારે, આંબવાનું અનોપમ શાક. સદન. ૧૩
સકરકોહોળામાં સીંધ ગવારનીરે, ચીભડાં ને ચોળી ભલી સાર;
કાચા કેળાં બીલીફળ ને ભીડાં ભલાંરે, દુધીયાં તળ્યાં દેઈ વધાર. સદન. ૧૪
મેથી તાંદળજાંની ભાજી ભલી બનીરે, સુવા લુણીનો સ્વાદ અપાર;
હિંગ હળધર મરી મેહેલી તળ્યાંરે, કાંઇએક સાકમાં તુપ છે સાર. સદન. ૧૫
પંડોળાં પીરસ્યાં ભુરૂ કોળૂં કાંચલેરે, ખાટું કીધૂં છે વડીઓનું શાક;
ભરત વઘાર્યું મસાલો ભેળી કરીરે, તીખાં રાયતાં તો ટાળે ધાક. સદન. ૧૬
વાલ વટાણા ચોળા હિંગ તેલમાંરે, કીધાં ભજીયાં ભોજન અનેક;
મેલી મેળવણી કરી સુંદર સૌ ભલેરે, ચારૂ ચટણીમાં અંત વિવેક. સદન. ૧૭
વેસણ મેહેલી તળ્યાં પત્રવેલીયાંરે, તીખાં તાતાં તમતમાં સાર;
દાળ સણુંગના અંકુર અનુપ છેરે, વસ્તુ ખાટી તીખી કોઈ ખાર. સદન. ૧૮
ઉજવળ પાપડ પીરસ્યા સોહામણારે, જાણે પુનમ ચંદ્ર આકાર;
લાલ ચબકસી કોઠીમડાં કાચલીરે, શું શું કહું વિધિ કીધી અપાર. સદન. ૧૯
બોળકેરી ને કાકડકેરાં કરમદારે, ગરમાળ ને રાયતી ચીરી ચાર;

મેથીયાં લીંબુ પીળાં ખાસાં ખારિયાંરે, હળધર આદુ બીલીબીલ સાર. સદન. ૨૦
ખાજાં છે તાજાં જલેબી જોઇયેવતીરે, ગળ્યાં ઘેબર છે ભલાં સ્વાદ;
મોહન મોદક છે મોતીચૂરનોરે, સેવૈયાનો કોણ કેહે સ્વાદ. સદન. ૨૧
લાખણસાઇ લાડૂ ખુરમા ખરારે, દીઠે દહીંતરાં પામીયે રીઝ;
મગજ ધસાંદળ મગદળ મેહેલીયારે, લાડુ ચાર ચારોળીનાં બીજ. સદન. ૨૨
ખટમડાં ખાસાં કેસરિયાં બરાબર બન્યાંરે, ભીર રેડયાં અનોપમ ઘ્રત;
સખડી અમૃતપાક તવા પૂરિયોરે, કપુર નાડી કોમળ મેહેલી મસ. સદન. ૨૩
મોઠ મઠડી ઠોર મનોહર લાડુવારે, મેવાની છુટી બુંદી છે સાર;
ચંદ્રકળા સુતરફેણી સોહામણીરે, સકરપારાનો સ્વાદ અપાર. સદન. ૨૪
પેંડા બરફી સરવોરા ને ખુરમારે, ગુંજાપુરી કચોરી છે સાર;
મ્હેકે બિરંજ મલાઇ શ્રીખંડ છે રે, દૂધપાક બાસુદી કંસાર. સદન. ૨૫
સેવ સીરો સુંવાળી ને ચૂરમૂરે, વડાં વેડમી ને રસ પોળી,
ઓરમું લેંહેંચી રાયણ રાતી રસભરીરે, પીરસે સાકર ધૃત માંહે ચોળી. સદન. ૨૬
કીધી કોમળ તે ગોરી ગોળપાપડીરે, માલપુડા ને પુડા વિશાળ,
પેચ પડિયા માંહેછે ખાંડ ખોબલેરે, છે સજા બહુ સુંદર રસાળ. સદન. ૨૭
દુધ કઢામાંહે સાકર મેહેલીનેરે, કેસર કસ્તુરી બેહેક બરાસ,
સર્વ સામગ્રી ઇત્યાદી તે ઘણીરે, તેની ચોદસ ફેલી છે સુવાસ. સદન. ૨૮
મધુ મેવા પકવાન મીઠાઇનારે, જોઇ ગણતાં ન આવે પાર,
ખટરસ બીજાં ન હું વર્ણવી શકુંરે, સરવે વસ્તુમાં સ્વાદ અપાર. સદન. ૨૯
સુંદર પિરસ્યા છે કૂર કમોદનારે, પીલીદ્રંમક દાળ તે માંહ્ય,
ગૌરીનાં ધૃત તેમાં તાવેલાં તર્તનારે, હેવો સ્વાદ મળે નહીં કયાંહ. સદન. ૩૦
કીધી કઢી વડીની તીખી તમતમીરે, પીતાં ખાસી ટળે નહીં આશ,
લવણ જીરૂ ભેળી દહીં છે ખટમડુંરે, વાળ્યો આંક વધારેલી છાસ. સદન. ૩૧
હાંસી કતુહલ કોટી કૌતુક કરેરે, સામાસામી સંબંધી વેહેવાઈ,
આનંદહેલી થઇ ગઇ તે સ્થળેરે, શોભા સરવે શકું કયમ ગાઈ. સદન. ૩૨
એ વિધી આરોગી ઉઠયા શ્રીહરીરે, શુદ્ધ આચમન કીધાં પખાલ,
બીડાં તંબોલી આરોગી અભીનવીરે, રસિયાજીને અતીસેં રસાળ. સદન. ૩૩
પાન પુગીફળ લવેંગ એલાયચીરે, મૃગમદ ચૂનો ખેરસાલ,
કરપૂર તજ તમાલપત્ર જાવંત્રી છે રે, જાયફળ આદે વસ્તુ અપાર. સદન. ૩૪
એ વિધી એમ સંતોખિયા શ્રીહરીરે, સત્રાજીત નમ્યા પ્રભૂજીને પાય,
પ્રસન થઇ સહુ સંગે પધારિયાંરે, નીજ મંદીર શ્રીયદુરાય. સદન. ૩૫

ગૌરવ ભોજન એ શ્રીકૃષ્ણનુંરે, જે કે શીખે સાંભળે ને ગાય,
દાસ દયો કેહે ગુરૂના પ્રતાપથીરે, તેહેને મનવાંછીત ફળ થાય. સદન. ૩૬

વલણ

સત્રાજીત વસુદેવજી તે, મળી બેઠા સંગરે;
નિરવિઘ્ને વેહેવા થયો ને, રહ્યો સહુનો રંગરે. ૩૭
હવાં કરવી રહી પેહેરામણી, તે આજ છે અનુકુળરે;
વસુદેવ કેહે વિષ્ણુ સારૂં, આનંદ હોય અતુલરે. ૩૮

રાગ ચોપાઈ.

શુકદેવ કહે સૂણો રાય, કેહેવી રીતે પેહેરામણી થાય;
વસ્ત્ર ગાંઠડા દ્રવ્યની થેલી, બહૂ લાવી સભામાં મેહેલી. ૧
આભૂપણ હીરા રત્ન ને મણી, મુક્તામાળ શકે કોણ ગણી;
કુંમકુંમ ભરી કનકની થાળ, નાખી નીર આલેપ ઓગાળ. ૨
ત્યાંહ સ્પર્શાસ્પર્શ વ્હેવાઈ, ડાહાડી પીલે પ્રીતે મૂખ શાહી;
સહુ જાનૈયાને થાપારે દીધ, રંગે રાતા સર્વને કીધ. ૩
વરને પોંહોંચે વસ્ત્ર અતૂલ, આભ્રણ નખ શીખ આપ્યાં અમૂલ;
વસુદેવને કનકનો મુગટ, ભારે મૂલનાં પાંચે પટ. ૪
આભ્રણકેરો કોઇ પાર ન જાણે, બળીભદ્રને તેજ પ્રમાણે;
પાંડવ સર્વ પેહેરામણી સારી, ઘટે તેમ આપ્યાં રૂપ વિચારી. ૫
કાકા મામા માસી સહૂ, વસ્ત્ર પામ્યાં મનગમતાં બહૂ;
ઉગ્રસેનને સહુ થકી ઝાઝાં, આપ્યાં હીરા મણી જાણી રાજા. ૬
જ્યાંહાં જેવો સમંધનો ઠોર, ત્યાંહાં તેમ વસ્ત્ર આભૂપણ મ્હોર;
મોતીમાળાનો વરસાદ વરસ્યો, સહુકો પામ્યા ન મળે તરસ્યો. ૭
માનુનીઓનું મંડળ પોખ્યૂં, અંબર આભૂપણ એવે સંતોખ્યૂં;
પીયળ કાહાડીને અક્ષત ચ્હોડે, અંબર આપે તે પેહેરે ને ઓઢે. ૮
દેવકીજીને દસગુણા ચીર, જર ઝાઝો ને થોડૂં હીર;
વસુદેવની સરવે રાણી, સહુને આપ્યૂં અધિકાર જાણી. ૯
કુંતાજીને તો ભારે પટોળી, તેહેની ઉપર તેહેવી ચોળી;
સોભદ્રાને જરકસી સાડી, લાંબી પ્હોળી તેવી મૂલે ધાડી. ૧૦
રેવતીજીને સાળૂ રાતો, સુંદર શોભીતો મૂલે માતો;
દ્રૌપદીજીને ઘરચોળૂં ભાવ્યૂં, મોઘા મૂલનૂં તેવૂંરે આવ્યૂં. ૧૧
કાકી મામી માસી ફોઈ ભગની, મનગમતાં પામ્યાં સહુ મગ્ની;

સ્ત્રીમંડળ સરવે કોઇ હરખ્યૂં, ઇચ્છયું પામ્યા ધાર્યું તેવૂં નરખ્યૂં. ૧૨
આવ્યા હતા જે મ્હોટા ભૂપ, સંતોખ્યા વીવેકે જેવું રુપ;
હસ્તી રથ બહૂ સૂખપાળ, આભૂષણ વસ્ત્ર મોતીમાળ. ૧૩
દાસી દસ કીધી અરપંણ, મોકલવા પુત્રીને સદંન;
જે કોઈ માંડવે આવ્યા જંન, કીધૂં પ્રસંન સર્વેનું મન. ૧૪
સસરો આવ્યો જામાત્રની ભણી, કરમાં મેહેલ્યો શ્રીમાંતક મણી;
કૃષ્ણે આપ્યો પાછો તતખેવ, તમો સેવ્યા છે સૂરજદેવ. ૧૫
માટે રાખો તમારે અવાસ, એવા સહસ્ત્ર હમારી પાસ;
થઈ પેહેરામણી સારી રીતે, રંગે ચોળ ઉઠ્યાં સહુ પ્રીતે. ૧૬
દ્વારે કુમકુમ થાપારે દીધા, ધાર્યા તેહેવા મનોરથ કીધા;
વેહેવા ઉત્સવ સહુને ભાવે, વર કન્યાને માંડવે વધાવે. ૧૭
શોભા દેઇ વસુદેવજી ઉઠયા, વર કન્યા લઈ ઘણું ત્રુઠા;
કન્યા વળાવી સત્રાજીતે, સરવે જાન સજોડે પ્રીતે. ૧૮
વાજતે ગાજતે સહૂ ઘેર આવ્યા, પોહોંકી મંદિરમાં પધરાવ્યા;
છોડયા દોરડા કુળની રીતે, ભણ્યાં વચન વીનોદનાં પ્રીતે. ૧૯
મોહોજોણૂ વહુજીને કરતાં, આભૂષણ એકે કુમકુમે ધરતાં;
વહુ લાગ્યાં સહુ વૃદ્ધને પાગે, દીધી આશીશ રોહો સૌભાગે. ૨૦
સહુને કંસાર ભોજન કરાવી, રીતે ભાતે નોતર વળાવી;
અંબીકાને વધમણાં દીધાં, કૃષ્ણચરણ કારજ સહુ સીધ્યાં. ૨૧
કવિ કેહે માંગૂં કરજોડ, મુજને ભક્તી દો શ્રીરણછોડ;
તમપર પ્રેમ અચળ સત્સંગ, એટલું આપો મુંને શ્રીરંગ, ૨૨
એ શીખે સાંભળે વેહેવા, પામે મનકામનારુપી મેવા;
નદી નર્મદાત્રટ એક ગામ, ચારૂ ચંડિકાગ્રામ છે નામ. ૨૩
નાગર સાઠોદરા બ્રાહ્મણ ભક્ત, શ્રીવલ્લભ પદકમળ આસક્ત;
હરિજન દયાશંકર નામ, તેણે વેહેવા ગાયો સતધામ;
શ્રોતા વકતા સરવે જંન, જે શ્રીકૃષ્ણ સર્વેને મંન. ૨૪

**વલણ.**

જય શ્રીકૃષ્ણ સરવે કહો, થયો સંપુર્ણ વેહેવાયરે;
નિર્મળ ગુણ શ્રીનાથના, જન દયાશંકર ગાયરે.

(૩)

# પ્રેમરસ ગીતા.

## પદ ૧ લું. રાગ રામગ્રી.

અથમ હું પ્રણમું શ્રીગુરૂના પાયજી, માંગલ્યરૂપ શ્રીવલ્લભરાયજી;
શ્રીવિઠ્ઠલ ગિરિધરલાલજી, જેને સમરે થૈયે ન્યાહાલજી. ૧
અષ્ટ સખાને કરૂં પ્રણામજી, શ્રીકૃષ્ણ ગુણકેરાં ધામજી;
મુજ રૂદિયામાં પુરો નિવાસજી, શુભ મતિ અતિ જ્યમ થાય પ્રકાશજી. ૨

### ઢાળ.

થાય પ્રકાશ તો વર્ણન કરૂં, પ્રેમરસગીતા તણું;
વ્રજવનિતા ઉદ્ધવતણું, જેમાં ઉત્તર પ્રતિ ઉત્તર ઘણું. ૩
એક સમે ઉદ્વેગી સરખા, અવલોકી વ્રજનાથને;
પૂછીયૂં ત્યાંહાં તે સમે, ઉદ્ધવે જોડી હાથને. ૪
કોહો પ્રભૂ અભિપ્રાય શો ચિત, ઉદાસી સરખૂં થયૂં;
કૃપા કરી નીજ દાસને, હોય કારણ જોઇયે તે કહ્યૂં. ૫
શ્રી વિઠ્ઠલજી વદ્યા વળતૂં, શૂં કહૂં અથથી તે કથા;
શ્રીગોકુળના ભક્તનો સ્નેહ, વિસરતો નથી સર્વથા. ૬
લોક વેદની લાજ તજી, મુજમાટે દુખ સરવે સહ્યૂં;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, તેણે ઉદ્ધવસું કહ્યૂં. ૭

## પદ ૨ જું. રાગ રામગ્રી.

પ્રીત ત્યાંહાંની શૂં વદન વખાણુંજી, ન બને કહેથી મન મારૂં જાણુંજી;
શિવ બ્રહ્માદીકે નવ જીતાયૂંજી, તે હું એમના ગુણને ગાઊંજી. ૧
ક્ષણૂં નહિ વિસરે વ્રજની ક્રીડાજી, વ્યાપી રહી તે પ્રેમની પીડાજી;
ભક્ત નથી કોઇ અન્ય એવાજી, જિત્યો અજિત્ય હું કરીને સેવાજી. ૨

### ઢાળ.

સેવા પ્રીતે વશ કર્યો, બહુ તે કહો કેમ વીસરૂં;
અરૂણી એનો થાશ નહીં હું, કોટી કલ્પે કહું ખરૂં. ૩
તે પણ મ્હારે વીજોગે અતી, દુઃખ ધરે છે તે લહૂં;
અંતરગતવીના એહ પ્રેમની, વાત કોણથકી કહૂં. ૪
અંતરગત તો એક છો તમો, અહિયાં રાખૂં કે મોકલૂં;
તો એમ મૂજને ભાસે છે તમો, વ્રજ પધારો તો ભલૂં. ૫

તમવણ ગુહ્ય ગોઠ કોને કહિયે, અવરનૂં કારજ નથી;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભે, વચન એમ કહ્યાં કથી. ૬

## પદ ૩ જું. રાગ રામગ્રી.

નંદ યશોદા આદે અશેષજી, તેમને કરી આવો યોગ્ય ઉપદેશજી;
અધ્યાત્મક બ્રહ્મ બતાવોજી, વ્રજવાસીના શોક સમાવોજી. ૧
મોર મુગટ નિજ કુંડળ સંગેજી, પીત વસન સોહે આભ્રણ અંગેજી;
પ્રભુએ પેહેરાવ્યાં આણંદ આણીજી, નિજ રથ આપ્યો નિજ જન જાણીજી. ૨

### ઢાળ.

જાણી નિજ જન સજ કીધા, મોકલવા નિજ વ્રજભણી
રથઆરોહણ કીધૂં ઓદ્ધવે, આજ્ઞા માગી પ્રભૂતણી. ૧
પધાર્યા ધરી મોદ મનમાં, સાંજ સમે પોંહોત્યા જઈ;
જયાંહાં ત્યાંહાં સદન સદન પ્રત્યે, ગૌદોહન શોભા થઈ. ૨
નામ લઈ લઈ વચ્છ ગઉનાં, ગ્વાળ બોલ્યા ઉમંગમાં;
વેણુનાદ વીશાળ વાજે, મનોહર સૂખ ઘોષમાં. ૩
જોતાંરે જોતાં આવિયૂં એમ, નંદરાયનું આંગણૂં;
નિરખી રથ નંદ યશોદા ધાઈ, આવિયાં હરખ્યાં ઘણૂં. ૪
રૂપ રથ રસિયાં સહૂ જોઇ, જુગલ મોહ પામી મતી;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભને, મળવા આતુર છે અતી. ૫

## પદ ૪ થું. રાગ રામગ્રી.

જાણ્યૂં જે આવ્યા જુગજીવંનજી, આવ્યાં સમીપે દીઠૂં વદનજી;
ઓળખ્યા જે ઉદ્ધવ હરિના દાસજી, બાહ્યે થયા પ્રસંન અંદર ઉદાસજી. ૧
મળિયાં ઉદ્ધવ ને યશોદા નંદરાયજી, ઉદ્ધવ ઉભયને લાગ્યા પાયજી;
કર ગ્રહી લાવ્યા મધ્ય સદંનજી, આસન આપીને કર્યું પૂંજનજી. ૨

### ઢાળ.

પૂજન કરી ચરણે નમ્યાં, ભોજન કરાવ્યાં ભાવતાં;
બોલ્યાં સૂખ થયૂં ને થશે, આજ ઓધવજી તમો આવતાં. ૧
વાતો કરી વાહાલાજીકેરી, હળીમળી સુખદુઃખતણી;
કોહોની આગળ કહિયે જઇને, એકઠી થઇ છે ઘણી. ૨
કોહો ઉદ્ધવ કૂશળ છે એ, ભ્રાત બે હળધર હરી;
કોહો કયારે અહિં આવશે, કંઈ વાત આવ્યાની કરી. ૩
કેહેછે જે કૃષ્ણે કંસ માર્યો, સાંભળી સુખ પામિયાં;

બંધન છૂટયાં દેવકી વસુદેવનાં, દુઃખ સરવે વામિયાં. ૪
આજ એક ગોકુળવીના, આનંદ આપે જગ્તને;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, પીડે પ્રેમીભક્તને. ૫

## પદ ૫ મું. રાગ રામગ્રી.

મધુપુરમાં થયૂં સહુને સૂખજી, ભાગ્ય હમારે હમને દુઃખજી;
માત પીતાની ભાગી ભૂખજી, દુર્લભ હમારે થયૂં એનું મૂખજી. ૧
કહાન કુબરીએ હમને વાર્યાંજી, એમ કહેતામાં નેત્ર ભરાયાંજી;
રૂદે રૂંધાયૂં નવ્ય બોલાયજી, વિજોગતું દુખ ઉર ન સમાયજી. ૨

### ઢાળ.

સમાય નહીં દુઃખ ઉરવિષે, દંપતિ અતીવ્યાકુળ થયાં;
એવું અવલોકીને ઉદ્ધવે, વચન સુખદાયક કહ્યાં. ૧
સાંભળો શ્રીકૃષ્ણે તમને, કાહાવ્યૂં છે તે કહું હવાં;
તમ સરખાં હીતકરણ નથી, વિશ્વમાં કોઇ થયાં. ૨
કાહાવ્યૂં છે પ્રણામ તમને, ઘણુંકરી ઘનસ્યામજે;
થોડા દિવસમાં આવશે, નથી ગોઠતૂં તમો વણ મજે. ૩
જે દિવસના ગયા મથુરા, વ્રજવીના નથી ભાવતૂં;
માતા તમવીના કહાન કહી નથી, મૂજને કો બોલાવતૂં. ૪
ક્ષણુ ક્ષણુ સુખ સાંભરે, મા લાડ પાળ્યાં તમો અતી;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભે, કાહાવ્યૂં તમને યશોમતી. ૫

## પદ ૬ ઠું. રાગ રામગ્રી.

કહુંછું તમને સુણો નંદરાયજી, રૂડી રાખજો ધોળી ધુમરી ગાયજી;
ક્ષણૂં વિસરે નહિ હેત તમારૂંજી, તમો પ્રતિપાળણ કર્યું ઘણું હમારૂંજી. ૧
ઓધવજી કેહે સુણો મારી વાતજી, ભાગ્ય તમારૂં બહુ વીક્ષાતજી;
પુત્ર તમારા કાહાવ્યા પરીબ્રહ્મજી, નેતી નેતી કેહે જેને નિગમજી. ૨

### ઢાળ.

નીગમ નેતી નેતી કહે જેને, શીવજીમાં ગતી નવ પૂળે;
શેષ નીશદીન ગાય ગુણને, ન ખોળ્યો મુનીજનને મળે. ૧
જેણે સરજ્યૂં આ વિશ્વ સઘળૂં, પાળીને સંહારશે;
રહ્યા વ્યાપી પૂર્ણ સઘળે, જ્યાં જોશો ત્યાંહાં હશે. ૨
સ્થાવર જંગમ જુઓ કો સ્થળ, એ વીના ખાલી નથી;
ભાળો નિજ ઘરમાં એ વ્યાપક, અંતરજામી સર્વથી. ૩

તેથકી પુત્ર ભાવ છોડો, જાણો ઇશ્વર એહ છે;
ભાગ્ય મોટું જાણજો જે, તે પુરૂષથી સ્નેહ છે. ૪
સરવે સાધન ફળ્યાં તેહેને, વાહાલા જેને હરી થયા;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, તેહેની તમપર બહુ મયા. ૫

પદ ૭ મું. રાગ રામગ્રી.

સાંભળ્યાં ઉદ્ધવકેરાં વચનજી, તેથી ઇયોનું ન માન્યૂં મનજી;
આશ્ચર્ય સરખૂં હમને ભાસેજી; પરિબ્રહ્મ સૂણી ઉલ્લાસેજી. ૧
બોલ્યાં ઉદ્ધવસું વાયક વળતાંજી, પુત્રવિયોગે અંતર બળતાંજી;
સાંભળો હરિજન તમને શું કહિયેજી, પરમેશ્વર હમો હેને કયમ લહિયેજી. ૨

ઢાળ.

લહિયે કયમ પરિબ્રહ્મ એને, સાક્ષી મન પૂરે નહીં;
ચરિત્ર એવાં સાંભળો એમ, ઇશ્વરે કીધાં ગૃહી. ૧
એક સમે પયપાન કરવા, આવ્યા હરી આનંદ ભર્યા;
દેખી માહારો અરીસો ને, થઈ ઉદાસ પાછા ફર્યા. ૨
દીઠું એણે એહનું પ્રતિબિંબ, મૂજ ઊરે આરસી;
રીસાવ્યા તે માટે મોહન, મુગ્ધ હવામાં બાકસી. ૩
ના ના નહિ ધાવૂં હવાં, તૂજ પાસે બીજો બાળ છે;
એવો ભોળો પુત્ર માહારો, ઓધવ એ ગોપાળ છે. ૪
પરમેશ્વર એમ કેમ કરે, ઓધવ વિચારો અંતરે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, ન હોય ઇશ્વર એ ભ્રાંતરે. ૫

પદ ૮ મું. રાગ રામગ્રી.

સાંભળો ઓધવ પૂરણ પવિત્રજી, પુત્ર માહારાંનાં પરમ ચરિત્રજી;
જ્યારે હૂતો એ અતિસે અલ્હેતોજી, ઘેલાં ઘેલાં વાયક બહુ મને કેહેતોજી. ૧
માડી મારી વહુ કયાં મુજને દેખાડોજી, એહેવી વાતો કેહેતો એ આડોજી;
ચડનાં માંઝાર દેખી આવતો દોટેજી, ભય પામી વળગતો કોટેજી. ૨

ઢાળ.

કોટે વળગતો કુંવર માહરો, છોડવ્યો છૂટે નહીં;
તે સુત માહારો કયાંહાં ગયો, ઓ દૈવ હું જોઉં કહીં. ૧
સ્ફટિક મણીના સ્થંભમાં, પ્રતિબિંબ પોતાનૂં નિરખતો;
તેહેની સંગે રમવા માટે, હૈયામાં ઘણૂં હરખતો. ૨
માખણ આપે તેહને હઠ કરી, વળગી સ્થંભ હેઠું પડે;

એ મા એ ખાતો નથી કહી, શ્યામ તે માટે રડે. ૩
એકવાર દધીનૂં પાત્ર ભાજ્યૂં, વાંક એ એથી થયો;
તે માટે મેં બાંધ્યો અનુખળે, રાંક થઈ બેસી રહ્યો. ૪
તે સુખ હેનૂં સાંભરે, સોચમાં મુજ હૈયૂં બળે;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, મળે તો બળતર ટળે. ૫

## પદ ૯ મું. રાગ રામગ્રી.

એમ પરસ્પર હરિગુણ ગાતાંજી, વાર નવ લાગી રજની જાતાંજી;
વાહાલા વાત ન આવે પારજી, રાત્રી રહી પાછલી ઘટી ચારજી. ૧
મહિડું વલોવે વ્રજની બાળાજી, ગાય ગોવિંદગુણ અતીસેં રસાળાજી;
નામધુની કોઈ ગાય મુખે ગીતજી, ચિંતવે અહરનીશ નાથને ચિત્તજી. ૨

### ઢાળ.

ચિત્ત ચિન્તન કરે નિશદીન, રસીકવરનાં રૂપનૂં;
ઉદ્ધવે વ્રજ આસક્ત દીઠૂં, સરવે શ્યામસ્વરૂપનૂં. ૧
ધન ધન ભાયગ ગોપીનૂં જોઇ, ચકીત ઓધવજી થયા;
કૃત કૃત્ય છે એમ કેહેતા, સ્નાનને અર્થે ગયા. ૨
એટલે અજવાળું થયું, સહૂ બાળા નીકળી બારણે;
દેખી રથ નંદદ્વારે મળી, સહુકો પુછવા કારણે. ૩
પરસ્પર પૂછે સખી, એ કોણ છે રથનો ધણી;
શું અક્રૂરિયો ફરીરે આવ્યો, એકવાર તો ગયો છે હણી. ૪
હોય એ દુશમન તો કરો શિક્ષા, ગોકુળથી કાહાડો પરો;
હોય દયાના પ્રભુ પ્રાણવલ્લભ, કદાપી નિશ્ચે કરો. ૫

## પદ ૧૦ મું. રાગ રામગ્રી.

એવા અબળા વિચાર વિચારેજી, એટલે સ્નાન કરી ઓધવ પધારેજી;
દુરથકી દીઠા શ્રીહરીના જંનજી, કાન્તિ કરૂણામય પ્રસન વદંનજી. ૧
દંભરહીત ઢુંગરહિત વિકારજી, પ્રેમદાએ પરખ્યા કો ભગવદી સારજી;
એટલે ઓધવજી આવી નમ્યા પાયજી, હરિસ્મર્ણ કરતાં ગોપીને ગમ્યાયજી. ૨

### ઢાળ.

ગમ્યા ગોપીને ઓધવજી, ભગ્વદી જાણીને ભાવિયા;
મોકલ્યા કૃષ્ણે તમ કને, સંદેશા કાંઇએક કહાવિયા. ૧
શ્રીકૃષ્ણે મુજને મોકલ્યો, તમપાસે સત્ય કહૂં છું કથી;
નિશદીન પ્રભુની પાસે રહૂં છું, મૂજથી કાંઈ અંતર નથી. ૧

કાંઇ સંદેશો પણ કહાવિયો છે, સહુ એકાંતે બેસો કહું;
પ્રભૂ કહ્યા પ્રમાણે કરૂં અમો, આધીન આજ્ઞાને લહું. ૩
સુણતામાં સર્વ પ્રસન્ન થઈ, એકાંત સ્થળમાં આવિયાં;
પ્રાણપતીને પ્રીય જાણીને, ઓદ્ધવને ત્યાંહાં લાવિયાં. ૪
ઉતારી અંબર રચ્યું આસન, બેસાડ્યા હરીજનને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડે છે ઘણૂં મંનને. ૫

## પદ ૧૧ મું. રાગ રામગ્રી.

કહો ઓધવ રૂડા છે નંદલાલજી, સેવા કરે છે કોઈ આણીને વ્હાલજી;
કહો ક્યારે આવશે ગોકુળ ગામજી, માત પીતાને મળવા કામજી. ૧
રૂવે છે બિચારાં નિશ ને દીનજી, ઉદર ભરી નથી ખાતાં અંનજી;
પુત્ર પુત્ર કરી નિત્યે પોકારેજી, તેમની ઉપર દયા જો કોઈ વિચારેજી. ૨

### ઢાળ.

વિચારે જો કોઇ દયા તો, વાહલાજીનૂં દુઃખ ટળે;
હમારે હેમાં કાંઈ નહીં પણ, જોઈ સદા અંતર બળે. ૧
એક સખી કેહે ઘેલી થઈ, ગયા સમજી શીદ પાછા ફરે;
જેણે સગપણ સુવર્ણ છોડયું તે, પ્રીત પીતળસું કરે? ૨
હમારે કાજે હમે નથી રે કેહતાં, રખે એમ સમજતા;
હેને હમારે સંબંધે શો રે, એ હમારા ક્યારે હતા? ૩
કોઇ અણસમજણમાં સ્નેહ કર્યો એણે, હવાંબહુ પસ્તાય છે;
ગોપીનાથ કહી કોઇ બોલાવે છે, ત્યારે ઘણૂં લજવાય છે. ૪
વ્રજ સંબંધી વાંસળી આદીક, વસ્તૂ જે કાંઈ છે સહૂ;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, દેખી લાજે છે બહૂ. ૫

## પદ ૧૨ મું. રાગ રામગ્રી.

ગરજડે કયહું ગોકુળ હતૂં સારૂંજી, મતલબ વીના હાવાં થયૂં અકારૂંજી;
માણી રસ કમળને મધૂકર ઝુકે જેવુંજી, કરે નહિ પ્રીત જ્યારે કોઈ શું કેહેવુંજી.
મતલબી જનતણી એવી રીતજી, ગરજ થતાં લગી પાળે પ્રીતજી;
પારધીની પડે એણે ભોળવીને મારીજી, સાધી નિજ મતલબ દયા વિચારીજી.

### ઢાળ.

વિચારી નહિ દયા ઉદ્ધવ, નિર્દય નંદકુઅર ઘણૂં;
પારધી પણ એ થકી રે સારો, કાંઇએક તેનું ભલાપણૂં. ૧

મોહ પમાડી મારે પશૂ પક્ષી, ખબર જોઈ પાસે જઈ;
મરી ગયું કે જીવે છે જોણીં, વલે એની શી થઈ? ૨
જુઓ તેવૂં પણ નવ કર્યૂં ને, મારી મુખ જોયૂં નહીં;
વ્યાધ્રથી પણ વધ્યો નિર્દય, એહવો નવ્ય દીઠો કહીં. ૩
આગળથી આવા નહિ જો, એહને હમે જાણતાં;
તો હમે છેક છેલાઇને આટલે, લગી કદી નવ્ય આણતાં. ૪
પાણી પીઈ ઘર પૂછવૂં એ, એમાં હમારૂં મૂરખાપણું;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભે, ચતુરપણૂં કીધૂં ઘણું. ૫

## પદ ૧૩ મું. રાગ રામગ્રી.

ના રહ્યૂં કહેવાનૂં તો શું કહિયેજી, અંતર પોતાને દાઝીને રહિયેજી;
રસના ડસે અતી મારે ધવાયજી, દુઃખ વ્યાપે તોયે પોકાર ન થાયજી. ૧
કૂપની છાયા તે સમે કૂપમાંહેજી, મૂંગાનો મનસુખો જઈ કેહે કયાંહેજી;
એ દુઃખ એવું તે મુખ શું વખાણેજી, પ્રીતની પીડા તે અનુભવી જાણેજી. ૨

### ઢાળ.

જાણે તે સાચૂં કહે બાકી, સરવે કો ચેષ્ટા કરે;
માટે કોઇને કેહેવૂં નહીંરે, કહેથી મૂરખ ઠરે. ૧
દોષ નથી એમાં કોઇનો એણે, જાણી જોઈ સઘળૂં કર્યૂં;
ઉતારી વનકૂપમધ્યે, વર્ત્ત વાહાડે તેમ ધર્યૂં. ૨
ભોગ મનના ભાવતા, મધૂપૂરીમાં ઇહિને મળે;
ભોગવે ભલી ભાતથી શીદ, પારકે દુઃખે બળે. ૩
ચકોર તલપે ચંદ્રને, પણ ચંદ્રનાં મનમાં નહીં;
એમ મોહનનાં મનમાં નથી,અમો એ માટે બળિયે અહીં. ૪
ઓધવ હરીને આ ઘટે આંહાં, જોવૂં નહિ પાછૂં ફરી;
જુઓ દયાના પ્રભૂ પ્રાણવલ્લભે, આ હમારીગતિ કરી. ૫

## પદ ૧૪ મું. રાગ રામગ્રી.

ઓધવજી કહે સુણો વ્રજની નારીજી, નગણા નથી કાંઈ ગિરવરધારીજી;
સ્વ પર નથી હરિને સર્વ સમાનજી, ભક્તને આપે અભય પદ દાનજી. ૧
સાક્ષી સર્વનાં અંતર જાણેજી, વસ્યા સચરાચર સર્વ ઠેકાણેજી;
ઘંટમાં નાદ જયમ પુષ્પમાં સુવાસજી, એમ અખિલમાં વસ્યા અવિનાશજી. ૨

### ઢાળ.

અવિનાશ એમ વસ્યા સઘળે, વિજોગ તેનો ન સંભવે;
તમો વિવેકી યમ કયમ કહો એ, અજ્ઞાની હોય તે લવે. ૧
પદ્માસન વાળી કરી, નાસાગ્ર દૃષ્ટી રાખીયે;
ચિત્ત એકાગ્ર કરીને મુન્ય, ધરી સોહમ ભાખીયે. ૨
પ્રાણાયામ અભ્યાસ કરીને, રાજ્ય માર્ગે ચાલીયે;
ત્રિકુટી ભેદી ગગન ચઢીને, બ્રહ્માનંદ સુખ મ્હાલીયે. ૩
પોતામાં પોતાનો આત્મા, રામ નિત્યે દેખીયે;
જોગ મારગે ઝાંખતાં, પરીબ્રહ્મ પાસે પેખીયે. ૪
એ જોગનો ઉપદેશ તમને, ઉદ્ધારે હરી કહાવીયો;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભે, કૃપા કરીને બતાવીયો. ૫

### પદ ૧૫ મું. રાગ રામગ્રી.

વ્રજવનિતા કહે સુણો હરિજંનજી, લાવ્યા વધાઈ સહુ થયાં પ્રસંનજી;
કૃપાયે કરી પ્રભૂ જોગ બતાવ્યોજી, તમો અધિકારી તે માટે ભાવ્યોજી. ૧
આપો રખે અન્યને, રાખો તમે બાંધોજી, ગુરૂ ચેલા તમે બંધે સાંધોજી;
પ્રીતે પચેલાં અમો વ્રજવાસીજી, જોગ તે તમે જઈ સાધો કાશીજી. ૨

### ઢાળ.

કાશી જઈ તમે જોગ સાધો, હમારે નથી કામનો;
હમારે એક આસરો છે, અચળ સુંદીર સ્યામનો, ૧
હમારાં ઊર સ્નેહ ભર્યાં ત્યાંહાં, જોગ બિચારો ક્યાંહાં ઠરે ?
પારેવાં ખાઈ પ્રેમનાંરે, અથડાઈને એળે મરે. ૨
નંદનંદન નગદી નાણું, પ્રગટ દૃષ્ટે જોઈયે;
જોગ જગ્નમાં પડ્યા શાક, વૃથા તે દીન ખોઈયે. ૩
પ્રતિવ્રતાનો નહીં ધરમ, તજિ એક પતિ બીજો ભજે;
કહિયે તે વ્યભીચારીણીરે, બીજો ગૃહી પ્હેલો તજે. ૪
સત્તાકોને જુઓ ઓદ્ધવ, તમારે તે સાર છે;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, હમારે આધાર છે. ૫

### પદ ૧૬ મું. રાગ રામગ્રી.

ઉદ્ધવજી સુણીએ સ્નેહની રીતજી, પ્રાણ તજે પણ છોડે ન પ્રીતજી;
કે કરે કદી સાન અપવાસજી, નજી નિજ ભક્ષણ ખાય ન ઘાસજી. ૧

હારીલ કાઠી ગ્રહી નવ્ય મૂકેજી, પ્રાણ તજે પણ ટેક ન ચૂકેજી;
ચાતક કરે જળ સ્વાતીનૂં પાનજી, કૂપ સરિતા સહુ ઝેર સમાનજી. ૨

ઢાળ.

ઝેર સરીખૂં સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરૂં;
જેહેને જે સુખ ટક્યૂં મન તે, પ્રાણ ગયે ન કરે પરૂં. ૧
પ્રીત કેરી રીત ઓધવ, શીખવી નવ્ય આવડે;
સદા તે સાચી નિભેરે, જૂઠી તો દીઠી પડે. ૨
દાદુર મીન એક ઠોરનાં તેને, વારી તે વ્હાલું સહુ;
પણ સમો આવે પરીક્ષાયે, પ્રીતપ્રીતમાં ફેર બહુ. ૩
જળવિના દાદુર પંકમાંરે, પડી રાખે જયમ દેહને;
જુઓ મચ્છ જળથી વિછરતાં, તજે પ્રાણ ધન્ય એહને. ૪
જ્ઞાની પ્રેમી બેમાં ઓધવ, જોવો અંતર એટલો;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, જાણે તેહને તેટલો. ૫

## પદ ૧૭ મું. રાગ રામગ્રી

એમ પરસ્પરનો મળ્યો સારજી, હળિમળિ કરિયે વાત વિચારજી;
ગ્રેહનું પ્રગટ જળ પી જાયે સૂખેજી, વસુધામાં વારી ના આવે મૂખેજી. ૧
ભૂખ્યો ભોજનતણે ધ્યાને નંદરાયજી, સર્કરા સમરે ના મુખ મીઠું થાયજી;
કાષ્ટનાં અગ્નીએ શીત ન નાહાસેજી, મોટા થયે યશ ન પ્રકાશેજી. ૨

ઢાળ.

પ્રકાશે યશ ક્યાંહાં થકી, એમ પ્રગટપાખે સહુ વૃથા;
જૂઓ આંખો મીંચી આનંદ શો એ, જોગ તો જૂઠો પૃથા. ૧
અજીઠા સરખા જોગને શૂં, પાથરીએ કે ઓઢીએ;
પ્રત્યક્ષ પાવક પરહરી શીદ, પથ્થરમાં શીર ફોડીએ. ૨
ઓધવ ડહાપણ બહૂ હરીનું, હમને પત્રીકા જોગની;
કુબ્જાદીક શું કંથજીરે, માણે મોજ સંભોગની. ૩
એમ કરવૂં હતૂં ત્યારે, પ્રથમથી શીદ પાળીયાં;
કયહું કહેવાનૂં નવ્ય રહ્યૂં ભૂંડા, બિડયાં શીડયાં બાળિયાં. ૪
આ અસારત કરી લોકમાં તારી, છાપ શીરથી નવ્ય મટે;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, આવડૂં કરવૂં નવ્ય ઘટે. ૫

## પદ ૧૮ મું. રાગ. રામગ્રી.

મારવાં ધાર્યાં હૂતાં જ્યારે મનમાંહેજી, ત્યારે શીદ રાખ્યાં મળતાં વનમાંહેજી;
ધરીને ગોવરધન શીદને જીવાડયાંજી, આ દુ:ખથી ભલાં મર્ણ પમાડયાંજી. ૧
કેટલી વાતો તે પ્રગટ કહેવાયજી, ગાગરમાં નવ્ય સાગર સમાયજી;
બળી તો રહ્યાં હુતાં વ્રેહેની આગેજી, ખીજ્યાં ઘણાં જોગ લવણને લાગેજી. ૨

### ઢાળ.

લાગે લવણ જેમ દાઝ્યામાં તેવો, સંદેશો હરી કાહાવિયો;
એવામાં એક મધુપુર ભણીથી, ભ્રમર ભમતો આવીયો. ૧
તે કરે ગુણ ગુણ શબ્દ મધૂરો, અડે અબળા અંગને;
કારણ સમજી કામિની કેહે, મરમ વાયક ભૃંગને. ૨
અલ્યા મધુપ અડમાં આઘો રેહે, ઇતિબાર ત્હારો ન આણીયે;
તૂં કાળો છે તે હોશ કપટી, વીત્યૂં માટે જાણીયે. ૩
તેં બગાડયાં બહૂ કમળ કોમળ, ભમરા તું પીમળે ગયો;
ઉડી ગયો આનંદથી પછી, જ્યાંહાં તૂં સુખીયો થયો. ૪
ત્હારૂં ચંપે ચીત માન્યૂં નહીં, પેલા અદૂ સાથે મન ઠર્યૂં;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભે, ત્હારી પેઠે સરવે કર્યૂં. ૫

## પદ ૧૯ મું. રાગ રામગ્રી.

અલ્યા તૂં તો મથુરામાં અહોનીશ ભમતોજી, શોકયના કૂચઉપર રમતોજી;
કુંમકુંમ લેપ પ્રસાદી પુષ્પની માળાજી, હમને તે પ્રગટે ઊરમાં જ્વાળાજી. ૧
હમને ન ભાવે અલ્યા કરની તું અળગૂંજી, હમો તો એક પ્રેમરસને વળગૂંજી;
મધૂપને મીષે કરી કહી મરમની વાણીજી, કહ્યૂં સરવે હેત વખાણીજી. ૨

### ઢાળ.

વખાણી ઘણી વાત ભલી, ભમરાને કેહ છે ભામની;
તૂં થાકની શીદ ગુણગુણ કરેછે, શોક સંગી શ્યામની. ૧
અમો આગળ કેહશો મા કાંઈ, કારજ તારૂં નહીં સરે;
એ જશની આતુર હોય ત્યાંહાં, કંથને સતું નવ્ય કરે. ૨
એવાં વિધવિધ વાયક કહ્યાં કોટીક, પ્રેમમાં ભીજ્યાં અતી;
જોગ ત્યાંહાં ઝાંખો પડયોરે, મોહ પામી ઉદ્ધવની મતી. ૩
જ્યાંહાં સમુદ્ર ઊલટયો સ્નેહનો, ત્યાંહાં જોગ કૂપનૂં શૂં ગજૂં?
ઉદ્ધવ કેહે સહુ છોડીને હૂં, ચરણ ગોપીનાં ભજૂં. ૪

ગુરૂ થવા આવ્યા હતા પણ, શિષ્ય થયા શ્યામાતણા;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, હમને વ્હાલા છે ઘણા. ૫

**પદ ૨૦ મું. રાગ રામગ્રી.**

ઉદ્ધવજી કહે સુણો વ્રજની નારીજી, કોઈ નથી પામ્યૂં દશા તમારીજી;
શેષ ને શંકર ભક્તમાં પવિત્રજી, તે પણ ન કળે તમારૂં ચરિત્રજી. ૧
હૂં તો હરિ પાસે માગૂં એહજી, નિશ્ચે કહુંછૂ ન આણૂં સંદેહજી;
આ વ્રજમાં કયાં લઘુ અણુ જાતજી, જેમાં નહીં દ્વીજપણાની વિક્ષાતજી. ૨

**ઢાળ.**

વિક્ષાત નહીં તરૂને તણો, મુને જન્મ આપ્યો શું શ્રીહરી;
વ્રજવાસી મુજપર પગ ધરે હું, પાવન થાઉં નિશ્ચે કરી. ૧
પાણ જોડી પરણામ કીધો, ઓધવ અબળા સર્વને;
જ્ઞાની મટીને થયા પ્રેમી, ગાળી દીધો ગર્વને. ૨
પછી પ્રેમ આણી પ્રેમદાયે, ઉદ્ધવને કરૂણા કરી;
સહુ દેખાડયાં સ્થળ રમણનાં, કથી લીલા જેવી કરી હરી. ૩
ત્યાં ગીરી ધર્યો, ત્યાં ચીર હર્યાં, ત્યાં નાગ નાથ્યો નટવરે;
ત્યાં રાસક્રીડા કરી હમસું, રસીકવર એ ગીરીધરે. ૪
સ્થળે સ્થળે શર લાગે છે ઓધવ, કહ્યું મૂખે નવ બણે;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, આવે તો દુખડાં હણે. ૫

**પદ ૨૧ મું. રાગ રામગ્રી.**

ગોપી કહે સુણો ઓધવ ભ્રાતજી, કહેજો હમારી સહુ પ્રભૂને વાતજી;
ફરી ફરી વીનતી એ કહેજો હમારીજી, જયમ સમ વ્હેલા આવે વ્રજમાં વિહારીજી. ૧
પ્રાણ ટકયો છે કહેજો એક તમ આશેજી, કહેજો કહાવ્યૂં છે તમારી દાસેજી;
નંદ યશોદા સહુ એમ કહાવેજી, ઓધવજી કહેજો હરી વ્રજ વેલા આવેજી. ૨

**ઢાળ.**

આવે વ્રજ એમ કહી સરવે, ભેટ સામગરી ઘણી;
મોકલી હરીને લઈ ઓધવ, પધાર્યા મથુરાભણી. ૧
મળ્યા આવી મથૂરાનાથને, પ્રણામ કીધો પ્રીતશું;
સમાચાર કહ્યા સરવે જેમ, ભકતે કાહાવ્યા રીતશું; ૨
માહારાજ વ્રજવાસીતણો, સ્નેહ કેમ કહું મુખે કથી;
તેમાં ગોપીકાનો પ્રેમ તે તો, કહેવા કોઇ સમ્રથ નથી.

ફરી ફરી એમ કહ્યું છે જે, વ્હેલા વ્રજ પ્રભૂ આવીયે;
કૃપા કરી શ્રીકૃષ્ણજી એ, અરજ મનમાં લાવીયે. ૪
ઘણું વખાણે વ્રજનારને ઓધવ, મંન ગયૂં છે ગળી;
દયાના પ્રભૂ પ્રાણવલ્લભ, પ્રત્યે કહે છે વળી વળી. ૫

**પદ ૨૨ મું.**

જે ગાય શીખે ને સાંભળે તેને, પ્રસન થાય વ્રજનો ધણી;
પ્રેમલક્ષણા ભક્તિ રે આપે, આશ પૂરે તે મનતણી. ૧
એ પ્રેમરસ ગીતાતણા, એકવીસ પદ પ્રેમે કર્યાં;
એક એક પદમાં ચરણ નવ નવ, સુંદર સ્નેહથકી ધર્યાં. ૨
શ્રીનર્મદાત્રટ ઉપરે એક, ચારૂ ચંડીગ્રામ છે;
શ્રીશેષસાઈ સમીપે કવિ, જન કર્યો વીસરામ છે, ૩
ન્યાતી નાગર વૈષ્ણવ વલ્લભી, દયાશંકર નામ છે;
ગાઈ પ્રેમરસગીતા, ગુરૂ પ્રતાપે હરી ધામ છે. ૪
પાંચ તુક છે અધીક અંતે, બે શતમાં ખટમાં ખટ તુન્ય છે;
શ્રોતા વક્તા શ્રીકૃષ્ણ બોલો, અધિક સહુથી પુન્ય છે. ૫

(૧-૨)

# રસિયાજીના મહિના.

## ગરબી.

શ્રીગુરૂ દેવ વલ્લભને ચરણે લાગૂંરે, રસિયાજી;
તેર માસ હરિગુણ ગાવા મતિ માગૂં હો, રંગ રસિયાજી. ૧
**કારતક** માસે કેમ ગયા છો મૂકીરે, રસિયાજી,
પ્રાણજિવન પ્રભૂ શી વાતે હૂં ચૂકી હો, રંગ રસિયાજી. ૨
ચૂકી તોપણ દાસી દોષ સમાવોરે, રસિયાજી,
મ્હારા સમ જો મનમાં કાંઈ લાવો હો, રંગ રસિયાજી. ૩
અબળા જન અમો અવગુણકેરી ખાણરે, રસિયાજી,
તોપણ નાથ નિભાવો ઝાલો પાણ હો, રંગ રસિયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રિતમ લો સુધ મ્હારી હો, રંગ રસિયાજી. ૫
**માગસર** માસે મળવા મન અકળાયરે, રસિયાજી,
પ્રીતતણી પીડા કંઈએ ન કહેવાય હો, રંગ રસિયાજી. ૧

બિડયું શિડયું પણ અંતર ભડકો લાગેરે, રસિયાજી,
કાળજું છેદી કંદ્રપનાં શર વાગે હો, રંગ રસિયાજી. ૨
વિરહ વિકળ થઈ કળ ન પડે નિશદિનરે, રસિયાજી,
તાલાવેલી લાગી મ્હારે તંન હો, રંગ રસિયાજી. ૩
દુખદાવાનળ પ્રગટયો કયમ સ્હેવાયરે, રસિયાજી,
ધીરજ રાખૂં પણ કહાંલગી રહેવાય હો, રંગ રસિયાજી. ૪
નિશ્ચે પ્રાણ જશે તલપી હવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો, રંગ રસિયાજી. ૫

**પોષ** માસે રોસ રૂદેથી મૂકયારે, રસિયાજી,
અબળાના આધાર અવસર ચૂકયા હો, રંગ રસિયાજી. ૧
ઘણૂં પ્રગટ શૂં કહિયે સમજી લેજોરે, રસિયાજી,
વિજોગ પાખે અવર ડંડ કાંઇ દેજો હો, રંગ રસિયાજી. ૨
સ્ત્રીને દુખ નહિ પતિ જો શસ્ત્રે મારેરે, રસિયાજી,
તેથી કષ્ટ ઘણૂં તે મન ઉતારે હો, રંગ રસિયાજી. ૩
એથી અદકૂં હાવાં તે શૂં કહિયેરે, રસિયાજી,
ચતુરશિરોમણી ચતુરાનૂં દુખ લહિયે હો. રંગ રસિયાજી. ૪
આ જોબનમાં આવી સુખને માણોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી તક જાણો હો, રંગ રસિયાજી. ૫

**માહા** માસે તો મ્હારા સમ ઘેરે આવોરે, રસિયાજી,
આ રતમાં દીપંતી લે સુખલ્હાવો હો, રંગ રસિયાજી. ૧
પ્રથમ અમો એમાં કંઇએ નવ લ્હેતાંરે, રસિયાજી,
શિખવી સમજાવી શૂં મ્હેલ્યાં વ્હેતાં હો, રંગ રસિયાજી. ૨
વ્હાલા થઇને વેર શું વાટયું આવુંરે, રસિયાજી,
આવડું શિદ કર્યું, જયારે હતૂં જાવૂં હો, રંગ રસિયાજી. ૩
પ્રેમપંથમાં કાંટો કપટી ન સારોરે, રસિયાજી,
પ્રથમથકી પોખી હાવાં શૂં મારો હો, રંગ રસિયાજી. ૪
વિરહવન્હીમાં ધીકૂં છૂં નિશ દાહાડોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને કહાડો હો, રંગ રસિયાજી. ૫

**ફાગણ** કેસૂ ફૂલ્યાં હૂં કરમાણીરે, રસિયાજી,
આ વનમાળી પિયૂ સીચ્યૂં ન પૂરૂં પાણી હો, રંગ રસિયાજી. ૧

વસંતઋતુ તો સહુને વ્હાલી લાગેરે, રસિયાજી,
તમપાખે મુને બાણુ રૂદેમાં વાગે હો, રંગ રસિયાજી. ૨
અબિલ ગુલાલ ને કેસરના રંગ ઘોળીરે, રસિયાજી,
વિલાસસુખ નવ લીધૂં મુજ ઉર હોળી હો, રંગ રસિયાજી. ૩
સુખની રૂતૂ સોકની સંગે સોહિયેરે, રસિયાજી,
ડુસકલડે રોવું તો હમારે જોઈએ હો, રંગ રસિયાજી. ૪
પ્રથમથકી પ્રભુ શેં નવ નાખ્યાં મારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતિ ધારી હો, રંગ રસિયાજી. ૫

**ચૈત્રે** ચંદ્ર કિરણ સહુને સુખકારીરે, રસિયાજી;
એકલડીને લાગે તેહ કટારી હો, રંગ રસિયાજી. ૧
સુખકારી હૂતા તે સહુ દુ:ખ દે છે રે, રસિયાજી,
જોઈજોઈ સંભારી સુખ આંસૂ વ્હેછે હો; રંગ રસિયાજી. ૨
કરે કાય શૂં કર્મતણો એ દોષ રે, રસિયાજી,
વક્રવદન નિજ ત્યાં શો દર્પણદોષ હો; રંગ રસિયાજી. ૩
આ દહાડા ક્યાં મુકયા હતા સંતાડીરે, રસિયાજી,
જોબન અવસર આવ્યો આપ્યા કહાડી હો, રંગ રસિયાજી. ૪
તમો કહેતા તે અમો માનતાં સાચૂં રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ કીધૂં કાચૂં હો, રંગ રસિયાજી. ૫

**વૈશાખે** વ્રજ સૂનૂં સઘળૂં દીસેરે, રસિયાજી,
જન ઝાઝા પણ કોને મન જઈ હીસે હો, રંગ રસિયાજી. ૧
સરવે સરવર સૂકાં ચાતક લેખેરે, રસિયાજી,
ચંદ્રવિના જગ ચકોર ઉજડ દેખે હો, રંગ રસિયાજી. ૨
વિત્યૂં હોય તે એ સાચૂં પરમાણેરે, રસિયાજી,
પીડ પ્રસૂતાની શૂં વંઝા જાણે હો, રંગ રસિયાજી. ૩
વિરહવેદના ઘણી કઠિણ સહુ દુ:ખથીરે, રસિયાજી,
વેઠે તે જાણે ન કેહેવાય અમુકથી હો, રંગ રસિયાજી. ૪
સ્નેહતણો ઘા મલમથકી ન રૂઝાયરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો, રંગ રસિયાજી. ૫

જેઠ માસે સહુ સરોવર સૂકાં કહેછેરે, રસિયાજી,
મુજ લોચનધારા નવ સૂકી વ્હેછે હો, રંગ રસિયાજી. ૧.

ગ્રીષ્મઋતુને તાપે સહુ અકળાયેરે, રસિયાજી,
પવન ફુવારાથી તે સદ્ય સમાયે હો, રંગ રસિયાજી. ૨
ગ્રીષ્મતાપ તે દીપ વાયુથી વામેરે, રસિયાજી,
વિરહવન્હી આ પવને વૃદ્ધી પામે હો, રંગ રસિયાજી. ૩
પય ઉભર્યું તે છાંટે નીર સમાયરે, રસિયાજી,
તાતૂં તેલ મળે ઝબ ભડકો થાય હો, રંગ રસિયાજી. ૪
પ્રેમપાવકની પિડ સહુ દુઃખથી અળગીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો, રંગ રસિયાજી. ૫

**અષાડ** માસે અતિ ઉંડું દુઃખ સાલેરે, રસિયાજી,
પંખીડાં પણ મળિને માળા ઘાલે હો; રંગ રસિયાજી. ૧
કહોને કહિયે ને કહે અદેખાં ઠરિયેરે, રસિયાજી,
અંતરઆગે ઢાંકયાં ધીકી મરિયે હો, રંગ રસિયાજી. ૨
કીડો કાષ્ટ જ્યમ ખોખુ કરે ખાઈ બાધૂંરે, રસિયાજી.
તમ વિરહકીડે કાળ જ કરડી ખાંધૂં હો, રંગ રસિયાજી. ૩
ઉપરથી તન સારૂં સહુ કોઈ દેખેરે, રસિયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો, રંગ રસિયાજી. ૪
જે જાણે તે મૂરખ કહે એ વાતરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ દુઃખ સહુ ભાત હો, રંગ રસિયાજી. ૫

**શ્રાવણ** માસ સરવડે વરસ્યો મંદરે, રસિયાજી,
પાવસઋતુ શોભા થઇ વૃંદાવૃંદ હો, રંગ રસિયાજી. ૧
વૃક્ષે વળગી વેલ છુટે નવ છોડીરે, રસિયાજી,
દૈવે મ્હારી બેલ તો નાખી તોડી હો, રંગ રસિયાજી. ૨
એક દિવસ આપણ ત્યાં વાતે વળગ્યાંરે, રસિયાજી,
ઘન વરસ્યો ભીજ્યાં પણ ન થયાં અળગાં હો, રંગ રસિયાજી. ૩
મેં પણ શીત સહેવાઇ નહીં ઘણું કાંપીરે, રસિયાજી,
ત્યારે તમે મુજને લઇ રૂદયાશું ચાંપી હો, રંગ રસિયાજી. ૪
સંભારી તે સુખ કાળજડું ફાટેરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી શામાટે હો, રંગ રસિયાજી. ૫

**પુરૂષોત્તમ** માસે આશા તો મ્હારીરે, રસિયાજી,
પુરો પુન્ય થશે જુઓ મન વિચારી હો, રંગ રસિયાજી. ૧

આતુર જન સંતોખો કરિ સનમાનરે, રસિયાજી,
અધરામૃત પાઇ આપો જીવતદાન હો, રંગ રસિયાજી. ૨
આ એક માસ તો પુન્યદાનનો દહાડોરે, રસિયાજી,
પ્રભુ પધરાવી સેવા કરૂં કર ટાહાડો હો, રંગ રસિયાજી. ૩
અવર દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહિરે, રસિયાજી,
પુરૂષોત્તમ પરણીને અવર ધટે નહિ હો, રંગ રસિયાજી. ૪
પ્રાણ જશે તોય તંમવીના નહીં ભજિયેરે, રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજિયે હો, રંગ રસિયાજી. ૫

**ભાદરવો** ભડ વરસે ચપળા ચમકેરે, રસિયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો, રંગ રસિયાજી. ૧
હું બીની સુણી ઘન વરસ્યો આકાશેરે, રસિયાજી,
પીતાંબર હોરાડી લીધી પાસે હો, રંગ રસિયાજી. ૨
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુરે, રસિયાજી,
વિકળપણે કાંઇકહું છૂં નથિ રહેવાતૂ હો, રંગ રસિયાજી. ૩
પાલવ પાથરી કાલાવાલા કરિનેરે, રસિયાજી,
પાગે લાગી કહું છૂં ફરીફરીને હો, રંગ રસિયાજી. ૪
વ્રેહદુખ નથી સ્હેવાતૂં હાવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શૂં તલસાવો હો, રંગ રસિયાજી. ૫

**આશ્વિન** આવ્યો સદ્ય માસ સુખકારીરે, રસિયાજી,
વામ આંખલડી ફરકેછે કાંઈ મ્હારી હો, રંગ રસિયાજી. ૧
રાસરમણની ઋતુ આવી તમો જાણોરે, રસિયાજી,
લાલ બિહારી લાલીનાં સુખ માણો હો, રંગ રસિયાજી. ૨
શરદ પુનમની નિશે પૂર્ણ શશી પ્રગટશેરે, રસિયાજી,
તમથી રમતાં સહુદુખ મ્હારાં મટશે હો, રંગ રસિયાજી. ૩
કરૂણાનિધિ છો માટે કરૂણા કરશોરે, રસિયાજી,
વ્હાલાની વિનતી રૂદેમાં ધરશો હો, રંગ રસિયાજી, ૪
આનંદ ઉપનો ઊરમાં વાલમ વળિયારે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળિયા હો, રંગ રસિયાજી. ૫

(૧-૨)

---

# દાણચાતુરી.

## ગરબો.

મારગ મૂકોની કહાના કહુંછું કયારની જો;
રોકી રાખી છે મુને તે કેણીવારની જો, મા૦ ૧
મારે માથે મટુકી મહીતણી તપે જો;
વેળા વીત્યા પછે ગોરસ મારૂં નહીં ખપે જો. મા૦ ૨
મુને એકલડી જાણીને ઘેરી છે અહીં જો;
તમારા મનતણા વિચાર હું જાણું સહી જો. મા૦ ૩
આડું અવળું હેરોછો તે હું જાણું સહૂ જો;
મેં તો તમ સરીખા ઠગારા દીઠા બહૂ જો. મા૦ ૪
ચાળા મનના મૂકી હુંથી રેજો પાંસરા જો;
મારે પાલવડે ના વળગો પ્રીતમ રોહો પરા જો. મા૦ ૫
આઘા રોહો અડશોમાં ગીરધારી ઘેલા મા થશો જો;
જે કાંઇ ભાળોછો તે અરથ નહીં શરે કશો જો. મા૦ ૬
મેં તો સાંભળ્યુંતું જે ડાહ્યા છો ઘણું જો;
તેવું દીઠું મેં તો ડાહાપણ આજ તમતણું જો. મા૦ ૭
માણસ હોએ તે તો માને વેણમાં જો;
નીરલજ હોએ તે ના ના કહેતાં આવે કને જો. મા૦ ૮
નીરલજ ટેવ તે તો તમમાં દીસે છે શામળા જો;
ઘણી આવડે છે અબળા ધુત્યાની કળા જો. મા૦ ૯
આળ પરનારીસું કરશો તે કેમ છાજશે જો;
મારો મા કાંકરી મટુકી મારી ભાગશે જો. મા૦ ૧૦
ડરાવી ડરશે તે તમારી કો બીજી હશે જો;
ચાળા હુંથી કરે જોવા સરીખડું થશે જો. મા૦ ૧૧
લાડેકવાયા હશો તે તમારા નંદને જો;
આહાં કો સાંખશે નહીં તમારા ફંદને જો. મા૦ ૧૨
દાણ તો મહીમંડળમાં હોએ નહી જો;
એ તો રીત હમો આજ અલોકી લહી જો. મા૦ ૧૩
પ્રીતડીની રીતે કહો તો પાણી મહી જો;
દાણનો કરીને દોકડો આપૂં નહીં જો. મા૦ ૧૪

આતુર જન સંતોખો કરિ સનમાનરે, રસિયાજી,
અધરામૃત પાઇ આપો જીવતદાન હો, રંગ રસિયાજી. ૨
આ એક માસ તો પુન્યદાનનો દહાડોરે, રસિયાજી,
પ્રભુ પધરાવી સેવા કરૂં કર ટાહાડો હો, રંગ રસિયાજી. ૩
અવર દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહિરે, રસિયાજી,
પુરૂષોત્તમ પરણીને અવર ઘટે નહિ હો, રંગ રસિયાજી. ૪
પ્રાણ જશે તોય તમવીના નહીં ભજિયેરે, રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજિયે હો, રંગ રસિયાજી. ૫

**ભાદરવો** ભડ વરસે ચપળા ચમકેરે, રસિયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો, રંગ રસિયાજી. ૧
હું ભીની સુણી ઘન વરસ્યો આકાશેરે, રસિયાજી,
પીતાંબર હોરાડી લીધી પાસે હો, રંગ રસિયાજી. ૨
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુરે, રસિયાજી,
વિકળપણે કાંઈકહું છૂં નથિ રહેવાતૂ હો, રંગ રસિયાજી. ૩
પાલવ પાથરી કાલાવાલા કરિનેરે, રસિયાજી,
પાગે લાગી કહું છૂં ફ્રરીફ્રરીને હો, રંગ રસિયાજી. ૪
વ્રેહદુખ નથી સ્હેવાતૂં હાવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શૂં તલસાવો હો, રંગ રસિયાજી. ૫

**આશ્વિન** આવ્યો સદ્ય માસ સુખકારીરે, રસિયાજી,
વામ આંખલડી ફ્રરકેછે કાંઈ મ્હારી હો, રંગ રસિયાજી. ૧
રાસરમણની ઋતુ આવી તમો જાણોરે, રસિયાજી,
લાલ બિહારી લાલીનાં સુખ માણો હો, રંગ રસિયાજી. ૨
શરદ પુનમની નિશે પૂર્ણ શશી પ્રગટશેરે, રસિયાજી,
તમથી રમતાં સહુદુખ મ્હારાં મટશે હો, રંગ રસિયાજી. ૩
કરૂણાનિધિ છો માટે કરૂણા કરશોરે, રસિયાજી,
વ્હાલાની વિનતી રૂદેમાં ધરશો હો, રંગ રસિયાજી, ૪
આનંદ ઉપનો ઊરમાં વાલમ વળિયારે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળિયા હો, રંગ રસિયાજી. ૫

(૧-૨)

---

## દાણચાતુરી.

### ગરબો.

મારગ મૂકોની કહાના કહુંછું ક્યારની જો;
રોકી રાખી છે મુને તે કેણીવારની જો, મા૦ ૧
મારે માથે મટુકી મહીતણી તપે જો;
વેળા વીત્યા પછે ગોરસ મારૂં નહીં ખપે જો. મા૦ ૨
મુને એકલડી જાણીને ઘેરી છે અહીં જો;
તમારા મનતણા વિચાર હું જાણું સહી જો. મા૦ ૩
આડું અવળું હેરોછો તે હું જાણું સહૂ જો;
મેં તો તમ સરીખા ઠગારા દીઠા બહૂ જો. મા૦ ૪
ચાળા મનના મૂકી હુંથી રેજો પાંસરા જો;
મારે પાલવડે ના વળગો પ્રીતમ રોહો પરા જો. મા૦ ૫
આઘા રોહો અડશોમાં ગીરધારી ઘેલા મા થશો જો;
જે કાંઇ ભાળોછો તે અરથ નહીં શરે કશો જો. મા૦ ૬
મેં તો સાંભળ્યુંતું જે ડાહ્યા છો ઘણું જો;
તેવું દીઠું મેં તો ડાહાપણ આજ તમતણું જો. મા૦ ૭
માણસ હોએ તે તો માને વેણમાં જો;
નીરલજ હોએ તે ના ના કહેતાં આવે કને જો. મા૦ ૮
નીરલજ ટેવ તે તો તમમાં દીસે છે શામળા જો;
ઘણી આવડે છે અબળા ધુત્યાની કળા જો. મા૦ ૯
આળ પરનારીસું કરશો તે કેમ છાજશે જો;
મારો મા કાંકરી મટુકી મારી ભાગશે જો. મા૦ ૧૦
ડરાવી ડરશે તે તમારી કો બીજી હશે જો;
ચાળા હુંથી કરે જોવા સરીખડું થશે જો. મા૦ ૧૧
લાડેકવાયા હશો તે તમારા નંદને જો;
આહાં કો સાંખશે નહીં તમારા ફંદને જો. મા૦ ૧૨
દાણ તો મહીમંડળમાં હોએ નહી જો;
એ તો રીત હમો આજ અલોકી લહી જો. મા૦ ૧૩
પ્રીતડીની રીતે કહો તો પાણી મહી જો;
દાણનો કરીને દોકડો આપૂં નહીં જો. મા૦ ૧૪

હજુ પ્રીતડીની રીત નથી આવડી જો;
રહ્યા ગોવાળામાં ચારી જાણી ગાવડી જો. મા૦ ૧૫
પ્રીત રીત તે તો નિગમ ચારમાં નથી જો;
વ્હાલા લાગોછો તેમાટે કાંઇ એક કહું કથી જો. મા૦ ૧૬
સ્નેહશાસ્ત્રમાં એક બ્રીજની સ્ત્રી સુજાણ છે જો;
મોટા પંડિતને પણ એ વાતો અજાણ છે જો. મા૦ ૧૭
આતુર થઇને મારી પાસે ઉભા રેહો હરી જો;
પોથી પ્રેમની તે પઢવી શીખવું ખરી જો. મા૦ ૧૮
પ્રીત કરવી તારે રીશ તો ન રાખવી જો;
વેળાએ જોઇએ તે વિધિએ વાણી ભાખવી જો. મા૦ ૧૯
વદી વાણીને તે નીભાવ કરી જે શકે જો;
વિકટ દુરઘટ પ્રેમપંથવિશે ટકે જો; મા૦ ૨૦
સદા સર્વદા સચેત રેહેવું શામળા જો.
સુરત સંગ્રામ જીતવાની આરત એ કળા જો. મા૦ ૨૧
પ્રકટ પ્રીતડી ન કરીએ આ સંસારમાં જો;
વાત કહીએ તે પણ આંખના અણુસારમાં જો. મા૦ ૨૨
નેહ નયનના કટાક્ષમાં જણાવીએ જો;
દુરીજન દેખતાં વ્હાલાને ન બોલાવીએ જો. મા૦ ૨૩
ઓછા માણસ સાથે સંદેશો ના કાહાવીએ જો;
વાંકું બોલે તેથી વ્હડતાં ન ફાવીએ જો. મા૦ ૨૪
સામું જોતાં સ્નેહ પરખી લઇએ નેનમાં જો;
વાત અંતરની તે સમજી લઈએ વેણમાં જો. મા૦ ૨૫
પ્રથમ પેહેલો તો સ્વભાવ તેનો પરખીએ જો;
તે પ્રમાણે વચનરૂપી જળ વરસાવીએ જો. મા૦ ૨૬
જેસું કામ તેની વૃત્તી માફક ચાલીએ જો;
એ રીતે તો પક્ષી ગગનતણાં ઝાલીએ જો. મા૦ ૨૭
હાજી હાજી સરખા મોહોની એકો નહીં જો;
અમૃત સરકરાનો તે રસના મધ્યે છે સહી જો. મા૦ ૨૮
પ્રીતડીનું કામ રીઝવ્યા થકી થશે જો;
ખીજવેથી તો મૂળગું ભાગી જશે જો. મા૦ ૨૯
પાકી પ્રીત બાઝયાવિના ન રીસાવીએ જો;

દોષ દેખીએ પણ મુખે નહીં લાવીએ જો. મા૦ ૩૦
જેમ તેમ કહ્યું કોનું હ્રદે ન આણીએ જો;
દ્રષ્ટે દેખીએ પણ વિચારે પ્રમાણીએ જો. મા૦ ૩૧
જે કોઈ બોલે તેનું હારદ સમજી લીજીએ જો;
વીવેક વિચારે ઘટે તે ઉત્તર દીજીએ જો. મા૦ ૩૨
ઓછું વચન તેથી કદાપી ન બોલીએ જો;
છીદ્ર કો સમાંનું સમોએ નવ ખોલીએ જો. મા૦ ૩૩
વિના વિચારે જે સુહ્રદસંગે લડે જો;
નીશ્ચે તેને પાછળથી પસ્તાવવું પડે જો. મા૦ ૩૪
સ્નેહી સંગે ઝાઝું ખેંચી નવ ઝાલીએ જો;
જેવો સમો તેવી વિધિ માફક ચાલીએ જો. મા૦ ૩૫
કુટિલ આગળ આપ આતુરતા ન દાખીએ જો;
સામી હોય તેવી રીતે રીત રાખીએ જો. મા૦ ૩૬
મ્હોડે મીઠું બોલે તેથકી નવ રીઝીએ જો;
સાચા સ્નેહી વિના મનડું નવ દીજીએ જો. મા૦ ૩૭
કપટી હોય તેથી સાચૂં નવ ભાખીએ જો;
લોભે લલચાઇયે નહિં નાઠાબારી રાખીએ જો. મા૦ ૩૮
પાકા પ્રેમીને તો પ્રાણ માગ્યો આપીએ જો;
જુઠા સંગકેરાં વચન નવ અલાપીએ જો. મા૦ ૩૯
સાચા જૂઠાની પરીક્ષા પ્રથમ કીજીએ જો;
સાચૂં નિવડયા પછી દગો ના દીજીએ જો. મા૦ ૪૦
સ્નેહી સંગે ઝાઝી મોટાઇ ન રાખીએ જો;
છોટું હોએ તોપણ સમોવડાઇ દાખીએ જો. મા૦ ૪૧
સમા પરમાણે વિવેક ન ચૂકીએ જો;
ટેક પોતાની તે અંતરથી ન મૂકીએ જો. મા૦ ૪૨
વિના વિચારે એક ડગલું નવ દીજીએ જો;
સમો પડે કાચું હ્રદે નવ કીજીએ જો. મા૦ ૪૩
સાત ગળણે ગાળ્યા પછી બોલ બોલીએ જો;
બોલ્યા પછી દુખ થાય નવ ડોલીએ જો. મા૦ ૪૪
વખત વીતી પછી વેચાથી મળે નહીં જો;
પય ન થાએ કદાપિ જે થઈ ગયું મહી જો. મા૦ ૪૫

રસ પ્રેમનો તે શીશ સાટે માનવો જો;
ગરજ રાખે તેને દુઃખ દોષ ન આણવો જો, મા૦ ૪૬
પ્રીત કદાપી કોઇથકી ન જોડીએ જો;
બની ભવિપથી તો પ્રાણ ગએ નવ તોડીએ જો. મા૦ ૪૭
પ્રીત રીત એ લાગે તો લેખું નહીં જો;
ત્રુટે પળમાં પાછળ શુદ્ધી કંઈ દીસે નહીં જો. મા૦ ૪૮
કાળી કસ્તૂરી પણ ગુણ ઘણો ગ્રહીએ સદા જો;
ગતાં ઇંદ્રવાણથી મોહીએ ના કદા જો. મા૦ ૪૯
સત સ્નેહ સેવા પેહેલ સંતોષ છે જો;
વશીકરણ વિદ્યાતણાં એ કોશ છે જો. મા૦ ૫૦
પારા સરખો પ્રેમ જૂગતે ઝાલજો જો;
વિખરતાં લાગે ન વાર ચેતી ચાલજો જો. મા૦ ૫૧
બોલતાં મૂલ મનુષતણું કીજીએ જો;
મુખે કહીએ નહીં પણ ચિત્તમાં ચેતી લીજીએ જો. મા૦ ૫૨
બુદ્ધિ પ્રમાણે વચન સઉ પડે બકી જો;
દુખ માનીએ ન બીજું લાવે કાંહાંથકી જો. મા૦ ૫૩
પ્રીતડી ના પાકે અતી ઉતાવળપણે જો;
ધીરજ રાખીએ તો કારણ સઉં આવી બને જો. મા૦ ૫૪
વિવેક વાતમાં તો દુધ દોણી બેહુ રેહે જો;
ગોળ ખાઇએ પોતાનો ચોરી પર શું લેહે જો. મા૦ ૫૫
સમો સમજે ચંચળ થઇ તે ચોદીશ ફરે જો;
દુરી જન નઠારા તે તેહેને શું કરે જો. મા૦ ૫૬
ચતુર આગળ દુષ્ટ ચુગલનું ચાલે નહીં જો;
પવન સહુને ડોલાવે ગીરી હાલે નહીં જો. મા૦ ૫૭
ડાહ્યા હોએ તેનું એટલું ડાહ્યાપણું જો;
લક્ષણવંત લેહેજો થોડામાં કહ્યું ઘણું જો. મા૦ ૫૮
મારા સમ જો મારા વચનથી રીસાવતા જો.
ક્ષણું એક ચાલે નહીં છો ઘણું ભાવતા જો; મા૦ ૫૯
દધીનાં દાણનાં વેચાણમાં છું તમતણી જો;
હું તો જાણુંછું જુગજીવન માથાનાં મણી જો. મા૦ ૬૦
હમો અબળા આતુર વચન મુખેથી ન કાહાડીએ જો;

હૈડું દેખાડાતું હોએ તો દેખાડીએ જો. મા૦ ૬૧
આસંગા વિના કો આવડું બોલે નહીં જો;
આસંગો તે પ્રીત વિના ના હોયે કહીં જો. મા૦ ૬૨
સાવધાન પ્રીત પાળજો કહૂં કથી જો;
મોતી મંન ને કાચ ત્રુટયાં સંધાતાં નથી જો, મા૦ ૬૩
પ્રીત બાંધી અતી સેજ લુબ્ધ થઈ રહી જો;
દયાના પ્રીતમજીસું દાણચાતુરી કહી જો. મા૦ ૬૪

EXCELLENT.

---

# ચેતવણી.

## પદ.

ચેત ચેત મન ચપળ થઇને, કૃષ્ણ કૃપાનિધી ભજનીરે;
આ જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજનીરે, ચેત૦ ટેક
શું મુરખ મિથ્યા મ્હારૂં કેહે છે, તાહારૂં તેં સહુ ખોયુંરે;
આ અમૂલ્યક હીરો હારીને તે, પથ્થરમાં ચિત પ્રોયુંરે. ચેત૦ ૧
આ ડાહાપણ તારૂં મળ્યૂં ધૂળમાં, ચુલે પડી ચતુરાઇરે;
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અંન બગાડયું ખાઇરે. ચેત૦ ૨
તેં હેતે હરિસેવન ના કીધૂં, સંતોખ્યા નહિ સાધૂરે;
આ ધીક પડયો તારો જનમારો, વણસાડયું તે બાધૂંરે. ચેત૦ ૩
અલ્યા તૂં તાહારી જનનીને શે ના, પથ્થર પડીઓ પેટરે;
જે લોક પખાલત વસ્ત્રજ વારૂ, તુજને નાખી હેઠરે. ચેત૦ ૪
તોપણ કેહેનું કારજ સરતૂં, પણ તૂં તેથી માઠોરે;
કોઇને કામ કયહું ના આવ્યો, કિંચિત કયહું ના ગાંઠોરે. ચેત૦ ૫
આ જનમ દિવસથી જરા લગી તેં, કુત્સિત કૃત બહુ કીધાંરે;
આ માતપિતા આદે અતિ સજ્જન, જનને દુખ બહુ દીધાંરે. ચેત૦ ૬
તું પાપથકી બીહીનો નહીં પાપી, વદ્યો ન જૂઠાં પાખેરે;
કોટી જીવ કલપાવે મૂરખ, જૂઠી પૂરી સાખેરે. ચેત૦ ૭
વદવું નહીં તે વદે સુખેથી, ના ખાવૂં તે ખાએરે;
તું તાહારા મનમાં મદમાતો, ના જાવું તાંહાં જાએરે. ચેત૦ ૮
આ વિષયતણું કૃત વાહાલૂં કીધૂં, મનથી માન્યૂં ઠીકરે;
વેદ શાસ્ત્રનું વચન ન માન્યું, ધરી ન હરીની બીકરે. ચેત૦ ૯

કપટ કરી લોકોને લૂટ્યા, પીંડ પોતાનો પોખ્યોરે;
નવ દીન ઉપર દયાજ આવી, પરઆત્મા બહુ દોખ્યો. ચેત૦ ૧૦
તું વૈષ્ણવ વેષે વાહાતો હીંડે, જ્ઞાનઉપદેશ સતાવેરે;
પોતાનું મન પથ્થર સરખું, તેહેમાં દોષ ના લાવેરે. ચેત૦ ૧૧
દગો કરંતાં દોષ ગણે નહીં, લાવ્યો જેમ ત્યમ લૂંટીરે;
જો પરમારથ કણુ જાતો દેખે, હૃદું ભાંગે ફૂટીરે. ચેત૦ ૧૨
એમ કપટ કરી છળ ભેદ રચીને, પર વીત ઘરમાં ઘાલ્યુંરે;
એમ કરતાં મૃત્યુ આવ્યું, તેથી કપટ ન ચાલ્યુંરે. ચેત૦ ૧૩
પછી જમ કીંકરે ગરદન ગ્રહીને, કાહાડ્યો ઘરની બાહારરે;
લેઈ ગયા જમપૂર ઝપાટી, દેતા માર અપારરે. ચેત૦ ૧૪
ત્યાંહાં જઈ ઉભો રાખ્યો ધર્મ આગળ, શી આજ્ઞા છે સ્વામીરે;
જે વિધિ કહો તે વિધિ દુખ દઈયે, બોલ્યા મસ્તક નામીરે. ચેત૦ ૧૫
પછે ધર્મરાયે ત્યાંહાં તુજને પૂછ્યૂં, કેહે કમાઈ શી કીધીરે;
તું ગયો હતો હરિ સમરણ કરવા, કયમ થઈ નહીં સિદ્ધીરે. ચેત૦ ૧૬
ત્યાંહાં એહેવું કેહેતાં ચિત્ર વિચિત્રે, કાહાડયૂં તાહારૂં પાનૂંરે;
તે વાંચતાં મનમાં લજવાણો, એહેવું તાહારૂં ગાનુંરે. ચેત૦ ૧૭
તે સાંભળી ત્યાંહાં ધરમ સભામાં, સરવે હસીયા દંતરે;
ભાઇ આહાવો નિરલજ કોઈ ન દીઠો, કદી ન આવ્યો અંતરે. ચેત૦ ૧૮
પછે ક્રોધ કરી ધર્મ રાજા બોલ્યા, નાખો કુંભીપાકરે;
એ નષ્ટ જીવને શી શીખામણ, ન મળે જેહેને નાકરે. ચેત૦ ૧૯
ધરમે એમ કહ્યું તાહારે તૂં, બોલ્યો જોડી પાણરે;
મેં ઝખ મારી હું હાર્યો સ્વામી, દીન વદ્યો તું વાણરે. ચેત૦ ૨૦
હવાં મનુષાદેહ એકવાર મુજને, આપો શ્રી મહારાજરે;
હું હવાં હરિસમરણ નહિ ભૂલૂં, અન્ય કરિશ નહીં કાજરે. ચેત૦ ૨૧
એમ કોટી કાલાવાલા કરતાં, કૃપા કરી ધર્મ ભૂપરે;
જોજે ના ભૂલેશ કહી આપ્યું, મનુષાદેહ સ્વરૂપરે. ચેત૦ ૨૨
તૂં એમ કરાર કરી આવ્યો છે, તે તું સેં નવ જાણેરે;
તું હવાં જઈ ઉત્તર શો આપીશ, હરિગુણ મુખ ના આણેરે. ચેત૦ ૨૩
તું ફોકટ ફજેત સીદ થાએ છે, કહ્યું માનની માહારૂંરે;
હું સાચું કહુંછું સમજ હરિ ભજ, શીદ બગાડે તાહારૂંરે. ચેત૦ ૨૪
આ જે દેખે છે તે સહુ ખોટું, સાચું હરીનું નામરે;

તે વણ દામે લૂટી લે તેહેને, નથી દ્રવ્યનું કામરે. ચેત૦ ૨૫
આ સુખ સંપત ધર ધરૂણી દેખી, સીદ હરાયો હીંડેરે;
આ તું મા જાણીશ ઝાઝું જીવીશ, આવ્યું ટાંડે મીડેરે. ચેત૦ ૨૬
તું હૃદેથકી નથી હેત ધરીને, ભજતો વૈકુંઠનાથરે;
તો પાછળ પસ્તાવું પડશે, ને ધસવા પડશે હાથરે. ચેત૦ ૨૭
ભાઇ આ મનુષાદેહ મોંઘો છે, મળશે નહીં વારેવારેરે;
જો આ અવસર ચુકયો તો નિશ્ચે, લક્ષ ચોરાસી તાહારેરે. ચેત૦ ૨૮
ત્યાંહાં ખર સૂકર ગંડક ગૃદ્ધવ, જાતીમાં જઈ અવતરશોરે;
ત્યાંહાં પ્રભુસ્મરણ કરવાની ગત્ય નહીં, ચાહારે ખાણ રડવડશોરે. ચેત૦ ૨૯
તે માટે મહારૂં કહ્યું કરીને, ગોવિંદના ગુણ ગાનીરે;
આ માયા મમતા મૂકીને તૂં, તાહારૂં ચેતી જોનીરે. ચેત૦ ૩૦
તું આવ્યો તાહારે શું લેઈ આવ્યો, જાઇશ કહે શું લેઇરે;
તું બીજૂં તાહારૂં શુંજ બતાવે, ત્હારી છે નહીં દેહીરે. ચેત૦ ૩૧
માહરૂં માહરૂં કરીને મૂરખ, મુઓ તું દોડીરે દોડીરે;
વ્રથા વિટંબણ શીદ કરે છે, સંગ ન આવે કોડીરે. ચેત૦ ૩૨
ભાઈ તહારે કીધે વત્તું ઓછું, લેશ માત્ર નહીં થાયરે;
એ કરતા હરતા બીજો છે, તું વચ્ચે શીદ અથડાયરે. ચેત૦ ૩૩
લખ્યું ન મિથ્યાં થાય કદાપી, ભાગ્ય વિશે છે જેહરે;
તે હેની મેળે વણ માંગ્યું, આવી મળશે તેહરે. ચેત૦ ૩૪
તે માટે કોટી કલપના કાહાડી, ગાની શ્રી ગોવિંદરે;
એ દાસ દયાના પ્રભુને ભજતાં, થાશે અખીલાનંદરે. ચેત૦ ૩૫



# ભકતવેલ.

### પદ.

પ્રથમ પ્રણામ કરૂં, હું શ્રી ગુરૂનાથને;
મન ક્રમ વચન કરી, જોડી જુગ હાથને. ૧
સુણો શ્રીગીરીવરધારી, તમો માહારી એક વિનતિ;
મેં એળે અવતાર ખોયો, પ્રભુ હાવાં માહારી શી ગતિ. ૨
રખડ્યો ચાહારે ખાણે, અખીલ બ્રહ્માંડમાં;
માંધો મનુષા દેહે આવ્યો, તેમાં ભરતખંડમાં. ૩

જેહેને દેવ સરીખા ઇછે, તેહેને પણ ના જડે;
તેહેવો તે મુને મળ્યો, પ્રભુ તમારી કૃપાવડે. ૪
તેવો સમો આવ્યો તોહે, હરી ભજવા ન શીખ્યો;
રંક જેમ પારસ મળ્યો, પણ કોટે બાંધીને ભીખ્યો. ૫
બાલાપણ બાપજી મેં, ખોયું અજ્ઞાનમાં;
મારી યુવાવસ્થા તો વીતી, વિષયના ધ્યાનમાં. ૬
વૃદ્ધપણ આવી ગયું, તોહે તૃષ્ણા ન તુટી;
હાકે સહુ હળવો પાડે, મરૂં તોહે માથું કુટી. ૭
ઘણા ભવ કલેશ પામ્યો, તોહે મમતા ન ભાંગી;
મારે હૈએ વૈરાગ્ય ન આવ્યો, પ્રભુ તમથી લેહ ના લાગી. ૮
કરતાં એમ મૃત્યુ આવ્યું, સંગી કોઇ ત્યાંહાં ન થયું;
આગળ જે નીપનું તે તો, મુખે નવ જાય કહ્યું. ૯
એવા અનેક ફેરા, હું આવ્યો ને ગયો;
પણ તમોને ભજ્યા વિના, મારો છુટકો કયહું ન થયો. ૧૦
હું માયાના પાશ તોડી, સેવું તમને શ્રીહરી;
એવું બળ હુંમાં નથી, કહું છું કરગરી. ૧૧
જાણી દીન કૃપા કરો, વહાલા પોતાનું વરદ જોઈ;
તો કામ થાય મારૂં, નહીં તો મરેશ રોઈ. ૧૨
માહારાં કુકૃત સહુ તે, જાણી જોઈ માફ કરો;
વહાલા પોતાનો દાસ જાણી, મારા સહુ તાપ હરો. ૧૩
છો પતિતપાવન, પ્રભુ અધમ ઉધારકારી;
દયાળુ દીનબંધુ, શરણાગતવછલ હરી. ૧૪
હે ગોપીજનવલ્લભવહાલા, તમો કૃપાના સાગર કાહાવો;
ઘણાને કૃપા કરી, માટે કરૂં છું દાવો. ૧૫
સ્થંભથી પ્રગટ્યા, પ્રભુ પ્રહ્લાદની પીડા કાપી;
ધ્રુવજીના તાપ ટાળ્યા, અવિચળ પદવી આપી. ૧૬
વળી ચંદ્રહાસ્ય ઉગાર્યો, ફેડી વિષ વિષયા કરી;
સંકટથી દ્રૌપદી રાખી, પૂર્યાં બહુ ચીર હરી. ૧૭
તળાતો તેલ કઢાથી, સુધનવા રાખીયો;
બળતાં ખગબાળ ઉગાર્યાં, ગજ ઘંટ નાખીયો. ૧૮
ગ્રાહે ગ્રહેલો હસ્તી, મુકાવ્યો કષ્ટથી;

શિવજીની સાહાય કીધી, તમો વ્રકાસુર દુષ્ટથી. ૧૯
રાખ્યું પણ ભીષ્મકેરૂં, પાંડવનાં લાડ પાળ્યા;
સુદામાનું દાળીદ્ર ફેડયું, અજામેળ પાપ બાળ્યાં. ૨૦
અહલ્યાનો શ્રાપ ટાળ્યો, વિદુરનું ગમતું કીધૂં;
જયદેવની સ્ત્રી જીવાડી, તમે મીરાંનું ઝેર પીધૂં. ૨૧
નામાનું છાપરૂં છાહાયું, ત્રિલોચન નીર ભર્યું;
દાસ દામાજી માટે, માહારનું રૂપ ધર્યું. ૨૨
નરસઈઆને હાર આપ્યો, પૂર્યાં બહુ કોડજી;
મુકયું ઘર બોઢાણા માટે, તમો રણછોડજી. ૨૩
સેના સારૂ નાપીક થયા, જણાવ્યું જકતને;
મધરાતે બનાત ઓરાડી, માધવદાસ ભક્તને. ૨૪
તુળશીની ટેક માટે, થયા કૃષ્ણ રામજી;
ધનાનું ક્ષેત્ર નીપાવ્યું, બીજવણ શામજી. ૨૫
કુંતાજીની ભક્તિ દેખી, થયા આધીન હરી;
પ્રાણ ઉત્તરાના રાખ્યા, પરીક્ષત સાહાય કરી. ૨૬
સાંદીપન ગુરૂની પત્ની, દેવકી માત કાહાવી;
એ બંધેને પુત્ર આપ્યા, મૃત્યું પામેલા લાવી. ૨૭
ઉદ્ધવ અરજુન બંધેને, જ્ઞાન ઉપદેશ્યું હરી;
પારથને પાણી પાયું, સુભદ્રાનું રૂપ ધરી. ૨૮
રાજ ઉગ્રસેનને આપ્યું, પ્રભુ છડીદાર થયા;
બળી રાજાને મંદિર, દ્વારપાળ થઇને રહ્યા. ૨૯
વ્યાસનો તાપ ટાળ્યો, નારદને મેળવી;
હિરણ્યાક્ષ દુષ્ટને મારી, મુકાવી પૃથ્વી. ૩૦
કુબજાની કામના પુરી, રંગે રમવાને ગયા;
બ્રાહ્મણને કન્યા અપાવી, સાક્ષી ગોપાળ થયા. ૩૧
રજસ્વલા અશુચીપણું, પ્રેમે થયું ભંગજી;
ગણીકાનો મુકુટ લીધો, માગીને શ્રીરંગજી. ૩૨
ઋષીપત્નીનું ભોજન, જાચ્યું જદુવીરજી;
પીધું શ્રુતદેવ કેરૂં, નારાયણ નીરજી. ૩૩
કરમાનો ખીચડો ખાધો, સબરીના બોરજી;
ઉચ્ચિષ્ટ આહીરનું ખાધું, શ્રીનંદકીશોરજી. ૩૪

રમાથી અધિક આપ્યું, તમો સુખ ગોપીને;
તેહને ગમે તે કૃત કીધાં, મરજાદા લોપીને. ૩૫
અંગે ગળ્યા ગોપ ઉગાર્યા, સરપે ગળ્યા નંદજી;
ગીરીધારી વ્રજ ઉગાર્યું, વ્યાપ્યો આનંદજી. ૩૬
જટાયુની દહનક્રિયા, કરી રઘુરાજજી;
વિભીષણ સુગ્રીવ બંનેને, અપાવ્યું રાજજી. ૩૭
અંબરીષનો ભાર ઉતાર્યો, આપે અવતાર ધરી;
ભીલથી ભરત ઉગાર્યો, દેવીને પ્રેરણા કરી; ૩૮
વામન થઈ ભીક્ષા માગી, ઈન્દ્રનું ગમતું કીધું.
અમરને અમૃત પાયું, મોહની રૂપ લીધું. ૩૯
પુંડરીક વચન માટે, ઈંટે આસંનજી;
વાલ્મીક મોટો પતિત, કીધો પાવંનજી. ૪૦
આપ છાયામાં સુતો, પવન કુમારજી;
આ તપમાં ઉભા રહ્યા, ઘડી બે ચારજી. ૪૧
કપટે પયપાન કરાવ્યું, બકી ગોપાળજી;
તેહેને ગતી માતાની આપી, એહેવા દયાળજી. ૪૨
પારધી અહીં સિચાણો, માંહોમાં ત્રણ્ય મારી;
કરતાં એમ સમરણ, હરી પક્ષી લીધાં ઉગારી. ૪૩
તુકારામ તમને વહાલો, સ્વદેહે સ્વધામ લીધો;
પીપાને દ્વારિકા દાખી, મુદ્રા દેઈ સાચો કીધો. ૪૪
જયમલની લજ્જા રાખી, રઇદાસનું શ્રીફળ લીધું;
રાખ્યું પણ કબીર કેરૂં, આપે સદાવ્રત દીધું. ૪૫
જ્ઞાનસોપાનની વતી, મુક્તાબાઈ ભક્ત ભાવી;
દાસની કીરતી કરવા, માટીની ભીંત ચલાવી. ૪૬
શ્વપચ મોહનાની ખાંધે ચઢયા, પ્રભુ પ્રીત જાણી;
ગદાધરદાસકેરૂ પાંચે ભોગ પીધું પાણી. ૪૭
ત્રિપુરદાસ ભક્તકેરી, છીટેથી સીત સમી;
ભક્તના પુલના ભારે શ્રીમસ્તક રહ્યું નમી. ૪૮
સૂરદાસનો નીમ નીભાવ્યો, કીર્તન પૂરાં કર્યાં;
કૃષ્ણદાસનાં કોડ પૂર્યા, પદ ત્રણ આપે ધર્યાં. ૪૯
દાસ આશકરણ માટે, યુદ્ધ કરવાને ગયા;

જન પદ્મનાભ સારૂ, ખેવટીયા આપ થયા. ૫૦
એહેવાં જનદુ:ખ હર્યાં, ઘણાં શ્રીનાથજી;
તેહેમાં એક અધિક દયો, જાણી ગ્રહો હાથજી. ૫૧
શીખે ને સાંભળે, ગાયે ભાવે ભક્તવેલજી;
તેહને પ્રભુ પ્રસન્ન થઈ, કરે સુખરેલજી. ૫૨

—:o:—

## ચાતુરીનો ગરબો.

સર્વે કામ છોડિને પરથમ, ગુરૂ ગોવિંદને ભજીએજી;
સકળ કામના જેથી સીદ્ધિ, વારે તેહેને તજીયે; શિક્ષા શાણાને. ૧
મૂળથી મ્હોટી સંગ્રે કરિયે, નીચ સંગત પરહરિયેજી;
સંગ્રહ તેને વશ મન રેહે છે, જેથી તરિયે મરિયે. શિ૦ ૨
હર પ્રકારે પ્રીત મૃદુ વાણી, મ્હોટા જન તે જાણેજી;
નિર્દય આપસ્વારથિ જુઠા, તે નીચા પરમાણે. શિ૦ ૩
ખરી મેહેનતનું દ્રવ્ય જોડીયે, નીચ નજર ના કરીયેજી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાંસીથી તો ડરિયે. શિ૦ ૪
સાહસ કર્મ ન કરીયે કદાપિ, ડરીયે હરિ જગને મારેજી;
ઉતરેલું જળ મોતીનું ન ચડે, વળતું કોટી પ્રકારે. શિ૦ ૫
રીતે ચાલતાં દુખ પડે તો, ભલું સુખ અનીતે કુડુંજી;
એસી નાવ બુડે નહીં કેહેવત, તરી ઉતરો તોહે ભુડું. શિ૦ ૬
વિના વિચારે કામ કરે તે, પાછળથી પસ્તાયેજી;
બગડી બુંદ જે હોય ન સધરે, મળે ન જે તક જાયે. શિ૦ ૭
કોનું કાઢિને ખરચ ન કરીયે, દાટી ના સહિયે દુખજી;
જેવી સંપત તેવું ભોજન, સદા પામિયે સુખ. શિ૦ ૮
પૂર્વે વૈર તાંહાં સ્નેહ ન કરીયે, પૂર્વે મિત્રસૂં વેરજી;
મિત્ર કોક દીન ગુંજ પ્રકાશી, શત્રુ ના છૂટે ઝેહેર. શિ૦ ૯
આપ વખાણ અવરની નિંદા, પર પત્નીસું હાસ્યજી;
અતી ભાષણ કટુ જીભ ચલાવે, મ્હોટમપણનો નાશ. શિ૦ ૧૦
સુખ આવે છાકી નવ જઇએ, દુ:ખ આવે નવ ડરીયેજી;
આપણથી અધિકાંને જોઇને, ગરવ કલેશને હરિયે. શિ૦ ૧૧
લોભી જન ધનવડે સાધિયે, ગરવી જોડી પાણજી;

મુરખનું મન ગમતું કરિયે, પંડિત સાચી વાણ. શિ૦ ૧૨
હરિ ગુરૂ સાહેબથી સાચા રહીયે, સ્ત્રીસું જુઠું કહીયેજી;
મોટાં આગળ કોઇ સમે પણ, મુખે મ્હોટાં નવ થઇયે. શિ૦ ૧૩
રીત નભે નહીં રંદાકેરી, વાંસલે વરવું થાયેજી;
કરવતની કક્ષા ગ્રહી રાખો, ઉભે લોક સુખદાયે; શિ૦ ૧૪
કેવળ સ્વારથકૃતી વાંસુલાની, સહુ પરમારથ રંદોજી;
કરવત બેપાસ સરખું છાંડે, રેહે ઘર રેહે હરિબંદો. શિ૦ ૧૫
લાખ ગમાવી સાખ રાખજો, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ. શિ૦ ૧૬
મળી સ્હેજ પોળી નવ તજીયે, દુર મોદિક અભિલાષેજી;
ઊછંગ સુત અળગો કેમ કરિયે, ઉદરગર્ભની આશે. શિ૦ ૧૭
સામાને શોભા આપેથી, આપણે શોભા આવેજી;
પતિસુખ શોભા સ્ત્રીને કરે જેમ, સ્ત્રીને પતિ દરશાવે. શિ૦ ૧૮
જે કરતાં પરિણામે હાણી, તે કારજ ના કરવુંજી;
આપણી પોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું. શિ૦ ૧૯
જેથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે ઘર ત્રણથી ડરીયેજી;
વિવાદ ધંન વેહેવાર પરોક્ષે, વામા વાત ના કરિયે. શિ૦ ૨૦
માતપિતાસું હેત ધરિયે, કદા ન ધરીએ દોષજી;
નાગરવેલ વણસે જેમ દળ વણસે, જે પોંચ્યું શતકોશ. શિ૦ ૨૧
કૃષ્ણવિના કોઇથિકી કદાપિ, જારપ્રીત ના કરીયેજી;
ગળે પડી છુટે નહીં કેમે, પાપતાપ પચી મરિયે. શિ૦ ૨૨
થોડું બોલ્યામાં સુખ શોભા છે, બહુ બોલે પત જાયેજી;
ચો કોડીનો ચાંલો ભાળે, સત ના પાછળ થાયે. શિ૦ ૨૩
કામ વિવેકે કરિયે કદાપી, કષ્ટ પડ્યું તે માંહેજી;
તે પછી હરી ઇચ્છા એમ લેહેવું, હરબડવું નહીં તાંહે. શિ૦ ૨૪
પાણ વાણી ને દૃષ્ટી દૃઢ, રાખી સઘળે જઇએજી;
મોહોટમ આવે માન પામિયે, કહિં દુખિયાં નવ થઇએ. શિ૦ ૨૫
જે ભાવે જે પુછે તેને, તેહેવો ઉત્તર દઇએજી;
ભાપણમાં ભિતરનું હારદ, સેંજે સમજી લઇએ. શિ૦ ૨૬
જે વિના ચાલે ના તેની, મરજી રાખી રેહેવુંજી;
સમો આપણે સમજી લેવો, ભૂલ્યું બગડ્યું સેહેવું. શિ૦ ૨૭

તન મન વસન સુવિમળ રાખિયે, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુઃખ દેખી પ્રસન ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો. શિ૦ ૨૮
મ્હોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી;
ગુરૂજન સેવા દયા દીનસું, સ્ત્રીને વસ કરી લેવી. શિ૦ ૨૯
દિવસે વાત વિચારી કરિયે, નીસ વિવેકે છાનીજી;
કોઇ સમે કોઈ કેહેવું સાંભળે, ઉપજે મ્હોટી હાણી. શિ૦ ૩૦
મ્હોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઈ ન સારીજી;
નૃપ યોગીનો નહી આસંગો, ક્ષણમાં કરે ખવારી. શિ૦ ૩૧
નમી ભીતપર ના લો બારી, નવ ઠરવું તે હેઠજી;
ભગ્નિ ભૃષ્ટ તન કળી પસ્તાવો, વણ સ્વારથની વેઠ. શિ૦ ૩૨
જાર જુગારી તસકર વ્યસની, વિશ્વાસે નવ રહેવુંજી;
વેહેવારે વેપારે લજ્યા, ન ધરવી સસટ કેવું. શિ૦ ૩૩
હરીવીના કયહું લુબ્ધાઇ ન જાવું, જૂઠું સર્વ સમજવુંજી;
કાળઝપેટો પચક લાગશે, ભગવતભજન ન તજવું. શિ૦ ૩૪
જે જે વાતે મીઠું કડવું, આપણને જેમ લાગેજી;
તેજ પ્રમાણે સમજી લેવું, સહુને સુખ દુખ જાગે. શિ૦ ૩૫
દંપતીવચ્ચે દૂત ના થાવું, કુડી સાખ ન ભરવીજી;
ના કરીએ અરી કેરી ચુગલી, અધરમપક્ષ ન કરવી. શિ૦ ૩૬
માણસ જોઇને કામ પાડીએ, મુરખ મિત્ર ન કરીયેજી;
હઠ ના કરવી ખોટી વાતે, ક્રૂરને દ્રૂષે મરિયે. શિ૦ ૩૭
દીન સગાને દઈ ન માગવું, દે ધણું માગે વાળીજી;
દાનો દુશમન ગુણે મારીએ, શકે ન ઉંચું ભાળી. શિ૦ ૩૮
મરમ વચન કોઇને નવ કહિયે, સુણતાં તે સંકોચજી;
વાટે જતાનું કષ્ટ કાપિયે, જ્યાહાંલગી આપણી પોંહોંચ. શિ૦ ૩૯
મધુરી વાણી વદિએ સહુથી, ઉદર રાખીએ ઊંડુંજી;
મળ્યા મનુષને પ્રાણ આપિયે, કોનૂં ન કરીયે ભુંડું. શિ૦ ૪૦
કૃતિ ઉપરે ના ભુલી જઇએ, ગુણ સઘળેથી લેવોજી;
અંનદાતાને આધિન રેહેવું, લાલચ દગો ન દેવો. શિ૦ ૪૧
મ્હા મ્હોટું કંઈ સંકટ આવે, શ્રીહરી શરણે જાવુંજી;
હીંમત રાખી ઊપાય કરવો, પ્રાણ મુક્ત ના થાવું. શિ૦ ૪૨
મુરખથી કહીં મમત ન કરવો, ગાંઠ ગોંદડે દેવીજી;

અણી ચુકાવી કામ કહાડવું, આગળ વણસે કેવી. શિ૦ ૪૩
કદળી ઢોલ કુટીલ જન કાંઠી, કુટયા વણ ફળ નાપેજી;
દુષ્ટની સામા સાધુ ન થાવું, થાતાં અતિ સંતાપે. શિ૦ ૪૪
કામ કપેચું કાંઇક આવે, ધીરાં થાવું જાણીજી;
જલદ થયાથી જોખમ લાગે, પથ્થર ઉપર પાણી. શિ૦ ૪૫
જેવો સમો વિધિ પણ તેવી, કરતાં કારજ થાયજી;
એક રીતે અટકી નવ રેહેવું, રોગ પ્રમાણે ઉપાય. શિ૦ ૪૬
અગમ વિચારી સરવે કરવું, ગફલત કહીં ન રેહેવુંજી;
સહુનું વચન વિચારી જોવું, રોમ રોમ ચિત્ત દેવું. શિ૦ ૪૭
ગુણવંતને ઇતરાઈ ના કરવી, વૃદ્ધપણે લાલાઇજી;
ગુમાન ગરજ સમે નવ ધરવું, ભાગી જાએ ભલાઈ. શિ૦ ૪૮
પરઘર જઇને દુઃખ ના રોવું, કોઈ ન થાયે વિભાગીજી;
પાછળથી પસ્તાવો ઉપજે, ભાર જાય સહુ ભાગી. શિ૦ ૪૯
પરઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવુંજી;
ગુંજ કરતાં હોય બે જણા ત્યાં, વણ તેડ્યા નવ ધસવું. શિ૦ ૫૦
કૌતકમાં કુમક વણ સજજન, દુરીજન સાથ ન વઢવુંજી;
ગજ ગ્રેવાનો સામન લઇને, બકરી બંધન ચઢવું. શિ૦ ૫૧
રીતે પણ ખોટાની સાથે, વાદ ન કરવો વાતેજી;
ખરાબ ઠામે પથ્થર નાખી, છંટાવું નિજ હાથે. શિ૦ ૫૨
ઉલટી કૃતિ ઘેલાની ગ્રહિયે, દાસ દક્ષ ના થએજી;
સર્વ ઠામથી ગુણ ગ્રહી લેવો, એમ ચતુરતા લહિયે. શિ૦ ૫૩
કલેશની ઉપર કલેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધજી;
મન મોહ મદ મચ્છર ના ધરવો, મનને કરવો બોધ. શિ૦ ૫૪
આ વ્હેવાર ચાતુરીની શિક્ષા, ધરશે ઊરમાં રાખીજી;
ભવ સુખ હરી પદ શુભ કીર્તિ, આબરૂના અભિલાખી. શિ૦ ૫૫
પચ્ચી પચાસનું ખત ના લખીયે, અંતે આવે એકજી;
ગળે પડે કોઇ ગુલામ માણસ, હાણિ વાત વિવેક. શિ૦ ૫૬
સકળ ચાતુરી એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી;
હરી ગુરૂ હરીજન સેવી સમરી, જનમ મરણથી ટળજો. શિ૦ ૫૭
આશ્રમ ચાર વિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મ્હોટોજી;
શ્રી હરિની સેવા બની આવે, માટે નહિ તે ખોટો. શિ૦ ૫૮

મત ભાવે આશ્રમ માંડો, મારે નહિ લેવા દેવાજી;
દયો કેહે મ્હારે તે મ્હોટો, કરે કૃષ્ણની સેવા. શિ૦ ૫૯



(૨)

# મીરાંચરિત્ર

મીરાં મન મોહનસુ માન્યું;
વરિયા વરિયા શ્રીગીરધરલાલ, જાણે જગ નથી કંઈ છાનું. ટેક.
જેમલ રાઠોડની દિકરીરે સુણો, મીડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં, રૂડું ધર્યું મીરાંબાઈ નામ. મીરાં૦ ૧
જોશીએ વાંચી જનમોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરસે વિશ્વંભરનાથનેરે કરશે, નંદકુંવરસું નેહ. મીરાં૦ ૨
ઉદ્યોતપુરનો રાણો રાજીયોરે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ, લૌકીક રીતે મીરાંબાઈ. મીરાં૦ ૩
દેવીને દેવા વધામણાંરે ચાલ્યાં, વરકન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજ્યાંરે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં૦ ૪
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શક્તિને પાય;
મીરાં કેહે મસ્તક મારૂં નહીં નમે, વિના એક શ્રીગીરીધરરાય, મીરાં૦ ૫
સાસુ કેહે સામું બોલી આજથીરે મારે, નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહેને રાખો પરી એક, ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં૦ ૬
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે, ભલું થયું ભાગ્યો જંજાળ;
સાધુની સંગે દીનરૈન નિર્ગમશું સુખે, સેવીશું ગાઇશું ગોપાળ. મીરાં૦ ૭
નંદાનંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં, હરીજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરીને લડાવે કરે લેહેર. મીરાં૦ ૮
નણદર આવી મીરાંબાઇની પાસે ભાભી, આ શો માંડ્યો ઊતપાત;
સાસરે રાણાજીનું કુળલજાવ્યું વહુ, મહીયેર લજાવ્યાં માતતાત. મીરાં૦ ૯
અંબર આભ્રણ પેહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મેહલે પધારો રાણાજીતણેરે રમી, રીઝવી લ્યો ભરથાર. મીરાં૦ ૧૦
છાપા તીલક આ શી તુલશીની માળા, નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનોરે, રાણોજી તો કરે સુણી કલેશ. મીરાં૦ ૧૧
મીરાં કહે રે બાઈ કલેશ ટળવાનો, એકજ છે ઊપાય;
કેહજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં૦ ૧૨

વળી સોનું રૂપું પેહરે શું સુધર્યુંરે, કહાડી નાંખો એ ડાકડમાળ;
છાપા તીલક ધરી સાધુમાં બેસો, આ લો પેહેરો તુળશીની માળ. મીરાં૦ ૧૩
તમો પણ જાઓ શીદ સાસરેરે બાઈ, વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સરવ તજીને કરો સ્નેહ. મીરાં૦ ૧૪
કેહેજો તમારી માતનેરે વૃદ્ધ, થયાં ગોવિંદ ગુણ ગાયે;
હરીવના કોટી દેવ સેવશો તોયે, જનમ મરણ નહીં જાયે. મીરાં૦ ૧૫
સુણી એમ છણકતી ખીજતીરે બાળા, આવી બંધવની પાસ;
ઓ ભાઈ ભાભી કહેછે થાઓ વેરાગી સહુ, મુકીદો રાજ અવાસ. મીરાં૦ ૧૬
એવું સુણીને આવ્યો રોષ રાણાને પ્રેર્યો, સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાંરે, કોણે કોણ બેઠું છે એની પાસ. મીરાં૦ ૧૭
અનુચરે આવી એમ કહ્યું જે નથી, ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઈ પુરૂષ બીજો છે, ઘરમાં થઈ રહી છે થૈકાર. મીરાં૦ ૧૮
સુણતામાં રાણો થયો રાતડોરે ખેંચી, ખડગ ધાયો છે તેણીવાર;
પેઠા મીરાંને મેહલે એકલોરે કોઈ, આવે ના ધાઈ દીધાં દ્વાર. મીરાં૦ ૧૯
આવી જોયું તો મીરાં એકલીરે, પ્રભુએ એને ના દીધું દરશન;
પુછયું મીરાંને પેલો પુરૂષ કયાં છે તાહારે, લાગ્યું છે જેસું લગન. મીરાં૦ ૨૦
કયાં છે પુછો શું રાણા રોશમાંરે, તે તો સઘળે વસેછે ભરપૂર;
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહેછે દુષ્ટથકી દૂર. મીરાં૦ ૨૧
કાહાડી નાખોજી આ કલેશ કપટ સંગે, નિર્મળ કરો મન;
પ્રેમભક્તિએ પરબ્રહ્મ ભજો તો તમને, થાય તેહેનાં દરશંન. મીરાં૦ ૨૨
એવું સુણીને આગ લાગી ઘણીરે પણ, ભાવ ન આવ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એહવે, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦ ૨૨
તોહે મુરખ સમજયો નહીંરે, મન સાથે ના કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચીયુરે ત્યારે, હરિયે દેખાડી મીરાં ચાર. મીરાં૦ ૨૪
છોભો પડયો પાછો ફરયોરે રાણો, આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મીરાંને મોકલ્યો પીજો કહાવ્યું, રાણાએ આણી ઝેહેર. મીરાં૦ ૨૫
લીધો મીરાંએ મન મગ્ન થઈનેરે પ્રભુને, દેખાડી કર્યું વિષપાનં;
અમૃત સરીખું થઈ ગયુંરે એને, સમરથ ધણી ભગવાન. મીરાં૦ ૨૬
મીરાંબાઈ આવ્યાં વ્રંદાવનમાંરે પ્રેમે, નિરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જીવ ગોંસાઇને શિક્ષાય. મીરાં૦ ૨૭
હરીજંન જાણી મીરાં મળવાતું કાહાવ્યું તેણે, કાહાવ્યું ના જોઉં સ્ત્રીનું મુખ;

મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને, પરપુરૂષ જોએથી દુખ. મીરાં૦ ૨૮
આજલગી હું એમ જાણતી જે વ્રજમાં, કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો તેમાં, ધન્ય તમારો વિવેક. મીરાં૦ ૨૯
એહેવું સુણીને જ્ઞાની પામીઆરે, જીવગોંસાઈ મળ્યાછે સામાં ધાઇ;
હળીમળી હરીની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઈ. મીરાં૦ ૩૦
કરી તઇયારી ચાલ્યાં દ્વારીકાં, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પોંચ્યા છે મનનાં કોડ. મીરાં૦ ૩૧
પાછળ પસ્તાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું ઝેહેર;
મુખે માગે તે આપું તેહને જે કોઈ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં૦ ૩૨
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાંરે, આવીને લાગ્યા સહુ પાએ;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અંન ન ખાએ. મીરાં૦ ૩૩
જ્યારલગી તમો રેહેશો દ્વારીકાંરે, ત્યાંહા લગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરાં૦ ૩૪
હરીએ હકીકત સાંભળીને હસી, ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઈ ગયાંરે મીરાં, જે જે શ્રીદ્વારકાંનાથ. મીરાં૦ ૩૫
ચરિત્ર એ મીરાંબાઇનુંરે જે કો, શિખે સાંભળે ને ગાએ;
પ્રેમભક્તિ તેહેને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાએ. મીરાં૦ ૩૬

Excellent

(૨.)



## પ્રેમ પરીક્ષા.

### ગરબો.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બણી. ૧
પ્રસુતાની પીડા રે, વંઝા તે શું જાણે?
જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે. ૨
મૂંગે સકર ખાધીરે, ગુગાને સ્વપ્ન થયૂં;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહૂં. ૩
ઘાએલનાં દુખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહીંરે, રતીની ગતી શી છે. ૪
નીમ સરવે નાસેરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિંદ્રા જેને આવેરે, તે ઉત્તર કયમે આપે. ૫

આશક માશુકમાંરે, રૂપ ગુણ શા દેખે?
જેવું ભાસે છે તેહને રે, અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત જ્યાંહાં ચોંટુંરે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુંરે, એના અવગુણ આણે. ૮
નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે. ૯
શીખે સાંભળે ગાયેરે, ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સ્હેજેરે, છુંટે ન પછે છોડી;
મચ્છને દુઃખ દેછેરે, ગળ્યા પછે અંકોડી. ૧૧
સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
મ્હોટી મનની મોહનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોહુંરે, ચમકને દેખી ચળે. ૧૩
છીપ રહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી;
જુઓ દ્રષ્ટી ચકોરતીરે, અચળ રહે છે ઈંદુભણી. ૧૪
લજ્જા સુધ બુધ સામ્રથરે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાંસ કોરેરે, કમળ ભેદી નવ શકે. ૧૫
મૃગ સ્હેજે મરે છે રે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગપાશેરે, બાંધ્યું ન શકે નાસી. ૧૬
દૃષ્ટિ પ્રીતની માટેરે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે. ૧૭
રેહે ચાત્રક તરસ્યુંરે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતીનું વારીરે, અવર પરસે ન ડગી. ૧૮
વિખના વસનીનેરે, સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાખે મરે. ૧૯
જેનૂં મન જેસૂં માન્યું રે, તેને સૂખ તેથી મળે,
તેવિના તેથી સારૂં રે, નાવે તેની આંખ તળે. ૨૦
એ વૈરાટનાં લોચનરે, ઈંદુ ભાનૂ ભેદ કશો,

કંજ કરમાય ચંદ્રે રે, ફુલે રવી મેહ વર્સ્યો. ૨૧
કંઠે વળગી ના છૂટે રે, એ પ્રેમતણી ફાંસી,
કાચો માટે ફૂટે રે, સૂણી જગની હાંસી. ૨૨
છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી તે નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ છે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે,
તે તો અચળ હમારૂં રે, ચિત રસિયામાં રમે. ૨૪
જેનૂં મન માને રે, જોગ સૂખેથી ગૃહો,
અમો તો એહ માગૂં રે, પ્રીતમજીસૂં પ્રીત રહો. ૨૫
તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝૂં ચંદ્ર મળે. ૨૬
ઈંદૂને અવલોકી રે, ચકોરનૂં ચિત્ત ચળે,
તે પ્રકાશને પેખી રે, તેને સંતોષ વળે. ૨૭
હેવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંતી ટળી,
જોગ જંજાળ છૂટી રે, ગયૂં મન સ્નેહમાં મળી. ૨૮
અભીમાન મૂકીને રે, ઓધવ ગોપી પાય પડયા,
કહું દયાનો પ્રીતમજી રે, નિશ્ચે એક તમને જડ્યા. ૨૯.

(૧-૨)

# ચોરાશી વૈષ્ણવ.

## ધોળ.

શ્રીગુરૂ યુગપદકમળરજ હું, વંદુ તે ધરિ નેમ;
દુખહરણ સુખ થશે નીધિ વળી, દાયક ભક્તિ પ્રેમ. ૧
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભૂ, શ્રીકૃષ્ણપુરણ કામ;
ચોરાશી માહાભક્ત તેહેનાં, કરૂં વરણવ નામ. ૨
સાંજે તૂં સ્મરણ કર્યાંથી, અઘ દુ:ખ કલેશ પળાય;
પુષ્ટિપંથ પ્રભુ પ્રસન હોયે, માહા પતીત પાવન થાય. ૩
મનવાંછિત ફળ સિદ્ધ પામે, ગાતાં એ અભિધાન;
શ્રીમહાપ્રભુજી નિજાનંદનું, કરે તેહને દાન. ૪

## ઢાળ.

શ્રીદામોદરદાસ હરશાનીરે, કૃષ્ણદાસ મેઘન વદે વાણીરે. ૧

આશક માશુકમાંરે, રૂપ ગુણ શા દેખે?
જેવું ભાસે છે તેહને રે, અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત જ્યાંહાં ચોંટુંરે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુંરે, એના અવગુણ આણે. ૮
નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે. ૯
શીખે સાંભળે ગાયેરે, ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સ્હેજેરે, છુટે ન પછે છોડી;
મચ્છને દુઃખ દેછેરે, ગળ્યા પછે અંકોડી. ૧૧
સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
મ્હોટી મનની મોહનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોહુંરે, ચમકને દેખી ચળે. ૧૩
છીપ રહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી;
જુઓ દ્રષ્ટી ચકોરનીરે, અચળ રહે છે ઈંદુભણી. ૧૪
લજ્જા સુધ બુધ સાસ્ત્રથરે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાંસ કોરેરે, કમળ ભેદી નવ શકે. ૧૫
મૃગ સ્હેજે મરે છે રે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગપાશેરે, બાંધ્યું ન શકે નાસી. ૧૬
દૃષ્ટિ પ્રીતની માટેરે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે. ૧૭
રેહે ચાત્રક તરસ્યુંરે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતીનું વારીરે, અવર પરસે ન ડગી. ૧૮
વિખના વસનીતેરે, સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાખે મરે. ૧૯
જેનૂં મન જેસૂં માન્યું રે, તેને સૂખ તેથી મળે,
તેવિના તેથી સારૂં રે, નાવે તેની આંખ તળે. ૨૦
એ વૈરાટનાં લોચનરે, ઈંદુ ભાનૂ ભેદ કશો,

કંજ કરમાય ચંદ્રે રે, ફુલે રવી મેહ વર્સ્યો. ૨૧
કંઠે વળગી ના છૂટે રે, એ પ્રેમતણી ફાંસી,
કાચો માટે ફૂટે રે, સૂણી જગની હાંસી. ૨૨
છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી તે નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ છે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે,
તે તો અચળ હમારૂં રે, ચિત રસિયામાં રમે. ૨૪
જેનૂં મન માને રે, જોગ સૂખેથી ગ્રહો,
અમો તો એહ માગૂં રે, પ્રીતમજીસૂં પ્રીત રહો. ૨૫
તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝૂં ચંદ્ર મળે. ૨૬
ઈંદૂને અવલોકી રે, ચકોરનૂં ચિત્ત ચળે,
તે પ્રકાશને પેખી રે, તેને સંતોષ વળે. ૨૭
હેવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંતી ટળી,
જોગ જંજાળ છૂટી રે, ગયૂં મન સ્નેહમાં મળી. ૨૮
અભીમાન મૂકીને રે, ઓધવ ગોપી પાય પડયા,
કહું દયાનો પ્રીતમજી રે, નિશ્ચે એક તમને જડ્યા. ૨૯.

(૧-૨)

## ચોરાશી વૈષ્ણવ.

### ધોળ.

શ્રીગુરૂ યુગપદકમળરજ હું, વંદુ તે ધરિ નેમ;
દુખહરણ સુખ થશે નીધિ વળી, દાયક ભક્તિ પ્રેમ. ૧
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભૂ, શ્રીકૃષ્ણપુરણ કામ;
ચોરાશી માહાભક્ત તેહેનાં, કરૂં વરણવ નામ. ૨
સાંજે તૂં સ્મરણ કર્યાંથી, અઘ દુઃખ ક્લેશ પળાય;
પુષ્ટિપંથ પ્રભુ પ્રસન હોયે, માહા પતીત પાવન થાય. ૩
મનવાંછિત ફળ સિદ્ધ પામે, ગાતાં એ અભિધાન;
શ્રીમહાપ્રભુજી નિજાનંદનું, કરે તેહને દાન. ૪

### ઢાળ.

શ્રીદામોદરદાસ હરશાનીરે, કૃષ્ણદાસ મેઘન વદે વાણીરે. ૧

શંભરવાળા દામોદરદાસરે, જેનો કનોજમધ્યે નિવાસરે. ૨
પદ્મનાભદાસ હરિભક્તરે, તુળશી પ્રભુ પ્રેમઆસક્તરે. ૩
વહુ ત્હેની કહિયે પારવતીરે, સુત રૂઘનાથદાસ સૂમતીરે. ૪
રજોબાઈ વૈષ્ણવ ક્ષત્રાણીરે, સેવ્યા શ્રીવલ્લભ રતી આણીરે. ૫
વૈષ્ણવ શેઠ પુરૂષોત્તમદાસરે, જેનો કાશીપુરમાં નિવાસરે. ૬
બાઈ રૂકમણી પુત્રી તેહેનીરે, સેવા અતૂલીત કહી એહેનીરે. ૭
શેઠનો સુત ગોપાળદાસરે, સેવા સ્મરણથી હુલ્લાસરે. ૮
રામદાસ હરીરંગ રાતારે, ગદાધરદાસ જગ વિખ્યાતારે. ૯
વેણીદાસ માધવદાસ ભાઈરે, હરીવંશ પાઠક સુખદાઈરે. ૧૦
વૈષ્ણવ કહિયે એમાં ક્ષત્રાણીરે, ગોવિંદદાસ ભલ્લા લો વખાણીરે. ૧૧
જંગનથાપન સેવ્યા મોરારીરે, દાસ નારાયણ બ્રહ્મચારીરે. ૧૨
માહાવનની વૈષ્ણવ ક્ષત્રાણીરે, જીઆદાસ સુરી લો જાણીરે. ૧૩
ક્ષત્રી વૈષ્ણવ દેવકપૂરરે, શેઠ દિનકર પ્રેમી પૂરરે. ૧૪
મુકુંદદાસ મહા વૈષ્ણવ મોટારે, ક્ષત્રી પરભુદાસજ લોટારે. ૧૫
પ્રભૂદાસ ભાટ હરીજંનરે દાસ પુરૂષોત્તમ ધંનધંનરે. ૧૬
ત્રિપુરદાસ વૈષ્ણવ કાયસ્તરે, પુરણાનંદ રસિક રસમસ્તરે. ૧૭
ભગવેંદદાસ પ્રજાપત્યરે, ગોસાંઈદાસ સેવ્યા હરી અત્યરે. ૧૮
માધવદાસ કાશમેરમાં વાસરે, વાસડાના ગોપાળદાસરે. ૧૯
પથા રાવળની અતી સેવારે, પુરૂષોત્તમ જોશી હતા તેવારે. ૨૦
જગન્નાથ જોશી જેના ભ્રાતારે, વળી વૈષ્ણવ તેની માતારે. ૨૧
જોશી નરહરી હરિના દાસરે, રામદાસ ગુજરાત નિવાસરે. ૨૨
દેવગોવિંદ હરિરસ માતારે, રાજા માધવ દેવ બેહૂ ભ્રાતારે. ૨૩
ઉત્તમ શ્લોકદાસ સેવા ભારીરે, સેવક શ્રીજીના કહેતાં મેંતારીરે. ૨૪
ઇશ્વરદાસ દેવ રસ મગ્નરે, હરીજંનસું ચિત લગ્નરે. ૨૫
વૈષ્ણવ છકડા વાસુદેવદાસરે, સેવા અર્થે રેહેતા પ્રભૂપાસરે. ૨૬
કૃષ્ણદાસ ગદી સુખકંદરે, બાબાપેણી રહીત દુખદૂરે. ૨૭
એ ઉભય નાયેક ખવાસરે, તેનું નામ તે જાદવદાસરે. ૨૮
થાનેશ્વરના વિપ્ર જગતાનંદરે, સેવ્યા હરી અતી આનંદરે. ૨૯
બ્રાહ્મણ એડલની વૈષ્ણવ બાઈરે, આનંદદાસ વિશંભરદાસ ભાઈરે. ૩૦
વૈષ્ણવ ક્ષત્રાણી પ્રભૂ પ્રીતરે, રામદાસ મીરાંના પ્રોહીતરે. ૩૧
કૃષ્ણદાસ ખવાસણી જાણીરે, જેની માની શ્રીવલ્લભે વાણીરે. ૩૨

ઓલામીશર શ્રીવલ્લભવરનારે, રામાનંદ પંડિત થાનેશ્વરનારે. ૩૩
વિષ્ણુદાસ છીપા રસપૂરરે, જીવણદાસ તે ક્ષત્રી કપૂરરે. ૩૪
સારસ્વત દ્વીજ ભગવાનદાસરે, જેનું ચિત્ત સદા પ્રભૂ પાસરે. ૩૫
વૈષ્ણવ ભગવાનદાસ ભીતરિયારે, શ્રીજીની સેવામાં ઠરિયારે. ૩૬
અચ્યુતદાસ સનોડીયા કહિયેરે, ગોડ વિપ્ર અચ્યુતદાસ લહિયેરે. ૩૭
સારસ્વત વળી અચ્યૂતદાસરે, નારણદાસ અંબાલે વાસરે. ૩૮
નારણદાસ ભાટ મથુરાનારે, નારણદાસ લુવાંણા ઠઠાનારે. ૩૯
ક્ષત્રાણિ ગોરજા શંભરાઇરે, સાસૂ ને વહુ બે વૈષ્ણવ રાઇરે. ૪૦
શીહાનંદનાં ક્ષત્રી સારરે, વૈષ્ણવ એડલનો એક સુધારરે. ૪૧
એક વૈષ્ણવ હરિ ગુણ ગાતારે, દામોદરદાસની માતારે. ૪૨
શીહાનંદ ક્ષત્રાણીનો વાસરે, કવી લધૂ પુરૂષોત્તમદાસરે. ૪૩
કવીરાજ ભાટ ગુણ ગાવેરે, ગુપાળદાસ ઇટોડાના કહાવેરે. ૪૪
જનારદનદાસ વૈષ્ણવ ક્ષત્રીરે, ગુરૂ સ્વામી બ્રાહ્મણ હરી મૈત્રીરે. ૪૫
કનૈયા ક્ષત્રીશાળ પ્રકાશારે, વિપ્ર ઓડીઆના હરીદાસારે. ૪૬
બાળકૃષ્ણ બાદરાયણદાસરે, સેવા સમરણનોજ અભ્યાસરે. ૪૭
સેવા સમરણમાંહે સુજાણરે, માણેકચંદ સિધુપાડે ભવાનરે. ૪૮
માણેકચંદ સિંધુપાડે ભવાનીરે, નરોબાઈ હરી મન માનીરે. ૪૯
નરહર સનાથી હરીભક્તરે, જેની હરિપદ નીરમળ મતરે. ૫૦
ગોપાળદાસ કહિયે જટાધારીરે, વસી બીજમાં સેવ્યા ગીરધારીરે. ૫૧
સંત પોષ્યા સ્વસ્ત ને ચુનારીરે, કૃષ્ણદાસ સોંપી પરને પારીરે. ૫૨
આગરે ચોપડાળું સતદાસરે, સુંદરદાસ સેવ્યા અવિનાશરે. ૫૩
પટેલ માવજી બીરજો સહીતરે, પતિ પત્નિ પ્રભુપદ ચિતરે. ૫૪
ગોપાળદાસ રોડાના કહાવેરે, સેવે શ્યામ તે હરખે હુલાવેરે. ૫૫
સુરદાસ શિરોમણી ભક્તરે, ગાઆ શ્રીગીરધર જાણે જક્તરે. ૫૬
સર્વોપરી દાસ પરમાનંદરે, ગાયા ગુણનિધિ બાળમુકુંદરે. ૫૭
કુંભનદાસ માહારસ કંધરે, સખા ભાવે સેવ્યા શ્રીગોવિંદરે. ૫૮
સુત કૃષ્ણદાસ ગેહેવારે, છોડયા પ્રાણ ન છોડી સેવારે. ૫૯
કૃષ્ણદાસ કહિયે અધીકારીરે, ગાયા સેવ્યા શ્રી રાસબીહારીરે. ૬૦
ગાયા વૈષ્ણવ એ ચોરાશીરે, શ્રીવલ્લભ ચરણ નિવાસીરે. ૬૧

**વલણ.**

સકળ તત્વનું તત્વ છે એ, સારમાં એ સાર;

શંભરવાળા દામોદરદાસરે, જેનો કનોજમધ્યે નિવાસરે. ૨
પદ્મનાભદાસ હરિભક્તરે, તુળશી પ્રભુ પ્રેમઆસક્તરે. ૩
વહુ ત્હેની કહિયે પારવતીરે, સુત રૂઘનાથદાસ સૂમતીરે. ૪
રજોબાઈ વૈષ્ણવ ક્ષત્રાણીરે, સેવ્યા શ્રીવલ્લભ રતી આણીરે. ૫
વૈષ્ણવ શેઠ પુરૂષોત્તમદાસરે, જેનો કાશીપુરમાં નિવાસરે. ૬
બાઈ રૂકમણી પુત્રી તેહેનીરે, સેવા અતૂલીત કહી એહેનીરે. ૭
શેઠનો સુત ગોપાળદાસરે, સેવા સ્મરણથી હુલ્લાસરે. ૮
રામદાસ હરીરંગ રાતારે, ગદાધરદાસ જગ વિખ્યાતારે. ૯
વેણીદાસ માધવદાસ ભાઇરે, હરીવંશ પાઠક સુખદાઈરે. ૧૦
વૈષ્ણવ કહિયે એમાં ક્ષત્રાણીરે, ગોવિંદદાસ ભલ્લા લો વખાણીરે. ૧૧
જંગનથાપન સેવ્યા મોરારીરે, દાસ નારાયણ બ્રહ્મચારીરે. ૧૨
માહાવનની વૈષ્ણવ ક્ષત્રાણીરે, જીઆદાસ સુરી લો જાણીરે. ૧૩
ક્ષત્રી વૈષ્ણવ દેવકપૂરરે, શેઠ દિનકર પ્રેમી પૂરરે. ૧૪
મુકુંદદાસ મહા વૈષ્ણવ મોટારે, ક્ષત્રી પરભુદાસજ લોટારે. ૧૫
પ્રભૂદાસ ભાટ હરીજંનરે દાસ પુરૂષોત્તમ ધંનધંનરે. ૧૬
ત્રિપુરદાસ વૈષ્ણવ કાયસ્તરે, પુરણાનંદ રસિક રસમસ્તરે. ૧૭
ભગવંદદાસ પ્રજાપત્યરે, ગોસાંઇદાસ સેવ્યા હરી અત્યરે. ૧૮
સાધવદાસ કાશમેરમાં વાસરે, વાસડાના ગોપાળદાસરે. ૧૯
પથા રાવળની અતી સેવારે, પુરૂષોત્તમ જોશી હતા તેવારે. ૨૦
જગન્નાથ જોશી જેના ભ્રાતારે, વળી વૈષ્ણવ તેની માતારે. ૨૧
જોશી નરહરી હરિના દાસરે, રામદાસ ગુજરાત નિવાસરે. ૨૨
દેવગોવિંદ હરિરસ માતારે, રાજા માધવ દેવ બેહૂ ભ્રાતારે. ૨૩
ઉત્તમ શ્લોકદાસ સેવા ભારીરે, સેવક શ્રીજીના કહેતાં મેંતારીરે. ૨૪
ઇશ્વરદાસ દેવ રસ મગનરે, હરીજંનસું ચિત લગનરે. ૨૫
વૈષ્ણવ છકડા વાસુદેવદાસરે, સેવા અર્થે રહેતા પ્રભૂપાસરે. ૨૬
કૃષ્ણદાસ ગદી સુખકંદરે, બાળાપેણી રહીત દુખદ્વંદ્વરે. ૨૭
એ ઉભય નાયેક ખવાસરે, તેનું નામ તે જાદવદાસરે. ૨૮
થાનેશ્વરના વિપ્ર જગતાનંદરે, સેવ્યા હરી અતી આનંદરે. ૨૯
બ્રાહ્મણ એડલની વૈષ્ણવ બાઇરે, આનંદદાસ વિશંભરદાસ ભાઇરે. ૩૦
વૈષ્ણવ ક્ષત્રાણી પ્રભૂ પ્રીતરે, રામદાસ મીરાંના પ્રોહીતરે. ૩૧
કૃષ્ણદાસ ખવાસણી જાણીરે, જેની માની શ્રીવલ્લભે વાણીરે. ૩૨

ઓલામીશર શ્રીવલ્લભવરનારે, રામાનંદ પંડિત થાનેશ્વરનારે. ૩૩
વિષ્ણુદાસ છીપા રસપૂરરે, જીવણદાસ તે ક્ષત્રી કપૂરરે. ૩૪
સારસ્વત દ્વીજ ભગવાનદાસરે, જેનું ચિત્ત સદા પ્રભૂ પાસરે. ૩૫
વૈષ્ણવ ભગવાનદાસ ભીતરિયારે, શ્રીજીની સેવામાં ઠરિયારે. ૩૬
અચ્યુતદાસ સનોડીયા કહિયેરે, ગોડ વિપ્ર અચ્યુતદાસ લહિયેરે. ૩૭
સારસ્વત વળી અચ્યૂતદાસરે, નારણદાસ અંબાલે વાસરે. ૩૮
નારણદાસ ભાટ મથુરાનારે, નારણદાસ લુવાંણા ઠઠાનારે. ૩૯
ક્ષત્રાણિ ગોરજા શંભરાઇરે, સાસૂ ને વહુ બે વૈષ્ણવ રાઇરે. ૪૦
શીહાનંદનાં ક્ષત્રી સારરે, વૈષ્ણવ એડલનો એક સુધારરે. ૪૧
એક વૈષ્ણવ હરિ ગુણ ગાતારે, દામોદરદાસની માતારે. ૪૨
શીહાનંદ ક્ષત્રાણીનો વાસરે, કવી લધૂ પુરૂષોત્તમદાસરે. ૪૩
કવીરાજ ભાટ ગુણ ગાવેરે, ગુપાળદાસ ઇટોડાના કહાવેરે. ૪૪
જનારદનદાસ વૈષ્ણવ ક્ષત્રીરે, ગુરૂ સ્વામી બ્રાહ્મણ હરી મૈત્રીરે. ૪૫
કનૈયા ક્ષત્રીશાળ પ્રકાશારે, વિપ્ર ઓડીઆના હરીદાસારે. ૪૬
બાળકૃષ્ણ બાદરાયણદાસરે, સેવા સમરણનોજ અભ્યાસરે. ૪૭
સેવા સમરણમાંહે સુજાણરે, માણેકચંદ સિંધુપાડે ભવાનરે. ૪૮
માણેકચંદ સિંધુપાડે ભવાનીરે, નરોબાઈ હરી મન માનીરે. ૪૯
નરહર સનાથી હરીભક્તરે, જેની હરિપદ નીરમળ મતરે. ૫૦
ગોપાળદાસ કહિયે જટાધારીરે, વસી બીજમાં સેવ્યા ગીરધારીરે. ૫૧
સંત પોષ્યા સ્વસ્ત ને ચુનારીરે, કૃષ્ણદાસ સોંપી પરને પારીરે. ૫૨
આગરે ચોપડાળું સતદાસરે, સુંદરદાસ સેવ્યા અવિનાશરે. ૫૩
પટેલ માવજી બીરજો સહીતરે, પતિ પતિ પ્રભુપદ ચિતરે. ૫૪
ગોપાળદાસ રોડાના કહાવેરે, સેવે શ્યામ તે હરખે હુલાવેરે. ૫૫
સુરદાસ શિરોમણી ભક્તરે, ગાઆ શ્રીગીરધર જાણે જક્તરે. ૫૬
સર્વોપરી દાસ પરમાનંદરે, ગાયા ગુણનિધિ બાળમુકુંદરે. ૫૭
કુંભનદાસ માહારસ કંધરે, સખા ભાવે સેવ્યા શ્રીગોવિંદરે. ૫૮
સુત કૃષ્ણદાસ ગેહેવારે, છોડયા પ્રાણ ન છોડી સેવારે. ૫૯
કૃષ્ણદાસ કહિયે અધીકારીરે, ગાયા સેવ્યા શ્રી રાસબીહારીરે. ૬૦
ગાયા વૈષ્ણવ એ ચોરાશીરે, શ્રીવલ્લભ ચરણ નિવાસીરે. ૬૧

**વલણ.**

સકળ તત્વનું તત્વ છે એ, સારમાં એ સાર;

પાઠ કરતાં માત્રમાં, વશ થાય નંદકુમાર. ૧
શ્રી વલ્લભ શ્રીવીઠલ પ્રભુને, જે પ્રસન કરવા ચાહે;
નથી અન્ય ઉપાય તે, આ ભક્તના ગુણ ગાયે. ૨
શ્રી આચારજી માહાપ્રભુનાં, અંતરંગ એ ભક્ત;
મુજ ઉપર કરૂણા કરો, શ્રીવલ્લભ પદ આસક્ત. ૩
એ વૈષ્ણવની ચરણ રજની, છે મુજને ઘણી આશ;
ગાય ગુણ હરિદાસના, દયારામ દાસનો દાસ. ૪

(૩)

## વલ્લભનો પરિવાર.

### રાગ ભૈરવ.

પ્રથમ પ્રભાત શ્રી ગુરૂ, વલ્લભનું લો નામ,
પુરૂષોત્તમ પુરણકામ, શ્રી માહાલક્ષ્મી પતિજી;
શ્રી લક્ષ્મણ રાજકુમાર, શ્રી અવલંબાજી,
પુત્ર ઓદ્ધાર શ્રીવલ્લભ પ્રાણ,આધાર ચરણ રાખો રતિજી. ૧
શ્રી ગોપીનાથ વિધામ, એ છે પુરણ પુરૂષ પ્રમાણ,
જોગી જનને ધ્યાને, ધરવા દોહેલારેજી;
વ્યાપક વિશ્વાધાર, સુખદાયક નંદકુમાર,
અક્ષર બ્રહ્મ અખંડ તે, કયાંહાંથકી સોહેલાજી. ૨
શ્રી ગોવરધન ઓધારણ, શ્રી રાધિકા રમણ,
એ વ્રજજુવતી સુખકર્ણ, સ્વીસુખ માનજોજી;
શ્રી રૂકિમણીરમણ, પદ્માવતી પ્રાણજીવન,
શ્રી વિઠ્ઠલ તન મન તે, અધિકા જાણજી. ૩
કૃષ્ણ પ્રિયે શ્રી યમુનાજી, માહારાણીનું નામરે;
એ સરવે સુખનું ધામ, શ્રી કાલિંદજી કહિયેજી;
શ્રી નવનિત પ્રિયા લાલ, શ્રી મથુરાનાથ કૃપાળ,
શ્રી વિઠ્ઠલનાથ દયાળ, દયાસમુદ્ર લહિયેજી. ૪
શ્રી દ્વારિકાનાથ શ્રી ગોકુળપતિ, ગુણપત ગુણ ગાત.
એ અનાથનાથ, શ્રી ગોકુળચંદ્રમાજી;
શ્રી મદનમોહનજી, મનમથ મદનસદનરે;
શ્રી બાળકૃષ્ણજીનાં વદનતણી, શી ઉપમાજી. ૫

શ્રી ગીરધરજી ગુણવંત, જેનો કોઈ ન પામે અંતરે,
શ્રી રાણી ભામ્યની વહુજીને, આનંદદાયક ભાવિયાજી;
જે જે શ્રી ગોવિંદ, એ છે પૂરણ પરમાનંદરે,
શ્રી ભામ્યની વહુજીના, ચિત્ત વિશે ભલા ભાવિયારે. ૬
શ્રી બાળકૃષ્ણ રસરૂપ એ છે, સ્વરૂપતણાજ સ્વરૂપરે,
એ કમળાકંત અનંતની, ઉપમા કો નહીંજી;
શ્રી ગોકુળેશ શુભ નામજીની, માળા રાખો દામરે,
શ્રી પાર્વતીપતિ કામના પૂરણ, છો સહીજી. ૭
શ્રીરઘુપતિ તેજભંડાર, એમના ગુણજશનો નહિ પારરે,
શ્રી જાનકી જીવનપ્રાણ, ભક્ત ચિંતામણીજી;
શ્રી જદુપતી જુગજીવન, તેહેનાં પ્રફુલ્લીત પ્રસનવદનરે,
શ્રી માહારાણી વહુજી ધન, જે શીર એ ધણીજી. ૮
શ્રી ઘનશ્યામજી એ ગાવાને, પુષ્ટી પથ પૂર્ણ ચાલ્યારે,
શ્રી કૃષ્ણાવતિ વહુજીનાં, નામ રૂદે વસોજી;
રૂક્મણી સતભામા શોભા યમુના, કમળારે એ,
દેવકી બેટીજી, સહીત સમરિયેજી. ૯
શ્રી દામોદરદાસ, માહાપ્રભૂ પદપંકજ પાસરે,
સુરદાસ જગ્ત પ્રકાશ, પરમાનંદદાસ છેજી;
અતી અનિનકુંભનદાસ, રાધે કૃષ્ણદાસ રસરાસરે,
એ ચારે મુક્ષ, શ્રી વલ્લભચરણ નિવાસજેજી. ૧૦
લીલા શ્રી ગિરિવરધારી લ્યો, ચાર જુથ સંભારીરે,
એ વૈષ્ણવ લેજો વિચાર, વસ્તુ અશેષછેજી;
શ્રી ગોવરધન શ્રી ગોકુલધન, શ્રી મથુરા મન આનંદરે,
શ્રી વૃંદાવન વખાણો, વ્રજ સહુ દેશનેજી. ૧૧
ચોરાશી સંભારો વૈષ્ણવ, બસેં બાવન ધારોરે,
શ્રી વલ્લભી શ્રષ્ટી વિચારો, ક્ષણ પલ દિનપ્રતજી;
શ્રી વલ્લભનો પરિવાર, સહુ સ્રષ્ટીશિરોમણ સાર,
સમરો સહુ વારંવાર, ઘડી પળ નેમસુંજી. ૧૨
હું માગું વ્રજરાજ, મુજને એ સમરણ નિત થાયરે;
જેહેના દયારામ જશ ગાય, નહિ ઘડી પળની તૃપ્તીજી. ૧૩

---

# શ્રીકૃષ્ણસ્તવનમંજરી.

## પદ.

નંદકુંવરજી નિજ જન જાણીરે, કૃપા કરો.
બરદ પોતાનૂં ઊરમાં આણીરે, કૃપાકરો. ટેક.
છો શ્રીજી શરણાગતવત્સલ પતિતપાવન સ્વામી;
દીનદયાળ દયાનિધી, અધમોદ્ધારણ અંતરજામી;
અનાથબંધૂ કરૂણાસિંધૂ પૂરણ, કશી ન ખામીરે. કૃપા૰ ૧
આરતવાનને બળિ બળ અતુલિત, વિશ્વભર વનમાળી;
ઉદાર અવધી સહજ કૃપાકર, સેવા સાધન ટાળી;
આપ સમો મળમાસ કર્યો, કેવળ શરણાગત ભાળીરે. કૃપા૰ ૨
અજામેળ સુત ભાવ સમરતાં, કીધો વૈકુંઠવાસી;
શુક ભણાવતાં ગુણકા તારી, કેવળ પાતિકરાશી;
દુઃખ પારધી સ્વદેહ સ્વર્ગે, મોકલિયો અવિનાશીરે. કૃપા૰ ૩
મહાપદ મિથ્યાવાસુદેવને, આપ્યૂં આપ વિચારી;
માતની ગતિ પામી પૂતના, પાપણી શીશૂહત્યારી;
એ અદલતા તમવણ કયહું, દીઠી ન સુણી ગિરધારીરે. કૃપા૰ ૪
આદ્યકવિ વાલમીક અવળૂં, રામનામ અલાપે;
નિજ બળગતી આપી ગીધને, જે તન ભર્યું પાપે;
ચૈદ્ય કંસ આદિક અતિ બળ પ્રભુ, તાર્યા પ્રબળ પ્રતાપેરે. કૃપા૰ ૫
ભક્તાધિન ભક્તવત્સલ છો, વેદ પુરાણે ગાયા;
જ્યાંહાં જ્યાંહાં સંકટ સંત પડ્યું ત્યાં, અતિ આતુર થઇ ધાયા;
દુઃખ સહી પણ જન સુખ કીધૂં, શું વર્ણવૂં વ્રજરાયારે. કૃપા૰ ૬
જન અવગુણ મન વસે ન વિઠ્ઠલ, અંતરમાં અતી પ્રીતી;
જયમ સુતના અપરાધ ન ભાસે, અબળાને એ રીતી;
દોષતણા ગુણ સમજો સામા, વિદુર ત્રિયાની નીતીરે. કૃપા૰ ૭
સ્વલ્પમાત્ર સંભારે, સંકટવેળા પણ કો પ્રાણી;
તદપિ સાહ્ય કરો સામળિયા અનુકંપા ઊર આણી;
ગુપ્ત નથી એ પ્રગટ વાત છે, નિગમાગમ્ય વખાણીરે. કૃપા૰ ૮
કપોત બાળક ત્રણ્ય રીપુથી, રાખ્યાં કુંજબિહારી;
વળિ ખગ-ઈંડાં ઉગાર્યાં, ગજઘંટા ઢાંકિ ગિરધારી;

અપકવ રાખ્યું એક ભાંડ, શીશુ જીવાડ્યાં મંઝારીરે. કૃપા૦ ૯
નીર કઢામાં મેડકી બાળક, જળ રેડતાં આવ્યું;
તેની માત દુખી થઈ હરિ સમર્યા, તપ્યૂં ન નીર તપાવ્યૂં;
અરભક ઉગાર્યૂં માત મેળવ્યૂં, સાચું બરદ કહાવ્યુંરે. કૃપા૦ ૧૦
શ્વાન પારધી અનળ જાળ, ચોદિશ ચો ઘેરી હરણી;
હરિ સમરતાં વારિદ વાયું, પ્રેર્યા સીંચી ધરણી;
તુટો ફંદ બે મુઆ પરસ્પર, કથા પુરાણે વરણીરે. કૃપા૦ ૧૧
ઇશ્વિરપણું અળગૂં મુકી જયમતયમ, નિજજન સુખ આપ્યું;
ના કરવાની કૃતિ પણ કીધી, એવું હેત હદે વ્યાપ્યું;
કિંચિત્ કહી દાખ્યૂં સાંભળિયે, મોટા જંન અલાપ્યૂંરે. કૃપા૦ ૧૨
માહાર રૂપ ધરી દામાજીનૂં, દુઃખ કીધૂં હરિ હાની;
નણંદ થઇ સૂવાવડ કીધી, ચોખામેહલ ત્રિયાની;
સેના સારૂં નાપીક થઈ નૃપ, મુંડન ધરી ન ગ્લાનીરે. કૃપા૦ ૧૩
માધવદાસતણાં મળમુત્ર, પખાળ્યાં થઈ પ્રભુમાતા;
માંસ તોળવા કર્યૂં કાટલૂં, સદન કસાઈ ખ્યાતા;
ચર્મવસ્ત્ર રોહિદાસતણે ઘેર, પેહેર્યાં હળધર ભ્રાતારે. કૃપા૦ ૧૪
જનીનાં છાણાં વણિયાં, દળણૂ દળિયૂં દેવ મોરારી;
ભાંડપાત્ર ગોરા કુંભારનાં, ઘડિયાં ગિરિવરધારી;
નામદેવનું છાયું છાપરૂં, વહ્યું ત્રિલોચન વારીરે. કૃપા૦ ૧૫
દ્વારપાળ બળિ ચોપદાર, ઉગ્રસેન સારંગપાણી;
પાંડવનાં દાસત્વ કર્યાં, બહુ વેદે વાત વખાણી;
કુબ્જાકાંત પત્ની પારથની, થઈ પ્રભૂ પાયૂં પાણીરે. કૃપા૦ ૧૬
પંચાળીનાં પટકુળ પૂર્યાં, જનનૂં સંકટ કાપ્યૂં;
ધ્રુવજી બાળક દુખિયો લહી, દામોદર દરશન આપ્યૂં;
ચંદ્રહાસને વિષ કરી વિષયા, રાજ અચિંતવ્યૂં થાપ્યૂંરે. કૃપા૦ ૧૭
પ્રલ્હાદનૂં વચન પ્રતિપાલ્યૂં, ભિષ્મપ્રતિજ્ઞા રાખી;
અંબરીષનૂં મહાતમ વધાર્યૂં, દ્વિજને નીચો નાખી;
હાર હુંડી મોસાળાદિક, નરસૈયાનાં જગ સાખીરે. કૃપા૦ ૧૮
ગોપીજનના નાચ નચાવ્યા, નાચ્યા ગિરવરધારી;
કરમા ખીચ વિદુરની ભાજી, જમીયા વ્હાલ વિચારી;
જુઠાં ફળ સબરીનાં શ્રુત-દેવનું આરોગ્યા વારીરે. કૃપા૦ ૧૯

એવાં અનેક કારજ, ભક્તતણા કીધાં ભગવંત;
પાવન થાવાને મેં ગાયા, હું નથી ભક્તિવંત;
પતિત પાવન કર્યાં ઘણા, હવે દ્યોની મુજપર ચંતરે. કૃપા૦ ૨૦
ઉત્તમ અધમ અધમને ઉતમ, આપ કરો શી વાર;
જેવો તેવો સદા તમારો, હું છુ નંદકુમાર.
રૂઠો ત્રુઠો કરો ચાહો તે, અવર નથી આધારરે. કૃપા૦ ૨૧
અખીલ દોષતણો દરીયો છું હું, શૂભ કૃતિ સ્વલ્પ ન મ્હારી;
કોટી કલ્પે ગતી ઘટે નહિ, જોતાં ન્યાય વિચારી;
તો તરાય મેં કેવળ પ્રમેય, બળ તારો ગિરધારીરે. કૃપા૦ ૨૨
શિવ વિધિ શેષ સરીખા ભેદૂ, ન જાણે જેને વેદ સમસ્ત;
કોણમાત્ર ત્યાંહાં અલ્પ જીવ હું, માહાજન મોંઘી વસ્ત;
શ્રીગુરૂવલ્લભ સોંપ્યો કહાન, વિચારી ઝાલો હસ્તરે. કૃપા૦ ૨૩
નથી માંગતો ચક્રવૃત્તિપદ, સ્વર્ગસિદ્ધ ચોમુક્તિ;
પ્રપંચ વિસ્મૃતીપૂર્વક શ્રીજી, આપો નિજ આસક્તિ;
સુંસંગ સંતત સુદૃઢ, પ્રેમલક્ષણા અહીતુકી ભક્તિરે. કૃપા૦ ૨૪

---

## કાત્યાયનીનો ગરબો.

જીરે એક સમે વ્રજકન્યકાજી, મોહી જોઈ કૃષ્ણસ્વરૂપજી;
મન ઇચ્છા સહુને ઉપનીજી, વરવો વર એ અનૂપજી. ૧
કાંઇ સાંધન સબળૂં કીજીયેજી, તો એ કંથ પમાયજી;
કહિ કાત્યાયની વ્રત્ત આચર્યુંજી, વરવા શ્રીવ્રજરાયજી. ૨
માર્ગશીર્ષ માસ પ્રતિપદાજી, વ્રત્ત આરંભનો દિનજી;
સહુ પ્રાત:કાળ કુમારિકાજી, ઉઠી આનંદ મંનજી. ૩
સામગ્રી પૂજનની ગ્રહીજી, કરતિ હરિગુણ ગાનજી,
સખી ટોળે મળી સહુ સંચરીજી, કરવા જમુનાસ્નાનજી. ૪
શ્રી માહારાણીમાં નાહીનેજી, પેહેર્યાં પવિત્ર પટકૂળજી;
કરી પૂજી દેવી પ્રત્યમાજી. કાલિંદીને કુલજી. ૫
જલ કુંકુમ અબીલ ગુલાલજી, પુષ્પમાળ ધરી માથજી;
ધૂપ દીપ ભોગ તાંબોળ આપીયાંજી, પ્રેમે લાગ્યાં પાયજી. ૬
કરજોડી કહે સહુ કન્યકાજી, સુણો કાત્યાયની માતજી;

માહા યોગેશ્વરી સુત નંદનાજી, મુજ પતી કરો સાક્ષાતજી. ૭
કરે જાપ સર્વ આ મંત્રનોજી, વળતાં આવે ધામજી;
હવિષ્યાન જમે અવની સુવેજી, ધ્યાન સદા ધનસ્યામજી. ૮
એમ એક માસ પૂરો થયોજી, આવ્યો છેલ્લો દિનજી;
રત્યફળ પામ્યાં ફેરી થઇજી, એવું જાણ્યું જુગંજીવંનજી. ૯
ગોપસંગે ગાયો કરી ચાલતીજી, પ્રભૂ આવ્યા જમુના તીરજી;
જળક્રીડા કરે નગ્ન કન્યકાજી, હરિ ચઢયા કદમ લઇ ચીરજી. ૧૦
અબળા અંબર દીઠાં નહીંજી, ચમકી ઊંચૂં ભાળ્યૂંજી;
દીઠાં વસ્ત્ર વૃક્ષની ડાળમાંજી, પાસે નટવરરૂપ નિહાળ્યૂંજી. ૧૧
બાંહે જોડી બાલા કરગરેજી, પ્રભૂ ટાઢે કંપે તંનજી;
અમો સર્વ તમારી કિંકરીજી, પટ આપો પ્રાણજીવંનજી. ૧૨
શ્રીકૃષ્ણ કહે સુણો સુંદરીજી, તમો નીરાવરણ કયમ ન્હાયાંજી;
વ્રતભંગ થયૂં ફળ શૂં મળેજી, ઉલટાં દોષે ભરાયાંજી. ૧૩
જો ફળ ઇચ્છો પાપ ટાળીનેજી, તો આવો સર્વે બહારજી;
સૌ લજ્જા મૂકી મન દ્યો મનથકીજી, કરો સૂર્યને નમસ્કારજી. ૧૪
જેમ નાથે કહ્યૂં ત્યમ સહુ કર્યૂંજી, ફળ પામવાની આશેજી;
જોઇ પ્રેમ પ્રસંન પ્રભૂજી થયાજી, વર આપ્યો કૃપાનિવાસેજી. ૧૫
જાઓ રાસ રમશો મુજ સંગમાંજી, પતિ તમારો થાશજી;
એમ કહી સહુ અંબર આપિયાંજી, પુરી અબળાની આશજી. ૧૬
એમ કહી કૃષ્ણ ગૌ ચારવા ગયાજી, ગોપી આવ્યાં સહુ ઘેરજી;
જે ગાય શીખે ને સાંભળેજી, તેહને દયાનો પ્રીતમ કરે મેહેરજી. ૧૭

(૩)

## પંદર તિથિ.

### ગરબો.

સુણો ઓધવજી, પ્રેમતણો પંથ અગમ તમો શું જાણો;
સ્નેહસાગરનૂં, નથી પીધૂં પય ત્યાં લગી જોગ વખાણો. ટેક.
જુઓ **પ્રતિપદ** યશ જેનો મીઠો, તે પુરૂષ અમો માન્યો દીઠો;
કહાં યોગ. ઠરે તે ઉર બેઠો; સુણો ઓધવજી. ૧
**બિજ** વાવ્યૂં સ્નેહ સુખ છે જાણી, ઉગ્યૂં આનંદ વૃક્ષ સિંચે નેહપાણી;
ફળ્યૂં ત્યારે લણ્યૂં કુબજા રાણી; સુણો ઓધવજી. ૨

**ત્રિજ** ગત્ય મારી તનથી એહવી, કપટી કંથે કીધી જેહવી;
મળી કિંકરી કંસતણી તેહવી; સુણો ઓધવજી. ૩
**ચતુર્થી** ચતુર એને લેહેતી, નામ સુઘડ રાય સરવે કેહેતી;
પ્રભુ તે ચતુરાઇ મેહેલી વેહેતી; સુણો ઓધવજી. ૪
**પંચ** મિથ્યા નવ કેહે આજ લહ્યૂં, પ્રીત ના કરિયે કયહું સરવે કહ્યૂં;
અમો ના માન્યૂં તે દુઃખ સહ્યૂં; સુણો ઓધવજી. ૫
**ષષ્ઠી** સહુને સુખમાં સોવૂં, અમારે ભાગ્યે આવ્યું રોવૂં;
સોકયને વાટે પતિસુખ દોહોવૂં; સુણો ઓધવજી. ૬
**સપ્ત** મીથ્યા હરી નાજ લહૂં, તમને તજી કયહું નહિ જૈયે કહૂં;
એમનૂં કહ્યું એમની પાસ રહ્યૂં; સુણો ઓધવજી. ૭
**અષ્ટ** મેલાપ હાવાં નથી થાવો, દાસીના સંગીથી શો દાવો;
ભલું અમને દુઃખ એને લ્હાવો; સુણો ઓધવજી. ૮
**નામે** તે નેહ નથી એને, અમો સ્નેહવાળાં પડ્યાં વશ વેહેને;
નહિ જાણે વિયોગ પિડે સ્હેને; સુણો ઓધવજી. ૯
**દશમી** અમો જાણી સરસ સાંધી, તેનું ફળ આ વેહની પીડ લાધી;
તેની ઝાળે નિશદિન દેહ દાધી; સુણો ઓધવજી. ૧૦
**એક આદ્ય** શ્રીકૃષ્ણ અમો સેવૂં, અન્ય કો થકી નથી લેવું દેવું;
અમને નિશ્ચે સુઝે એવૂં; સુણો ઓધવજી. ૧૧
**દ્વાદશ** માસ સુખ દીધૂં શ્રીજી, તેમાં શરદ રતુની ગત બીજી;
રતી રસમાં ભીંજવી ને ભીજી; સુણો ઓધવજી. ૧૨
**તેરસ** હાવાં અમો કયાં મળિયે, ક્ષણું ક્ષણું સુખ સાંભરે ને બળિયે;
ખાધી સાકર લુણ કહો કેમ ગળિયે; સુણો ઓધવજી. ૧૩
**ચૌદશ** જેનું જ્યાંહાં ચિત્ત ભમે, નવ યોગ સાધે તે સારૂ સમે;
હમારૂં મન સદા શ્રીહરિમાં રમે; સુણો ઓધવજી. ૧૪
**પુન્ય** મેં કીધૂં પણ નહિ પૂરૂં, મળ્યું રત્ન અમુલ્ય ગયૂં દુરૂં;
પેહેલું સુખ પામી હાવાં ઝુરૂં; સુણો ઓધવજી. ૧૫
એમાં સર્વ તીથી સોળે આવી, કહે વિયોગ રસ ભરી ગાવી;
તેથી દયાનો પ્રીતમ વસે ઊર આવી; સુણો ઓધવજી. ૧૬

(૧-૨)

# બાળ લીલા.

## ગરબો.

કુંવરને વારોની વ્રજરાણી. ટેક.

સહુ વ્રજનાર મળીને, આવી શ્રી યશોદાજીને ધામરે;
લાડકવાયો પુત્ર કર્યો. કયમ, વસિયે ગોકુળ ગામ. કુંવરને૦ ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે, ઘરમાં પેસે ગિરધારીરે;
માનશો નહિ પણ માડી કહૂં તમે–સાંભળોને ગતિ મ્હારી. કુંવરને૦ ૨
ત્યાંસ્યું સંતાડયું હોય જે મ્હારૂં તે, ક્ષણમાં શોધી કહાડેરે;
પોહોંચે નહિ તો પિંડો માંડે ને, તેથી ન પોહોંચે તો પાડે. કુંવરને૦ ૩
ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, ચતુર થઈ કાં ચૂકોરે;
જ્યાં એની દૃષ્ટ પડે નહિ વસ્તુ, ત્યાં અંધારે મૂકો. કુંવરને૦ ૪
યશોદાસું વિનતા કહે વાણી, મુકી જોયૂં અંધારા માંહેરે;
એને શી ચિંતા થાય અજવાળું, જઈ ઉભો રેહે જાંહે. કુંવરને૦ ૫
કૃષ્ણમાત ત્યારે એણીપેરે બોલ્યાં, ઘેલી ગોપી શીદ શોચેરે;
મહિ માખણ ઊંચું શીકે મૂકો, ત્યાં બાળક નહિ પોહોંચે. કુંવરને૦ ૬
તવ બોલી એક બાળા આવો, હું શીકાની ગત્ય દેખાડૂંરે;
શાણા સુતના જુઓ પરાક્રમ, થાયે અંતર ટાહાડૂં. કુંવરને૦ ૭
લાકડી લઈ ઉખળપર ચઢિને, શિકેથી લઈ સહુ ખાયરે;
સખાને આપે તેથી વધે તો, માંકલડાંને પાય. કુંવરને૦ ૮
માતા કહે એ બળથી ન પોહોંચે, એવું ઊંચૂં તમે બાંધોરે;
મટુકીતણૂં મુખ વસ્ત્રે બાંધી, સોય દોરડે લઈ સાંધો. કુંવરને૦ ૯
હજૂ તમો પણ લક્ષણ લાડવાયાનાં, ન જાણો માતરે;
ઘરમાં ગરીબ એ બારણે બીજો, વીતે તે જાણે વાત. કુંવરને૦ ૧૦
એક સખાની ખાંધે ચઢીને, અતિ ઊંચું પણ ચાખેરે;
તેથી ન ફાવે તો દોહોણી કરે કાંણી, ધાર તળે મુખ રાખે. કુંવરને૦ ૧૧
ત્યારે માજી કહે બાળકને, હૂં કહી રીતે ખાળૂંરે:
મહી માખણને મુકી મજીસમાં, દોની ત્રિયા તમે તાળૂં. કુંવરને૦ ૧૨
એક કહે માંડિ એમ કરે તો, થાય છે બમણૂં જાનરે;
ખાવા ના પામે ત્યાં ખીજી દે ગાળો, ભાંજે પાત્ર બહુ કહાન. કુંવરને૦ ૧૩
કાંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વના ધવરાવેરે;

સુત બાળકને જઇને જગાડે, ચોહોંટિયો દેઈ રડાવે. કુંવરને૦ ૧૪
એવું સાંભળીને કહે રાણીજી, દેશ શિખામણ બાઇરે;
મંદિરમાં પેઠા દેખો તો, લાવજો એહને સાઈ. કુંવરને૦ ૧૫
અરે માત મેં એક દિવસ તો, સંતાઈ આવતો હેર્યોરે;
પેશી સદનમાં ખાવા વલુંધ્યો, એટલે જઇને ઘેર્યો. કુંવરને૦ ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહિ જાવા દેઉં ગ્રેહેશરે;
મરડી મુંછ એણે કહ્યું મુજને, હું જાશ તું જોઇને રેહેશ. કુંવરને૦ ૧૭
કરી કળા એકતો મહિ ભરિયું મુખ, એટલે જઈ મેં ઝાલ્યોરે;
કર્યો કોગળો માહારી આંખમાં હું, ચોળાવા રહી એ ચાલ્યો. કુંવરને૦ ૧૮
એક કહે મેં ઝાલ્યો હુતો આજ, તોપણ એ નવ ગાંઠ્યોરે;
ત્રોડી મુજ મુકતાફળ માળા, હું વિણવા રહી વ્હાલો નાઠો. કુંવરને૦ ૧૯
એટલામાં એક અબળા આવી કહ્યું, જુઓ લાવીછું ઝાલીરે;
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. કુંવરને૦ ૨૦
એવું જોઈ જસોદાજી બોલ્યાં, હાંવાં સાચ્યાં સહુ હોસેરે;
માહારો લાલ માહારા ઘરમાં પોઢ્યો, આવશે જાગી તો જોશો. કુંવરને૦ ૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા, નિદ્રામાંથી ઊઠીરે;
જશોમતી કહે જુઓ આ મારો બાળક, યુવતિ સર્વ તમે જૂઠી. કુંવરને૦ ૨૨
પ્રેમકટાક્ષે કરી સહુ કામની, સામૂં શ્રીકૃષ્ણે જોયૂંરે;
લોટપોટ થઈ ગઈ સહુ લલના, પ્રીતમમાં મન પ્રોયૂં. કુંવરને૦ ૨૩
સાહામાં સાહામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે;
સર્વે કહ્યું આવજો મારે મંદિર, મોહને લીધૂં માની. કુંવરને૦ ૨૪
ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારરે;
હૈયે હેત ને વઢે વદનથી, કોણ લહે તેનો પાર. કુંવરને૦ ૨૫
શીખે સાંભળે ગાય એ ગરબો, શ્રીકૃષ્ણ બાળચરીત્રરે;
કહે દયો પ્રભુ પ્રસન થાય તેને, પતીત થાય પવીત્ર. કુંવરને૦ ૨૬

———:૦:———

(૨)

Excellent.

## સ્નેહવિલાસ.

### ગરબો.

ઓધવ અલબેલાને કેહેજો, જયમ હમો કાહાવિયેરે લોલ;
હવાં તો હદ્ય થઈ છે નાથ, કે ગોકુળ આવિયેરે લોલ. ૧

કોટી કલ્પસમી પળ જાય, દિન કેવડો કહૂંરે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુઃખ કેટલું સહૂંરે લોલ. ૨
હાવાં નથી સ્હેવાતૂં નાથ, કે કહૂં કરગરીરે લોલ;
પાડો પડું છું પ્રાણજિવંન, કે પાલવ પાથરીરે લોલ. ૩
તાલાવેલી લાગી તંન કે, મન તમમાં ભમેરે લોલ;
બોલ્યું વેણ બિજા કોનું પણ, અમને ના ગમેરે લોલ. ૪
નથિ મુને ખાનપાનનું ભાન, કે નિદ્રા ના મળેરે લોલ;
આઠે પોહોર વિચારે જાય, કે કાળજડૂં બળેરે લોલ. ૫
વ્યાકુળ થઈ છૂં પ્રીતમ પાખી, કળ ન પડે ક્ષણૂરે લોલ;
એ દુઃખ કોઇને નવ કહેવાય, કે અકળાઇયે ઘણુંરે લોલ. ૬
અનુભવી જાણે એ દુખ બાકી, સહુ ઘેલાં કહેરે લોલ;
પીડા પ્રીતતણી વ્યાપી ત્યાંહાં, ડાહાપણ ના રહેરે લોલ. ૭
કાનુડે કાળજડૂં કોર્યૂં કાંઈ, સૂઝે નહીંરે લોલ;
પ્રેમ કટારીનો ઘા પાકય, ચઢયો રૂઝે નહીંરે લોલ. ૮
ક્ષણ ક્ષણ વ્રેહેબાણે છુંદાય, કે રૂઝ કહો કયમ વળેરે લોલ;
મલમ મળે જો મોહન મેલાપ, કે દુખ સહૂ ટળેરે લોલ. ૯
ઓધવજી કુંજનું સુખ સઘળું, કયમ શકીએ કથીરે લોલ;
પળલીલા પ્રગટ કરી કાંઇ, કેહેવાતી નથીરે લોલ. ૧૦
અબળા અંતરની અભિલાખા, નાવે કહેણમાંરે લોલ;
પીયુજી પુરણ કરતા તેહ, શું વરણૂં વેણમાંરે લોલ. ૧૧
ઓધવ સ્નેહતણૂં દુઃખ સગપણથી, અધિકું ઘણૂંરે લોલ;
અનુભવીનું અંતર જાણે, મુખડે શૂં ભણૂંરે લોલ. ૧૨
અણમળતાંસું એક ગિરત, જોખમ જીવનૂંરે લોલ;
કોને કહિયે થયૂં અમારે, કરતવ દૈવનુંરે લોલ. ૧૩
ઓધવ આ દુઃખથી ઘણું સારૂં,મરણ આવી બનેરે લોલ;
જીવ તો જાય તરત પણ અટકયો,આશ આવ્યાતણેરે લોલ. ૧૪
આગળથી નવ સમજ્યાં એમ જે,પીડા પ્રીતમાંરે લોલ;
આ તો આનંદ સાટે ઉદ્વેગ, દીઠો રતિ રીતમાંરે લોલ. ૧૫
નથી એ કષ્ટતણો ઉપાય, કે વ્હાલાજી વીનારે લોલ;
માટે કેહેજો જયમ ત્યમ આવે, હરિ ભૂલી ઘુનારે લોલ. ૧૬
અબળાજન અમો અવગુણ ખાણ, શું તમો નથિ જાણતારે લોલ;

ગુણસાગર છો ગિરધરલાલ, રખે ઊર આણતારે લોલ. ૧૭
હૈયાનું હાર્દ સમજો છો, શું કહિયે કથીરે લોલ;
જાણીતા થઇને દુઃખ દોછો, એ ઘટતૂં નથીરે લોલ. ૧૮
પ્રેમતણી પોથીનો પાર, ઉધવજી ના મળેરે લોલ;
જેમ તેમ કરજો એહ ઉપાય, કે વાલમજી વળેરે લોલ. ૧૯
સંદેશામાં શી શી વાત કહો, અમે કહાવિયેરે લોલ;
માટે દાસ દયાના પ્રીતમજી, ઘેર આવિયેરે લોલ. ૨૦
(૧-૨)

# મનપ્રબોધ.

## કક્કો.

કક્કા કોટી કારજ છાડીનેરે, ભજિ લો શ્રી કૃષ્ણ કૃપાળ;
નહિ તો પાછળ પસ્તાવો થશેરે, આવી જાશે અચાનક કાળ. ૧
ખખ્ખા ખોટું સહુ શ્રીહરીવિનારે, આદે મધ્યે અંતે દુઃખરૂપ;
અનુભવી વાત કહું છું હૂં ખરીરે, માટે સમરો શ્યામસ્વરૂપ. ૨
ગગ્ગા ગુરૂ હરી હરીજન એકછેરે, રખે રાખો મનમાં ભ્રાંત;
સેવો સાચે સ્નેહે વિવેકશુંરે, સરવે શાસ્ત્રનૂં એજ સિદ્ધાંત. ૩
ઘઘ્ઘા ઘડી લાખેણી જાય છેરે, જો તું જાણી શકે તો જાણ;
હરિ ભજવાનો અવસર નહિ મળેરે, ફરી થાય છે મોહોટી હાણ્ય. ૪
નન્ના નિર્ભયપદ નંદલાલનૂંરે, એ થકી સહુ ઓછું જાણ;
પક્ષ રાખીને વચન વદતો નથીરે, મુંને માતપિતાની આણ. ૫
ચચ્ચા ચતુર તુંને ત્યારે કહુંરે, ચીતચરણ ચતુરભુજ રાખ;
નિત સેવા સ્મરણ સતસંગમાંરે, રહી કૃષ્ણ શ્રીકૃષ્ણ તું ભાખ. ૬
છછ્છા છેલછબીલા લાલશુંરે, શીઘ્રે જોડો સાચી પ્રીત;
કરતવ કાંઈ પછે તાહારે નથીરે, તાહરી સરવે વાતે જીત. ૭
જજ્જા જગજીવન જાણ્યા નથીરે, જાણ્યું સરવે તોયે તું અજાણ;
પ્રેમે પુરૂષોત્તમ પૂજ્યાવિનારે, થયે પંડિત નહિં કલ્યાણ. ૮
ઝઝ્ઝા ઝપટ કરી હરી ગાઇલેરે, ફરી મળવો નથી આ દીન;
રંકને લંક મળી જયમ લુટવારે, તેમ તુંને મળ્યું એ ધન્ય. ૯
ટટ્ટા ટોપી તીલક માળા ધરીરે, તોયે તજ્યાં નહીં કપટ કુટેવ;
વૈષ્ણવવેશ ધરી વાહી વિશ્વનેરે, ક્ષણું કીધી નહીં હરિસેવ. ૧૦

ઠઠ્ઠા ઠાલાં થાથાં સંસારનાંરે, કુટે કંઇયે ન આવે પાર;
અમુલખ અવસર એળે જાયછેરે, વેહેલો ભજી લે નંદકુમાર. ૧૧
ડડ્ડા ડાહ્યો હર્યો સંસારમાંરે, તેણે શું સર્યૂં તારૂં કામ;
માર ખાતાં મોહોડું ભાગી જશેરે, માટે ભજિ લે સુંદરશ્યામ. ૧૨
ઢઢ્ઢા સુંઢણ કે શ્રીહરી ગાઇલેરે, કયાંહાં લગી ઢણકાશે આ ઢોર;
થાકયા જમકિંકર તુંને કુડતાંરે, તોયે તૂં નવ થાકયો નઠોર. ૧૩
ણેણા રાજપાટ ઘણાં ભોગવ્યાંરે, ઘણાં ભોગવ્યાં નર્કનાં દુઃખ;
જાણે તો બાકી કાંઈ રહી નથીરે, હાવાં તો હરી ભજ થાય સુખ. ૧૪
તત્તા તું ત્હારૂં ચેત્યો નહીરે, શીખ્યો સર્વ અવરને કાજ;
સુબળ જ્ઞાન બતાવે અન્યનેરે, તુમાં અંધારૂં ઝાઝ. ૧૫
થથ્થા થાવર જંગમ સર્વમાંરે જાણી લેજે શ્રીહરિનો અંશ;
મન ક્રમ વચને દયા સહુપર ધરેરે, રખે કરતા કોઇનો ધ્વંશ. ૧૬
દદ્દા દોષ સર્વ નીજમાં લહોરે, જાણો સાહામાં સર્વને શૂદ્ધ;
અન્યનો અંતરગુણ નાણિયેરે, એ છે ભવ તરવાની બુદ્ધ. ૧૭
ધધ્ધા ધિકધિક ધનઢંગ જાણજોરે, ધિક વિદ્યા ધિક સ્ત્રી ધામ;
સરૂપ સુઘડતા ધિક વૈભવ સહુરે, તાહારાં જો ન ભજ્યા ઘનશ્યામ. ૧૮
પપ્પા પોથાં ભણી પંડિત થયોરે, ઘણૂં પૂજાયો જગમાંહે;
જગતના પૂજ્યને તેં પૂજ્યા નહીરે, અલ્યા તારૂં ઠેકાણું કયાંહે. ૧૯
ફફ્ફા ફેરો પડયો અવતારનોરે, જ્યારે ગાયા નહીં ગોવિંદ;
એળે ખોયો દુર્લભ દેહ માનવીરે, તારૂં ઊંધું કર્મ મતિમંદ. ૨૦
બબ્બા બાપ ત્હારો ત્રિભુવનપતિરે, જેને ઘેર ત્રિલોકનું રાજ;
પુત્રપણૂં જણવી જો સેવો પિતારે, વિના સારે સર્યાં સહુ કાજ. ૨૧
ભભ્ભા ભક્તિ કરી ભગવંતનીરે, તેનું ધન ભાયગ ભવમાંહાય;
ઈશ અનંત કોટી બ્રહ્માંડનારે, સદા રહે તે જન ત્યાંહ. ૨૨
મમ્મા મોટાથી મોટું નાણુંરે, કળીમાં શ્રીકૃષ્ણનૂં નામ;
સાધન સરવેતણૂં એ શિરોમણીરે, શ્રમવિના મળે ઘનશ્યામ. ૨૩
યયા યત્ને પ્રયત્ને નાશજોરે, તમે દુષ્ટસંગથી દૂર;
ભાવ ભક્તિ હરી ભુલાવશેરે, ક્ષણમાં ચાવી કરશે ચૂર. ૨૪
રર્રા રસિકશિરોમણી શ્યામસુંરે, તુંને લાગે જો સાચો રંગ;
સેહેજે સર્વ સુખ આવી મળેરે, ત્હારૂં દુઃખ સર્વ થાય ભંગ. ૨૫
લલ્લા લોક તથા પરલોકમાંરે, સુખ શ્રીહરિ સમરેથી થાય;

કૃષ્ણકૃપા પાખે કાંઈ ના બનેરે, બીજા કરિયે કોટી ઉપાય. ૨૬
વવ્વા વાત સિદ્ધાંતની સુણ કહુંરે, જાણે સહુથી વડો વિશ્વાસ;
તે દ્રઢ જેહેને શ્રીહરી ઉપર થયોરે, તે તો શિરોમણી હરિદાસ. ૨૭
સસ્સા સાર સર્વનો એ છે રે, કરવો સાચો સદા સતસંગ;
નીચ નીર અતી નગર ગલીતણૂંરે, જુઓ ગંગ મળે થાય ગંગ. ૨૮
હહ્હા હાથ ઘસીશ પાછળથીરે, નિશ્ચે પળપળથી મા પસ્તાશ;
પાય લાગી કહું પાલવ પાથરીરે, ભજી લે શ્રી અવિનાશ. ૨૯
ક્ષયા તુને અનેક વાતની એક કહુંરે, જેથી થાય અતી આણંદ;
કોઇ પ્રાણીને કલપાવીશમાંરે, નિશદિન ગાજે તું ગોવિંદ. ૩૦
કક્કો અલૌકિક મન પ્રબોધનોરે, જે કોઈ શીખે સાંભળે ને ગાય;
કહે દયો દાસ શ્રી વલ્લભદેવનોરે, તેહેનાં સહુ કારજ સિદ્ધ થાય. ૩૧



## અકળ કળા.

### ગરબો.

હરી તાહારી અકળકળા ન કળાયરે,
મોટા સમ્રથ જેમાં વ્હવાયા. હરી. ટેક.
ભુલ્યા હળધર તાલી ગણતાંરે, દાખી લીલા તે ના બણે ભણતાંરે;
વહરવું દીસે છે ઝાઝું છણતાં. હરી તાહારી. ૧
ભુલ્યાં લક્ષ્મી આપ અરધંગરે, છળ્યાં રૂપ દેખી નરસંઘરે;
કળે કોણ નવા નિત્યે રંગ. હરી તાહારી. ૨
છળ્યા શંકર મોહની છેકરે, ન રહ્યૂં જ્ઞાન ધીરજ વિવેકરે;
તારી માયાથી બચ્યો તું એક. હરી તાહારી. ૩
ભુલ્યાં ઊમિયા રામલીલા જોઇરે, બ્રહ્મભામની શોધે ન રોઇરે.
સીતારૂપ ધરી પત ખોઈ. હરી તાહારી. ૪
સુરાસુર મળીં સિંધુ વરોળોરે, ત્યારે ગણેશ મંદ્રાચળ ખોલ્યોરે;
ફીકા કાં પડિયા કચ્છપરૂપે તોળ્યો. હરી તાહારી. ૫
પ્રગટાવ્યા છે પ્રારથના કરિનેરે, વળી ગર્ભ સ્તુતી કરી ફરીનેરે;
તે બ્રહ્મા ગયા વાછરૂ હરીને. હરી તાહારી. ૬
ભૂલ્યા નારદ નૈષ્ટિક બ્રહ્મચારીરે, હરી રૂપે વરવા માંગ્યું નારીરે;
જ્ઞાની પામ્યા ત્યાં આપ્યાં મોરારી. હરી તાહારી. ૭

ભૂલ્યા ગરૂડ નાગ પાસ ભાળીરે, ભુશંડીજીએ ભ્રમણા ટાળીરે;
કહ્યો મોહન પોતાનો વાલી. હરી તાહારી. ૮
ભૂલ્યા જનક વસિષ્ટ માહા જ્ઞાનીરે, મુઆ શ્રાપી પરસ્પર ધ્યાનીરે;
જુઓ દ્વૈત ઠર્યૂં ક્યાં હાની. હરી તાહારી. ૯
શિક્ષા પામ્યો છે ધન વરસાવીરે, માંગ્યું પારીજાત ના આપ્યું લાવીરે;
પ્રહાર પામ્યો ત્યારે શુદ્ધી આવી. હરી તાહારી. ૧૦
ભૂલ્યા શુક્રાચારજ થઈ શાણારે, હરી જાણી ભૂલ્યા ગત્ય વ્હાણારે;
ધર્મરોધ કરે થયા કાણા. હરી તાહારી. ૧૧
અજામેલ વેળા કહી દીન વાણીરે, ગુરૂ સુત ન આપ્યો આણીરે;
જમને ઝૂડયો ત્યારે જોડયા પાણી. હરી તાહારી. ૧૨
રામાનુજ ભુલ્યા ઈશ વખાણીરે, અટકયા સ્વામીથી હઠ વેદ વાણીરે;
નાખ્યાં દુર કર્મ ઝટ જાણી. હરી તાહરી. ૧૩
ઝાઝૂં છણતાં તો નિંદા ભાખેરે, અન્યાશ્રીતને અવળું ભાસેરે;
સૂધૂં સમજતાં સેંધે નાસે, હરી તાહરી, ૧૪
તારી માયાનું બળ છે અપારરે, કાંહાંને કહિયે ભૂલ્યો સંસારરે;
તાહારે શરણે આવ્યો નિસ્તાર. હરી તાહરી. ૧૫
હરીજન માયાથી ન મોહોવાયરે, હંકારેથી આખડિયું ખાયરે;
દયો દીનતાએ હરી ગાય. હરી તાહરી. ૧૬



(૩.)

## મોહનીસ્વરૂપ.

### ગરબો.

[સ]કળ કળા શ્રીઅવિનાશનીરે, તેહનો પાર ન પામે કોય;
[શ]ેવ સરખા જેમાં ભૂલા પડ્યારે, તેથી કોણ વડેરૂં હોય. અ૦ ટેક.
[એ]ક સમે સુણોશ્રી માહાદેવજીરે, આવ્યા વૈકુંઠ વિષ્ણુની પાસ;
[દ]રશન કરી હરીનાં હર બોલીયારે, એક ચરિત્ર જોવા ચિત આશ. અ૦ ૧
[વ]ાત મિસે મિસે કાહાડી માહારૂદ્રજીરે, પ્રભુ સમુદ્ર મથાવ્યો જેવાર;
[ત્]યાંહાં તમો મોહનીરૂપ કોહો કયમ ધર્યુંરે, સુર અસુર છળ્યા શે પ્રકાર. અ૦ ૨
[એ]જ ઇચ્છા છે માહારે બહુ દીનનીરે, મુને દેખાડોને તેહ સ્વરૂપ;
[એ]વાં વચન શિવજીતણાં સાંભળીરે, વળતા બોલ્યા ત્રિભોવનભૂપ. અ૦ ૩
[સ]ાંભળો શંકર વાત વિવેકનીરે, તેહ છે મોહની માયાનું અંગ;

તે નિરખ્યાની ઇચ્છા રખે રાખતારે, તે તો ધ્યાન ધીરજ કરે ભંગ. અ૦ ૪
ત્યારે માહાદેવે માધવને કહ્યુંરે, ના ના હૂં નહીં ચળું લગાર;
જાણૂં છૂં માટે કદાપી નહિ ભૂલુંરે, દેખાડો મુને હાંસ અપાર. અ૦ ૫
એહેવું કહ્યું શીવે ત્યારે હસ્યા હરીરે, ભલું દેખાડીશું કોઈ દિન;
એમ પરસ્પર બેહુ જણા બોલતારે, ત્રીજું રૂપ ધર્યું મોહન. અ૦ ૬
એક અનુપમ પુષ્પની વાટિકારે, તેની મધ્યે દીઠી એક નાર;
સુંદર સોળ વર્ષની સુંદરીરે, સ્યામા સ્વરૂપતણો ભંડાર. અ૦ ૭
ચંપકવરણૂં તન ને ચપળ ઘણૂંરે, સામુદ્રિકલક્ષણ પૂર્ણ;
ગુણગંભીર ગોરી ગરવે ભરીરે, કરે મહામુનીના મન ચૂર્ણ. અ૦ ૮
જરકસી કોરનો સુંદર સાલુડોરે, જેમાં ઝીણો કસુંબી રંગ;
અનુપમ રીતે ઓઢ્યો અલબેલિયેરે, જેમાં ભાસે ગોરૂં સહુ અંગ. અ૦ ૯
વેણી લાંબી સિખ શેષ સરીખડીરે, ફેણ મણી જાણે છે શીશફૂલ;
સેંથો સિંદુરે પૂર્યો છે સોહામણોરે, ઉપર દામણી દીપે અમૂલ. અ૦ ૧૦
મોતીજડિત્ર મનોહર ચોહોટણૂંરે, મૃગમદની ટીલી ચિતચોર;
સુંદર ભાળ વિશાળ બિરાજતુંરે, મદમાતીનું જોબનજોર. અ૦ ૧૧
ભૃકુટી કમાન સમાન છબીલડીરે, રતનાળાં લોચન રસરૂપ;
દીર્ઘ અણિયાળાં ચપળ મન હર્યુંરે, છે કટાક્ષ કટારીનું રૂપ. અ૦ ૧૨
નાસિકાવાળી ઝુમણ ઝુમે ઝુમખેરે, વેસર મુકતા છે લંગુસી સુઢાળ:
અરૂણ અધરની ઉપર સુંદર લળકતુંરે, જોતાં જોગી ચળે તતકાળ. અ૦ ૧૩
મંદ મધુરૂં મધુરૂં હાસ્ય કરેરે, ઝળકે દાડમબીજસા દંત;
કુંદનીરેખા બે દંતમાં દીસતીરે, ચળકારામાં ચોરે ચંત. અ૦ ૧૪
ચારૂ ચિબક મધ્યે છે હરૂં ટબકલુંરે, બીજૂં ગાત્ર ત્રીજૂં અદ્ભાલ;
ત્રણ બિંદુની શોભા હું શી કહૂંરે, ત્રાજૂંડૂ ત્રિલોકી મનજાળ. અ૦ ૧૫
ઝૂલ જુગલ મણીજડિત કનકતણીરે, કર્ણફૂલ પાનડીઓનો ઝૂમ;
ચોટલો ગોફણો ગોરીને ધમકતોરે, ઘણો ઘુઘરીકેરો ઘમૂમ. અ૦ ૧૬
કોટી સુરજ સરખા વદને ઓવારિયેરે, સુંદર મુખડું રૂપનિધાન;
અલકની લટ ઝુકી રહી ગંડપરે, મધુરૂં મધુરૂં કરતી ગાન. અ૦ ૧૭
રંગ તંબોળ ચોંટ્યો મુખ ચોલસોરે, મૃગાનયણીનો વાંકો મોડ;
જરકસી બુટ્ટાની છે કાળી કંચુકીરે, કસી કસીને પ્હેરી કરી કોડ. અ૦ ૧૮
તુશી તનમનિયાં હેમની હાંસડીરે, માંદળિયાં અરીસા ચિનમાળ;
ચંપકળી ચંદનહાર ચોસેરનોરે, મુક્તાફળ માળા વિશાળ. અ૦ ૧૯

કંકણસહિત કનક કર ચૂડલોરે, મનગઠ જવ ને બન્જોઠાનીસાથ;
વાંક વીંટી બાજુબંધ બેરખારે, છલ્લા આરસી રહી છે હાથ. અ૦ ૨૦
સિંધસમાન કટે કટીમેખળારે, પાયે નેપુરનો ઝણકાર;
સાંકળાં કલ્લાં કાંબી અણુવટ વીછુવારે, નહિ નખશીખ શોભાનો પાર. અ૦ ૨૧
અલબેલી આંખ આંજી અનૂપમ બનીરે, પુષ્પહાર કંઠે ગજરા પાણ્ય;
ભાલ ગુલાલ બેંદો મહાવર પાનીયેરે, મેંદી હથેળીમાં જાણ. અ૦ ૨૨
ક્રીડા કંદ્રપ કર કુસુમની કામનીરે, ગૃહી લીલા કરે તેની સંગ;
ઝાલે ઊછાળે પૂઠે ફરે પ્રેમદારે, તેહને મિષે નચાવે છે અંગ. અ૦ ૨૩
મંદ સુગંધ સમીર સિત વહેરે, શશી ઉદિયો રવી પામ્યો અસ્ત;
તે સમે શિવજીયે દીઠી એ સુંદરીરે, ચાલ્યા હરીથી છોડાવીને હસ્ત. અ૦ ૨૪
મોહની જોતાં મોહ્યા માહાદેવજીરે, પૂછ્યૂં નહિ પ્રભુને જે એ કાણ;
ભુલી ગયા શુધ બુધ શરીરનીરે, લાગ્યાં નેનકટાક્ષ મોહબાણ. અ૦ ૨૫
સમજ્યા નહીં જે એ કહી તે મોહનીરે, એવો વ્યાપો છે અંગ અનંગ;
પુષ્પના બાગમાં પેઠા બળે કરીરે, લજ્જા મુકી ક્રીડા કરવા સંગ. અ૦ ૨૬
એવામાં વાયૂ વાયો ત્યાં વેગે કરીરે, ઉડયૂં વસ્ત્ર દીઠૂં સહુ શરીર;
ત્યારે તો આતુર અતી મળવા થયારે, રૂપ જોતાં રહી નહીં ધીર. અ૦ ૨૭
દ્રોડતાં અંબર રહ્યું કયહુંરે, નથી તોપણ શરીરનું ભાન;
એમ વિકળ વ્રેહવિવ્હળ થઈ ગયારે, લાગ્યું મોહની મળવાનું તાન. અ૦ ૨૮
જોર કરે તોયે જુવતી ઝલાય નહીંરે, કહાડે હરી તોહે આવે ન હાથ;
પાસ દેખે પણ સ્પર્શ થતો નથીરે, બહુ શ્રમીત થયા સ્ત્રીસાથ. અ૦ ૨૯
એવામાં આવી ગઈ ઘટ વૃક્ષનીરે, તેવામાં આવ્યો વળી પવંન;
વિનતાનાં વસ્ત્ર ગયાં સહુ નીસરીરે, અતિ લજ્જા પામી સ્ત્રી જન. અ૦ ૩૦
વામા ત્યારે વૃક્ષઓથે ઉભી રહીરે, શંકર સમીપે આવ્યા ભરવા બાથ;
ભાવસું ભેટતાં રૂપ પ્રગટ કર્યૂંરે, મુખ જોયૂં તે વૈકુંઠનાથ. અ૦ ૩૧
માધવ જાણી ઉમાપતિ લાજિયારે, હરિ બોલ્યા હસીને વચંન;
મોહનીરૂપ જોયૂં મહાદેવજીરે, સુણી શિવે કર્યૂં નીચું વદંન. અ૦ ૩૨
વળતી તો જ્ઞાન આણી ભોળે ભાળિયૂંરે, પ્રભૂ માયા તમારી અપાર;
અકળ ગતી તમારી તમો લહોરે, બાકી કોઈ ન પામે પાર. અ૦ ૩૩
ગરબો એ ગાય શીખે ને સાંભળેરે, તેને માયા ન પીડે કો વાર;
વલ્લભી વૈષ્ણવ જન દયાશંકરેરે, ગાયા જશ જગદીશના સાર. અ૦ ૩૪

(૨)

## અપરાધક્ષમાસ્તોત્ર.

### પદ–રાગ લાવણી.

શ્રીગુરૂ શ્રીગોપીજન વલ્લભ, પ્રાણજીવન પ્રભુ માહારા,
કરગરી કરજોડીને કહું છઉં, વંદૂ ચરણ તમારા;
હૂં અપરાધી કોટી કલ્પનો, શરણ પડયો શિરનામી,
તે અપરાધ ક્ષમા કરિયે, શ્રીકૃષ્ણ કૃપાકર સ્વામી; ટેક૦ ૧
કામી ક્રોધી લોભી મોહ ગર્વ મત્સરજ ભરિયો,
દુષ્ટ દુર્મતી દુઃસંગી છું, અખિલ દોષનો દરિયો;
થયા નથી છે હું નહીં સરખો, થવા નથી અધિનામી; તે અ૦ ૨
ચોર ગુરૂતલ્પગ મધૂપાની, બ્રહ્મહત્યાદીક કરતો,
સંગી સહિત માહા પાપી પંચય, તેનો હું પણ ભરતો;
આતતાઇ આધેતિત પામ્યા, પણ મુજ કર્ત્તા સ્વામી; તે અ૦ ૩
નિર્દય ખળ પાખંડી જૂઠો, મિત્રદ્રોહી કટુભાખી,
સાધુ દીનને પીડાકારી, દુર્વ્યસની કાલી રાખી;
અધર્મ કુકર્મી ભર્યો અવિદ્યા, શું કહું અંતરયામી; તે અ૦ ૪
શ્રીગુરૂ શ્રીહરિ સંતની સેવા, કદા કરી નથી પ્રીતે,
શ્રીભાગવત શ્રીગીતાજી, આધૈ ન શ્રવણ શુભ રીતે;
હરિગુણગાન નામ રટણ નવ, પ્રપંચ પ્રીત વિરામી; તે અ૦ ૫
સંપત સમરણ પૂજન વંદન, સર્વ દાસત્વ ન કીધું,
આત્મનિવેદન કૃષ્ણ ધ્યાન ના, ચરણ કમલ ચિત દીધું;
વિના જ્ઞાનથી પ્રેમલક્ષણા, ભક્તિ સ્વપ્ને પામી; તે અ૦ ૬
પરોપકાર કર્યો નહિ કો દિન, પરનિંદ્યા બહુ કીધી,
પરધન પરપત્નીમાં પ્રીતી, મતી ન સુપંથમાં દીધી,
શિશ્નોદર આદિપોષણ બહુ રૂચી, રહી નિરંતર જામી; તે અ૦ ૭
વર્ણાશ્રમના ધર્મ ન સાધ્યા, હરિભક્ત દીન નવ નમિયો,
હરિ અસમર્પિત અભય અધર્મનૂં, ઉચ્છિષ્ટ જાતે જમિયો.
અસદ અલાપ અહર્નિશ અશુચી, નીચની કરી ગુલામી; તે અ૦ ૮
ચિત્તે વચને કાર્યે કર્મે, જ્ઞાને ભજને દૃષ્ટ,
દોષ કોશ બહુ તેથી ભર્યો હૂં, તમથી બહિરમુખ ભૃષ્ટ;
જે દુઃખ નર્કે વિશેષે છે, મુજ વૃત્તિ સદા તે સ્વામી; તે અ૦ ૯
જન પ્રભૂમતિમાં મોહ વસે, અપરાધ અનંત તમારા,

નાનાવિધિના કીધા કેશવ, હજૂ ન છૂટીત ધારા;
તે કૃત જે મેં કીધાં કર્મે, ત્રાસ નરકાંતરગામી; તે અ૦ ૧૦
જપ તપ તીરથ ધર્મ નિયમ વ્રત, યોગ યજ્ઞ સુદાન,
કીધાં નથી નીગમાગમ ચિંતન, ભક્તિ વિવેક ન જ્ઞાન;
નહીં સંત સંગાદીક કોઈ સાધન, માયામયી સકામી; તે અ૦ ૧૧
પુષ્કરાદી નથી તીરથ કીધાં, શ્રીગંગાદીક નથી નાહાયો,
ક્ષેત્રધામ હરી ભક્તદરશણ, આતુર થઈ નથી ધાયો;
પરદુઃખ સુણી દેખી નવ દાઝ્યો, કંટકરૂપ હરામી; તે અ૦ ૧૨
શ્રદ્ધાયે બ્રહ્મભોજન ન કીધાં, પિતૃશ્રાદ્ધ ન સાર્યાં,
રંક આતિથ્ય નિરમુખ વાળ્યા, આતુર દુઃખ ન નિવાર્યાં;
માનભંગ કીધાં સજ્જનનાં, કયહું ન થયો હું પ્રણામી; તે અ૦ ૧૩
પુજ્ય પુજ્યા નવ સંત સંતોખ્યા, સેવ્યા નહીં ભૂદેવ,
શ્રીતુળસી ગોપી બળ પૂજન, દીન દાવા નહીં ટેવ;
મિષ્ટવદિ સત્કાર ન સધળે, જદપી સમર્થ દામી; તે અ૦ ૧૪
હવાં સહજ કૃપા કરી શુભમતિ, અખંડ દ્યો સતસંગ,
સ્નેહભક્તિ દો ભજન કરાવો, પ્રપંચપ્રીતિ ભંગ;
એકવાર કહો દાસ દયા તૂં, માહારો સદગુણગ્રામી. તે અ૦ ૧૫
કરજોડી આ સ્તોત્ર દીન થઈ, પ્રભૂ સન્મુખ જે ભણશે,
તેહના સહુ અપરાધ ક્ષમા કરી, હરિ નીજ સેવક ગણશે;
સદા પ્રસંન દયા પ્રભૂ રેહેશે, બ્રહ્મધામના સ્વામી; તે અ૦ ૧૬



(૨)

## પારણું.

માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરૂષોત્તમ આનંદભેર;
હરખી નરખીને ગોપીજન જાયે વારણે,
અતિ આનંદ શ્રીનંદાજીને ઘેર; માતા જ૦ ૧
હરિનાં મુખડાં ઉપર વારૂ કોટિક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાળ કપોળ;
દીપકજ્યોતિ સરખી દીપે સુંદર નાસીકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતાચોળ; માતા જ૦ ૨

## અપરાધક્ષમાસ્તોત્ર.

### પદ–રાગ લાવણી.

શ્રીગુરૂ શ્રીગોપીજન વલ્લભ, પ્રાણજીવન પ્રભુ માહારા,
કરગરી કરજોડીને કહું છઉં, વંદૂ ચરણ તમારા;
હૂં અપરાધી કોટી કલ્પનો, શરણ પડ્યો શિરનામી,
તે અપરાધ ક્ષમા કરિયે, શ્રીકૃષ્ણ કૃપાકર સ્વામી; ટેક૦ ૧
કામી ક્રોધી લોભી મોહ ગર્વ મત્સરજ ભરિયો,
દુષ્ટ દુર્મતી દુઃસંગી છું, અખિલ દોષનો દરિયો;
થયા નથી છે હું નહીં સરખો, થવા નથી અધિનામી; તે અ૦ ૨
ચોર ગુરૂતલ્પગ મધુપાની, બ્રહ્મહત્યાદીક કરતો,
સંગી સહિત માહા પાપી પંચય, તેનો હું પણ ભરતો;
આતતાઇ આધેતિત પામ્યા, પણ મુજ કર્ત્તા સ્વામી; તે અ૦ ૩
નિર્દય ખળ પાખંડી જૂઠો, મિત્રદ્રોહી કટુભાખી,
સાધુ દીનને પીડાકારી, દુર્વ્યસની કાલી રાખી;
અધર્મ કુકર્મી ભર્યો અવિદ્યા, શું કહું અંતરયામી; તે અ૦ ૪
શ્રીગુરૂ શ્રીહરિ સંતની સેવા, કદા કરી નથી પ્રીતે,
શ્રીભાગવત શ્રીગીતાજી, આધે ન શ્રવણ શુભ રીતે;
હરિગુણગાન નામ રટણ નવ, પ્રપંચ પ્રીત વિરામી; તે અ૦ ૫
સંપત સમરણ પૂજન વંદન, સર્વ દાસત્વ ન કીધું,
આત્મનિવેદન કૃષ્ણ ધ્યાન ના, ચરણ કમલ ચિત દીધું;
વિના જ્ઞાનથી પ્રેમલક્ષણા, ભક્તિ સ્વપ્ને પામી; તે અ૦ ૬
પરોપકાર કર્યો નહિ કો દિન, પરનિંદા બહુ કીધી,
પરધન પરપત્નીમાં પ્રીતી, મતી ન સુપંથમાં દીધી,
શિશ્નોદર આદિપોષણ બહુ રૂચી, રહી નિરંતર જામી; તે અ૦ ૭
વર્ણાશ્રમના ધર્મ ન સાધ્યા, હરિભક્ત દીન નવ નમિયો,
હરિ અસમર્પિત અભય અધર્મનૂં, ઉચ્છિષ્ટ જાતે જમિયો.
અસદ અલાપ અહર્નિશ અશુચી, નીચની કરી ગુલામી; તે અ૦ ૮
ચિત્તે વચને કાર્યે કર્મે, જ્ઞાને ભજને દૃષ્ટ,
દોષ કોશ બહુ તેથી ભર્યો હૂં, તમથી બહિરમુખ ભ્રષ્ટ;
જે દુઃખ નર્કે વિશેષે છે, મુજ વૃત્તિ સદા તે સ્વામી; તે અ૦ ૯
જન પ્રભૂમતિમાં મોહ વસે, અપરાધ અનંત તમારા,

નાનાવિધિના કીધા કેશવ, હજૂ ન છૂટીત ધારા;
તે કૃત જે મેં કીધાં કર્મે, ત્રાસ નરકાંતરગામી; તે અ૦ ૧૦
જપ તપ તીરથ ધર્મ નિયમ વ્રત, યોગ યજ્ઞ સુદાન,
કીધાં નથી નીગમાગમ ચિંતન, ભક્તિ વિવેક ન જ્ઞાન;
નહીં સંત સંગાદીક કોઈ સાધન, માયામયી સકામી; તે અ૦ ૧૧
પુષ્કરાદી નથી તીરથ કીધાં, શ્રીગંગાદીક નથી નાહાયો,
ક્ષેત્રધામ હરી ભક્તદરશણુ, આતુર થઈ નથી ધાયો;
પરદુ:ખ સુણી દેખી નવ દાઝ્યો, કંટકરૂપ હરામી; તે અ૦ ૧૨
શ્રદ્ધાયે બ્રહ્મભોજન ન કીધાં, પિતૃશ્રાદ્ધ ન સાર્યાં,
રંક આતિથ્ય નિરમુખ વાળ્યા, આતુર દુ:ખ ન નિવાર્યાં;
માનભંગ કીધાં સજ્જનનાં, કયહું ન થયો હું પ્રણામી; તે અ૦ ૧૩
પુજ્ય પુજ્યા નવ સંત સંતોષ્યા, સેવ્યા નહીં ભૂદેવ,
શ્રીતુળસી ગોપી બળ પૂજન, દીન દાવા નહીં ટેવ;
મિષ્ટવદિ સત્કાર ન સઘળે, જદપી સમર્થ દામી; તે અ૦ ૧૪
હવાં સહજ કૃપા કરી શુભમતિ, અખંડ દ્યો સતસંગ,
સ્નેહભક્તિ દો ભજન કરાવો, પ્રપંચપ્રીતિ ભંગ;
એકવાર કહો દાસ દયા તૂં, માહારો સદગુણગ્રામી. તે અ૦ ૧૫
કરજોડી આ સ્તોત્ર દીન થઈ, પ્રભૂ સન્મુખ જે ભણશે,
તેહના સહુ અપરાધ ક્ષમા કરી, હરિ નીજ સેવક ગણશે;
સદા પ્રસંન દયા પ્રભૂ રેહેશે, બ્રહ્મધામના સ્વામી; તે અ૦ ૧૬



(૨)

## પારણું.

માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરૂષોત્તમ આનંદભેર;
હરખી નરખીને ગોપીજન જાયે વારણે,
અતિ આનંદ શ્રીનંદાજીને ઘેર; માતા જ૦ ૧
હરિનાં મુખડાં ઉપર વારૂ કોટિક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાળ કપોળ;
દીપકજ્યોતિ સરખી દીપે સુંદર નાસીકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતાચોળ; માતા જ૦ ૨

મેઘશ્યામ કાંતી ભ્રુકૂટી છે વાંકડી,
ખીટળિયાળા ભાળ ઉપર ઝુમે કેશ;
હસતાં દંતૂડી દીસે એહ હીરાકણી,
જોતાં લાજે કોટિક મદન મોહનવેશ; માતા જ૦ ૩
સિંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંગલું,
નાજુક આભ્રણ સઘળાં કંચન મોતીહાર;
ચર્ણઅંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી,
કોઇ બોલાવે તો કરે કિલકિલાકાર; માતા જ૦ ૪
લાલ લલાટ કીધો કુમકુમકેરો ચાંદલો,
શોભે જડિત્ર જાણે મરક્ત મણિની માળ;
જનની જુગતે આંજે અણિયાળી બેહુ આંખડી,
સુંદર કાજળકેરૂં ડપકૂં કીધૂં ગાલ; માતા જ૦ ૫
સરવે સોનાનું જડીત્ર મણિમય પારણૂં,
ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરિગુણ ગાયે હાલડાં,
ખેંચે કૂમતિયાળી રેશમદોરી સાર; માતા જ૦ ૬
હંસ કારંડ ને કોકિલ પોપટ પારણે,
બપૈયા ચકોર ને કાંઇ સારસ મેના મોર;
રમકડાં મૂક્યાં રમવાને મોહનલાલને,
ઘમઘમ ઘૂઘરા વજાડે નંદકિશોર. માતા જ૦ ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવિશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઈ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલાલ્હેર; માતા જ૦ ૮
મારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખલડી હૂં આપીશ હરિને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઇને ભેટાડિશ રૂદયા સાથ; માતા જ૦ ૯
જેનો શેષ શંકર સરખા પાર પામે નહીં,
નેતી નેતી કેહે છે નિગમ વારોવાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં,

નથી નથી એના ભાગ્યતણો કંઈ પાર; માતા જ૦ ૧૦
વ્રજવાસી સૌ સરવેથી સૂભાગી ઘણાં,
તેથી નંદ જસોદાકેરૂં ભાગ્ય વિશેષ;
તે સરવેથી ગોપીજનનૂં ભાગ્ય અતીઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શિવ ને શેષ; માતા જ૦ ૧૧
ધન્ય ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન હરિકેરો જ્યાં છે વાસ;
સદા જુગલકિશોરે ત્યાં લીલા કરી,
સદા બલિહારી જાય છે દયારામ દાસ; માતા જ૦ ૧૨



(૧)

## રાધિકાનું સ્વપ્ન.

### ગીત-ધોળ ૧ લું.

માતાજીરે આજ આનંદ મારે અંગેરે, શ્રીકૃષ્ણ પરણ્યા મારે સંગેરે. ટેક.
માતાજીરે આજ સપન એવું દીઠુંરે, અમૃતથી લાગે મુજને મીઠુંરે; આ૦ ૧
માતાજીરે જાણે વૃષભાન મુજ તાતેરે, બ્રાહ્મણ મોકલ્યો પરભાતેરે; આ૦ ૨
માતાજીરે તમેજાણે નંદઘેર વીવા કીધોરે,મેં જાણે હરિવર માગી લીધોરે; આ૦ ૩
માતાજીરે રુપવંતો ગુણવંતો હું નરખુંરે, હૈડામાં એને જોઇ હરખુંરે; આ૦ ૪
માતાજીરે તમે જાણે જમાઇ તેડ્યો જમવારે,હું દેખી લજવાણી ગઇ રમવારે, આ૦ ૫
માતાજીરે તમે જાણે લગ્ન મારાં લીધાંરે, સગાં સંબંધી ભેળાં કીધારે; આ૦ ૬
માતાજીરે બારણિયે તોરણ બંધાયરે, માનની મંગળ ગાયરે; આ૦ ૭
માતાજીરે સગાં સંબંધી મળી આવ્યારે, લાડકાલાડુ સર્વે લાવ્યાંરે; આ૦ ૮
માતાજીરે જાણે નટવર ચઢિયા વરઘોડેરે, આવીને ઉભા તારે ટોડેરે; આ૦ ૯
માતાજીરે તમે પોખી પધરાવ્યા પ્રીતેરે, માંડવો શોભ્યો રૂડી રીતેરે; આ૦ ૧૦
માતાજીરે મને જાણે હરિસંગે પધરાવીરે, મેં જાણ્યું માયરામાં હું આવીરે. આ૦ ૧૧
માતાજીરે કંથે કંસાર જમાડયો રીતેરે, મેં પણ પ્રભુજિને જમાડયા પ્રીતેરે; આ૦ ૧૨
માતાજીરે વૃષભાનજી મુજ તાતેરે, પેરામણિ આલી ભલી ભાતેરે; આ૦ ૧૩
માતાજીરે તમે જાણે કુળની રીત કરાવીરે, મુજને સાસરિયે વળાવીરે; આ૦ ૧૪
માતાજીરે જશોદા સાસુને પાયે લાગીરે, એટલે હું ઝબકીને જાગીરે; આ૦ ૧૫
લાડકડીરે તારૂં સપન જે કોઇ ગાશેરે, દયાનો સ્વામી પરસન થાશેરે; આ૦ ૧૬



(૨)

એવું જોતાં જસોદાયે અમને ઘરમાં તેડયાંરે;
બન્યો બેસાડયાં છે પોતાને ઉછંગ; માતાપ્રત્યે૦
નંદજીને કહ્યું જુઓ જોડી કેવી શોભેરે;
નંદે નિરખ્યાં હમને રાખી બેઉને સંગ; માતાપ્રત્યે૦ ૭
રોહિણીજી આદે આડોશી પાડોસી સહુ આવ્યાંરે;
સહુ કહે એ કહાનને કન્યા જુગતી જોડ; માતાપ્રત્યે૦
ઉપનંદે કહ્યું કહાવો વૃષભાનનેરે;
ઘટીત છે એ વાત રખે કરતાં મોડ; માતાપ્રત્યે૦ ૮
નંદરાણીયે રૂદયાશું અમને ચાંપીયાંરે:
મેવા મિઠાઈ આપી જોયા મારા હાથ; માતાપ્રત્યે૦
રોહણીજીયે મા મુજને હેતે ચુંબન કીધુંરે;
વળિ હું અહિ આવી સખિયો મારીસાથ; માતાપ્રત્યે૦ ૯
એવું સાંભળીને કીર્તિયે વૃષભાન તેડયારે;
સાંભળો આ સહૂ માંડી કીધી વાત; માતાપ્રત્યે૦
વૃષભાને કહ્યું મૂજને પણ એતો ગમ્યુંરે;
નંદજીને હું બે સમોવડ વિખ્યાત; માતાપ્રત્યે૦ ૧૦
વર્ષ બે એક રાધા છે મોટી એટલુંરે;
બાકી તો સઘળી હળતી મળતી રીત; માતાપ્રત્યે૦
કીર્તિજી કહે તેની નહિ ચિંતા આવી મળશેરે;
પણ છે પુત્રીની દયાપ્રીતમશું પ્રીત; માતાપ્રત્યે૦ ૧૧

---

(૨)

## પંદરતિથિ.

પડવે પ્રાણજીવન પાખે, ધીરજ નવ રેહે રાખે;
અનુભવી લહે ન બણે પાખે, મધુપ શ્રી માધવને કેહેજો. ૧
બીજે સહુ બ્રીજની બાળી, તલખે ત્રિભંગ લલિતે ટાળી;
પ્રીત કરી દીધી પાળી, મધુપ શ્રી માધવને કેહેજો. ૨
ત્રીજે તાપ ઘણો તનમાં, વ્રેહજવાળા પ્રગટી મનમાં;
કળ ન પડે રજ નીશદિનમાં, મધુપ શ્રી માધવને કેહેજો. ૩
ચોથે ચિત ભૂધરમાં ભમે, અન્યનૂં બોલ્યું પણ ન ગમે;
એ દુઃખ ઔષધથી ન સમે, મધુપ શ્રી માધવને કેહેજો. ૪

**પંચમી** પેર ન સૂઝે કશી, ઝેરી નટવર નાગે ડસી;
લહેર મદન રોમ રોમ વસી, મધુપ શ્રી માધવને કેહેજો. ૫
છઠે છળ છબીલે કીધો, મતલબ સાંધી દગો દીધો;
પારધીની પેરે પ્રાણ લીધો, મધુપ શ્રી માધવને કેહેજો. ૬
**સાતમે** સોકલડી સંગે, નિત્ય રમે રસિયો રંગે;
તે અગ્ની લાગે અંગે, મધુપ શ્રી માધવને કેહેજો. ૭
**અષ્ટમી** અંતર દુખ સાલે, કોનું ધન કોઈ સુખ મ્હાલે;
રહિયે બોલી કાંઇ નવ ચાલે, મધુપ શ્રી માધવને કેહેજો. ૮
**નોમે** નંદનંદન ના આવ્યા, યોગના સંદેશા કહાવ્યા;
ભોગ તો કુબજાને ભાવ્યા, મધુપ શ્રી માધવને કેહેજો. ૯
**દશમે** દાવાનળ પ્રગટયો, વાયદા કરી દીન વટયો;
ના આવ્યા એ લાલ લટયો, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૦
**એકાદશી** એક દીન હતી, પાસે હતા જ્યારે પ્રાણપતિ;
કયમ પ્રગટ કહૂં છૂં ડગતી, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૧
**દ્વાદશ** સુરજતણો તડકો, તે વેહ તાપ તો નહિ કડકો;
તેથી અધીક મુજ ઊર એ ભડકો, મધુપ શ્રી માધવને કહેજો. ૧૨
**તેરસ** રીત્ય કયાંહાં હાવાં, કુંજ શકે ન કરી જાવા;
કયાહાં તે અધરામૃત પાવા, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૩
**ચૌદિશ** સુખનોતું લેખું, નહિ તે દિશ દુખડું દેખું;
કારણ એ પીયૂ નવ પેખું, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૪
**શરદપુનમ** આવી સુખરાસી, વેહેલા આવો ઘેર વ્રજવાસી;
રાસ રમો સંગ લઈ દાસી, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૫
પંદરતિથ્ય વાણી પ્રીત્યે, સ્નેહ સંદેસાની રીતે;
દાસ દયે ગાઈ ગીતે, મધુપ શ્રી માધવને કેહેજો. ૧૬

(૧-૨)

## રાધાજીનો વેવાખેલ.

એક સમે વ્રજકન્યકા, મારા રાજ,
હોજીરે શ્રી રાધાજી છે માંહે, કે હું બલીહારી રે, મારા રાજ. ૧
રમતાં આવે વૃંદાવનમાં, મારા રાજ; હોજીરે શ્રીકૃષ્ણ ખેલે છે જાંહે; કે હું. ૨
હરીએ દડુલો દોટાવિયો, મારા રાજ; હોજીરે આવ્યો રાધાજીને હાથ; કે હું. ૩

માગે ગોવિંદ ગોપી ના કેહે, મારા રાજ; હોજીરે પામો જો રમો હમસાથ; કે હું. ૪
બોલી લલીતા લાલસું, મારા રાજ; હોજીરે રચીએ વેહેવાનો ખેલ; કે હું. ૫
કન્યા રંગીલી રાધીકા, મારા રાજ; હોજીરે વર થઈ કરો તમો કેલી; કે હું. ૬
સુણતાં મોહન મન માન્યું, મારા રાજ; હોજીરે સરવે થયા રસરૂપ; કે હું. ૭
સમજી સખા શરકી ગયા, મારા રાજ; હોજીરે સખીઓએ માંડી ધામધૂમ; કે હું. ૮
મનોહર મંડપ બાંધીયો, મારા રાજ; હોજીરે રચ્યો વેહેવાઇનો ધામ; કે હું. ૯
કોઈ કીરત વૃષભાન થઈ, મારા રાજ; હોજીરે કોઈ જસોદા નંદ નામ; કે હું. ૧૦
ગણેશગોત્રને બેસાડીઆ, મારા રાજ; હોજીરે કરી સહુ લગ્નની રીત; કે હું. ૧૧
કેટલીક તો તરૂણી જાદરણી, મારા રાજ; હોજીરે ગીતો ગાએ ધરી પ્રીત; કે હું. ૧૨
પીઠી ચોળી વરકન્યા મારા રાજ; હોજીરે બેહૂને સજાવ્યા સણગાર; કે હું. ૧૩
દેવકલૂવો દારા કરે, મારા રાજ; હોજીરે સાસુએ પોંકયા મોરાર; કે હું. ૧૪
વરવહુ પધરાવ્યાં માહેરાં માંહે, મારા રાજ; હોજીરે ચોરી રચી નવરંગ; કે હું. ૧૫
બ્રાહ્મણ થઈ ભણે ફુલી, મારા રાજ; હોજીરે આનંદ બહુ સહુઅંગ. કે હું. ૧૬
શુભ લગ્નઘડી મુહુરત સમે, મારા રાજ; હોજીરે થયો જુગળ હસ્તમેલાપ; કે હું. ૧૭
મંગળ ફેરા દંપત ફર્યાં, મારા રાજ; હોજીરે મીટયા સરવે પરીતાપ; કે હું. ૧૮
રાધીકાકૃષ્ણ આરોગીઆં, મારા રાજ; હોજીરે કોડે કરી કંસાર; કે હું. ૧૯
રીતભાતે કીધો ચાંદલો, મારા રાજ; હોજીરે વામા વધાવાને ચાર; કે હું. ૨૦
લાડી વળાવ્યાં સાસરે, મારા રાજ; હોજીરે કીધી રતી રસકેલી; કે હું. ૨૧
આનંદસાગર ઉછળ્યો, મારા રાજ; હોજીરે વળી છે માહા રંગરેલી; કે હું. ૨૨
હળી મળી પૂછે સાહેલીયો, મારા રાજ; હોજીરે કેહેની ગમ્યો વર એહ; કે હું. ૨૩
શામા સુણી નીચું જોઈ હસ્યાં, મારા રાજ; હોજીરે પ્રગટ કહે શું ઉપનો નેહ; કે હું. ૨૪
કુળની રીતે છોડયા દોરડા, મારા રાજ; હોજીરે ગાયા વાંકાં રસગીત; કે હું. ૨૫
ક્ષણ ક્ષણ હેત હઇએ વધે, મારા રાજ; હોજીરે ચોરે પરસ્પર ચીત; કે હું. ૨૬
એમ સદા વૃંદાવનમાં, મારા રાજ; હોજીરે ખેલે જુગલ સ્વરૂપ; કે હું. ૨૭
એછે પ્રાણજીવન દયાદાસના, મારા રાજ; હોજીરે આનંદ મંગળરૂપ; કે હું. ૨૮



# હનુમાનગરૂડસંવાદ.

## (લાવણી.)

એક સમે હનુમાન ગરૂડ બેહુ એકસ્થળ મળિયા;
કોઇ કોઇના ગાંજ્યા ન જાય, એમ અકેકપેં બળિયા. ટેક.

નિકટ દ્વારીકા શ્રીકૃષ્ણતણો એક બાગ હતો ચારુ;
ચોકી ત્યાંહાં ગરૂડજી કરતા પતીને પ્રિય સારુ.
હરિઇચ્છા હનુમાન ત્યાંહાં એકદા સુધા ભરમા;
આવી અચાનક ફળ ભક્ષી તરુ ફેંકયા સાગરમાં;
તજી વિવેક વાટિકા બિગાડી, ગરવ ઘણો લાવી;
જોઇ અનીતિ વિહંગમપતિએ, હસ્ત ગ્રહ્યો આવી;
જોઈ સમોવડ સુભટ વિકાર્યા, વૃક્ષથકી પળિયા; કોહ૦ એ૦ ૧
ગરૂડ કહે અલ્યા ઉભો રેહેજે, છે અનુચર કાહાનો;
વિના કહે એમાં કેમ પેઠો, બાગવિશે છાનો;
એ વાડી શ્રીકૃષ્ણતણી છે, એહેની તને દુહાઈ;
નિકળ બહાર કે શિક્ષા કરી, હું કહાડીશ કર સહાઈ;
એમ સુણી કપિરાય કોપિયો, રીસ ઘણી આણી;
રેહે અળગો શ્રીકૃષ્ણહીમાયતી, વિચારી વદ વાણી;
શ્રીરામદૂત તેં હજી નથી દીઠા, શ્રવણે નથી સાંભળિયા; કો૦ એ૦ ૨
શ્રીરામદૂત જાણ્યા ઢાંકયા રોહો, શું જાઓછો ફૂલી;
અહીરાવણના પ્રતિહારનો, માર ગયા ભૂલી;
શ્રીકૃષ્ણદાસથી હાર્યા માટે, ધ્વજપર પડયું રેહેવું;
મનમાં જાણોછો પણ ફુલ્યા, માટે પડયું કેહેવું;
જાણ્યું બળ વાલિનાં ભયથી, વસ્યા હતા વનમાં;
કુંભકરણ ગળી ગયો હતો, વળી વિચારી લો મનમાં;
ત્રણ તાત ને માત કુંવારી, એવા કુંએર કળિયા; કો૦ એ૦ ૩
અરે ગરૂડ ત્હારા જશ કહું હું, સાંભળિ રહે છાનો;
શોકતણી દાસી ત્હારી મા, તું તે સુત કાહોનો;
ભાઈ બિચારો એક પાંગળો, નહિ કંઈ ઠેકાણું;
સુરજતણો સારથી થઇને, ભટકે નિશ વહાણું;
ઓરમાઈ પણ ભાઈ પોતાનો, તેહેને તૂં મારે;
વાહાલાનો વેરી તૂં તેવો, સ્વામી પણ ત્હારે;
માતપિતા બંધનમાં પોતે, આહિરમાં ભળિયા; કો૦ એ૦ ૪
ગરૂડ કહે કપિ ત્હારે પતિએ, જશ ઝાઝો કીધો;
પરણી સ્ત્રી એકલી અબળાને, બ્હારવટો દીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના, બ્રાહ્મણે પાળ્યા;

નગ્ર સર્વ વૈકુણ્ઠ વસાવ્યું, આપ તાત ટાળ્યા;
વ્હાલ ધરી એક વિનતા આવી, વરવાને કાજે;
તે નારીનૂં નાક છેદાંવ્યું, ત્હારે રઘુરાજે;
જુઠાં ફળ સવરીનાં ખાધાં, પવિત્ર પણ ચળિયા; કો૦ એ૦ ૫
મ્હારા પતિનાં લક્ષણ કહે ત્હારે ઘેર શો ટોટો;
તુજ પતિ આહિરડાંનૂં એઠું, ખાઈ થયો મોટો;
મારી પૂતના અબળા જાતી, જેનું પય પીધું;
વચ્છ પ્રલંબ બક અજગર માર્યો, અઘટિત કૃત કીધું;
ભિક્ષુક બ્રાહ્મણને ઘેર ભિક્ષા માંગીને જમિયો;
વણપરણી બહુ અબળા સાથે રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ, રઘુવર એક પતિ પણિયા; કો૦ એ૦ ૬
મુજ પતિને બહુ સ્ત્રી પણ સહુને સુખલીલા દાખી;
ત્હારા પતીને એક પ્રેમદા પણ ન શકયો રાખી;
રઘુનંદન રામાનો રસિયો, નથી તેં પણ જોયો;
મહેલાં માટે હે સીતે, હે સીતે કરી રોયો;
મોટો અધરમ વણ વાંકે વાળી વાનર તાડ્યો;
ક્ષત્રી થઈ બ્રાહ્મણની વિનતાને પગ અરકાડ્યો;
બ્રાહ્મણકેરૂં દૈવત લીધું, એમાં શૂં રળિયા; કો૦ એ૦ ૭
ત્હારે કૃષ્ણે સહુનાં આભ્રણ ઉતારાવી લીધાં;
વ્યડંળનો રથ હાંકયો, પાંડવ દાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાધી, પરાક્રમી પૂરા;
કાળયવનથી રણમાં નાઠા, જાણ્યા બહુ શૂરા;
ત્હેની આજ્ઞા હું નહીં માનું, એમ કહ્યું જ્યારે;
પ્રેર્યો દૂત પ્રભુની પાસે, વિહંગપતિ ત્યારે;
શ્રીકૃષ્ણે કહાવ્યું, રામ આણ દો, દેતામાં ઢળિયા; કો૦ એ૦ ૮
હરીશ કહે શ્રીરામ કયહાં છે, મુજને દરશાવો;
વિહંગમ કહે દ્વારામતીમાં, મુજસંગે આવો;
જદુનાયક રઘુનાથ થયા, રુકમણિ જાનકી જોડે;
પવન પુત્ર પરણામ કરીને, સ્તવન કરે કોડે;
એજ કૃષ્ણ શ્રીરામ થઈ, માર્યો લંકાભૂપ;
જુગલ નામ પણ જોતાં દીસે, ઉભય એક રૂપ;

હળ્યા મળ્યા હનુમાન ગરુડ, સંદે સહુના ટળિયા; કો૦ એ૦ ૯
એ વાણીવિલાસ કર્યો, નથી નિંદા ઉચ્ચારી;
ઊર અવળું ભાસે અંતર જોતાં છે સ્તુતિ ભારી;
ઉપાસનાની ટેક બતાવી નથી ગાયું અવળૂં;
ભક્તવત્સલનો ભેદ સમજશે, તે લહેશે સવળૂં;
એ રામ કૃષ્ણ મુજને પ્રિય હોજો, પ્રાણજીવન મ્હારા;
સદૈવ એના નિર્મળ જશ, મુજ વદન વહે ધારા;
દાસ દયાના પ્રીતમ, શ્રીસીતાવર સામળિયા; કો૦ એ૦ ૧૦



(૨)

## શ્રીશેષશાઇનું ધોળ.

શ્રી નર્મદાજીત્રટ ઉપરે, ચારુ ચંડીરે ગ્રામ;
મહિમા વખાણું સ્થળતણો, સમોવડ વૈકુણ્ઠ ધામ. ૧
એક સમે સુરવીનતી, સાંભળીનેરે શ્રીનાથ;
ક્રોધ કરીને ઊઠિયા, ચક્ર ધરી નિજ હાથ. ૨
તલમેઘ અસુરને મારિયો, ફેડ્યો દુષ્ટનો ઠામ;
ચક્ર સુદર્શનનું વપૂ, તેથી દીઠુંરે શ્યામ. ૩
શંખલી સલિલ શુચી ઘણૂં, આવી પખાળ્યું તેમાંહે;
ચક્રતિર્થ તે દિવસથકી, સહુ કોઇ કેહેછેરે ત્યાંહે. ૪
તે દિનના દીનોનાથ, બીરાજે છે ચંડીયપૂર;
નિજ જનને સુખ આપવા, દુઃખ અઘ કરવાને દૂર. ૫
શોભા શી વરણું શ્રીઅંગની, નખશીખ સુંદર રૂપ;
શંખ ચક્ર ગદા પદ્મ ધરી, પોઢ્યા ભવનારે ભૂપ. ૬
મસ્તક જરકસી ઢળકતીરે, પાંપેણ ઉપર પાઘ;
કેસરી તિલક સોહામણૂં, ઊર ભૃગુલાંછન ડાઘ. ૭
નાસિકાએ નથ વેસર, કુંડળ ઝળકેરે કાન;
ચીબુક ચારુ ને વારુ વેળિયું, શોભે છે ભીનેવાન. ૮
શોભે ગળે ગલુબંધ ને, હેમ મુક્તાફળ માળ;
બાંહે બાજુબંધ બેરખા, કનક કડાં છે રસાળ. ૯
પીતાંબર કટીમેખળા, નેપુર રાજેરે પાય;
અંગોઅંગ અતી માધુરી, મનમથ મંન લોભાય. ૧૦

ચરણસેવા કમળા કરે, શેષ ઉપર કર્યું સેન;
શાંત સ્વરૂપ શ્રીનાથનું, કરૂણા ભરેલાં બે નેન. ૧૧
શ્રીશેષશાઈ જલશાઈ, નારાયણ એમનું નામ;
લોક પિતા શ્રીમહાલક્ષ્મિપતી, શ્રીહરિ પુરણ કામ. ૧૨
નટવર નંદકુંવર, પુરુષોત્તમ શ્રીવ્રજરાય;
નિર્મળ યશ એહવા નાથના, જન દયાશંકર ગાય. ૧૩



૩

## શ્રીનાથજીનું વર્ણન.

### ગરબો.

મોહન મધુરાકૃત શ્રીનાથજી, નટવર નંદકુમાર;
મોહ પામે સહુની મતી શ્રીનાથજી, નિજ જન પ્રાણઆધાર. ૧
મોર મુગુટ મણીએ જડયો શ્રીનાથજી, કુંડળ લળકે કાન;
મનોહર મોતી વેસરતણું શ્રીનાથજી, શોભે છે ભીનવાન. ૨
મનમોહન મધુરાકૃતિ શ્રીનાથજી, નટવર નંદકિશોર;
મોહ પામે સહુની મતી શ્રીનાથજી, ચાતુર ચિતના ચોર. ૩
લલિત ત્રિભંગી છેલડા શ્રીનાથજી, મદન મનોહર રૂપ;
આનંદઘન અલબેલડા શ્રીનાથજી, અખિલભોવનના ભૂપ. ૪
જીવન ગોપીજનતણું શ્રીનાથજી, રસિયા જનના રાય;
નિરખે સુખ પામે ઘણું શ્રીનાથજી, મન મોહે લોભાય. ૫
મોર મુગુટ મણીએ જડયો શ્રીનાથજી, પ્રભા લજાવે હંસ;
ડળક અલક ભૃગટી અડયો શ્રીનાથજી, મુકતાફળ અવતંસ. ૬
તિલક સુભગ કેસરતણું શ્રીનાથજી, કુંડળ લળકે કાન;
મનોહર મોતી વેસરતણું શ્રીનાથજી, શોભેછે ભીનવાન. ૭
શોભા સલુણા વારિજવદનની શ્રીનાથજી, વારું શરદ શશી ક્રોડ;
કાંતિ લજાવે કોટી મદનની શ્રીનાથજી, નહિ જુગમાં કોઇ જોડ. ૮
તે ઉપર લટકે લટ અલકની શ્રીનાથજી, માહા સરોજ અળીઆળા;
મોહની ઘણીછે મધુર મલકની શ્રીનાથજી, અધર અરૂણછે રસાળા. ૯
ભૃગુટી કમાન બાણ નેન છે શ્રીનાથજી, મોહ પામે રતિરાજ;
કિયા સારંગ રસ અંત છે શ્રીનાથજી, પામે કમળદળ લાજ. ૧૦
નિરમળ કાંતિ કપોળમાં શ્રીનાથજી, કુંડલનાં પ્રતિબિંબ;

દસન વસન લાલ ચાળમાં શ્રીનાથજી, અડીબનું મુકત ફળ બિંબ. ૧૧
કીર ચંચૂ સમ નાસિકા શ્રીનાથજી, ભ્રમે ગ્રહૂ જાણે ભક્ષ;
હીરકણી ચિબુકની વાસિક શ્રીનાથજી, ઊંશતા ઉદયો પ્રત્યક્ષ. ૧૨
દંતપંગત કુંદની કળી શ્રીનાથજી, તાંબૂળ કોઈ એક અરૂણ;
કંઠ કંબુશી રેખાવળી શ્રીનાથજી, ચીત ચળાવતી પુન. ૧૩
હસવું મંદ મદનફંદ છે શ્રીનાથજી, રસિયા જનચિત ચોર;
મધુર વચન મોહફંદ છે શ્રીનાથજી, હરમદ ધીરજ જોર. ૧૪
કંઠે કૌસ્તભમણી ઉદીતી ઘણી શ્રીનાથજી, ઊર ભ્રગુલાંછન વામ;
કંચનમાળ મોતી રતી બની શ્રીનાથજી, વૃંદાવન અભિરામ. ૧૫
પીતાંબર કટીમેખળા શ્રીનાથજી, શોભા નહિ કોઈ તૂલ;
વળે અંગદમણી નીરમળાં શ્રીનાથજી, મુદ્રિકા જડીત અમૂલ. ૧૬
મોહના મોરલી કર ગ્રહી શ્રીનાથજી, તીલ કમળ એક હસ્તે;
વ્રજવિનતા મોહવાઈ રહી શ્રીનાથજી, સ્વરૂપાનંદ મન મસ્તે. ૧૭
નેપુર ચપળ ચારૂ ચરણમાં શ્રીનાથજી, ઘુઘરીનો ઘમકાર;
લાભ ઘણો છે હેનાં શરણમાં શ્રીનાથજી, પરમાનંદ ભંડાર. ૧૮
અષ્ટદંશ ચિહ્ન પાયતળ વિશે શ્રીનાથજી, પ્રગટ કહું સુણ નામ;
બિરાજે ચિત નિરમળ વિશે શ્રીનાથજી, જેન મન પૂરણ કામ. ૧૯
સ્વત શત કોણ જાંબુ જવ પવી શ્રીનાથજી, ઊરધ રેખા દેખાય;
ધ્વજઅંકોશ કમળ કવી કહે શ્રીનાથજી, એ નવ દક્ષણ પાય. ૨૦
મચ્છ ત્રિકુણ ધનુપ ઇંદ્રનું શ્રીનાથજી, કમળ આકાશ અભિરામ;
ધેનુ પદ હર બિંબ ચંદ્રનું શ્રીનાથજી, એ સાતે પદપામ. ૨૧
જામો જરી પટકો ભરજરી શ્રીનાથજી, અભ્રણ અંત અનૂપ;
પ્રતીઅંગે ચિત માધુરી શ્રીનાથજી, સ્વરૂપતણૂંજ સ્વરૂપ. ૨૨
તેવાં વામઅંગે ભાનું નંદની શ્રીનાથજી, શ્રીરાધા શુભ નામ;
વસ્તુતા કૃષ્ણચંદચંદની શ્રીનાથજી, શ્રીવિઠલ પ્રિયપ્રાણ. ૨૩
વલ્લભ શ્રીવલ્લભતણા શ્રીનાથજી, શ્રીવિઠલ પ્રિયપ્રાણ;
પુષ્ટીશ્રષ્ટીને પ્રિય ઘણા શ્રીનાથજી, જેમ રતીને પંચબાણ. ૨૪
નિત્ય કરે મન નિરમળે શ્રીનાથજી, ચેતન ચંદ્રિકાનું ગાન;
તેહને વિનાશ્રમથી મળે શ્રીનાથજી, સદા રહે ઊર ધ્યાન. ૨૫
પાપ પરિતાપને પ્રલે કરે શ્રીનાથજી, પૂર્ણ કરે મનકામ;
અખિલ અમંગળને હરે શ્રીનાથજી; વસવા દે નિજ ધામ. ૨૬

ધન સરવસ્ત ભક્તજનતણા શ્રીનાથજી, લોચનના શણગાર;
દયાપ્રીતમજી સોહામણા શ્રીનાથજી, જીવન પ્રાણ આધાર. ૨૭

## વ્હાલાજીના મહિના.

**કારતક** માસે મુકી ગયા કંથરે, સખી મુને;
હું તો જોઉંછૂં પીયૂજીનો પંથરે, પળે પળે;
વ્રેહ વાધે ગાતાં ગુણગ્રંથરે, રાધા કહે;
સહિયર માહારીરે, વાલમજી ઘેર ના આવ્યાજી; સખી૦ ૧
**માગસર** માસે મંદિર ખાવા ધાયરે, સખી મુને;
મુને કયહૂંએ કશું ન સોહાયરે, વહાલા વિના;
માહારે પલક કલ્પસમ થાયરે, કોને કહું; સખી૦ ૨
**પોષ** માસે પીયુજી પરદેશરે, સખી મહારા;
હું તો એકલડી કયમ રેહેશરે, આ રતમાં;
માહારું જોબન બાળેવેશરે, ફૂલ્યૂં જોતી; સખી૦ ૩
**માહે** મન મળવા અકળાયરે, અલબેલાને;
ઢાંકયું ધીકે કાળજ ના કહેવાય, દુખ કોઇને;
માહારાં રાત દિવસ રોતાં જાયરે, વાહાલાવિના; સખી૦ ૪
**ફાગણ** અબીલ ગુલાલે રંગ રોળીરે, કેસર ઉડે;
સામળિયાવિના સુંની પડે ટોળીરે, સાહેલીની;
માહારે હૈયે પ્રગટી છે હોળીરે, વ્રેહ અગ્નિની; સખી૦ ૫
**ચૈત્રે** ચંદ્રચંદ્રિકા ફૂલી રહીછેરે, વૃંદાવનમાં;
વેલ વૃક્ષલતા રહી ઝુલીરે, જમુનાજીમાં;
માહારે જોવાનૂં સુખ ગયૂં ઉલીરે, પ્રીતમ પાખે; સખી૦ ૬
**વૈશાખે** વ્રજ સૂનૂં સહુ લાગેરે, વ્હાલાવિના;
મુને વ્રેહનાં બાણ ઊર વાગેરે, કોને કહૂં;
માહારું એ દુઃખ કોઇથી ન ભાંગેરે, કૃષ્ણવિના; સખી૦ ૭
**જેઠ** માસે જવાળા ઘણી લાગેરે, કાલજડામાં;
વ્હાલાજીએ સોકય કરી છે સોભાગીરે, સુણતાં સખી;
આપણે સર્વ ઠર્યાં નિર્ભાગીરે, નટવરવિના; સખી૦ ૮
**અષાડ** માસે ગગન ઘન ગાજેરે, સરવ સુણો;

મોહન પાખે માહારું મન દાઝેરે, કોહોને કહૂં;
હૂં પીડાણી પ્રભૂ નવ લાજેરે, વૃષાઋતૂ; સખી૦ ૯
**શ્રાવણ** માસે સરવડે વરસેરે, સખી માહારું;
મન મળવા તે ઘણું તરસેરે, મોહનજીને;
દોહોદસ ન્યાહાળૂં કયયૂં નવ દીસેરે, દામોદરજી; સખી૦ ૧૦
**ભાદરવે** ભલી વિજળી ચલકેરે, સખી જોને;
શોભા જોતાં આસુડાં ઢળકેરે, કાળજ ધીકે;
જાણે પ્રભૂનૂં પીતાંબર ઝલકેરે, એવૂં દીસે; સખી૦ ૧૧
**આશ્વિન** માસે તો રમવાને રાસરે, વ્હાલા આવ્યા;
વાહાલે પૂરી સહુ પ્રેમદાની આશરે, આનંદ વાધ્યો;
ગુણ ગાય દયો કૃષ્ણનો દાસરે, જોડી કર;
સૈયર માહારીરે વાલમજી ઘેર આવ્યા; સખી૦ ૧૨

(૧-૨)

## રાસલીલા.

### ગરબી.

વાગે વૃંદાવનમાં વાંસળીરે, ઉભો ઉભો વગાડે કાહાન;
નાદે વેધી મુનીવર પાંસળીરે, નવ રહી કોને સાન. વાગે૦ ૧
તરુની સાખાઓ ઝુમી રહીરે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુમી રહીરે, ભાગ્ય હમારા આજ. વાગે૦ ૨
જમનાનીર ચાલે નહીંરે, મૃગને મન મોહ થાય;
પંખી માળામાં મહાલે નહીંરે, નાદ સુણી ન રહેવાય. વાગે૦ ૩
વાછરું કાન દઇને સાંભળેરે, કરે નહીં પયપાન;
ગાયો ગાળા તોડી ત્યાંહાં પળેરે, નાદ સુણવાને કાન. વાગે૦ ૪
ફૂલ્યાં કમળજળ ટાટડીરે, દીસે ઉદિયો છે ભાણ;
શંકર સમાધ મેહેલી રહ્યારે, થયું જગતને જાણ. વાગે૦ ૫
કાને પડિયો તે વ્રજની નારનેરે, વાહાલાજીનો રે નાદ;
તારુ પદ પામે નિજ ધામને રે, ધાઇ ગયાં સઉ સાદ. વાગે૦ ૬
એક નેપુર કાને ઘાલિયુંરે, ચરણે પહેરી છે ઝાલ;
એક કંકણ માંથે ઘાલિયુંરે, એવી થઈ છે બેહાલ. વાગે૦ ૭
એકે કુમકુમ કાજળ રોળિયુંરે, ટપકું કીધું છે ગાલ;
એક ખાવું ઘાલ્યૂં અંચળેરે, જોવા દીનદયાળ. વાગે૦ ૮

એકના કરમાં કોળિયોરે, પીતી ચાલી એક નીર;
એક છોરુ રડતાં મેહેલી ગઇરે, ચાલી જમનાને તીર. વાગે૦ ૯
એકના સ્વામીને મન આમળો રે, જાવા દીધી નહીં નાર;
કરજોડી કેહેછે કામનીરે, મને જાવાદો નિરધાર. વાગે૦ ૧૦
સંગમાની પોતી સરવે ભામનીરે, પછી બેઠો ઘસવા હાથ;
રીસ તજીને રીસાળવેરે, દીન ગઈ દીનાનાથ. વાગે૦ ૨૧
સરવે પેહેલી જઇ તે મળીરે, તેની દેહ પડી ઘરમાંહે;
મોહનજીનાં અંગમાં જઈ મળીરે, થાય અચરજ સહુ ત્યાંહે. વાગે૦ ૧૨
કુળનો ધર્મ નથી આ નારીઓરે, જાઓ પોતાને ઠામ;
ધન ધન તમારી રીતનેરે, મેલ્યાં ઘરનાં તે કામ. વાગે૦ ૧૩
આપણા ઘરના તે કાજ ન મુકીએરે, આવી કરીશું કાલ;
વચન વાહાલાજીનું સાંભળીરે, ગોપી બોલ્યાં સહુ વ્હાલ. વાગે૦ ૧૪
હાવાં કેમ જઇએ મંદીર ફરીરે, હમે તજીશું તંન;
દેખી ગોપીજનની પ્રીતસુંરે, હરખ્યા શ્રી ભગવંત. વાગે૦ ૧૫
હાવાં આવો આપણ સઉ મળીરે, રમીએ રુડો રાસ;
એકએક ગોપી વચ્ચે નાથનેરે, નીરખે રુડી પેરે પાસ. વાગે૦ ૧૬
માંહોમાંહો ભરાવી બાથનેરે, કહો કેમ જઇએ ઘેર;
વચમાં લીધા વળી નાથનેરે, રૂપ જુએ રુડી પેર. વાગે૦ ૧૭
વમાસે શ્યામ ને શ્યામનીરે, ઉરની ત્રૂટી છે માળ;
વાધી શર્દપુનેમની રાતડીરે, કીધી શ્રી રે ગોપાળ. વાગે૦ ૧૮
લીલાં દેખી કુંજધામનીરે, પવન થયો ગતીભંગ;
દેવતા વૃષ્ટી કરે પ્રસંન થઇરે, દેખી વ્રજનો ઉમંગ. વાગે૦ ૧૯
બ્રહ્માદિક જાણે જોઇએ જઇરે, લીલા ગોકુળચંદ;
જેમ અભ્રવિશે ઓપાઇ છે રે, તારા વચ્ચે જેમ ઈંદુ. વાગે૦ ૨૦
એ રાસલીલા જે ગાયે ને સાંભળેરે, તે પામે નિજધામ;
પાતક સરવે સમાવજોરે, કેહે જન દયારામ. વાગે૦ ૨૧



(૨)

## બાળલીલા.

### ગરબો.

સજ્જન સાંભળોરે, હરિની બાળલીલા કાંઈ ગાશું,
કોટી કલ્પનારે, પતિતપણાથી પાવન થાશું. ૧

ઇશ્વર અખિલતણારે, જેહેનું કરે શેષ શિવ વંદન,
ભક્તવત્સલ પ્રભુરે, માટે થયા નંદના નંદન. ૨
ગોકુળ ગામમાંરે, નિત્ય યશોમતીઘેર આંનંદહેલી,
કાલાં તોતલાંરે, સુતનાં વચન સુણી થાય ઘેલી. ૩
મોહન મુરતીરે, સેહેજે દીઠેથી મોહ લાગે,
તે હરી હઠ કરીરે, મા મા કહીને માંખણ માગે. ૪
પાગે લંગરીરે, છમછમ કરતો છબીલો ચાલે,
લટકે લાડકોરે, રંગત લાકડલી કર ઝાલે. ૫
કટી કંદોરડોરે, ચરણ ધરતાં ખમખમ બોલે,
લટકે ફૂમતૂંરે, શોભા નહિ કોઈ તેહની તોલે. ૬
પોહોચાં સાંકળાંરે કરમાં કંચનકંકણ શોભે,
પોહોચી બેહેરખાંરે, બાજુબંધે બહુ મન લોભે. ૭
ઉરપર સાંગલુંરે, સિંહનખ શોભે સુવરણ મઢિયો,
મણી મુક્તાતણીરે, માળાઓ જઈ નાભી અડીયો. ૮
મોહન મુખડૂંરે, શરદપુનમ શશીથકી બહુ સારૂં;
નિરમળ નાસિકારે, મોતી લળકે મોહ્યું મન મારૂં. ૯
આંજી આંખડીરે, માજી ગાલ નજરિયું કીધૂં;
લિલવટ લાલનૂંરે, શોભે કુંમકુંમ બિંદુ દીધૂં. ૧૦
કુંડળ કાનમાંરે, પડ્યાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝુમણ વેળિયુંરે, મોતી ભરિયું લટકે લળકે. ૧૧
મુખપર ઝૂમતારે, હરિને ખિટળીયાળા કેશ;
છબિ ઘનસ્યામ છેરે, મનમોહન પ્રભૂ બાળક વેશ. ૧૨
મુખ દધી લેપયુંરે, નિરખે ઉર ભરી આવે બ્હાલ;
પરમ આનંદનોરે, સાગર શ્રી નવનીતપ્રિયા નંદલાલ, ૧૩
એવા લાડિલોરે, ઠમકે ચાલ ઠમકતી ચાલે;
મહીડું વલોવતાંરે, ગોવિંદ ગોળી ને રવૈ ઝાલે. ૧૪
બોલે તોતલુંરે, ઠણુઠણુતો કાનડ થાય કાલો;
માડી ધવડાવનીરે, હઠ કરી કેહતાં લાગે વાહાલો. ૧૫
પાહનો ઊભર્યોરે, કાકા દૈને કંઠ લપટાવે;
શિરશુદ્ધી કરીરે, ઊછંગે લઇને ધવરાવે. ૧૬
ગોવિંદ ઘુટડેરે, દૂધ પીયે જસોદા મુખ જુએ;

પુચકારી કરીરે, જનુતી આંખનાં આંસું લુએ. ૧૭
તૃપ્ત થયા પછેરે, માજી વિવિધ રમકડાં આપે;
ખેલે આંગણમાંરે, ગોપીજન લઈ રૂદયા ચાંપે. ૧૮
બાળક વેશ છેરે, પણ સુખ છાંનૂં સહુને આપે;
કોઇને કેહે નહીંરે, અબળા જન આનંદ ઉર વ્યાપે. ૧૯
લેતી ભામણાંરે, નિરખે શિશુ માટે મુખ ચૂમે;
ઘેર જવાય નહીંરે, લલચ્યું લાલ વિશે મન ધૂમે. ૨૦
રમતાં આંગણેરે, કરદમ વળગ્યો છે શ્રીઅંગે;
એહેકે બરાસથીરે, ઝાઝી ફેલી છે હરી સંગે. ૨૧
એહવા રજ ભર્યારે, વછનૂં પૂંછ ગ્રહી ફરે પૂઠે;
પડી જવાય છેરે, ગોપી હસી પડે વળી ઊઠે. ૨૨
વ્રજની સુંદરીરે, લાલચ માખણતણી બતાવે;
અંતર પ્રેમથીરે, પ્રભુને થૈથૈ થનક નચાવે. ૨૩
બાળચરિત્રનોરે, આનંદ એવો વ્રજજન માણે;
વ્રજવાસીતણાંરે, ભાગ્યનો પાર કોઇ ન જાણે. ૨૪
નેતી નિગમ કહેરે, અગમ અગોચર સહુથી અળગો;
તે પ્રભૂ પ્રેમથીરે, આહિરડાંને આવી વળગ્યો. ૨૫
ક્રીડા અવતાર ઘણેરે, શિરોમણી વ્રજલીલા વ્રજરાણો;
દાસ દયાતણોરે, પ્રાણજીવન ધન એ પ્રભૂ જાણો. ૨૬



(૧-૨)

## પ્રબંધ.

### ભગવન્નામાવળી.

શ્રીગુરૂદેવ, શ્રીમદવલ્લભવર, વાગધીશ, મહાપ્રભુ પુરૂષોત્તમ, શ્રીગોસ્વામી, વિઠ્ઠલેશ શ્રીકૃષ્ણચંદ્ર, ગોપીજનવલ્લભ, વર્જેંદ્ર, વ્રજજીવન, વૃંદાવનચંદ, રસિકવર, શ્રીગોવરધન-ધરનધીર, બળભદ્રવીર, કંદર્પકોટિ, લાવણ્યકળાનિધિ, પુરણબ્રહ્મ, પુરણાનંદ, પરમાનંદકંદ, હરિ લલિત ત્રિભંગી, સદ્‌ગુણસાગર, નટવરનાગર, સરસ સનાતન, સદાનંદ સચ્ચિદાનંદ, આનંદઘન અનુપમ, અનંતકોટિ બ્રહ્માંડભૂપ, રસરૂપ, રાધિકારમણ, રાસરસમગ્ન, મનોહર મદનમાનમર્દનવર, ત્રિલોકસુંદર, હરિઇશ્વર, ભગવાન્ ભક્તવત્સલ, સર્વેશ્વર કેશવ, કમલ-નયન કમલાવર, યમુનાપ્રાણ, શ્રેષ્ટલલિતાદિકલલના પ્રાણજીવનધન, ચંદ્રાવલિ સુખચાર, ચંદ્રમાચકોર, વ્રજજીવન વનમાલી, મરદનકાળી, નંદકિશોર, યશોદાનંદન, મુરલીધર,

ઋષિકેશ, રામપ્રિય, દેવકીનંદન, વસુદેવાત્મજ, વાસુદેવ, વરદરાજ, અચ્યુત નારાયણ પ્રભુ, અનંતવિભુ, ગોવિંદ ગદાધર, ગરૂડધ્વજ ગોપાલ, ગોકુલાધીશ, ગોપિકાપ્રાણનાથ, પુંડરિકાક્ષ, માધવ દામોદર; પદ્મનાભ, મધુસૂદન મુરારિ, મુકુંદ શ્રીજી પિતાંબર, વૈકુંઠ વંશધર, વિશ્વંભર, વૈકુંઠનાથ, જગદીશ જનાર્દન, જગન્નાથ, શ્રીપતિ સર્વોત્તમ, વિષ્ણુ ત્રિગુણપર, તુલશીવલ્લભ, બાલકૃષ્ણ ધરણીધર ધર્મી, દીનાનાથ શરણાગતવત્સલ, પતીતપાવન, અધમોદ્ધારણ, દીનબંધુ, સ્મૃતિમાત્રસકલસંતાપપાપહર, અવતારી આનંદરૂપ શ્રીરામચંદ્ર, શ્રીઘનશ્યામ, સુંદરનવનિતપ્રિય, મથુરાધીપ, વિઠ્ઠલેશરાય, શ્રીદ્વારિકેશ ગોકુલેશ, ગોકુલચંદ્ર મદનમોહન, નાથ હરિ અનાથબંધ, કરૂણાસિંધુ, અતિગંભીર ઉદાર, અકળ અજ અપાર, અંતરયામી, પ્રાણપતિ, પરમદયાળુ, મહાપતિ પ્રવીણ, સર્વ શકિતપતિ સર્વાત્મા પ્રભુ, પુષ્ટીપથેશ્વર, શ્રીકૃષ્ણચંદ્ર, તવદાસોહં, પાહિ પાહિ પ્રભુ નમો નમો, જય દયાનાથ ત્વાં જય જય જય જય જય ૧.



## ગરબી સંગ્રહ.

### ગરબી-૧.

મહિયારી મીળી ચાલી મહિ વેચવા, મધ્ય શ્રીરાધા રૂપતણો ભંડારજો;
ગોપીજન કોણ કોણ સંગે હતાં, તે સરવેનાં નામ કહું ઉચારજો. મ૦ ૧
લલિતાજી ચંદ્રભગા ચંદ્રાવળી, ચંપકલતા વિશાખા વિરજા વૃંદાજો;
રત્નપ્રભા વિમળા ને વ્રજમંગળા, નૃત્યકળા ને રત્ના નાગરી નંદાજો. મ૦ ૨
રતીકળા રસિકા રસિયા નારજો, ભદ્રા શ્યામા કાવેરી ને હીરાંજો;
છબીધામા કલહંસા મધુમાધવી, માલતી મોહન કેતકી ને રત ધીરાજો. મ૦ ૩
સુચરીતા કૃષ્ણા કમળા સૂરભી, ચિત્રામણી વિકુંડલા સુંદરી રંગાજો;
કુમોદની હંસાળી ને મનોરમા, મધુરક્ષણ ને વીણા પ્રેમદા ગંગાજો. મ૦ ૪
એ આદી સખી ચાલી સહુ સમજણી, મનમાં મોહન મળ્યાતણો વિચારજો;
કોહો સજની કેમ કરવું કાંહાં ચાલવું, કોહો આજ કાંહાં મળશે નંદકુમારજો. મ૦ ૫
કોઇ કહે દાણઘાટીમાં દેખશૂં, કોઇ કહે કદંમખડી ભેળાં થઇશૂંજો;
કોઇ કહે શ્યામ ઘાટ હશે શામળો, કોઈ કેહ હમે આજ બંશીબટમાં જઇશૂંજો. મ૦ ૬
એવામાં શ્રી ગોવરધનની તળેટીમાં, અંતરજામીયે કીધો મોરલી નાદજો;
ગાય મીશે ગિરી ચઢ્યા ગોપાળજી, સમજણ પડવા લાંબો કીધો સાદજો. મ૦ ૭
દૂરથકી સુણી વાલમની વાંસળી, લાગી તાલાવેલી ટળ્યું સર્વનું ભાનજો;
સર્વ સખી તે ધારે ગોવરધનગીરી ભણી, મનમાં આતુરતા ને પ્રગટયું ગુમાનજો. મ૦ ૮

આવી તાંહાં સહુ જ્યાહાં અલબેલાજી હતા, સામાંસામી મળ્યા નેહનાં નેણજો;
મંદહસે મન મોહ્યૂં બંનેતણૂં, રસ વધવાને બોલ્યાં વાંકા વેણજો. મ૦ ૯
પ્રભુ બોલ્યા સાંભળજો સહુ ગોપિકા, સાંભળ શ્રીવૃખભાનસુતા અલબેલીજો;
રેહે ઉભી દાણ લાગે અહીં દધીતણું, જાયે ધસી શું જોબન મદની છકેલીજો. મ૦ ૧૦
એમ સુણી લટકે બોલ્યાં લાડલી, ગુમાને ગળ્યા છેક છકયા શું બોલોજો;
વાત કરો આઘા રહી અલબેલડા, પાસે આવી પાલવડો ના ઝાલોજો. મ૦ ૧૧
કાહાન કહે તું સાહ મારો છેડલો, હું મુકું તોએ તું ના મુકેશજો;
હું અડકયો સાટે તું અડ મૂજને, હું હાર્યો રાધા તું ઝીતી ઠરેશજો. મ૦ ૧૨
મરમતણી વાણી સુણી સ્વામિની, ભલી બતાવી હારજીતની વાતજો;
બહુ ભોળા થઇને નેન નચાવિયાં, અધર હસીને ચોંટી દીધી ગાલજો. મ૦ ૧૩
એમ કરી છડી આડી કરી છેલડે, રસ્તો રોકી ઉભા નટવરલાલજો;
રાધાજી હાવાં ઉત્તર આપશે, સુણશે પ્રીતમ દયારામનો સ્વામજો. મ૦ ૧૪

## ગરબી-૨.

મારગડો મેહેલો મોહન લાલજી, આઘા રોહો અલબેલા ન કરો આળજો;
વારૂં છું સકણા રેજો સામળા, નહિતર મારા મુખની ખાશો ગાળજો. માર૦ ૧
હરિ બોલ્યા અબળા થા મા આકળી, ચાખંતાંમાં ચમકી શું થાય લાલજો;
બોલ ખરું ગોરસનું શૂં થાય છે, મૂલ આપીને લઇશું તારો માલજો. માર૦ ૨
છાનારોહ શાણપણું સમજૂ સહૂ, કાલજડામાં કપટ વચન તો ઠીકજો;
કોહો શાને મુખ લોહ્યું આ છેડલે, જુઓ રંગ લાગો તંબોળની પીકજો. માર૦ ૩
સુણ સ્યામા સેહેજે રંગ લાગ્યો હશે, અમો ન સમજું કપટ વચન કંઇ રહાડજો;
આ લે તું ખા બીડી પ્યારી પાનની, સામા માહારે મુખડે રંગ લગાડજો. માર૦ ૪
એમ સુણી લટકે બોલ્યાં લાડલી, ભ્રગુટીમાં રૂચિહાસ્ય મધુરૂં ભાસેજો;
આઘા રોહો અડશો મા ઊરમાળને, મુકો મટુકી મહી મારૂં ઢોળાશેજો. માર૦ ૫
કાહાન કેહે દધી મોંઘૂં તે કેટલૂં, સુખડે માગીશ તેટલું આપીશ ધન જો;
કેહે મુજને લે બાધો મહી મૂલમાં, પણ તુજ ગોરસપર લલચ્યું માહારૂં મનજો. માર૦ ૬
એમ સુણી રાધા બોલ્યાં રીજમાં, વાલમજી વેચાવવું તો નથી સેહેલજો;
મહી પીતાં મોહન થાશો માહરા, કરિશ ગમે તેમ રાખીશ મારે મેહેલજો. માર૦ ૭
સમ સાચા ખાતાં શાક્ષી કોણ હશે, કપટીનો તે શો હમને વિશ્વાસજો;
પ્રભુ બોલ્યા શાક્ષી વ્રજમંડળ સહૂ, ગોવરધનના સમ હું તારો દાસજો. માર૦ ૮
એમ સુણી રાધા બોલ્યાં લાલસૂં, વનમાં સ્ત્રી રોકો તે તો ખોટુંજો;
થાઓ ડાહ્યા લાલા હવે મોટા થયા, નથી બીતા કપરૂં કંસનું રાજજો. માર૦ ૯

કહાન કેહે કંસનું ઇહાં શું ઉપજે, વ્રંદાવનમાં રાજા નંદાનંદજો;
રેહે ઉભી આણ તમોને તેતણી, રીઝાવશો મુજને તો જાવા દેશજો. મા૨૦ ૧૦
મરમતણી વાણીએ રીઝયાં રાધિકા, મન ગમતું ગોરસ ગોવિંદને પાયૂં જો;
બલિહારી દયો એ જુગલ સ્વરૂપને, પરમ પવીત્ર ચરિત્ર ગોવિંદનું ગાયૂં જો. મા૨૦ ૧૧

## ગરબી-૩. (૨)

ઓરો આવની સલુણા પ્રભુ શામળા જો;
શિખ્યો આવડી કાંહાં સ્નેહશાસ્ત્રની કળા જો. ઓ૦ ૧
મંત્ર મોહની રાખી છે તાહારી વેણમાં જો.
વશીકરણ વિદ્યા વસાવી છે નેણમાં જો. ઓ૦ ૨
મંદ હસવું તારૂં કામણ ટુમણનું ભર્યૂં જો.
ચટકવાળી ચાલ તેણે માહારૂં મન ઠર્યું જો. ઓ૦ ૩
ભુરકી નાખવાની વિદ્યા ભ્રગુટીમાં ભરી જો;
તહારી કટાક્ષ કટારી પડે સાંસરી જો. ઓ૦ ૪
જુલમી જાદુવાળું રૂપ રસીક તાહરૂં જો;
જોતાં અંગ શીતળ થાએ માહરૂં જો. ઓ૦ ૫
માહરો પ્રાણ તુંમાં પ્રોવાયો નિશદિન રહે જો;
માહરા કાલજડાનું દરદ કાં તું નવ લહે જો. ઓ૦ ૬
માહારાસમ તુંને દેખું તારે જીવતી જો;
તાહરા વીજોગનું ભાન મુને રેહેતું નથી જો. ઓ૦ ૭
એથી અધીક તો તને હવે શું કહૂં જો;
માહરૂં ચાલે તો મંદિરમાં રાખી રહૂં જો. ઓ૦ ૮
અબળા આતુર બોલાવે દોડી તને જો;
ચતુર હોય તે તો પળમાં પરખે પ્રીતને જો. ઓ૦ ૯
તું થા માહારો પ્રીતમ હું થાઉં તાહેરી જો;
વાહલા વાત કરતો રખે એ બાહેરી જો. ઓ૦ ૧૦
આપણ સમાણાં માટે સંદેહ આવે કોઈને જો;
ચાલતાં લગી તો ડગલાં ભરીએ જોઈને જો. ઓ૦ ૧૧
અભિલાખ એહવો ઉપજ્યો છે મૂજને જો;
નવલ જોબન આ લે અર્પ્યું તુજને જો. ઓ૦ ૧૨
રસિક વચન સુણી પ્રેમ પ્રગટયો નાથને જો;
નેત્ર નચાવીને તાળી લીધી હાથમાં જો. ઓ૦ ૧૩

હું તું માટે તલપું છું સદા સુંદરી જો;
તું તો પ્રાણપ્યારી ચિંતા મારી તેં હરી જો. ઓ૦ ૧૪
પરસ્પર બંને આતુર હરખ્યાં ઘણાં જો;
જુગલ રૂપનાં લે દાસ દયો ભામણાં જો. ઓ૦ ૧૫

## ગરબી–૪. (૧-૨)

સાચૂં માનની, રૂપાળી રાધિકા જો;
સકળ સદ્ગુણનું ધામ રહિત બાધિકા જો. સાચૂં માનની. ટેક,
તારા કહ્યા પછી મનની કહું છું વાતડી જો;
મારે ઠરવાનો એક ઠામ તારી જાતડી જો. સાચૂં માનની. ૧
રાત્ર દિવસ ધ્યાન તારૂં મારા મનમાં જો;
નિદ્રા થાતાં તને દેખું છૂં સ્વપનમાં જો. સાચૂં માનની. ૨
મારી રસના રાધારટણ મૂકતી નથી જો;
તારે રૂપે મારૂં મનડું લીધૂં છે મથી જો. સાચૂં માનની. ૩
મદન મનોહર હું મુજ ચિત્ત તું ચોર છે જો;
લોચન તારાં વદન ચંદ્રનાં ચકોર છે જો. સાચૂં માનની. ૪
તારૂં સર્વ મીઠું લાગે મુને માનની જો;
હું જગજીવન મુજ જીવન સુતા ભ્રખુભાનની જો. સાચૂં માનની. ૫
પીત વર્ણ તારે માટે પીતાંબર ધરૂં જો;
શ્યામા માટે તારા અંજનનૂં ચિંતન કરૂં જો. સાચૂં માનની. ૬
કમળ ધરૂં તારા મુખનાં થવા ધ્યાનને જો;
રાખૂં વાંસળી કરવા તારા ગુણગાનને જો. સાચૂં માનની. ૭
તારા નેત્રના સમ નિરખવાના સૂખને જો;
આતુર થયો ઘણૂં મોહ્યો તારા મૂખને જો. સાચૂં માનની. ૮
મકરકુંડળ ચપળ કંઇક તારાં નેત્રસાં જો;
શંખ ચક્ર ગદા કંઠ કંકણકર જસાં જો. સાચૂં માનની. ૯
એવો દુર્લભ છૂં મળતો નથી કોઇને જો;
તારે આધિન થયો જીવૂં મૂખ જોઇને જો. સાચૂં માનની. ૧૦
એવી વ્હાલિ છાં પણ કહતાં આવડતૂં નથી જો;
વાણી કાળજડાંની અંતે કહું છૂં કથી જો. સાચૂં માનની. ૧૧
મારો તારો મળી બેનો એક પ્રાણ છે જો;
જુદૂં કહેતો નથી વેદમાં પ્રમાણ છે જો. સાચૂં માનની. ૧૨

ભુષણ જગતનું હું તું મારો શણગાંર છે જો;
આપણ બેનો દાસ દયાને આધાર છે જો. સાચૂં માનની. ૧૩

## ગરબી–પ. (૧-૨)

સાંભળ વચન મ્હારૂં કૃષ્ણ કહે કામની જો,
તેં તો મંન મારૂં ભમાવ્યૂં છે ભામની જો. સાં૦ વ૦ ટેક.
બધી વિશ્વને નમાવે છે તૂં માહરી જો,
મને પીડે પ્રેમરૂપી માયા તાહરી જો. સાં૦ વ૦ ૧
શેષ શંકર સરવ માયામાં વસી રહ્યા જો,
તારા પ્રેમમાં વ્હાવાયો હુંતો સર્વથા જો. સાં૦ વ૦ ૨
ત્હારા સ્નેહ આગળ તું મુજને દેખે નહીં જો,
જેમ શૂર સામો શૂર ન દેખે સહી જો. સાં૦ વ૦ ૩
તું તો રાતદિવસ વિસરતી મને નથી જો,
મ્હારા હૈયાનું દુઃખ કોની આગળ કહું કથી જો. સાં૦ વ૦ ૪
નિદ્રા નાવે મને ભોજન નથી ભાવતું જો,
દુઃખ પ્રેમિની આગળ કરૂંછૂં છતૂં જો. સાં૦ વ૦ ૫
માતા જસોદા કહેછે જમતો નથી જો,
બાપ શું છે તને દુઃખ મને કહે કથી જો. સાં૦ વ૦ ૬
એવું સાંભળી હૂં તેના સામું જોઈ રહૂં જો,
મારી માત આગળ હૈયાનું હેત કયમ કહૂં જો. સાં૦ વ૦ ૭
ત્હારા જેવી બીજી જુગમાં કો નવ મળે જો,
સત્ય માનજે તૂં મારૂં કહ્યૂં નવ લહે જો. સાં૦ વ૦ ૮
પરમેશ્વરે રૂપ તુજને શીદ આપિયૂં જો,
આપી તનડૂં હમારૂં સંતાપિયૂં જો. સાં૦ વ૦ ૯
ત્હારૂં વદન જોઇ ભમ્યો હૂં તો ભામની જો,
મોહ પમાડયો તેં મુજને ગજગામની જો. સાં૦ વ૦ ૧૦
દયા આણીને નમેરા નવ થઇયે જો,
ચતૂર હોય તેને ઝાઝું મુખ શું કહિયે જો. સાં૦ વ૦ ૧૧
વિધાત્રીએ એવું મુજને શીદ આપિયૂં જો,
તારા રૂપમાં ત્રૈલોક નથી વ્યાપિયૂં જો. સાં૦ વ૦ ૧૨
મનમાં જાણે છે કે કેવા મનાવેછ મુજને જો,

એવો રિસાવીશ જે પગે લગાડીશ તુજને જો. સાં૦ વ૦ ૧૩
પ્હેરી નવનવા શણગાર સાથ હિંડિએ જો,
ડાહ્યા થઇને હમોને નવ પીડિએ જો. સાં૦ વ૦ ૧૪
ત્હારાં ચરિત્ર તે સર્વ મુને જાણ છે જો,
પ્રાણ બે જુદા તે એક સમાન છે જો. સાં૦ વ૦ ૧૫
તું તો ઘણી સારી લાગે છે મુને પ્રેમદા જો,
જુદાગિરી તું રખે કરે હુંથી સદા જો. સાં૦ વ૦ ૧૬
એવું સાંભળીને રાધાજી ચરણે નમ્યાં જો,
રસિક વચન બોલ્યાં નાથનાં ઘણાં ગમ્યાં જો. સાં૦ વ૦ ૧૭
મધુર વચન બોલી વ્હાલાને ગોપી હસી જો,
દયા પ્રીતમની પ્રીત રૂદેમાં વસી જો. સાં૦ વ૦ ૧૮

## ગરબી-૬.

(૧-

સુણો સામળા, હું તમમાટે ઘેલી થઇ જો,
માણસકેરી બોળમાંથકી ટળી ગઈ જો. સુણો સામળા ટેક.
મન વિચારમાં હું ફટકારી સરખી ફરૂં જો,
બોલું ચાલું તેમાં ના મળે કાંઈ પાધરૂં જો. સુણો૦ ૧
સાસરેથી જાઊં પીયર ત્યાંથી સાસરે જો,
ચેટક લાગ્યું હોય તમ ચિત્ત કાંઈ નવ ઠરે જો. સુણો૦ ૨
એવી થઈ તોયે તમારા લેખામાં નથીજો,
એક ઓળખે ના, એક તો મરે મથીજો. સુણો૦ ૩
આવડા નમેરા થતાં નથી લાજતાજો,
ચઢ્યૂં બહુ ગુમાન આગળ આવા નવ હતાજો. સુણો. ૪
નંદયશોદાને પખે તો નથી ગયાજો,
કોણ જાણે હાવા કોણ સરીખા થયાજો. સુણો. ૫
પરમેશ્વરથકી તો કાંઈ બીહીને ચાલિયેજો,
મ્હોટા થઈ ગુમાન આવડું ન ઝાલિયેજો. સુણો. ૬
વિધાત્રામાં પણ વિવેક દેખું ના કશોજો,
આપ્યો રૂપગુણભંડાર આવડો ઠસ્સોજો. સુણો. ૭
પ્હેલાં ક્હેતા મને તું તો મારો પ્રાણછેજો,
વ્હાલા વિચારો તે બોલનાર કોણછેજો. સુણો. ૮

પારકી શી પીડા અર્થ આપણો સર્યોજી,
વીતી વેદના ને વૈદને કર્યો પરોજી. સુણો. ૯
હું પણ જાણું છું ગિરધારી ગરજી છો ઘણાજી,
સ્વાર્થ સાધતાં તો રાખતા નથી મણાજી. સુણો. ૧૦
હુંએ રીસાવૂં પણ મન નથી રીસાવતુંજી,
માટે તમોથકી વઢતા નથી ફાવતુંજી. સુણો ૧૧
હોય મારવી તો મારો મુને હાથથીજી,
વ્રેહાગ્નિમાં બાળિ મારો તે ઘટતૂં નથીજી. સુણો૦ ૧૨
એવું સાંભળીને મદનમોહજી હસ્યાજી,
આતુર જાણી ઘણું હૃદય ભીડવા ધસ્યાજી. સુણો૦ ૧૩
આપ્યો સુખતણો સમૂહ દુઃખ ટાળિયુંજી,
પોતાની કરીને પ્રેમદૃષ્ટે ભાળિયુંજી. સુણો૦ ૧૪
ઇચ્છાથી અધીક સુખ મળ્યૂં પાયે નમીજી,
દયાના પ્રભૂ પ્રસન્ન થયા શી કમીજી. સુણો૦ ૧૫

## ગરબી-૭. (૨)

સાંભળરે તૂ સજની મ્હારી, રજનીક્યાં રમી આવીજી;
પરસેવો તુંને ક્યાં વળ્યો, તારી ભમ્મર કહાં ભીંજાણી, સાચૂં બોલોજી. ૧
વનમાં હૂં તો ભુલી પડીને, અતીસેં મૂઝાણીજી;
પરસેવો મને ત્યાં વળ્યો, મારિ ભમ્મર ત્હાં ભીંજાણી, સાંભળ સજનીજી. ૨
કાલ મેં તારી વેણ ગુંથીતી, છૂટી કયમ વિંખરાણીજી;
એવડી ઉતાવળ શી પડી જે, ઝુલડી નવ બંધાણી, સાચૂં બોલોજી. ૩
કાળો તે ભમરો શિરપર બેઠો, ઉરાડતાં સેર છૂટીજી;
જ્યમ ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તૂટી, સાંભળ સજનીજી. ૪
આ ચોળી અતલસની પેરી, સઇઅરે વખાણીજી;
ચોળીની કસ કહાં તૂટી, તૂં આવડી કહાં ચોળાણી, સાચૂં બોલોજી. ૫
હૈયૂં મારૂં દુખવા આવ્યૂં, વાએ કરીને કાંપ્યૂંજી;
પીડા ટળવા કારણે, મેં કળે કરી દબાણૂં, સાંભળ સજનીજી. ૬
આવડાં પુષ્પ કહાંથી વાટે, તુજને કોણે આપ્યાંજી;
એવો રંગરસિયો કુણ મળિયો, પ્રેમ કરીને થાપ્યાં, સાચૂં બોલોજી. ૭
સુરજકળાએ હું જાતી હૂતી, વાટે મળ્યા વનમાળીજી;
સમખાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી, સાંભળ સજનીજી. ૮

એવો રિસાવીશ જે પગે લગાડીશ તુજને જો. સાં૦ વ૦ ૧૩
પ્હેરી નવનવા શણગાર સાથ હિંડિએ જો,
ડાહ્યા થઇને હમોને નવ પીડિએ જો. સાં૦ વ૦ ૧૪
ત્હારાં ચરિત્ર તે સર્વ મુને જાણ છે જો,
પ્રાણ બે જુદા તે એક સમાન છે જો. સાં૦ વ૦ ૧૫
તું તો ઘણી સારી લાગે છે મુને પ્રેમદા જો,
જુદાગિરી તું રખે કરે હુંથી સદા જો. સાં૦ વ૦ ૧૬
એવું સાંભળીને રાધાજી ચરણે નમ્યાં જો,
રસિક વચન બોલ્યાં નાથનાં ઘણાં ગમ્યાં જો. સાં૦ વ૦ ૧૭
મધુર વચન બોલી વ્હાલાને ગોપી હસી જો,
દયા પ્રીતમની પ્રીત રૂદેમાં વસી જો. સાં૦ વ૦ ૧૮

## ગરબી-૬. (૧-૨)

સુણો સામળા, હું તમમાટે ઘેલી થઇ જો,
માણસકેરી ઓળમાંથકી ટળી ગઈ જો. સુણો સામળા ટેક.
મન વિચારમાં હું ૫ટકારી સરખી ફરૂં જો,
બોલું ચાલું તેમાં ના મળે કાંઈ પાધરૂં જો. સુણો૦ ૧
સાસરેથી જાઊં પીયર ત્યાંથી સાસરે જો,
ચેટક લાગ્યું હોય તમ ચિત્ત કાંઈ નવ ઠરે જો. સુણો૦ ૨
એવી થઈ તોયે તમારા લેખામાં નથીજો,
એક ઓળખે ના, એક તો મરે મથીજો. સુણો૦ ૩
આવડા નમેરા થતાં નથી લાજતાજો,
ચઢ્યૂં બહુ ગુમાન આગળ આવા નવ હતાજો. સુણો. ૪
નંદયશોદાને પખે તો નથી ગયાજો,
કોણ જાણે હાવા કોણ સરીખા થયાજો. સુણો. ૫
પરમેશ્વરથકી તો કાંઈ બીહીને ચાલિયેજો,
મ્હોટા થઈ ગુમાન આવડું ન ઝાલિયેજો. સુણો. ૬
વિધાત્રામાં પણ વિવેક દેખું ના કશોજો,
આપ્યો રૂપગુણભંડાર આવડો ઠસ્સોજો. સુણો. ૭
પ્હેલાં કહેતા મને તું તો મારો પ્રાણછેજો,
વ્હાલા વિચારો તે બોલનાર કોણછેજો. સુણો. ૮

પારકી શી પીડા અર્થ આપણો સર્યોજી,
વીતી વેદના ને વૈદને કર્યો પરોજી. સુણો. ૯
હું પણ જાણું છું ગિરધારી ગરજી છો ઘણાજી,
સ્વાર્થ સાધતાં તો રાખતા નથી મણાજી. સુણો. ૧૦
હુંએ રીસાવૂં પણ મન નથી રીસાવતુંજી,
માટે તમોથકી વઢતા નથી ફાવતુંજી. સુણો ૧૧
હોય મારવી તો મારો મુને હાથથીજી,
સ્નેહાગ્નિમાં બાળિ મારો તે ઘટતૂં નથીજી. સુણો૦ ૧૨
એવું સાંભળીને મદનમોહજી હસ્યાજી,
આતુર જાણી ઘણું હૃદય ભીડવા ધસ્યાજી. સુણો૦ ૧૩
આપ્યો સુખતણો સમૂહ દુઃખ ટાળિયુંજી,
પોતાની કરીને પ્રેમદૃષ્ટે ભાળિયુંજી. સુણો૦ ૧૪
ઇચ્છાથી અધીક સુખ મળ્યૂં પાયે નમીજી,
દયાના પ્રભૂ પ્રસન્ન થયા શી કમીજી. સુણો૦ ૧૫

## ગરબી–૭. (૨)

સાંભળરે તૂ સજની મ્હારી, રજનીકયાં રમી આવીજી;
પરસેવો તુંને કયાં વળ્યો, તારી ભમ્મર કહાં ભીજાણી, સાચૂં બોલોજી. ૧
વનમાં હૂં તો ભુલી પડીને, અતીસેં મૂઝાણીજી;
પરસેવો મને તાં વળ્યો, મારિ ભમ્મર ત્હાં ભીજાણી, સાંભળ સજનીજી. ૨
કાલ મેં તારી વેણુ ગુંથીતી, છૂટી કયમ વિખરાણીજી;
એવડી ઉતાવળ શી પડી જે, ઝુલડી નવ બંધાણી, સાચૂં બોલોજી. ૩
કાળો તે ભમરો શિરપર બેઠો, ઉરાડતાં સેર છૂટીજી;
જયમ ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તૂટી, સાંભળ સજનીજી. ૪
આ ચોળી અતલસની પેરી, સઈઅરે વખાણીજી;
ચોળીની કસ કહાં તૂટી, તૂં આવડી કહાં ચોળાણી, સાચૂં બોલોજી. ૫
હૈયૂં મારૂં દુખવા આવ્યૂં, વાએ કરીને કાંપ્યૂંજી;
પીડા ટળવા કારણે, મેં કળે કરી દબાણૂં, સાંભળ સજનીજી. ૬
આવડાં પુષ્પ કહાંથી વાટે, તુજને કોણે આપ્યાંજી;
એવો રંગરસિયો કુણ મળિયો, પ્રેમ કરીને થાપ્યાં, સાચૂં બોલોજી. ૭
સુરજકળાએ હું જાતી હૂતી, વાટે મળ્યા વનમાળીજી;
સમખાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી, સાંભળ સજનીજી. ૮

સૂધાથકી સ્વાદ છે એનો અતીઘણો, મુને લાગેછે સાકર કરતાં ગળી; હોજીરે વ૦ ૨
ચટકો વાગો તે ઝેરી ડંખથી ન ઉતરે, ઝેરી ઝાઝિ છે તે કરતાં વળી; હોજીરે વ૦ ૩
ઘરકારજ મૂને કાંઈ નવ સૂઝે, લોક કહેછે ચિતથી ગઈ ચળી. હોજીરે વ૦ ૪
દાસદયાનો સ્વામી પ્રેમનોપયોધી મળ્યો, પ્રીતડી પુરવતણી ફળી; હોજીરે વ૦ ૫

## ગરબી-૧૧. (૧-૨)

વારૂં છું વાલમ વળી વળી,
હોજીરે વેણુ મા વાસો મારે આંગણે. ટેકઃ-
મુજ સાસુ કહેછે વહુઅર જાઓ વેણુ વાગી,
મારી નણંદ જેઠાણી વાંકૂ ભણે; હો૦ વે૦ વા૦ ૧
નિર્લજ હોય તેને લાજ નવ લાગે,
પણ મૂજને તો લોક ઘેલાંમાં ગણે; હો૦ વે૦ વા૦ ૨
ખીજવે સરવ મુંને કહાન આવ્યા કહીને,
મ્હારો ભાર ગયો સંગ તમતણે; હો૦ વે૦ વા૦ ૩
દાસ દયાના પ્રભુ પ્રીછજો તમારે મ્હારે,
એમ કરો ત્યારે કયમ બણે? હો૦ વે૦ વા૦ ૪

## ગરબી-૧૨. (૩)

માને તમારૂં તે તો ઘેલડી, છબિલા, કહ્યૂં માને તમારૂં તે તો ઘેલડી. ટેક.
શાને કાજે મને કહાવ્યૂં દુતી સાથે, શોધવી હુતી જ્યારે છેલડી; છ૦ ૧
હું શું જાણું જે મોંડે મીઠા હૈયે જૂઠા, જાણે જે હોય મંન મેલડી; છ૦ ૨
ખરે પ્રભાતે મારે દ્વારે શીદ ઉભા, આઘા રોહો દેખશે સાહેલડી; છ૦ ૩
વણજ વીના શીદ જોખમ જોઈયે, જાઓ જ્યાં કીધી રંગરેલડી; છ૦ ૪
અધઘડીનો પણ અંતર પડશે, વળગાડી લાવ્યા શે ન બેલડી; છ૦ ૫
સીંચવી ન્હોતી ત્યારે રોપી શીદ રસિયા, પ્રથમથકી વ્હાલવેલડી; છ૦ ૬
આજ પછી કાંઈ કહેવૂં નથી માહરે, સૂખે કરો કસોલી કેલડી; છ૦ ૭
દયાના પ્રીતમજી ઘણા કહેવાઓ છો ચતૂર પણ, ઓળખો નહી એરંડો સેલડી; છ૦ ૮

## ગરબી-૧૩. (૨)

વાંકું મા જોશો વરણાગિયા,
જોતાં કાળજામાં કાંઇ કાંઇ થાય છે, જીરે, વાંકું૦ ટેક.
અણિયાળી આંખે વાલમ પ્રાણ મારો પ્રોયોછે,
મોહન મુખડું જોઇ મનડૂં મોહાયછે જીરે, વાંકું૦ ૧

મંદ મીઠી હંસણી તે તો મોહનીનો ફંદછે,
તેમાં પડ્યા પછી કેણે નીકળાય છે જીરે, વાંકું૦ ૨
નખશીખ લગી રૂપરસિક મધુર મનોહર,
જ્યાંહાં જોઇયે ત્યાં આંખ ઠરી જાય છે જીરે, વાંકું૦ ૩
નાસીકાનું મોતી ઝુમી રહ્યું છે અધરપર,
તે તે મનડા મારામાં ઝોકાં ખાય છે જીરે, વાંકું૦ ૪
અબળા જન મ્હોય તે તો કૌતક કહેવાય નહીં,
તેમાં કામ જેવા ફૂટડા લ્હેવાય છે જીરે, વાંકું૦ ૫
નટવર નાગર રસિક મુગટમણી,
જગનમોહનરૂપ શાસ્ત્રમાં ગાય છે જીરે, વાંકું૦ ૬
દયાના પ્રીતમ મીઠી મોરલી સુણીને હવે,
વણમૂલે સરવ વેચાય છે જીરે, વાંકું૦ ૭

## ગરબી-૧૪. (૧-૨)

આવોની લાલ વરણાગિયા, હોજીરે, આવોની લાલ વરણાગિયા. ટેક.
રાતાં રાતાં લોચન દીસે છે રસીલાં, કેઇ સોહાગણ સંગ જાગિયાજી રાજ, આ૦ ૧
મંનની માનીતીને મળીરે આવિયા, આજ થયાછો સોહાગિયા હોજી રાજ, આ૦ ૨
ઘાયલનીપઠે ઘૂમોછો તેહનાં, નેનતણાં શર વાગિયાં હોજી રાજ, આ૦ ૩
માન મૂકાવ્યૂં છે પાગપડી તેહના, એ અલતાના ડાઘ ભાળે લાગિયા હોજી રાજ,આ૦ ૪
દયાના પ્રીતમ મ્હારા મંનના સંદેહ સહુ, ખરેખરા આજ ભાગિયા હોજી રાજ, આ૦ ૫

## ગરબી-૧૫.

પ્રેમની પીડા તે કોને કહિયેરે, હો મધુકર, પ્રેમની પિડાતે૦ ટેક.
થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે,
હાથનાં કીધાં તે વાગાં હઇયેરે; હો મધુકર૦ ૧
જેને કહિયે તે તો સરવે કહે મૂરખ;
પસ્તાવો પામી સહિ રહિયેરે; હો મધુકર૦ ૨
ધીકીયે ઢાકયાં રાતદિવસ અંતરમાં;
ભૂખ નિદ્રામાં નવ લહિયેરે; હો મધુકર૦ ૩
દાધા ઉપેર લૂણ દીધૂં એ દામોદરે;
સોકલડી સુણિને કાળજ દહિયેરે; હો મધુકર૦ ૪
અબળાનો અવતાર તે પરાધીન;
રંક કલ્પીયે પણ કહાં જઇયેરે; હો મધુકર૦ ૫

સ્નેહનો દઝાડ્યો ઘણો મર્ણથકી માઠો;
શું કરિયે વાઢ્યાં તે વહિયેરે; હો મધુકર૦ ૬
દયાપ્રભૂ આવે તો પ્રસિદ્ધ સૂખ થાયે;
દુઃખ દીધૂં નંદજીને છૈયેરે; હો મધુકર. ૭

## ગરબી–૧૬. (૧-૨)

પ્રીતડીની રીત અતી અટપટી, ઓધવજી છે, પ્રીતડીની રીત. ટેક.
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહી, વજ્રરેહેણે જટી તે જટી; ઓ૦ ૧
પ્રીત ના કહેવાય તે તે સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટી ને મટી; ઓ૦ ૨
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત, દુઃખ પામે તોય ચ્હાય ના ઘટી; ઓ૦ ૩
કહ્યા સમજ્યામાં ન આવે એ વસ્તુ તો, જાણે જેને હોય વીતતી વટી; ઓ૦ ૪
દયાના પ્રીતમ વીના પ્રીત તેજ પીડા, ધરમ લાજ ખોય ને મરે ખટી; ઓ૦ ૫

## ગરબી–૧૭. (૨)

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામરંગ. ટેક.
જેમાં કાળાસ તે સહુ એકસરખૂં, સરવમાં કપટ હશે આહવું; મારે૦ ૧
કસ્તુરીની બીંદી તે કરૂં નહીં, કાજળ ના આંખમાં અંજાવું; મારે૦ ૨
કોકીલાનો શબ્દ સૂણું નહીં, કાગવાણી સકુનમાં ન લાવું; મારે૦ ૩
નીલાંબર કાળી કંચુકી ના પેહેરૂં, જમનાનાં નીરમાં ન ન્હાવું; મારે૦ ૪
મરકટ મણી ને મેઘ દ્રષ્ટે ના જોવા, જાંબૂ વંત્યાગ ના ખાવું; મારે૦ ૫
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો, પણ મન કહેજે પલક ન નીભાવું; મારે૦ ૬

## ગરબી–૧૮. (૨)

આવોની માહરે ઘેર માણવા, હોજીરાજ આવો માહારે ઘેર માણવા૦ ટેક.
પ્રેમરસ પ્યાલો તે પીવા ને પાવા, જોબન તૂરીને પલાણવા, હોજીરાજ આવો૦ ૧
પડતી રાતે પધારજો પ્રીતમ, કોઇ નથી એહૂં જાણવા, હોજીરાજ આવો૦ ૨
માહારી શેરીના છે સંતસાધૂ, પરની ન વાત બેશે છાણવા, હોજીરાજ આવો૦ ૩
પ્રભાતે જાતાં કોઇ પુછશે તો કહીશૂં, તેડયાતા વલોણૂં તાણવા, હોજીરાજ આવો૦ ૪
સર્વ તજે પણ સમો સંભાળે, રસીયા તે પરમાણવા, હોજીરાજ આવો૦ ૫
રાજની રૂપાળી છબે ચિત્ત માહારૂં ચોર્યૂં, સમરથ નથી વખાણવા, હોજીરાજ આવો૦ ૬
ઘણા દીની આશ મારા મનમાં દયા પ્રભૂ, મ્હારે મ્હોલે એકવાર આણવા, હોજીરાજ આવો૦ ૭

## ગરબી–૧૯. (૧-૧)

કીયે ઠામે મોહની ન જાણીરે, મોહનજી કીયે. ટેક.
ભ્રગુટીની મટકમાં કે ભાળવાની લટકમાં, કે શૂં મોહની ભરેલી વાણીરે, મોહનજી૦

ખીટળિયાળા કેસમાં કે મદનમોહન વેશમાં, કે મોરલી મોહનની છાણીરે, મોહનજી૦
મુખારવિંદમાં કે મંદહાસ્યફંદમાં, કે કટાક્ષ મોહની વખાણીરે, મોહનજી૦
કે શૂં અંગઅંગમાં કે લલિતા ત્રિભંગમાં કે શૂં અંગથેલી રી સ્યાણીરે, મોહનજી૦
ચપળ રસિક નેનમાં કે છાની સેનમાં, કે જોબનનૂં રૂપ કરે પાણીરે, મોહનજી૦
દયા પ્રીતમ પોતે મોહની સ્વરૂપ છે તન મન ધન હું લૂટાંણીરે, મોહનજી૦

## ગરબી-૨૦. (૧-૨)

શોભા સલૂણા શ્યામની, તૂં જોને સખી, શોભા૦ ટેક.
કોટી કંદર્પ લજાવે એહેનૂં મૂખડું, ફીકી પડે છે કળા જામિની, તૂં જોને૦ ૧
સદગુણસાગર નટવરનાગર, બલીહારી એહેના નામની, તૂં જોને૦ ૨
કોટી આભૂષણનૂં એરે ભૂષણ, સીમાં છે અભીરામની, તૂં જોને૦ ૩
જે એને જાણે તેને તો એ સાર સર્વનો, બીજી વસ્તુ નથી કામની, તૂં જોને૦ ૪
અનૂપમ એ અલબેલો રસીયો, જીવનમૂળી દયારામની, તૂં જોને૦ ૫

## ગરબી-૨૧. (૩)

મૂકને માહરા સમ માનુની, તૂં એહેવી હઠ, મૂકને માહારા. ટેક.
જેરે સાચૂં તે તો નજરે રે દીઠૂં, જૂઠી તે વાત સુણી કાનની. તૂં૦ ૧
આવડી આધીન તુને પ્રીત હોય પરથી, આનમાન વાત અનુમાનની. તૂં૦ ૨
પ્રસન થયાનું વેણ સાંભળીશ જારે, સુદ્ધિ થાશે ખાનપાનની. તૂં૦ ૩
દયાનો પ્રીતમ કેહે હૂં સમખાઇ કહૂં છું, તૂં વસ્તૂ માહારા કામની. તૂં૦ ૪

## ગરબી-૨૨.

મર્મનાં વચન શું બોલેરે હો, માનુની, તું મર્મનાં વચન શું બોલે. ટેક.
માહરે તો આ ગોકુળિયાંમાં, કોઇ નથી તાહારે તોલે. હો માનુ૦ ૧
જાણી જોઇને વાંકા વચન બોલીને, માહારૂં કોમળ કાળજુ શીદ છોલે. હો માનુ૦ ૨
મન માહારૂં તુજવિના ત્રીભોવનમાં, કોઇને દેખીને ના ડોલેરે, હો માનુ૦ ૩
રસની ભરેલી તાહરી આંખડી દેખું છું, ત્યારે પ્રાણ મારેછે ઝોલે. હો માનુ૦ ૪
દયાનો પ્રીતમ કહે હું તારો ને તું મારી, હાવા અંતરનો પ્રેમશે ન ખોલે. હો માનુ૦ ૫

## ગરબી-૨૩. (૩)

રાતલડી કોહેની સંગે જાગ્યા, ધાએલ છોજી, નેનબાણુ કોઇનાં વાગ્યાં. ટેક.
વાંકલડું તમ સામું કોઇયે જોયૂં, મોહન છો કઇ મોહિનીયે મોહ્યૂં;
કેઇ પ્રાણ પ્યારી કરી ચિત પ્રોયૂં. રાત૦ ૧
ભલા ભગવંત વચનના સાચા, કોહેની કાલે કેવી વધ્યાતા વાચ;
તુરતના તુરત દેખાયા કાચા. રાત૦ ૨

જુઠાસું તંત ન કરવો આજે, બોલ બોલી શકતા નથી કાંઇ સાજે;
જુઠા સમ ખાતાં લગાર ન લાજે. રાત૦ ૩
હારના ચિન્હ દે છે ઊર દેખા, અધરપર દીસે છે અંજનરેખા;
મળી મળી જાય છે નેત્રની મેખા. રાત૦ ૪
જેસું રમ્યા રજની લાગી તે અમોલી, ભુલે તેનું નામ જવાય છે બોલી;
તેનાં સમ તમને કહો દિલ ખોલી. રાત૦ ૫
શ્રમીત છો આવો લગારેક પોહોડો, પલોટું પાએ મટે શ્રમ થોડો;
આંગણુલે ઉભા આળસ શીદ મોડો. રાત૦ ૬
રાખ્યું મુખ પ્રસન હૃદેમાં દાધી, જશે ખરી વસ્તુ અમુલિક લાધી;
સમજણી શ્યામા લીધું કામ સાધી. રાત૦ ૭
સામાસામી નેન નેહનાં મળિયાં, છુટયું માન સુખસિંધુમાં ભળિયાં;
દયાના પ્રીતમ બેહુ પલંગે ઢળિયાં. રાત૦ ૮

## ગરબી-૨૪. (૨)

પ્રીતલડી જીવણજીની તોડી, નટવર નવલી કોહોની સંગાથે જોડી.-ટેક.
નેનમાંથી નાથજી નીર સુકાણાં, હઇયામાંથી હેતલડાંરે ચોરાણાં;
કેશવરાય મનજી કયાંહાંરે પોરાણા. પ્રિતલડી. ૧
ચતુર હોય તે ચતુરાઈ જણાવે, ઉપરથી વાત મિઠીરે બતાવે;
હઇયામાંનું તુરત જણાયામાં આવે. પ્રિતલડી. ૨
શાને કાજે શામ થાઓ ઓશિયાળા, હમે નથી કેહેતાં ગોરા કે કાળા;
જેવાં બિબાં હોય તેવા પડે છાપા. પ્રિતલડી. ૩
જાંણોછોજી જીવણ રસની રીતિ, પરાંણે ન થાયે મોહી તમ પ્રીતી;
દયા પ્રિતમ ભણે નીત નીતી. પ્રિતલડી. ૪

## ગરબી-૨૫.

કઈ સંગે લપટાણા, વાલમજી કઈ સંગે લપટાણા. ટેક.
આજે કંઇ નેત્ર ઉજાગરો દીસે, લપટ થયા લાલ કો ભારે અતીસે.
કે ઘણું સૂતા છો ભારે રીસે, વાલમજી કઈ સંગે લપટાણા. ૧
આજના ચેહેન દીસે કંઈ અંગે, રાતલડી રમ્યા છો પેલીની સંગે;
મારા સામું જોઇને હસોને ઉમંગે, વાલમજી કઈ સંગે લપટાણા. ૨
મ્હોટા થયા જૂઓને મન વિચારી, ધુરતવિદ્યા જાણી મેં સરવત મારી;
તમે વશ કીધી આ વ્રજની નારી, વાલમજી કઈ સંગે લપટાણા. ૩

ઊઠી નીત બોલ કોના કોના સહિયે, બીજના લોકોને શું ઘણું કહિયે;
કહે છે કૂળ લજાવ્યૂં નંદને છૈયે, વાલમજી કઈ સંગે લપટાણા. ૪
જ્યારે હોય તમને ગરજ હમારી, ત્યારે ધાઈ આવો મંદિર ગિરધારી;
હમો નહિ લોભી ધુતારણ નારી, વાલમજી કઈ સંગે લપટાણા. ૫
સ્નેહ સગપણથી હું તમને બોલાવૂં, વારેવારે કોને મળીને તેડાવૂં;
વ્હાલા માન કયાંથકી આવડૂં આવ્યૂં, વાલમજી કઈ સંગે લપટાણા. ૬
હમો તમ સાથે કદી નહીં બોલૂં, અંતરની વાત કદાપી ન ખોલૂં;
નાથ રખે જાણો જે મુજ મન ભોળૂં, વાલમજી કઈ સંગે લપટાણા. ૭
જાઓને ઘેર વાટ પેલી જુએ છે, દેખી મારે અંતર ઊરગ ડસે છે;
ઉત્તર દયારામનો પ્રભૂ કરે છે, વાલમજી કઈ સંગે લપટાણા. ૮

## ગરબી-૨૬. (૨)

તાહારે પ્રેમે હું મોહ્યો, રાધીકે, તારા સરખો પ્રેમ કહીં ના જોયો;
માનની તારે પ્રેમે હું મોહ્યો. ટેક.
હજુ પણ હેતરસ તારો મેં પીધો, અજીતછૂં તદપી તેં જીતી લીધો;
અન્ય હતી પણ અર્થ કોઈનો ના સીધ્યો. રાધીકે૦ ૧
કહ્યામાં ન આવે રૂપ પ્યારી તાહારૂં, જેનાપર કોટી રતીરૂપ વારૂં;
તાહારે રૂપે લોભી રહ્યૂં મન મારૂં. રાધીકે૦ ૨
સોચના શીદ કરે છે તું ઠાલી, ગોપી સહુ તાહારે સંબધે વહાલી;
તાહારે મેહેલે આવું તેડયા વીના ચાલી. રાધીકે૦ ૩
રૂપ માહારૂં નથી યોગીહદે વસતૂં, તારૂં રૂપ મુજ મનથી નથી ખસતૂં;
મોટું સુખ દેખુ વદન તારૂં હસતૂં. રાધીકે૦ ૪
આંખ અણીયાળી તારી ઉર સળકે, કાળજડું કોરાએ વચનને ભળકે;
કહું કેમ સુખ મંદ મધુર તું મળકે. રાધીકે૦ ૫
રાધે રાધે અચળ જપે મુજ વાણી, આતુરતા અંતરથી ન જાએ વખાણી;
કેહેવી વાહાલી છે કોઇથી જાએ ન જાણી. રાધીકે૦ ૬
અનંગવિષ મુજ તુજ સંગ હરે છે, લોચન મારાં તુજ મુખ દેખી ઠરે છે;
સ્મર્ણ તાહારૂં મન માહારૂં ન વિસરે છે. રાધીકે૦ ૭
તું તે હું ને હું તે તું વેદમાં વાણી, મોટા ભાગ્યવાળા શકે કોઈ જાણી;
જુગલ છબી દાસ દએ ઉર આણી. રાધીકે૦ ૮

## ગરબી ૨૭. (૨)

શ્યામા તું તો સીદને રીસાવીરે, કાંઇએક કારણ મુજને કેહેની;

શીદ મૌન્ય ગૃહીને રહી છેરે, ઉત્તર વા પ્રતિઉત્તર દેની. શ્યામા. ૧
રીસે નેત્ર થયાં છે રાતાં ને અધર ડસે છે દંતેરે;
ભૃગુટી કમાન સમાન કરી છે, ક્રોધ કરે છે ચંતે. શ્યામા. ૨
શું વ્હાલે તૂંથી વ્હાલ ઉતાર્યું કે, પ્રીત અવરસું કીધીરે;
કે કાંઈ તાહરૂં વચન ઉથાપ્યૂં, આવડી હઠ તેં લીધી. શ્યામા. ૩
કે કાંઇ વાંકુ વેણ કહ્યું કે, કીધી સમોવડ તાહારીરે;
આવડું માન ધરી તૂં બેઠી, સત્ય કહે સખી માહારી. શ્યામા. ૪
પાણ જોડી પરણામ કરીને, બાઈ કહાવ્યૂં છે ત્હારે કંથેરે;
જો તમો દુઃખ હમારે દાઝો તો, પગ ધરજો આ પંથે. શ્યામા. ૫
નયણે નીર ભરે છે નટવર, મુખે જપે રાધા જાપરે;
દયાના પ્રીતમને મળને માનુની, સમે સર્વ સંતાપ. શ્યામા. ૬

## ગરબી-૨૮. (૩)

હાવા હું સખી નહીં બોલૂંરે, કદાપી નંદકુંવરની સંગે;
મુને શશીવદની કહી છેરે, ત્યારની દાઝ લાગી છે અંગે. હાવાં. ૧
ચંદ્રબિંબમાં લાંછન છે વળી, રાહું ગળે ખટમાસેરે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા પુરણ, નિત્ય તે નવ પરકાશે. હાવાં, ૨
તે કરતાં ચંદ્રવદની કહી તો ઠર્યાં, હું ને ચંદ્ર એકરાસેરે;
ત્યારે મુજ મુખ પાખે શું અટકયૂં, છે જોશે ચંદ્ર આકાશે. હાવાં. ૩
નહિ તો શિવને સમીપ રાખશે ને ભાળે ચંદ્ર દેખાશેરે;
પ્રસન્ન થઈ પાસે રેહેશે નહિ તો, કહેવાય નહીં નિજ દાસે. હાવાં. ૪
એવડો શ્રમ પણ શીદ કરે જુઓ, ચંદ્ર પોતાની પાસેરે;
વામ ચરણમાં ઇંદુ અચળ છે, શીદ રેહે અન્યની આશે. હાવાં. ૫
દયાના પ્રીતમને કેહે સખી જુઓ, શશીમુખ સરખૂં સુખ પાસેરે;
કોટી પ્રકારે હું નહીં આવું, એવા પુરૂષની અડાસે. હાવાં. ૬

## ગરબી-૨૯. (૧-૨)

લલિતા કહે સુણો સ્વામીરે, હઠિલિ હઠ ન તજે હું હારી;
કહ્યું એતો કોઈનું ન માનેરે, આપ મનાવો પોતાની પ્યારી. લલિતા૦ ૧
સામ દામ વિધિ ભેદ વાહાલા મેં, વિવિધ પ્રકારે કીધારે;
એકો વીધી માહારી નવ ચાલી, ત્યારે પગ પાછા મેં દીધા. લલિતા૦ ૨
હું પાગ પડી તૃણ દંત ધરીને, હરિ હરિ કહ્યું મેં જ્યારેરે;
વાંકુ વદન કરી રામાયે, વચન કહ્યું એક ત્યારે. લલિતા૦ ૩

ચંદ્રમુખી મને શીદ કહી કયમ, ચંદ્ર સમોવડ જાણીરે;
જો જાણી તો શીદ રુઠો છો, ચંદ્રથી લો સુખ માણી. લલિતા૦ ૪
કહેતામાં કારણ મેં જાણ્યું જે, માનનો મર્મજ એહરે;
ચતુરશિરોમણી એની ઊપર, કરિયે ઘટે કાંઈ જેહ. લલિતા૦ ૫
કહ્યું કોઇનું એ નહિ માને, હાવાં કોટી પ્રકારેરે;
દયાના પ્રીતમ મુને એમ સુઝે છે, થાશે કારજ આપ પધારે. લલિતા૦ ૬

ગરબી-૩૦. (૩)

પ્યારી મનાવાને કારણરે, મોહને મનમાં મત્ય વિચારીરે;
પ્રભુજી પોતે પધાર્યારે, સુંદર રૂપ સુંદરિનું ધારી. પ્યારી, ૧
નવસપ્ત વરસમાં નૌતમ જોબન, સ્વરૂપતણો ભંડારરે;
અંગઅંગપ્રતિ અમિત માધૂરી, શૂં વર્ણું શણગાર. પ્યારી, ૨
પીળી પટોળી પેહેરી પ્રેમદા, માંહ્ય કંચુકી કાળી રે;
મુનીજનને મન મોહ ઊપજાવે, એવી આંજી આંખ અણિયાળી. પ્યારી. ૩
નખશીખ શોભા કયાં લગિ વરણું, આભ્રણનો નહિ અંતરે;
અનુપમની ઉપમા શી આપૂં, પાર ના પામે અનંત. પ્યારી. ૪
એહવે અદ્ભુત વેશે રામા, રાધા સમીપે આવ્યારે;
ચકીત થઈ ભૃખુભાનનંદની, ભાવ સહીત બોલાવ્યા. પ્યારી. ૫
કયાંહાં રોહો છો સખી કયાંહાં જાવું છે, શું છે તમારૂં નામરે;
ભુલ્યાં સરીખાં શું શોધો છો, કોહો કોનું છે કામ. પ્યારી, ૬
સામળી સખી છે નામ અમારૂં, વસિયે અમો નંદગામરે;
જોવાને અર્થે જાશું અમો, નટવર સુંદર શ્યામ. પ્યારી. ૭
કામની કેહે કાંઇ કપટે હું ખાળું, ને નહિ તો એ નિશ્ચે જાશેરે;
મુજ કરતા રૂપે છે રૂડી, દેખતા લાલ લોભાશે. પ્યારી. ૮
શ્યામા કેહે સખી એ કારજ તમો, ભુલે કદાપી ના કરશોરે;
મળતાં મોહન ભુરકી નાખશે, તે પૂઠે પૂઠે ફરશો. પ્યારી. ૯
આપણ સાચો સ્નેહ કીજીયે, લીજીયે પરસ્પર કોલરે;
તમો કહો તે અમો કરૂં તમો, પાળો અમારો બોલ. પ્યારી. ૧૦
ફરી બોલ્યા ના સમ ખાધા ને, વચન પરસ્પર લીધુંરે;
પોતપોતાનાં મનમાં ફુલે જે, ચતુરપણું મેં કીધૂં. પ્યારી. ૧૧
શ્યામ કહે સખિ માગું તમો, શ્યામ સમીપે ન જોશોરે;
સખી કહે હું પણ એ માગું તમો, તે ઉપર મા રીસાશો. પ્યારી. ૧૨

ના કહ્યાના સમ ખાધા ને, પાળો વચન થઈ રાજીરે;
એમ કંહી નીજ રૂપ પ્રકાશ્યું, જોતાં જુવતી લાજી. પ્યારી. ૧૩
પ્રભુએ પ્રેમદા પ્રસન કરીને, પ્રેમે આલિંગન દીધૂંરે;
વિયોગતાપ ટાળ્યા અધરામૃત, બન્યો પરસ્પર પીધૂં. પ્યારી. ૧૪
છુટયૂં માન એકરસ થઈ પોઢયાં, આનંદ ઊર ન સમાયરે;
એ દંપતીની દાસી થવાને, દાસ દયો ગુણ ગાય. પ્યારી. ૧૫

## 'ધરી તું એ' ગરબી–૩૧.

વ્હાલો મારો કુંજમા વાય છે વાંસલીરે લોલ, નાદે વેધી છે મ્હારી પાંસલીરે લોલ. ૧
હું તો સુણતાં ભૂલી સહૂ ચાતુરીરે લોલ, મળવા થઇછૂ અતી આતુરીરે લોલ. ૨
તાલાવેલી લાગી છે માહારા તંનમાંરે લોલ, ગોઠતૂં નથી કંઈ ભુવનમાંરે લોલ. ૩
મારૂં ચિત્ત ચોહેટે નહીં ઘરકામમાંરે લોલ, પેઠૂં છે મંન ઘનશ્યામમાંરે લોલ. ૪
સખી મુને મોહન લાગે છે ઘણો મીઠડોરે લોલ, અવર એહવો તો નથી દીઠડોરે લોલ. ૫
સખી હાવાં તો મળી સુખ માહાલિયેરે લોલ, મહીડૂં વેચ્યાને મસે ચાલિયેરે લોલ. ૬
ધંન દાહાડો તે અવતાર મારે લોલ, રમીયે શ્રીનંદકુમારમાંરે લોલ. ૭
વાહાલો મળતાં સહૂ સૂખ આપશેરે લોલ, સેહેજે સંતાપ સહૂ કાપશેરે લોલ. ૮
સામળો સાગર ઉલ્લાસનોરે લોલ, પ્રાણજીવન દયા દાસનોરે લોલ. ૯

## ગરબી–૩૨ (૩)

શ્રી જમૂનાજીના ઘાટમાંરે લોલ, રોકી રાખી છે મુને વાટમાંરે લોલ. ૧
નણદલ સૈયરના સાથમાંરે લોલ, તાળી મા દેશો માહારા હાથમાંરે લોલ. ૨
માહારો પાલવ પાણ શું સાહોછોરે લોલ, ડાહ્યા થૈ કાં ઘેલા થાઓછોરે લોલ. ૩
વ્હાલા વાત કહૂં તે ધરો ધ્યાનમાંરે લોલ, સમજી જાઓને પ્રભૂ સાનમાંરે લોલ ૪
વાટમાં વાત નહીં કીજીયેરે લોલ, દુરીજન લોકથી બીહીજીયેરે લોલ. ૫
સૈયર સાથ સહૂ જાયછેરે લોલ, મૂકો વાહાલાજી વિલંબ થાયછેરે લોલ. ૬
માહારો પ્રીતમ પાલવ મૂકીયેરે લોલ, ચતૂર થઇને કયમ ચૂકીયેરે લોલ. ૭
સાસૂડી માહરી જાણશેરે લોલ, ભવનૂં મેહેંણૂં મૂને થશેરે લોલ. ૮
બોલબાણ જેઠાણી મુને મારશેરે લોલ, શત્રૂનૂં કામ પીયૂ સારશેરે લોલ. ૯
દાસ દયાના પ્રભૂ નરહરીરે લોલ, તંન મંનથી હૂં તમને વરીરે લોલ. ૧૦

## ગરબી–૩૩ (૩)

માન્યો મનનો મોહનવર પામીયાં જોરે,
અમો વેદના વેહેની સહૂ વામીઆં જોરે. માન્યો. ૧

રંગી રસીઓ છબીલો છેલડો જોરે,
નાગર નંદનો કિશોર અલબેલડો જોરે. માન્યો. ૨
જેહને જોવા જોગેશ્વર દેહ દમે જોરે,
તે તો અમસું અખંડ રંગે રમે જોરે. માન્યો. ૩
જેહેને નિરખી મન્મથ મુર્છીત થયો જોરે,
લાલ તે હમણપર લટુ થઇ રહ્યો જોરે. માન્યો. ૪
અનંત કોટી બ્રહ્માંડનો જે રાજ્યો.
કેશ કામનિના ગુંથતાં ન લાજિયો જોરે. માન્યો. ૫
વશ શેષ મહેશ જો નાવિયો જોરે,
અમો અબળા તે નાચ નચાવિયો જોરે. માન્યો. ૬
જેહેનું દરશન જ્ઞાની સ્વપ્ન નવ લહ્યૂં જોરે,
તેણે ઋણી છું તમારો અમને કહ્યૂં જોરે. માન્યો. ૭
અમારૂં પદ કો ન પામ્યૂં કોટી લાખમાં જોરે,
અમારે ઓછૂં રહ્યૂં શૂં અભિલાખમાં જોરે. માન્યો. ૮
જીવન જગનૂં અમપાસે આપો આપછે જોરે,
કેવળ પ્રેમ પુરૂષના પ્રતાપ છે જોરે. માન્યો. ૯
મુંકી અમને ઓધવ કયાંહું જાય ના જોરે,
બોલ્યૂ અમારૂં તમો પરખાય ના જોરે. માન્યો. ૧૦
અમો જેને વિયોગે આંસૂ પાડિયે જોરે,
ઉધવ કોહો તો તે પુરૂષ દેખાડીએ જોરે. માન્યો. ૧૧
ઘડી એમાં વાંસલડી વાગશે જોરે,
વાહલો અમપાસે આવી કાંઇ માગશે જોરે. માન્યો. ૧૨
એમ કેહેતાં સહુ મને મગ્ન થઈ ગઈ જોરે,
ઉધવ જોય છે ને પ્રેમસમાધી થઈ જોરે. માન્યો. ૧૩
મિથ્યા શીદ હૂં ફુલુંછૂં જ્ઞાનગાથમાં જોરે,
હરી દીસે છે હીયાના હાથમાં જોરે. માન્યો. ૧૪
પરમ પ્રાણપ્યારી એ અવિનાશની જોરે.
એ છે સર્વસ્વામીનીઓ દયા દાસની જોરે. માન્યો. ૧૫

(૨)

## ગરબી—૩૪.

વાંસલડી વાજો, સાંજે આજ વાંસલડી વાજો;
વાત માહારી ભુલી મા જાજો; સાંજે આજ વાંસલડી. ટેક.

જે જયમ કરવું હોયે જે રીતે, તે તો ગીત વીશે ગાજો. સાંજે૦ ૧
કોઇને ના કેહેશો કદી કોઇ પુછે તો, સમ જુગતે ખાજો. સાંજે૦ ૨
નંદ જસોદાજી તો છે ભોળાં, તેહેને વીવેકે વ્હાજો. સાંજે૦ ૩
આપ તો સદા સુખીછો પણ, આજ સુખ માહારૂં ચાજો સાંજે૦ ૪
માહારા દોષ ના વિચારશો વાલમ, દીનબંધુ થાજો. સાંજે૦ ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમ પૂરણ પાજો. સાંજે૦ ૬

## ગરબી-૩૫. (૨)

માણીગર આવો, મ્હારે મોહોલે માણીગર આવો,
વ્હાલા શાને લોચન લલચાવો, માહારે મોહોલે. ટેક,
ઘણા દિવસની ગવાઉં છું જૂઠી, તે આજ લઇયે લ્હાવો. માહારે. ૧
ના નવ્ય કેહેશો કયાંહાં કોહો મળશે, ફ્રી અવસર આહાવો. માહારે. ૨
મનમાની મોજો માણીશે, ફ્રી તો નહિ ફ્રાવો. માહારે. ૩
જ્યારે ત્યારે પણ હું છૂં તમારી, સીદને તરસાવો. માહારે. ૪
અધરસુધારસ સુખનો સાગર, આજ પીયો ને પાવો. માહારે. ૫
રસીકરાય છો દયાના પ્રીતમ, માટે માહારો દાવો. માહારે. ૬

## ગરબી-૩૬. (૨)

આવ્યા વાહાલો ફૂલી અલબેલી, વ્રેહેદુખ નાખ્યું છે રેલી,
આવ્યા વાહાલો ફૂલી અલબેલી ટેક.
સ્યામ સુંદરવરનું મૂખ નીરખીને, ગોપીકા થઇ ઘેલી. આવ્યા વાહાલો. ૧
અંતર અગ્ની હોલાવ્યો વ્રેહે, થઇ આનંદની હેલી. આવ્યા વાહાલો. ૨
ત્યમ ફુલી જયમ પામે રંક, માહા રત્ન મણી થેલી. આવ્યા વાહાલો. ૩
માહલક્ષ્મીજીને દુર્લભ વસ્તૂ, તે પ્રેમે થઈ સેહેલી. આવ્યા વાહાલો. ૪
દયાના પ્રીતમજીની સંગે રમતા, વાધી વ્હાલતણી વેલી. આવ્યા વાહાલો. ૫

## ગરબી-૩૭. (૩)

આંખ ભરો માં અલબેલડારે, લાડલી લાવું;
એક મુહુરત મ્હેલી મહારાજ, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ટેક.
વાંક તમારો કદી હોયે તોયે, લાડલી લાવૂં;
નહિ તો નામ ધરૂં ન લલીતાય, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૧
લાલ લોચન શીદને કરોછ, લાડલી લાવૂં;
ઊંડા નીસાસા મૂકશોમાં નાથ, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૨
એક વાતડીમાં વિવ્હલ કરીને, લાડલી લાવૂં;

સોપૂં હાથ તમારો હેને હાથ, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૩
લટુ કરી લગાડું લત લાલજીરે, લાડલી લાવૂં;
એક બુટ્ટી સુધાડૂં બુદ્ધીરૂપ, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૪
સઘળો કાજળ કાહાડી કાળજતણોરે, લાડલી લાવૂં;
એવૂં કારજ કરૂંછ અનૂપ, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૫
મર્મ માલમ છે મુને માનનોરે, લાડલી લાવૂં;
વીના કહે સરવ વ્રજરાય, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૬
એમ કહીને સખી સંચરીરે, લાડલી લાવૂં;
લાગી દયાપ્રીતમજીને પાય, શીદ સંતાપ કરોછો. લાડલી લાવૂં. ૭

## ગરબી-૩૮. (૧-૨)

લલિતાજી આવ્યાં પ્રેર્યાં લાલનારે, માનુની મનાવ્યાં;
આવી પાગ કર્યો છે પરણામ, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં-ટેક.
કોણુ જાણે શૂં કહ્યૂં કાનમાંરે, માનુની મનવ્યાં;
જેથી રોશનૂં રહ્યું નહીં નામ, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં. ૧
શ્રમ પડયો નહીં સ્વલ્પમાંરે, માનુની મનવ્યાં;
ક્ષણમાં ક્ષીણ કર્યું છે ગુરૂમાન, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યા. ૨
જગવી આતુરતા ઊલટીરે, માનુની મનવ્યાં;
લાગી લાલલક્ષ ટળ્યૂં બીજું ભાન, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં. ૩
પધરાવી લાવ્યાં પ્રેમે કરીરે, માનુની મનવ્યાં;
પ્રીયા બેસાડયાં પ્રીતમજી પાસ, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં. ૪
આનંદ સાગર ઉછળ્યોરે, માનુની મનવ્યાં;
વાધ્યું સૂખ થયું દુઃખ નાશ, વીનય વીવેકસુંરે, માનુની મનાવ્યાં. ૫
હળ્યાં મળ્યાં હરખ્યાં ઘણુંરે, માનુની મનવ્યાં;
જેમ રિદ્ધ પામે માહા રંક, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં. ૬
દાસ દયાનો પ્રીતમ પરસન થયોરે, માનુની મનવ્યાં;
પછે રતી રસ પોઢયાં પરીયંક, વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં. ૭

## ગરબી-૩૯. (૨)

વળતાં વ્હાલમાંરે, નચાવ્યાં લલચાવ્યાં લોચન;
પરખી આંખડીરે, હજુ હરી મળવાનું છે મન. ૧
નયણે નોતર્યાંરે, સાને સમજાવ્યા સૌ પેર;
રમીશું રાતડીરે, આવજો અલબેલાજી ઘેર. ૨

કહેજો માતનેરે, ગાય એક ખોવાણી છે આજ;
જાઉંછું શોધવારે, બાંધજો પાણી પેહેલી પાજ. ૩
સાસરિયાંથકીરે, માહારો અવાસ છે એકાંત;
સંચરજો સુખેરે, રખે કંઇ ભય ધરતા ભગવંત. ૪
વ્હેલા પધારજોરે, બેઠી જોશ તમારો પંથ;
રખે કંઇ અટકતારે, માહારા કામણગારા કંથ. ૫
રાખીશ દીવડોરે, માણીશેં મનમાની મોજ;
જાશે જીવડોરે, જીવણ જૂઠા પડશો તોજ. ૬
સુખ તારે થશેરે, જારે ઉર લપટાવી લપટાઇશ;
જીવ્યું સફળ થશેરે, જારે હું અધરામૃત પી પાઇશ. ૭
એમ કહી કામનીરે, હરખે આવી પોતાને ધામ;
પ્રીતમ દયાતણારે, આજ મને મળીયા પૂરણ કામ. ૮

## ગરબી–૪૦ (૨)

સુણ સાહેલડીરે, માહારે નંદકુંવરસું નેહ;
ઝાઝૂં શૂં કહૂંરે, માહારે પ્રાણજીવનધન તેહ. ૧
હાર હૈયાતણારે, માહારાં કાળજડાંની કોર;
મસ્તકના મણીરે, માહારાં ચિતડાંકેરા ચોર. ૨
ઉર લપટાવીએરે, એપર આવે એહેવું વ્હાલ;
સહિયર શૂં કરૂંરે, મ્હોટું સાસરિયાંનું સાલ. ૩
આજ મુને એકલોરે, મારગ જાતાં મળિયો કાહાંન;
મુખ બોલ્યો નહીરે, કીધી આંખલડીમાં સાન. ૪
હું સમજી ગઇરે, મુજને તેડી વૃંદાવન;
કહે સખી કેમ કરૂંરે, તાળાવેલી લાગી તંન. ૫
શા મસે સંચરૂંરે, મુજને સૂઝે નહિ કંઈ પેર;
જાઊં જો વણ કહેરે, આવી ઉત્તર દઊ શો ઘેર. ૬
એક ઉપાય છેરે, જો તું આવે મુજ સંગ;
જઇએ મહી વેચવારે, રમિએ રસિયાજીસું રંગ. ૭
એક બે અન્યો મળીરે, ચાલ્યાં સહિએર કેરે સાથ;
હોંસ હઇયાતણીરે પોંચી, મળ્યા દયાના નાથ. ૮

(૩)

## ગરબી-૪૧.

હૂં શૂં જાણૂં જે વ્હાલે મુજમાં શૂં દીઠૂં,
વારેવારે સામું ભાળે, મુખ લાગે મીઠૂં; હૂં શૂં જાણૂં જે-ટેક.
હું જાઊં જળ ભરવા ત્યાં પુઠે પુઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો વ્હેલડૂં ચડાવે; હૂં શૂં જાણૂં જે. ૧
વઢૂં ને તરછોડૂં તોયે રીસ ન લાવે,
કાંઈ કાંઈ મીષે મ્હારે ઘેર આવી બોલાવે; હૂં શૂં જાણૂં જે. ૨
દુરથકી દેખી વ્હાલો મુને દોડયો આવી દોટે,
પોતાની માળા કહાડી પેરાવે મ્હારી કોટે; હૂં શૂં જાણૂં જે. ૩
મુને એકલડી દેખી ત્યાં મ્હારે પાવલે લાગે,
રંક થઈ કાંઈ કાંઈ મ્હારીપાસ માગે; હૂં શૂં જાણૂં જે. ૪
મુને જ્યાં જ્યાં જાતી જાણે, ત્યાં એ આગે આવી ઢૂંકે,
એની દયાનો પ્રીતમ મ્હારી કેડ નવ મૂંકે; હૂં શૂં જાણૂં જે. ૫

## ગરબી-૪૨. (૨)

રાધે તું પ્યારીને બીજું અવર ન કોઈ,
જેને જગત મોહ્યું તે તો તુંને રહ્યો મોહી; રાધે તું. ૧
ગોકુળની ગોરી સહૂ એની પુઠે ભમે છે,
તેરે વ્હાલાને ત્હારી ગાળો ગમે છે; રાધે તું. ૨
વ્રજવામા સહુને એ નાક ઘસાવે,
તેરે વ્હાલો તાહારે ઘેર વણતેડયો આવે; રાધે તું, ૩
હું પણ જાણૂં એહેનું મળવૂં કયાંથી,
ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંહાંથી; રાધે તું. ૪
તેં વશ કીધો રાધે દયાનો પ્રભૂજી,
હું નવ જાણું તેં તે કઈ ગોર પૂજી; રાધે તું. ૫

## ગરબી-૪૩. (૩)

શીખ સાસુજી દેછેરે, વહુજી રોહો ઢંગે; આવડો શો આસંગોરે, સામળીઆ સંગે. ૧
વાટે ને ઘાટેરે, વળગો છો વાતે; કહ્યું કોઈનું ન માન્યુંરે, દીઠૂં મારી જાતે. ૨
વહુવારૂ માણસરે, ડાંહ્યાં બહુ થાશો મા; જળ ભરવા એકલડાંરે, આજ પછી જાશો મા. ૩
અલબેલો આ શેરીએરે, આવે વહુ તમ માટે; તમો તેને કાજેરે, જાવો જમના ઘાટે. ૪
ચતુરાઇયો તમારીરે, સરવે હૂં જાણૂં; કો દાડો નથી કેહેતીરે, આજ મૂખે આણું. ૫

સાસરીયાંમાં રેહેવૂંરે, ત્યારે એમ નવ કરીયે; તમો તો થયાં નિરલજરે, હમો લાજી મરીયે. ૬
હું તો મુખે મુખે કહૂં છુંરે, લોકો પૂઠળ કહે છે; અડોશી ને પડોશીરે, મસે મેહેણા દે છે. ૭
વિવેક વાત કરતારે, વહુજી દુઃખ નવ ધરશો; દયાના પ્રભૂ કેરીરે, સંગત હવે નવ કરશો. ૮

## ગરબી-૪૪. (૨)

એહવાં વચન સુણીનેરે, વદ્યાં વળતાં વહુજી; ગંગાજળ સરખાંરે, હો સાંભળો સાસુજી. ૧
જેના મનમાં જેવુંરે, તેવું તે તો દેખે; સારાં ને નરતાંરે, પોતા સરખાં પેખે. ૨
કોહો છો તેવાં હોશોરે, ત્યારે એમ સૂઝે છે; દોષ પ્રભુમાં શો દીઠોરે, જેને જગ પૂજે છે. ૩
હવે વાંક ન માહારોરે, કહૂં છું કહ્યા પૂઠી; એહમાં કોઈ નથી સાચૂંરે, એ ગત સરવે જૂઠી. ૪
જેમ ખુંદી ખમૂં છૂંરે, નચાવી નાચું છું; તોએ પૂઠના મુકીરે, તારે જાઓ સાચું છે. ૫
હવાં તો નીત જઈશુંરે, સામળીઆની સંગે; વૃંદાવન ઘાટેરે, સદા રમીસૂં રંગે. ૬
મન ભાવે તો બોલજોરે, સેહેવાએ તો સેહેજો; ચાલે તે કરજોરે, ગમે તેવું કેહેજો. ૭
તમારા કહ્યા ઉપરરે, જાઓ નિશ્ચે કરવૂં; દયાનો પ્રભુ ભજવોરે, કોઇથી ન ડરવૂં. ૮

## ગરબી-૪૫. (૩)

સામું જો નંદના છોગાળા, મારૂં ચીત ચોરણવાળા. ટેક.
નંદ છોગાળા કામણગાળા, મોહ્યું તે બાળાવૃંદરે વાલમ. સામું૦ ૧
તાહારી હસણી મંદના ફંદમાં ઘેરી, માર્યાં નેનતણાં તે ભાલારે વાલમ. સામું૦ ૨
દીનદયાળ પુરાણી પુકારે, ઓલા પુરાણી ઠાલારે વાલમ. સામું૦ ૩
મુને ઘાએલ કરીને ગડબડતી મેલી, ન જાણ્યું જીવશે કયમરે વાલમ. સામું૦ ૪
મારી તો મુખ દેખાડતો જા, તુંને મારા ગળાના સમરે વાલમ. સામું૦ ૫
મારો ચંદ્ર તે ચોથો જંપતો છે નહીં, વણ જોએ મુખ ચંદ્રરે વાલમ. સામું૦ ૬
મારાં કાલજાનું દુઃખ કોય ન જાણે, જાણે જે વીતતૂં હોયરે વાલમ. સામું૦ ૭
જણવેથી જંજાળ વધે પત જાય, કો પીડ ન ખોયરે વાલમ. સામું૦ ૮
મારી આંખના ભાવ્યા મનના માન્યા, મારાં કાલજડાંની કોરરે વાલમ. સામું૦ ૯
હું પીડની મારી પોકારૂં દયાપ્રભુ, બીજું શું મારૂં જોરરે વાલમ. સામું૦ ૧૦

## પદ. રાગ-હલારી-૪૬. (૨)

લાડીલા લાલ બીહારીજી, મને લેહ લાગી તમારીજી. ટેક.
રાજ મોહનસુખ જોઇને, કાલજમાં કંઈ કંઈ થાય;
મારા ચિતની ચેતવણી મેં, મુખડે નવ કેવાય. લાડી૦ ૧
છેલ છબીલા છોગાળાજી, નટવર નંદકુમાર;
વાંકું જોતાં અલબેલી આંખની, અણીયો કાલજપાર. લાડી૦ ૨

હું નાનકડી કેતાં ના ફાવું, મુખડે મોટા બોલ;
રાજ છો ચતુર મારા દરદનું, કરજો નેનનમાં તોલ. લાડી૦ ૩
દો દકાર દુઃખ વસી મન મધે, પ્રવીણ પ્રાણ આધાર;
આપ લકાર લખો તમે ટાળી, નહિ તો લખેશ રકાર. લાડી૦ ૪
સુણી આતુરતા વ્રજવિનતાની, દયા પ્રીતમ રસપુંજ;
રતિરસસાગરમાં લેઈ બોળી, વૃંદાવનની કુંજ. લાડી૦ ૫

## ગરબી-૪૭. (૩)

ઊભા રોહો તો કહૂં વાતડી, બિહારીલાલ, તમમાટે ગાળી છે મેં જાતડી, બિ૦ ૧
જે દાહાડે મળ્યાતા વૃંદમાં, બિ૦ તે દાહાડાની તાલાવેલી તંનમાં, બિ૦ ૨
વેદના વિરહની તે કયાંહાં ભાખિયે, બિ૦ ભિતરનો ભડકો તે કયાંહાં દાખિયે, બિ૦ ૩
પટકારી સરખી ફરૂં વંનમાં, બિ૦ કળ ના પડે રજની દિનમાં, બિ૦ ૪
ઘેહેલી ઠરી છૂં સહુ ગામમાં, બિ૦ ચિત ચોહાટતું નથી ઘરકામમાં, બિ૦ ૫
કેમ કેહેવાય જેવું દુખ તંનમાં, બિ૦ તાલાવેલી લાગી મારા મંનમાં, બિ૦ ૬
ક્ષણેક્ષણે ભણકારા પડે કાનમાં, બિ૦ પ્રાણ પ્રોવાયો છે તમો તાનમાં, બિ૦ ૭
વિકળતાની વાત કહે ના બને, બિ૦ ઘરમાં જાઊં ને જોઊં આંગણે, બિ૦ ૮
આતુરતા એહેવી કહાંલગી સહૂં, બિ૦ છો ચતુરશિરોમણી તાંહાં શૂં કહૂં, બિ૦ ૯
પ્રીતડી કીધી તો હવે પાળીએ, બિ૦ આતુર શરણે આવ્યાને ન ટાળીયે, બિ૦ ૧૦
તમારે હું સરખી હજારો હશે, બિ૦ માહારા તો પ્રાણ તમવિના જશે જો, બિ૦ ૧૧
બોલ્યું પણ બીજાનું ગમે નહીં, બિ૦ લાલચલાગા નયણાં તો જઈએ કહીં, બિ૦ ૧૨
નખશીખલગી છો સ્વરૂપ ગુણ ભર્યા, બિ૦ આવડા રૂપાળા તે કોણે કર્યા, બિ૦ ૧૩
હશોછો મધુર વાંકૂ જોઈને, બિ૦ કટાક્ષ કટારીએ નાખ્યાં પ્રોઈને, બિ૦ ૧૪
વાંસળી વજાડે તેહેમાં વ્રેહે, બિ૦ અબળાને જોતાં વિવેક કેમ રેહે, બિ૦ ૧૫
દરદી હોએ તે જાણે દરદમાં, બિ૦ અવર દુખ એહેની આગળ ગરદમાં, બિ૦ ૧૬
કહેનાર કેહશે પણ છો ધણી, બિ૦ દયાના પ્રીતમ, હું દાસ તમતણી, બિ૦ ૧૭

## ગરબો-૪૮ (૧-૨)

નંદલાલ સાથે લાગ્યું છે લગન જો, ઘેલી કીધી મને ગોવાળિયે જો. ટેક.
એની કટાક્ષે કોર્યું છે મ્હારૂં કાળજું જો, કામણગારાં રસિક રત્નમય લોચન જો. ઘેલી. ૧
કોટી કંદ્રપસરીખી છબી શોભતી જો, કોટી હરે શશીતેજ તે વદન જો. ઘેલી. ૨
હેનું સર્વ સારૂં લાગે શું વખાણિયે જો, પુર્ણ પ્રેમરસમય એનું તન જો. ઘેલી ૩
વશીકરણ વિદ્યા ભરી એની વાંસળી જો, ચોરે ચિત્ત થાય વ્યાકુળ મુજ મંન જો. ઘેલી ૪

મુને ગીરધારી વણ ગમતું નથી જો, કોને દાખૂં અંતરની અગન જો. ઘેલી ૫
માહારી સૈયરો કહેતી તે હું નવ માનતી જો, એ તો મોહનીસ્વરૂપ છે મોહન જો. ઘેલી ૬
હું તો સાસરેથી પિયર ત્યાંથી સાસરે જો, કંઈ કળ ન પામે મોહનપાખે મન જો. ઘેલી ૭
લાગી તાલાવેલી ૫ટકારી સરખી ફરૂં જો, નાવે નિદ્રા કાંઇ ભાવે ના ભોજન જો. ઘેલી ૮
હુંતો પાયે લાગીને પાલવ પાથરૂં જો, મેળવે દાસ દયાના સ્વામિન જો. ઘેલી ૯

## ગરબી-૪૯ (૨)

ઉભા રોહો અલબેલા ક્ષણું સંજોગ, ડાહ્યા છો પુછું એક વાતડીજી;
મ્હારાં તનમાં ચેટક કે કાંઇ રોગ, કેમ ગળે છે મ્હારી જાતડીજી. ૧
સમાવિના કયમ પૂછું નંદકુમાર, વિચાર મુજને બહુ દીનનો રહેજી;
નિજ નટવર હું નાનકડીસી નાર, કોઈ એક તમને કાંઈ ઘેલું કહેજી. ૨
માટે મોહન મળ્યા એકલા આજ, વૃંદાવનમાં કોઈ બીજું નથીજી;
હું પણ કહું છું મૂકી મનની લાજ, મ્હારૂં અંતરદુ:ખ સઘળું કથીજી. ૩
વ્હાલા એ મુને નોહોતો પેહેલો રોગ, હવડાં પ્રગટ્યો દિન દસબારમાંજી;
નિંદ્રા નાવે ભાવે નહિ કંઈ ભોગ, કયહું પડે નહિ કળ મન વિચારમાંજી. ૪
૫ટકફટક કાળજડું માહારૂં થાય, રાતદિવસ તન ધીકધીકતું રહેજી;
ઊંડું દુ:ખ અતિસેં પણ નવ સમજાય, કોઈ વૈદ એ દુ:ખમાં ના લહેજી. ૫
તેમાં એક વળી અચરત સુણજો આજ, મુજને તો કાંઈ કારણ ના જડેજી;
તમ મુખ દેખું ત્યાંહાંલગી નહિ સંતાપ, કયમ હશે એ સમજણ ના પડેજી. ૬
જાણું છું મુજ ચિતનું ચેટક જેહ, તમને દેખીને નિશ્ચે ઠરૂંજી;
માટે રાજ મટાડયું મટશે તેહ, હા દીહસો ભરાંસો મન ધરૂંજી. ૭
એ દુ:ખ ટાળો કહો તે કરૂં ઉપાય, નાડ જુઓ કે નયણે પારખોજી;
સુઘડ શિરોમણી છો તમે રસિયારાય, મારા સમ જો જાણી ના ભખોજી. ૮
વચન સુણીને સમજ્યા સુંદરસ્યામ, કર ગ્રહી નાડી જોઈ નારીતણીજી;
કૃષ્ણ અડે કર પ્રગટયો પૂરણ કામ, જયમ હાડી જોઈ પ્રેત પડે ધૂણીજી. ૯
થયું રોમાંચિત થરથર કંપે કાય, એવી દેહદશા જોઈ છેલડેજી;
અતિ આતુર મન સુખથી નવ કહેવાય, સમજી અંક ભરી અલબેલડેજી. ૧૦
ઇછયૂં સુખ આપ્યૂં અધરામૃતપાન, રસિયે કાંઈ મણા રાખી નહીંજી;
દયા પ્રીતમજી આપ્યૂં જીવતદાન, વ્રેહવેદના નાસી ગઈ કહીંજી. ૧૧

(૧-૨)

## ગરબી-૫૦.

વ્હાલાજીને કેહજો મધુવ્રત મ્હારા સમ છે,
વ્રજ પધારો એકવાર, મુખડું નિરખિએ રે લાલ;
વ્હાલાજીને ગમશે નહિ એકલાં કેહેજો,
લાવે સંગ કુબજા નાર, નરખીને હરખિએરે લાલ. મુખ૦ ૧
વ્હાલાજીને કેહજો રાખે ડર રખે, ગોકુળ ગમાર ગોપ નીશ્રષ્ટ;
રાણીજીને ઓઝલ પડદો છે આંહે, રાખિશે જેમ નહિં લાગે દ્રષ્ટ. મુખ૦ ૨
વ્હાલા તમો ગુણનિધિ સદગુણસાગર, મ્હોયા જોઈ કુબજા ગુણઅંગ;
વ્હાલાજીરે તેની ઝાંખી હમને કરાવો, થાએ જન્મ ફળસંગ. મુખ૦ ૩
વ્હાલાજીરે માનીતીની મરજી જોઇ, હમો કરશું આપની ટેહેલ;
વ્હાલાજી મન ઉઠે તો મધુરપુર જાજોરે, રેહેશો ત્યાનારે મ્હેલ. મુખ૦ ૪
વ્હાલાજીરે ઘર દહાડાથી જાણ્યું નહિ, તે થયો અતિશે અનર્થ;
વ્હાલાજીરે હાવાં ખરખર ત્યાં શો વિત્યા, વ્રજ વસ્યા દિન વ્યર્થ. મુખ૦ ૫
મધુકર કુબજાને પણ કહેજો, પિયૂને ઘણું લડાવે લાડ;
અલી એ રતને જેટલું જતન કરીશ તે, હમે માનીશું પાડ. મુખ૦ ૬
મધુકર દયાપ્રીતમને કેહેજો, એ સુખ સુણી હરખ ન માય;
પણ હમો અલ્પભાગ્ય આહીરણી, ઘણું સુખ જોવા નહીં અવાય. મુખ૦ ૭

## ગરબી-૫૧. (૨)

મોહનલાલજીરે મ્હારા જીવન પ્રાણજીવંન;
હું બલીહારી, રાજ ઘણી ખંમા.
દાસી તમતણીરે, તમને સોંપ્યું તનમન ધંન. રાજ૦ ૧
મનના માન્યા છોરે જીવુંછું હું શ્રી મુખ જોઈ;
પીયરે સાસરેરે, વ્હાલું તમ સરીખું ન કોઈ. રાજ૦ ૨
ચકોર ચંદ્રનેરે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ;
કેહેવા વ્હાલાછોરે, કેહતાં આવડતું નથી વેણ. રાજ૦ ૩
રસિયા રૂપાળારે, નટવર નાગર નંદકિશોર;
સદગુણ સાગરછોરે, મીઠડાબોલા ચિતના ચોર. રાજ૦ ૪
એક વિધ ઓછા રહોરે, તો કાંઇએક વારૂં મંન;
પુરણ સહુ વાતેરે, કોહો કેમ છુટે લાલ લગંન. રાજ૦ ૫
સુણો હું દેખુંરે, પિયુજી તમવણ સઉ સંસાર;
પ્યાલો ઝેરનોરે, પાઓ તોએ તમથી ન ખસે પ્યાર. રાજ૦ ૬

હરખું છું ઘણીરે, માહારો હરજી ઝાલે હાથ;
પ્રીત નિભાવજોરે, નિત્ય ન માંગું બિજૂ નાથ. રાજ૦ ૭
ટહાડક અંતરનીરે, માહારા પ્રાણજીવન આધાર;
પ્રીતમ દયાતણારે, માહારા લોચનના શણગાર. રાજ૦ ૮

## ગરબી—૫૨. (૩)

આઠ કુવા ને નવ વાવડીરે લોલ, સોલસેં પનિહારીની હાર;
માહારા વાલાજી હો, હાવાં નહિ જાઊં મહિ વેચવારે લોલ. ટેક.
સોના તે કેરૂં માહારૂં બેહેડલુંરે લોલ, ઉઢેણી રત્ન જડાવ; માહા૦ ૧
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ, તુટયો માહરો નવસરહાર; માહા૦ ૨
કાંઠે તે ઉભો કાહાનજીરે લોલ, ભાઈ મુને ઘડુલો ચ્હડાવ; માહા૦ ૩
હું તુને ઘડુલો જો ચ્હડાવુંરે લોલ, થાય માહારા ઘરકેરી નાર; માહા૦ ૪
તુજ સરખા ગોવાળિયારે લોલ, તે તો માહારા બાપના ગુલામ; માહા૦ ૫
તુજ સરખી ગોવાળણીરે લોલ, તે તો માહારા પગની પેજાર; માહા૦ ૬
દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ, તે તો માહારા પ્રાણના આધાર; માહા૦ ૭

## ગરબી—૫૩. (૩)

વૃંદાવનમાંરે બંસીબટને ચોકય, મનના માન્યા રાજ
મુને મળ્યા દુરથી દેખીરે, બળવા લાગી સોકય. મન. ટેક.
સંગ કોઇ ન્હોતુંરે, આસપાસ નહિ કોઈ,
ભર જોબનમાંરે, જીવણ મુજને જોઈ. મન૦ ૨
મુજને પુછ્યૂંરે, એકલડી કયમ આજ,
હું નવ બોલીરે, કરી ઘુંઘટ ધરી લાજ. મન૦ ૩
હઠીલે હસીનેરે, ઝાલ્યો માહારો હાથ,
ના ના કેહેતારે, બળિયે ભીડી બાથ. મન૦ ૪
ચુંબન કરિનેરે, કર્યું અધરામૃતપાન,
થઈ હૂં પરવશરે, ગઈ માહારી સુધ ને સાન. મન૦ ૫
રસિક રૂપાળા રે, નટવર નંદકુમાર,
મીઠું બોલીરે, ઘણો દેખાડયો પ્યાર. મન૦ ૬
મંદ હસીનેરે, માર્યાં લોચન બાણ,
તેહ સમાનુંરે, સુખ દુખ પ્રીછે પ્રાણ. મન૦ ૭
નખ શીખ વ્યાપોરે, મનમથ કંપે કાય,
મુખડે ના કહુંરે, મન તો મળવા ચ્હાય. મન૦ ૮

હા ના કરતાંરે, ભરી અલબેલે અંક,
અધર ઉઠાવીરે, લાવ્યા કુંજ નિશંક. મન૦ ૯
કુવલયદલનીયે, સિદ્ધ હતી પર્યંક,
તે હું પામીરે, જયમ રિદ્ધ પામે રંક. મન૦ ૧૦
સુંદર વરનીરે, સંઘે રમી ત્યાંહાં રંગ,
બહુ સુખ પામીરે, જીત્યો અજિત અનંગ. મન૦ ૧૧
પ્રથમ સમાગમરે, પ્રાણજીવનની સાથ,
તન ઘેર આવ્યુંરે, મન રહ્યું મોહનનાથ. મન૦ ૧૨
તેહ દિવસથીરે, કાળજ કોર્યું કહાન,
દયા પ્રીતમનેરે, મળવા નિશદિન ધ્યાન. મન૦ ૧૩

## ગરબી–૫૪. (૨)

નંદનો નંદન છબીલો છોગાળોરે;
સખીરે એની અણિયાલી આંખ્ય, કાળજ કોરરે; નંદનો૦ ટેક.
મારૂં મન મોહ્યું છે એ અલબેલેરે;
બલિહારીજી, ખંમાજી ખંમાજી ખંમાજી ખંમા; નંદનો૦ ૧
નટવર નાગર સલુણો સામળિયોરે;
સખી એહનું હસવું છે મંદ જુલમી જોરરે; નંદનો૦ ૨
અંગોઅંગ માધુરી મનોહર મોહનમાંરે;
કેહની કેમ વિસરે એ નંદકિશોરરે; નંદનો૦ ૩
વ્રજપતિ વ્હાલો નથી એ જે જનનેરે;
સખી તેનું વજ્રથકી કાળજું કઠોરરે; નંદનો૦ ૪
સખી મુંને વિકળ કરી છે એની વાંસલિયેરે;
ખુબી જેની ખસતી નથી નિશભોરરે; નંદનો૦ ૫
આવડો રૂપાળો એને સખી કોણે કીધો હશેરે;
નેણ મારાં એનાં મુખચંદ્ર ચકોરરે; નંદનો૦ ૫
નેહનો નિભાવણ એ પ્રીતમ પાતળિયોરે;
હું તો એને જાણું છું જીવનની દોરરે; નંદનો૦ ૭
દયાનો પ્રીતમ આવે અખંડ મ્હારે કાળજે ચડયોરે;
સખી એતો ચતુરાનાં ચિત્તડાનો ચોરરે; નંદનો૦ ૮

## ગરબો–૫૫.

ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ,
રાધિકા રંગિલી અભિરામ વ્રીજવાસણીરે લોલ;
તાળી દેતાં વાગે ઝાંજર ઝૂમખારે લોલ. રાધિકા૦ ૧
સંગમાં સાહેલી બીજી છે ઘણીરે લોલ,
કાંઈક કહું તેનાં નામ વ્રીજવાસણીરે લોલ;
પેટામાં તાળી દેતાં વાગે ઝાંજર ઝુમખારે લોલ,
ગિડગિડ તામ્ છુમ્ છુમ્ છુમ્ બાજે ઘૂઘરારે લોલ. તાળિ. ૨
ચંદ્રભાગા ને ચંદ્રાવળી રે લોલ;
ચંપકલતા ચારૂ રૂપ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ.
લલિતા વિશાખા વ્રીજમંગળારે લોલ,
માધવી ને માલતી અનૂપ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ. ૩
મન્મથમુદા ને મનઆતુરી રે લોલ,
હંસા હરસા ને હીરા નામ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ.
કેતકી પ્રગલ્ભા પ્રેમમંજરી રે લોલ,
એ આદે સખી સુખધામ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ. ૪
વિવિધ વાજીત્ર વાજે છંદમાં રે લોલ,
તાલ સ્વરે મળી કરે ગાન; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ.
લોલ કહેતાં તે અધર અરૂણઓપતારે લોલ,
લટકે નમી મેળવે સહુ માન; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ. ૫
ખેલ મચ્યો તે વૃંદાવનમાં રે લોલ,
બંસીબટ ચોક રસરૂપ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ.
ગરબો જોવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા નિરખી શ્યામાનું સ્વરૂપ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ. ૬
શ્યામ મોહ્યા તેમ શામની રે લોલ,
વાધ્યો બેહુ અંગમાં અનંગ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ.
લલિતા લઈ મેળવ્યાં નીકુંજમાં રે લોલ,
રસભર્યાં રમાડાં રતિરંગ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ. ૭
આનંદસાગર તાંહાં ઊછળ્યો રે લોલ,
મગન થયાં લાડલી ને લાલ; વ્રીજ૦ તાળી૦ ગિડગિડ.

પરમ પવિત્ર એ ચરિત્રને રે લોલ,
દાસ દયો ગાઈ થયો નિહાલ; બીજ૦ તાળી૦ ગિડગિડ. ૮

ગરબી-પદ. (૨)

માનીતી તું છે મોહનતણી, હો વાંસલડીરે,
તુને વાહાલમ કરે છે ઘણું વાહાલરે, હો વાંસલડીરે;
મીઠો આવડો શો સોહોર, મોલ્યો નંદનો કીસોર, હો વાંસલડીરે,
તારૂં આવડું શું જોર, ભુંડી કાલજડું મા કોરરે, હો વાંસલડીરે.
પીયે અધરામૃત પિયૂતણું તું, હો વાંસલડી,
હમારે સોકયસરીખું તું સાલરે, હો વાંસલડી. મીઠો૦ ૧
વાજી વાજી ને વીહવળ કર્યાં, હો વાંસલડી,
તું તો પીડે હમારા પ્રાણ રે, હો વાંસલડી;
સુણતાં પડે છે હૃદે સાસરાં, હો વાંસલડી,
તાહારા ટઉકારાથી મોહોબાણ રે, હો વાંસલડી. મીઠો૦ ૨
ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી,
ભલાં તુંથી ભાલા તરવાર રે, હો વાંસલડી;
એકીવારે તું હણી નાખની, હો વાંસલડી,
ઓ ભુંડી થોડે થોડે મા માર રે, હો વાંસલડી. મીઠો૦ ૩
પતિવ્રતાનાં પણ મુકાવ્યા, હો વાંસલડી,
તે તો છોડાવિયાં સતીયોનાં સત્ય રે, હો વાંસલડી;
વનવન કુંજકુંજ ફેરવ્યાં તેં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્ય રે, હો વાંસલડી. મીઠો૦ ૪
ગરજે ગુમાન ભરી આવડી, હો વાંસલડી,
તું તો જોની વિચારી તાહારી જાત રે, હો વાંસલડી;
જોતાં તું કાષ્ટકેરો કરકડો, હો વાંસલડી,
તુને આજ મળી છે ઠકરાત રે, હો વાંસલડી. મીઠો૦ ૫
ગતવિહીણાં તેં ઘેહેલાં કર્યાં, હો વાંસલડી,
તેં તો લગાડયું લાલસું લગન રે, હો વાંસલડી;
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વાહાલે માખણ ચોર્યું ને તેં તો મન રે, હો વાંસલડી. મીઠો૦ ૬
માન ન રાખ્યું માનનીતણું, હો વાંસલડી,
તેં તો સહુને કર્યાં પાએનામ રે, હો વાંસલડી;

દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી,
તેડે સહુને બેઠી તું તો ઠામ રે, હો વાંસલડી. મીઠ૦ ૭

## પદ-ગરબી-૫૭. (૧-૧)

ઘેલી કીધી છે, ઘેલી કીધી નંદલાલા, તેં તો ઘેલી કરીરે;
ઓ ગિરિધારિયા તેં તો ઘેલી કરી. ટેક.
કોણ જાણે કે તુમાં કામણ છે કે, તાહારી છબી છે કામણભરીરે, હો૦ ૧
સાહામાને શિક્ષા દેતી શાણી, સ્વાધીન રેહેતી અતિ કુળલાજ ધરી;
તેં મુને પરવશ પાડી પાતળીયા, માહારી સુધબુધ સરવે હરીરે, હો૦ ૨
અમૃત સરખી તાહારી સહુ કેહેછે વાણી, સુણી મેં તો જવાય જે મરી;
મંદહસણી વાંકી ચીતવણીમાં તેં, વાહાલમ છાની દીધી છે છરીરે, હો૦ ૩
કોણ ચોઘડીએ તુમાં ચિત ચોહટ્યું તે, માહારી પાસે ન આવ્યું ફરી;
પ્રેમને બાણે પ્રોઈ દયાના પ્રભુ, તાહારી તો ગરજ સરીરે, હો૦ ૪

## ગરબી-૫૮. (૨)

ઘણી ગજબીરે, ગિરધારી ધર માર્યુંરે આંખ તમારી;
સામું જોતામાં, કાલજ કોર્યું મારૂંરે મદનકટારી; ઘણિ ગજબીરે. ટેક.
હુંતો આજલગી મદ મન ધરતી, સહુ ચતુરાની ચેષ્ટા કરતી;
મને આજ લગી જોતી ધરતી. ઘણિ ગજબીરે. ૧
હું તો નથિ સમજતી મન મોહ્યામાં, એ જાદૂ તમારા જોયામાં;
મુને નાખી છે દુખદરિયામાં. ઘણિ ગજબીરે. ૨
હવે તમપાખે કયમ સહેવાશે, ઢાંકયાં ધીકયાં કયમ રહેવાશે;
મેં એ દુઃખ કેને કહેવાશે. ઘણિ ગજબીરે. ૩
એવું સુણી દશા દીઠી બીજી, આ દયાના પ્રીતમ ઉપર રીઝી;
પ્રેમાનંદ મગંન થયો બીજી. ઘણિ ગજબીરે. ૪

## ગરબી-૫૯. (૨)

કાલજ કોર્યૂં તે કોને કહિયેરે, ઓધવ છેલછબીલડે. ટેક.
વેરી હોયે તો વઢતાંરે ફાવિયે, પણ પ્રાણથી પ્યારો એને લહિયેરે; ઓધવ૦ ૧
ધીકીયેઢાંકયાં તે કહે નવ શોભિયે, ડાહ્યાં શું વાહ્યાં ન્હાને છઇયેરે; ઓધવ૦ ૨
સોડનો ઘાવ માર્યો સ્નેહી સામળિયે, કિયા રાજાને રાવે જઇયેરે; ઓધવ૦ ૩
કળ ન પડે કાંઈ પેર ન સૂઝે, રાત્ર દિવસ ઘેલાં રહિયેરે; ઓધવ૦ ૪

કાંઈ વસ્તુમાં ક્ષણુ ચિત્ત ન ચોંહોટે, અલબેલો આવી બેઠો હઇયેરે; ઓધવ૦ ૫
દયાના પ્રીતમજીને એટલું જઇ કેહેજો, કયાંસુધી આવાં દુ:ખ સહિયેરે; ઓધવ૦ ૬

## ગરબી–૬૦.

રસીયાજી તમો ક્યાં રમી આવ્યા રાસ, તમારાં નિદ્રા ભરિયાં નેણુ છે જી;
કઈ વિનતાએ કર્યા તમારા વાસ, કે એહેવા મિઠડાં કોહોનાં વેણુ છે જી. ૧
કોહોને મંદિર તમે જઈ આપ્યાં સુખ, કે કોણે આલીંગન દીધાં વ્હાલમાં જી;
પ્રભૂ કપોળે કજળીનાં નીશાન, કે ટબકું તંબોલનું ગાલમાં જી. ૨
અગર ચંદન પ્રભૂ રેલાયાં લેલાટ, અવળાં સવળાં આભ્રણુ પેહેરિયાં જી;
પિતાંબર પ્રભૂ પલટી રહ્યાછો કયાંહે, કોહોનાં ઓડી લાવ્યાછો લેહેરિયાં જી. ૩
ભુજપર કીધાં સોકલડીનાં સાલ, કે ચહુટે વાતો ચાલશે જી;
દયાપ્રીતમ કરજોડી ખાય છે સંમ, રાધા તમથી વ્હાલું બીજું કો થશે જી. ૪

## ગરબી–૬૧. (૨)

નંદનંદન અલબેલડોરે, એહનાં વાલાં લાગે છે વેણુ; સાંભળ સહી મ્હારી,
ઘેલું કીધૂં ગોકળીયુંરે, એહનાં કામણગારાં નેણુ; સાંભળ સહી મ્હારી. ટેક૦

નટવર સુંદર સામળોરે, મન ગમતો મોહનલાલ;
રૂદયાસરસો લેઈ લપટાવું, મુને એવું લાગે છે વાહાલ. સાંભળ૦ ૧
તાલાવેલી લાગી તંનમાંરે, વ્રેહવન્હિ દહે મારી દેહ;
કાહાની આગળ કહિયે જઇરે, ઊંડૂં અંતરનું દુ:ખ એહ. સાંભળ૦ ૨
ભુલી વિધાતા ચતુર થઈ કે, મારા કર્મતણો એ વાંક;
નંદકુંવર માહારા કંથ થવાનો, એને સેં ના લખિયો ટાંકય. સાંભળ૦ ૩
મુખડે કહેતાં લાજિયેરે બાઈ, હૈડે પુરૂં હેત;
એ નટવર હોત નાવલોરે, તો મનગમતું સુખ લેત. સાંભળ૦ ૪
કોણુ ઉપાય કર્યા થકીરે, મારૂં એ કારજ સિદ્ધ થાય;
કયા દેવને સેવ્યાથકીરે, બેહેની પુરૂષોત્તમ પરણાય. સાંભળ૦ ૫
કુંવારો છે હજી કહાન કુંવરરે, મુને એટલડી છે આશ;
પાયે લાગું સખી તાહરરે, તું તો જા મુજ માતાપાસ. સાંભળ૦ ૬
વાત વિવેકે પ્રીછવીરે, રૂડો વિઠ્ઠલ વર તું બતાવ;
કેહેજે સુંદિર એ સામળોરે, માટે તું પુત્રી પરણાવ. સાંભળ૦ ૭
જો પરણાવશે પાતળિયોરે, ઇછિત વર એ અવિનાશ;
પ્રસન્ન થશે પરમેશ્વર બાઈ ત્હારી, હું વણુ મૂલે દાસ. સાંભળ૦ ૮

સખી હું સમજાવું છું તૂને, કૃષ્ણ વર્યાનાં કોડ;
નિશ્ચે તૂંને પરણાવિશ, દાસ દયાનો પ્રીતમ રણછોડ. સાંભળ૦ ૯

## ગરબી-૬૨. (૩)

બોલી એમ કિરતી કુમારીરે, છાની એક વાત છે મ્હારીરે. બોલી૦ ટેક૦
સાંભળ લલીતા સાહેલીરે, કહું તુંને લજ્જા મેહેલીરે. બોલી૦ ૧
બંશીબટ ચોકમાં દીઠોરે, મોહનવર લાગ્યો છે મીઠોરે. બોલી૦ ૨
સંધ્યાના સમયમાં બેઠોરે, જોતામાં કાળજડામાં પેઠોરે. બોલી૦ ૩
રસિક છે રંગીલો રૂપાળોરે, ચિત મ્હારૂં ચોરણવાળોરે. બોલી૦ ૪
મંદ હસી મુજ સ્હામૂંજોયૂંરે, કટાક્ષથી કાળજ પ્રોયૂંરે. બોલી૦ ૫
ત્યારની હું થઇછૂં ઘેલીરે, તેને મુને મળવ સાહેલીરે. બોલી૦ ૬
સૈયર તારે પાગે લાગૂંરે, મોહનજીનૂં મળવૂં માગૂંરે. બોલી૦ ૭
લલીતા કહે છે સુણ સાહેલીરે, બણીઠણી તૂં થા અલબેલીરે. બોલી૦ ૮
ચાલ ઊઠ તૂં માહારી સંગેરે, રમાડૂં રૂપાળાશું રંગેરે. બોલી૦ ૯
દયાપ્રભૂશૂં જઈ મળિયેરે, બન્યો સુખસીંધૂમાં ભળિયેરે. બોલી૦ ૧૦

## ગરબી-૬૩.

રોક્યો પનઘટ રસિયા રાજ, પાનિડાં કેમ ભરિયે. ટેક૦
પીડે લોકડીયાંની ઘણિ લાજ, પાનિડાં કેમ ભરિયે;
આજ ચિતની ચેતવણી છે, બીજૂં મુને ભાસે મારા રાજ; પાનિડાં૦ ૧
મારા અંગ ઉપર નાચે નેણ, પાનિડાં કેમ ભરિયે;
કરે ચંચળ ચોરવાનું ચિત, મુને ભાસે મારા રાજ; પાનિડાં૦ ૨
કવેળામાં નાનકડી નારય, પાનિડાં કેમ ભરિયે;
આવે ઓચિંતાં દુરિજન કોય, ઘણું ખોટાં મારા રાજ; પાનિડાં૦ ૩
ઘેલાં કહાડયાની તમને છે ટેવ, પાનિડાં કેમ ભરિયે;
હજી છોકરવાદી નથી છૂટી, થયા મોટા મારા રાજ; પાનિડાં૦ ૪
ધાર્યૂં થાશે ધીરજ રાખો આપ, પાનિડાં કેમ ભરિયે;
સમો સાંપડે સહુ સૂખ હોશે, ધિરજ રાખો મારા રાજ; પાનિડાં૦ ૫
તોપણ લાજ આજ તજીને કહિયેજી, પાનિડાં કેમ ભરિયે;
હમો સરવે છૈયે તમારી દાસી, રખે તરસો મારા રાજ; પાનિડાં૦ ૬
માબાપે અવર કર આપીજી, પાનિડાં કેમ ભરિયે;
હમો મનથકી નિશ્ચે તમને પરણી, એમ જાણો મારા રાજ; પાનિડાં૦ ૭

આજ કાલજડાંનું કહીં નાખ્યુંજી, પાનિડાં કેમ ભરિયે;
હવાં રાજને રૂચે એમ રંગરસ, માણો મારા રાજ; પાનિડાં૦ ૮
રીઝયો દાસ દયાનો સ્વામી સુણતાંજી, પાનિડાં કેમ ભરિયે;
હૈયે હેતનો, સાગર ઊભરાયો, ઊર ચાંપી મારા રાજ; પાનિડાં૦ ૯

### *ગરબી-૬૪. (૧-૨)

નંદકુંવરજીનું પ્રાણજીવન ધન, રાધા રંગીલી મૃગયાનેણીરે લોલ;
અખિલાનંદદાયક અલબેલો છેલો, તું તો તેને સુખદેયણીરે લોલ. નંદ૦ ૧
કીરતીકુમારી બૃખુભાનદુલારી, પ્યારી શેષ મહેશની માતારે લોલ;
તે ગિરધર તારાં ચરણ સેવે, જેનાં સેવે ચરણ શિવ ધાતારે લોલ. નંદ૦ ૨
શ્રી માહાલક્ષ્મીની અંશ વિભૂતી, જગસુંદરી શિવાદીક ન્યારીરે લોલ;
કયાંહાંલગી વર્ણું રૂપ રૂપાળી રાધા, તે કમળા તે કળા ત્હારીરે લોલ. નંદ૦ ૩
વેદ સરીખા જેનો ભેદ ન જાણે, મોટા મુનીવર વંછે પદરેણુંરે લોલ;
તેણે તુંને કરી હાર હૈયાનો, મણી મુકુટ લોચનનું ધરેણુંરે લોલ. નંદ૦ ૪
ચકોર ચંદ્ર ફણી મણી જખ જલ, ઉપમા શું દેઊં પડયું કાચુંરે લોલ;
પાસે બેઠી છે પીયુ પ્રતીત નમાને, જાણે સ્વપ્ન હશે કે આ તે સાચુંરે લોલ. નંદ૦ ૫
જેહેવીપ્રીતમજીને પ્યારી પ્રીયાજી, તેહેવા પ્રીતમજી છે તુંને પ્યારારે લોલ;
એકેકના છો તમો પ્રાણ પરસ્પર, નેણન લીનના તારારે લોલ. નંદ૦ ૬
અમૃતથી અધિકી રસક્રીડા, સદા વૃંદાવનમાં કરિયેરે લોલ;
ભાંમણાં લઇ લલીતાદિક કહે છે, અમો રસ રૂદયામાં ભરિયેરે લોલ. નંદ૦ ૭
અખંડ અવિચળ રાજો આ જોડી, અમો જીવિયે જોઈ નિશ દાહાડોરે લોલ;
નિજબળથી નિજ જાણી દયાને, આપો પ્રેમ જુગલપદ ધાડોરે લોલ. નંદ૦ ૮

### ગરબી-૬૫. (૩)

ઘેલી મુને કીધી શ્રીનંદજીના નંદે; ઘેલી મુને૦ ટેક૦
સખીરે હું તો જમનાજી ગઈ હૂતી પાણી,
ત્યાંહાં મેં નંદકુંવર દીઠો ને લોભાણી,
એ પણ મારા અંતરની વાત ગયો જાણી. ઘેલી મુને૦ ૧
વ્હાલાજી હું પેં વાંકી નજરવડે જોયૂં,
સાહેલી મ્હારૂં ત્યારે તો અધિક મન મોહ્યૂં,
કાળજ મ્હારૂં કુટિલ કટાક્ષે પ્રોયૂં. ઘેલી મુને૦ ૨

* કવિ નર્મદાશંકરે ૧૮૫૦ માં છપાવેલા દયારામકૃતને ૨૮૬ પૃષ્ઠે ને ૨૯૦ પૃષ્ઠે આ ગરબી છપાયલી છે તે બેવડાઈ છે, માટે આ આવૃત્તિમાંથી ૨૯૦ માં પૃષ્ઠવાળી ગરબી કહાડી નાંખી છે.

વ્હાલ વશીકરણભરી મીઠી વાણી,
સુણી હુંતો મૂલવિના રે વેચાણી,
જાણે મન પ્રીતપીડા જાય ના વખાણી. ઘેલી મુને૦ ૦
સખીરે એની અણેલી આંખ અણિયાળી,
રૂપ રસ રંગની ભરેલી રતનાળી,
ભુરકીની ભરેલી વાંકી ભ્રગુટી મેં ભાળી. ઘેલી મુને૦ ૪
સખી એનું મુખડું મદન મોહકારી,
અંગેઅંગ માધુરી મનોહર ભારી,
મંદમંદ મધુરે હસી મુને મારી. ઘેલી મુને૦ ૫
નટવર એ નખશીખ કામણભર્યો છે,
આવડો રૂપાળો એને કોણે કર્યો છે,
મેં તો મારા મનથકી એને વર્યો છે. ઘેલી મુને૦ ૬
સખી એની મોરલીમાં મોહની ભરી છે,
તેણે મુને ઘણી વેહવિકળ કરી છે,
સખી મારી સુધ બુધ એણે હરી છે, ઘેલી મુને૦ ૭
કાળજાનું દરદ નથી કોઇને કહેવાતું,
લાગી લાહ્ય રોમરોમ નથી મેં રેહેવાતૂં,
કર કશો ઉપાય હવે નથી મેં સહેવાતૂં. ઘેલી મુને૦ ૮
તાલાવેલી લાગી તરફડું છૂં મેં મરાસે,
કેમે કરી મેળવે મોહન સુખ થાશે,
લાજને લગાડ પરી, જિવ મ્હારો જાશે. ઘેલી મુને૦ ૯
વિરહવન્હિમાં બળે છે સમજી ગઈ સાહેલી,
ખાન પાન ભાન કશું નથી લાજ મેહેલી,
રખે એની થાય અવસ્થા છેલી. ઘેલી મુને૦ ૧૦
એવે સમે દયાના પ્રીતમજી પધાર્યા,
અંક ભરી કુંજસદનમાં સધાર્યા,
આપ્યો આનંદ વેહતાપ સહુ નિવાર્યા. ઘેલી મુને૦ ૧૧

## ગરબી–૬૬. (૩)

ઉભા રોહો તો કહું એક વાત મારા વ્હાલા, મરડી જાઓ છો શાને મુખરેજી;
વચન દીધું તે પળ્યું નથીરે વ્હાલા, હું જાણું છું લાગ્યું તેનું દુઃખરેજી. ૧

મારી અરજ શુણો તો કહું એક મારા વ્હાલા, વિચારો નથી મારો વાંકરેજી;
હું વહુવારૂ બાળેવેશ મારા વ્હાલા, અબળા માણસ ઘણું રાંકરેજી. ૨
સાસરિયાં મુને સહુ સાચવેરે વ્હાલા, પરણ્યો ના મુકે મારી પુંઠરેજી;
કે સાસુડી ઘણી સેહેતાન મારા વ્હાલા, નણંદી આગળ ન નભે જુઠરેજી ૩
જળ જાઊં તો જોડે થાય મારા વ્હાલા, ગોરસ વેચંતાં સહિયર થોકરેજી;
માટે ટાહાડું નાંખ્યું છે તક વિનારે વ્હાલા, આપણે ડરવુંરે દુરિજન લોકરેજી. ૪
હરિ મારૂં રૂપનું ગુમાન રખે જાણતારે વ્હાલા, તે આપની આગળ તો નથી તેહરેજી;
તન મન સોપ્યું છે તે દિવસનું રે વ્હાલા, દીધી છે નજર નેહરેજી. ૫
ભાણે ભોજન નથી ભાવતુંરે વ્હાલા, નીંદ્રા ન આવે કરે સેનરેજી;
હું હીંકી ધીકુંછું રાત દિવસ મારા વ્હાલા, આપને વિયોગે નથી ચેનરેજી. ૬
બીજી કસર તો કાંઈ નથી રે વ્હાલા, સમો જો મળે તો સુખ થાયરેજી;
એજ વિચાર આ આઠે પેહેર મારા વ્હાલા, મનડુંરે માહારૂં ના કહ્યું જાયરેજી. ૭
પણ તે તો આવી છે તક આજ મારા વ્હાલા, પિયુડો પોહોંચે છે પરગામરેજી;
મ્હારી નણંદી વળાવી આજ સાસરેરે વ્હાલા, ગોરસ વેચ્યાનું અગત કામરેજી. ૮
માટે સંજાએ વેહલા આવજોરે વ્હાલા, આપણ મળીશું બંસીબટ ચોકરેજી;
સંગે સખા ન કોઈ લાવશોરે વ્હાલા, હું પણ નહીં લાવું સહીયર શોકરેજી. ૯
તેજ પ્રમાણે મળ્યા બેહુ જણારે વ્હાલા, પુરણ અભિલાખ રમ્યા રંગરેજી;
પ્રસન થયા જીવન દયાતણારે વ્હાલા, જીતીઓ અજિત જે અનંગરેજી. ૧૦

## ગરબી-૬૭. (૨)

નેણ નચાવતા નંદના કુંવર પાધરે પંથે જા,
સુંદરી સામા જોઈ વીઠલ વાંસલડી મા વાહા. ગુમાની પાધરે પંથે. ટેક
વ્હાલા તારૂં નિર્લજ ઘીટમાં નામ પડયું, તું કાંઇ ડાહ્યો થા;
કોણ પુત્રી પરણાવશે, ત્હારાં દેખી લક્ષણ આ; ગુમાની પાધરે૦ ૧
પનઘટ ઉપર પાલવ સાહાછાં, એ તે કાંહાંનો ન્યાય,
કામનીમાં શું કામ, આજથી અવિવેક તે શા; ગુમાની પાધરે૦ ૨
હળવા રહિ હશી બોલ્યા, તાહારૂં અધરામૃત પા,
તો માહારૂં મન માને શ્યામાં, એકવાર કહે હા; ગુમાની પાધરે૦ ૩
આવ ’હોરો એક વાત કહું, તુંને કાનમાં કાનુડા,
શીદ હઠીલા અટકે, હું તો તાહારી છું સદા; ગુમાની પાધરે૦ ૪ (૩)

## ગરબી-૬૮.

આવો અલબેલારે વ્હાલા, કહોને તમો ક્યાંહાં ગયાતા નંદલાલા. આવો૦ ટેક.
સાચૂં કોહોનીરે અમને, અધરા સમ સામળિયા તમને. આવો૦ ૧
કોહેને ક્હાંનીરે સંગે, રજની રમી આવ્યા છો રંગે. આવો૦ ૨
સંગી થયાછોરે ક્હાના, દેખી મુને જાઓછો છાના. આવો૦ ૩
ઊંઘે ઘેરાણારે ડોલો, મોહન બોલાવ્યા નવ બોલો. આવો૦ ૪
લોચન જવાય છેરે મીંચી, જોઇને રહ્યાછો દ્દષ્ટે નીચી. આવો૦ ૫
કેશ લપટાણારે ભાલે, કાજળ કાંહાં લાગ્યું છે ગાલે. આવો૦ ૬
રાતી રેખ કપોળે શી છે, શીદ લાજોછો બહુ શોભી છે. આવો૦ ૭
કંકણના રલ દીસે પીઠે, શિદ સંતાડો આનંદ થાય છે દીઠે. આવો૦ ૮
હારનાં ચિન્હ હૃદેમાં પડયાં છે, કયમ ઢાંકયાં રેહે તંનમાં જડયાં છે. આવો૦ ૯
સાચા ક્ષણેક્ષણે ક્યાંહાં થાશો, ડગલે ડગલે સમ શા ખાશો. આવો૦ ૧૦
સજ્જન હશે તે રાખશે છાનૂં, લોક તો કેહેશે મનનૂં માન્યૂં. આવો૦ ૧૧
જગત રહે નહીં જોરે બાંધ્યૂં, ફાટયૂં ગગન કયમ રેહેશે સાંધ્યૂં. આવો૦ ૧૨
બાલમ માનો કે ના માનો, એહનો હું મરમ લહુંછું છાનો. આવો૦ ૧૩
સુખ દેખો ત્યાંહાં સુખિયા થાજો, તમારૂં મન માને ત્યાંહાં જાજો. આવો૦ ૧૪
વાતડી ગઈ છૂંરે પામી, કહો તો કહૂં દાસદયાના સ્વામી. આવો૦ ૧૫

## ગરબી-૬૯. (૧-૨)

શ્રીગુરૂ ગોવિંદનેરે, પાયે લાગું પુરો આશ;
પ્રેમ પરિતાપનેરે, વચને ગાશું બારેમાસ. ૧
કેહે સખી કયમ કરૂંરે, **કારતગમાસે** મુંકી કંથ;
કાંઈ સૂઝે નહીરે, નિશદિન જોઊં પ્રભૂનો પંથ. ૨
**માગસરે** મ્હારૂંરે, મન મોહન મળવા અકળાય;
ઢાંકયાંધિકિયેરે, કોઇને પીડા નવ કહેવાય. ૩
**પોષે** પ્રભૂ વિનારે, માહારે મુખડે પડીયા સોપ;
હૂં સમજૂં નહીરે, મૂકી શા દીઠા મુજ દોષ. ૪
**માહે** મહા મોટૂંરે, માહારે મન વ્યાપ્યૂં વ્રેહ દુઃખ;
તાતાં તેલમાંરે, જયમ જળ ત્યમ પ્રભૂ પાખે સુખ. ૫
**ફાગણ** ફૂલિયાંરે, કેસુ ઉડે અબીલ ગુલાલ;
ઉલટું અંગ બળેરે, જોઇને વિના શ્રીગિરધરલાલ. ૬

**ચૈત્રે** ચીતડૂંરે, ચોહોટૂં ચરણ શ્રીગોકુળરાય;
પ્રેમ જડિયે જડયૂંરે, નહિ ઉખંડિયે કોઈ ઉપાય. ૭
**વૈશાખે** મુનેરે વ્રજપૂર લાગે વસતૂં વંન;
શેહેર સરીખડૂંરે, વન લાગે હોય જુગજીવંન. ૮
**જયેષ્ટે** ઝાળ પડીરે, તાપે તલખેછે સહુ કોય;
મુજ વેહતાપનોરે, કોટીમો એ અંશ ન હોય. ૯
આશ **અસાડ**નીરે, હતી પણુ નાવ્યા અવિનાશ;
સહુ પ્રેમદાતણારે, પિયૂ ઘેર આવ્યા ચાતુર્માસ. ૧૦
**શ્રાવણુ** સરવડેરે, વરસે વૃક્ષે વળગી વેલ;
રસિયે વ્હાલમેરે, ત્રોડિ બાળપણામાં ખેલ. ૧૧
**પુરૂષોત્તમ** માસેરે, પુરૂષોત્તમ ભજયાનો ભાવ;
કયાંહાંથી કહાડિયેરે, તે તો સોકલડી લે લ્હાવ. ૧૨
**ભાદરવો** ભલોરે, વરસે બોલે ચાત્રકમોર;
નંદકુંવર વિનારે, લાગે બાહાસરીખા સોર. ૧૩
**આસો** માસમાંરે, રાસ રમવાનું બહુ મન;
દયાનિધિ વિનારે, તપ્યું રાધા રાણિનું તન. ૧૪

## ગરબી-૭૦. (૨)

એક વૃંદાવનમાંહે નિકુંજના મહેલમાં, મારા રાજ;
હોજીરે જુગલકિશોર ચરિત્ર પ્રેમરસ ગેલમાં, મારા રાજ. ૧
સોળ કળા શશી ઉદીયો ફૂલી રહી જામની, મારા રાજ;
હોજીરે જોડે રહી સખી જોય લલીતાદીક કામની, મારા રાજ. ૨
એક સજ્જામાં બેહુ જણા રંગભર રાજીયાં, મારા રાજ;
હોજીરે શોભાતણો નથી પાર કામરતી બીરાજીયાં, મારા રાજ. ૩
કરવા માંડ્યા છે શણુગાર પરસ્પરપેં નવા, મારા રાજ;
હોજીરે રાધા થયાં નંદલાલ મોહનજી રાધા થયા, મારા રાજ. ૪
સાડી ચોળી પેહેરી સામળે તે મન લોભિયો, મારા રાજ;
હોજીરે પેર્યું પીતાંબર પાગ શ્યામાશિરપેચ શોભીયો, મારા રાજ. ૫
સેંથો આડ શીશફૂલ દામોદર દામણી, મારા રાજ;
હોજીરે તિલક તોરા શિરપેચ ધરે બાળા બહુ બણી, મારા રાજ. ૬
નટવર નથને એકત્ર ઝૂકે રૂપ ગોરીયું, મારા રાજ;
હોજીરે હેમની અને હાંસડી હરિને હોંસે ધરી, મારા રાજ. ૭

નેપુર અણવટ વિછુંઆ પીયજીના પાગમાં, મારા રાજ;
હોજીરે કટીમેખળા વેળિયું વાંસળી રાગમાં, મારા રાજ. ૮
અદલબદલ ઇત્યાદિક આભૂષણ અંબાર કીધલા, મારા રાજ;
હોજીરે વિવિધ માણ્યો રસ આલિંગન દીધલાં, મારા રાજ. ૯
શ્રીરાધારૂપે ધર્યું માન મોહન પાગે લાગિયા, મારા રાજ;
હોજીરે હસતાં પરસ્પર જાય સંધે મનના ભાગિયા, મારા રાજ. ૧૦
વિપરીત રમણ રૂડી રીતે મનભરી માણીયાં, મારા રાજ;
હોજીરે આવ્યું એકકને સુખ હાસ વીતેથીજાણિયાં, મારા રાજ. ૧૧
પ્રેમેભર્યાં બેહુએ પોઢિયાં અતીસે આનંદ થયો ઉરમાં, મારા રાજ;
હોજીરે ગુણ ગાઈ સુખરૂપ દયો બલહારી ગયો, મારા રાજ. ૧૨

## પદ-રાગ ભેરવી-૭૧. (૨)

ગિરધારીજી તતથૈથૈ નાચે, વ્રજનારીસંગ તતથૈ નાચે. ટેક૦
રાગ તાલ સ્વર ગ્રામ મુર્છના, તાન માનમેં લેઈ;
સારિગમપધની નિધપમગરીસા, ઉપજ અનોઠી દેઈ. તતથૈ૦ ૧
વીણા વાંસળી ઝાંઝ ડફ, સારંગી કરતાલ મૃદંગમેં લેઈ;
સંગીતનૃત્યગત અકલિત અનુપમ, ઉપમા દેઊં કેઈ. તતથૈ૦ ૨
શેષ સરિખા જેનો ભેદ ન પામે, નેતિ નેતિ નિગમ વદેઈ;
દાસ દયાનો પ્રભૂ રાસ રમે તે, વ્રજવાસીનાં પ્રેમસ્નેહી. તતથૈ૦ ૩

## પદ-રાગ ભેરવી-૭૨. (૩)

કાળજ કોર્યૂં મારા રાજ કયમ કરિયે, ચિતડું ચોર્યૂં મારા રાજ કયેમ૦ ટેક૦
રાજના રૂપની સેહેજે સમાવી, એહેમાં તે કાંઈ નહીં સુઝેરે કાજ, મારા૦ ૧
વ્હાલાને ભામે હમે વિવ્હળ થૈયે, તે પેલા દુરિજનિયાંને મનદાઝ, મારા૦ ૨
દુઃખદરિયામાંથી હમને બૂડતાં રાખો, બાંધો આપ નામની પ્યાજ, મારા૦ ૩
મળવા મોહનવર વેદ સહીત કુલ, લોકડિયાંની તજી લાજ, મારા૦ ૪
અંતરના અભિલાખ હમારા, પૂરો દયા પ્રીતમજી આજ, મારા૦ ૫

## પદ-રાગ ભેરવી-૭૩. (૩)

સખી પુછીજો, અલી પુછીજો, શેં રસિયો રિસાવ્યોરે,
મનથી રિસાણો છે કે શોકયે સમજાવ્યોરે. સખી૦ ટેક૦
સાન કરી તેડયો માહારી પાસે ના આવ્યોરે,
સામુંએ ન જોયું થાઈને મેં રૂદયે લપટાવ્યોરે. સખી૦ ૧

સુણ માહારી સજની શો વાંક હશે માહારોરે,
આટલા વનાંમાં કિયો કાહાડ નિસ્તારોરે. સખી૦ ૨
વાંકલડું જોતામાં શું આંખલડીનો ખુણો ખુંચ્યોરે,
અધર પીતાં શું હૃદેને શ્રમ પોંહોચ્યોરે. સખી૦ ૩
ભુજ પાશે ભીડતાં કંકણકણ ગડિયાંરે,
કે શું એને કાળજડે કહોર કુચ નડિયાંરે. સખી૦ ૪
કે શું કટી કૃસ અંક ભરતાં ન ફાવીરે,
કે શું મ્હોટી મન માની, નાહાની નજરે હું નાવીરે. સખી૦ ૫
કાચનાં ફાનસમાં દીપક જેવો ચળકેરે,
સુંદરીનાં વેણમાં તેવો રતીરસ ઝળકેરે. સખી૦ ૬
સુણી એહવું આવી ભેટયા રસિક બિહારિરે,
વચને વેચાતો તેં લીધો મુને પ્રાણપ્યારીરે. સખી૦ ૭
દયાનો પ્રીતમ પ્યારો પ્રેમ રસ ભોગીરે,
તેહેને વશ કયમ કરે જ્ઞાની મુની જોગીરે. સખી૦ ૮

## પદ-રાગ રામકળી-૭૪.

ગરજ સવાદી ના થઇયે મારા વ્હાલા, ગરજ સવાદી ના થઇયે,
શરણાગત કર ગ્રહિયે મારા વ્હાલા, ગરજ સવાદી ના થઇયે. ટેક૦
તમ માટે લાજ તજી લોકોમાં ગવાણી, વાહાલાં તે વેરિડાં કીધાં,
તેનું સહાભાડું સબળુંરે આપ્યું, વણવાંકે અબોલડા લીધા. મારા૦ ૧
સગાંરે સમંધી મુને પેરચ પેરચ પીડે, સબળ સંતાપે પીયુડો માહારો,
તે દુખડું હું ના ગણું જો હોય, મિટચ મેળાવો તમારો. મારા૦ ૨
જે તમ માટે મેં સહુ કોઈ મુંકયું, તેજ તમે મુને મુંકી,
તે અગની અધીકો મારે અંગે, વ્હાલવેલડી સુકી. મારા૦ ૩
તે કાંટો ઉર અંતર સળકે છે, દેખી મુને ચિતવોછો આડું,
દયાના પ્રીતમજી હું કહીં પેરચ જીવું, પેલી શોકલડીનું શું હેતગાઢું? મારા૦ ૪

## પદ-રાગ રામકળી-૭૫. (૨)

જળ જાતાં આજ ઘુંઘટડામાં, મોહનનું મુખ દીઠુંરે,
અમૃતરસ પણ એથકી ફીકો આઈ, એહેવું લાગ્યું છે મુને મીઠુંરે. જળ૦ ટેક૦
એહેને પણ કાંઈ નથી રે અજાણ્યૂં, મુને સાન કરી સમજાવીરે,
ચાંપી રૂદે કરી હેત જણાવ્યું મુને, સાહામા તે નેન નચાવીરે. જળ૦ ૧

શું કહું સુખ દુખ તેજ સમાનું, શર સ્નેહતણાં ઉર વાગ્યાંરે,
મનમાં આવે તેમ મુખે કયમ કેહેવૂં, પેલા દુરિજન દૈત્યસા લાગ્યાંરે. જળ૦ ૨
રસિયો રૂપાળો ચતુર કો એવો નથી, અવર મેં નિશ્ચે ભાળ્યુંરે,
ધન ભાગ્ય જેણે દયાના પ્રીતમ સંગ, મનગમતું સુખ માહાલ્યુંરે. જળ૦ ૩

### પદ-રાગ રામકળી-૭૬. (૨)

તાહારા સમજો તારૂણી તું મને સહુથી લાગે વાહાલીરે;
વણતેડ્યો તાહારા મંદિરમાં, જો હું આવું ચાલીરે. તાહારા૦ ટેક૦
વાહાલ વિના વિખાણ કરૂં ગમે નહીં મુને દીઠુંરે;
પ્રીતલડીનું વાંકુ વચન તે લાગે મુજને મીઠુંરે. તાહારા૦ ૧
પ્રેમને પાશે બંધાયો કેમ શકું હું નાહાસીરે;
નાચું હું નચાવ્યો તાહારો સહુ વેદની હાંસીરે. તાહારા૦ ૨
જોગીજનના ઉરમાં હું તો જાણીં ને ના જાણીંરે;
ચિત્ત ચોર્યું તેં પ્રેમદા તે આધો કયાંહાથકી થાણીંરે. તાહારા૦ ૩
સ્નેહ સરીખું વશીકરણ મળે નહીં કંઈ બીજુંરે;
દાસદયાનો પ્રીતમ કેહે હું એક હેતથી રીઝુંરે. તાહારા૦ ૪

### પદ-રાગ રામકળી-૭૭. (૩)

આવ ઓહોરા અલબેલડા એક વાત કહું હું છાનીરે;
છાનામાના આવજો તમે માહારે મંદિર ચાલીરે. આવ૦ ટેક૦
ચેતવણી તાહારા ચિતની હું તો સરવે જાણુંરે;
શું કરૂં જે સમો ન મળે માટે મુખ નવ આણુંરે. આવ૦ ૧
ફાંસ નથી મુને ફાવતું કાંઈ છે આજનો દહાડોરે;
મન માન્યું સુખ માહાલીશું હાથ કરીશું ટહાડોરે. આવ૦ ૨
તાહારૂં મુખ જોતાં મન માહારૂં ઘણું થાય છે ટહાડુંરે;
કેહે તો તુજને કાળજડું માહારૂં કાઢીને દેખાડુંરે. આવ૦ ૩
આસંગા વિના આવડું કોઈ ખેંચી નવ બોલેરે;
દાસ દયાના પ્રીતમજી નહિ કો તમારી તોલેરે. આવ૦ ૪

### પદ-રાગ રામકળી-૭૮. (૩)

કયાંથીને પધાર્યારે પ્રીતમ પાછલીને રાતેરે;
કહ્યું નથી કોઇએ પણ દીઠું છે માહારી જાતેરે. કયાંથીને૦ ૧
પાછલીને રાતે પધાર્યા તે પણ હું જાણુંરે;
સાથે એક સખી હુતી સમજ્યાનું ઠેકાણુંરે. કયાંથીને૦ ૨

જ્યારે તમે આવ્યા ત્યારે જસોદાજી જાગ્યાંરે;
જુઠાં નેત્ર મીચ્યાં માતા મુખડું જોવાને લાગ્યાંરે. ક્યાંથીને૦ ૩
સુણી એમ હસી બોલ્યા દયાપ્રીતમ કેહેવુંરે;
સખી એતો સ્વપ્ન થયું ભાન રહ્યું એહવુંરે. ક્યાંથીને૦ ૪

પદ-રાગરામગ્રી-૭૯ (૩)

મોહોલે પધારો માહારા રાજ, માણીગર મોહોલે પધારો;
વાહાલ વધારો વ્રજરાજ, માણીગર મોહોલે પધારો. ટેક.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની ગોઠ;
રાજ મળે તો કીજીયે, આવી રહી છે માહારી હોઠ. માણીગર૦ ૧
હું પણ દાસી રાવલી, બાંહ્યગ્રહ્યાની લાજ;
જોબન લ્હેરે જાય છે, માણોને માહારા રાજ માણીગર૦ ૨
હું સરખી બહુ આપને, માહારે તો એક આપ;
રેહેવાતું નથિ રાજવણ, કોને કહું પરિતાપ. માણીગર૦ ૩
સેજ સમારી ફુલડે, આનંદ ઉર ન સમાય;
પ્રાણજીવન ત્યાંહાં પોહોડશો, હું તો તળાંશીશ પાય. માણીગર૦ ૪
પ્રીતમ દાસ દયાતણા, શ્રી વ્રજરાજ કુમાર;
ઘણા દિવસની હોંસ છે, પુરો પ્રાણઆધાર. માણીગર૦ ૫

પદ-રાગરામગ્રી-૮૦. (૧-૨)

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનોરે, કે ઝગડો લોચન મનનો. ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કેહે લોચન તેં કરી, લોચન કેહે તારે હાથ. ઝઘડો લોચન. ૧
નટવર નિરખ્યા નેન તેં, સુખ આવ્યૂં તુજ ભાગ;
પછિ બંધાવ્યૂં મૂજને, લગન લગાડી આગ. ઝગડો લોચન. ૨
સુણ ચક્ષૂ હૂ પાંગળૂં, તૂં માહારૂં વાહંન;
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વના ગયૂં મન. ઝગડો લોચન. ૩
ભલું કરાવ્યૂં મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તૂં નિત મળે, હૂં રહૂં દુઃખવિજોગ. ઝગડો લોચન. ૪
વનમાં વ્હાલાજી કને, હુંય વસૂંછૂં નેણ;
પણ તુંને નવ મેળવે, હૂં નવ ભોગવૂં ચેન. ઝગડો લોચન. ૫
સ્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામશરીર;

દુ:ખ માહારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝગડો લોચન. ૬
મન કહે ધીકું હૃદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગેરે નેન, તેહથકી તૂં રોય. ઝગડો લોચન. ૭
એ બેહુ આવ્યા બુદ્ધીકને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તૂં, લોચન તૂં મનકાય. ઝગડો લોચન. ૮
સુખથી સુખ દુખ દુખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહૂ વડેથી પ્રીત. ઝગડો લોચન. ૯

### પદ–રાગ ખટ–૮૧ (૧-૨)

જાઓજી જાઓજી જીવણ જુઠા છો મેં જાણ્યા, કાલે શું બોલ્યાને શું કીધું; રે જાઓ૦ ટેક૦
આખી રાતની ઉજાગરી રાખી, માહારૂં તન મન શીદને સતાપ્યું રે;
દાઝયા ઉપર લુણ દેવાને મુને, આ દરશન શીદ આપ્યુંરે. જાઓજી. ૧
આજ પછે માહારૂં નામ ના લેશો, જાઓ મન માને ત્યાં માહાલો રે;
મ્હોટેરે પ્રભાતે માહારે દ્વાર શીદ ઉભા, જાઓ શો ગોરંભો ઠાલોરે. જાઓજી. ૨
વણજવિના જોખમ શીદ જોઇએ, ચાલો ઉભા ન રહેશો મહારી પાશે રે;
દયાના પ્રીતમ વાહાલા મનમાં વિચારો, જુઠું ખાયે તે મીઠાની આશેરે. જાઓજી. ૩

### પદ–૮૨ (૨)

તમારો તમારો પ્યારી, મનમાને તે કોહોની,
નથિ ચૂકયો પણ ચકયો છું, મુનેં દંડ ગમે તે દોની. તમારો૦ ૧
ધુનેગાર જાણી મુજને, બે ભુજપાશે બાંધોરે,
તેથી અધિક કરો તો મુજપર, નેનબાણ બે સાંધોરે. તમારો૦ ૨
નહાશી જઇશ જાણો તો મુજને, ઉરકિલ્લે ચઢાવોરે,
કોહો તો ધીજ પતીજ કરૂં, શિવપિંડી હાથ ધરાવોરે. તમારો૦ ૩
કહો તો અધરા સમ ખાઉં પ્યારી, શીદ કરો સંતાપરે,
સાચો છઉં સાચો છઉં, જાૂઠૂ બોલૂં તો બે બાપરે. તમારો૦ ૪
એમ સુણી હસી બોલ્યાં શ્યામા, આવડું કયાં ભણી આવ્યારે,
હેત ધરી હૈડાસું લીધા, મંદિરમાં પધરાવ્યારે. તમારો૦ ૫
પ્રેમસહિત પર્યંકે પોઢયાં, ઉમંગ્યો રતિરસ ભારીરે,
એ જુગલરૂપતણી લીલાપર, જાય દયો બલિહારીરે. તમારો૦ ૬

### પદ–રાગ સારંગ–૮૩. (૧-૨)

મધુવ્રત કેહજોરે મોહનને એટલું, સુણ્યું તે દિવસનો હરખ ન માય;
ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કીંકરી, પૂર્ણ પુણ્યવિના એવું કોને નવ થાય. મધુ. ૧

રે મથુરાના વાસી સહુ કુબ્જાનાં સગાં, કિંકરીનું કુળ મ્હોટું કેહવાય;
પરણ્યા પેહેલાં ધોબીયે પેહેરાવી પેહેરામણી, દરજી માળી ફુલ્યા તે સમંધી એના થાય. મધુ. ૨
એનું મન માન્યું ત્યાં તો વેદવિધી થઇ, રે સાસરિયે પધાર્યારે સુંદરસ્યામ;
ઉદ્ધવજી અણવરીયું થઇ પુઠેરે ગયા, રસિયોજી રીઝયા જોઈ રૂપનું ધામ. મધુ. ૩
એશું વહાલેરે હમને ન લખી કંકોતરી, રે ભલું એક ગામ વસ્યાનો વેહેવાર;
દયાપ્રભુને કરવો ઘટે હમારે ચાંદલો, તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર. મધુ. ૪

## પદ-રાગ રામકળી-૮૪. (૩)

ઓહોરા આવોની ઊંચું ભાળોની રંગીલા રસમાતા;
છબતા છબતા શાને પિયુજી જાઓ લજવાતારે. ઓ૦ ટેક૦
બીહીતા શીદ બોલો કાંઇ કેહેવું નથી માહારે;
હું તો ધણી રાજી જેમાં સુખ છે તમારે. ઓ૦ ૧
પરદુઃખે જાગ્યા છો પિયુજી પરઉપકારી;
શો હું પાડ માનું જે સંતોખી શોક માહારી. ઓ૦ ૨
શોકલડી મહારી જાણીને તમો ઘણા રીઝો;
એથકી આનંદ માહારે હાવાં કીયો બીજો? ઓ૦ ૩
જોઇને આ સુખ ઉર હરખ ન સમાયે;
પણ ભાગ્ય ઓછું માટે જોવા નહિ જીવાયે. ઓ૦ ૪
સુણી એહેવી વાણી વ્હાલે રૂદે ભીડી ધાઈ;
દયાના પ્રીતમને ઊર પ્રીત ઉભરાઈરે. ઓ૦ ૫

## પદ-રાગ સારંગ-૮૫. (૩)

ઉધવજી વિચારીરે અંતર આપણે, વણ સમજે શી દેવીરે શીખ,
જોવા કરકંકણ જોઇયે શીદ આરસી, હોય વિચાર તો પાસે પરીખ. ઓ૦ ટે.
તમારો તો હરિ વ્યાપક સર્વત્ર છે, ત્યારે કોહો અધિક ને ઓછા કયાંહ;
નિત ઉઠી જાઉંછું જાઉંછું શીદ કરી રહ્યા, એવડું શું ડાટયૂં છે મધુપુરીમાંહ. ઉ૦ ૧
ભ્રમરછે લોભી ગંધ કમળ ને કેતકી, દુરથકી લાવેછે સુગંધી ગૃહી વાય;
તેટલેથી હૃદય રંજન ન થાતું હોયતો, શિદને વૈરાય શીદ કંટકમાં જાય. ઉ૦ ૨
દશેદીશા દિશે ઉદ્યોત ઇંદુતણો, પણ જ્યાંલગી અભ્રને ઓથે ચંદ;
સાગર કમોદીક ફૂલેતો ફુલજો, પણ ચિત્ત ચકોરને ઉપજે આનંદ. ઓ૦ ૩
વિચારો તો મનને સેહેજ રઢ રૂપની, કોણ જાણે વદન વપુને શું વેર;
વ્યાપકની સાથે કરી કહો કોને વાતડી, વાતડી વિના તે શી સુખની લ્હેર. ઉ૦ ૪

ત્યાર લગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા, જ્યારલગી સત્ય નથી સાકાર;
રૂપરસ પ્રેમનીપીડા તે ત્યારે પ્રીછશો, અનુભવ થાશે ઓધવ કોઇવાર. ઉ૦ ૫

## પદ-૮૬. (૨)

મુને અંગોઅંગ લાગી લાહ્ય, કાળજ કોઈ કાપેરે.
મારૂં વેહદુઃખ સહ્યું નવ જાય, કાળજ કોઈ કાપેરે. ટેક૦
મુને રોમરોમ વીંછી વળગિયા, લાગી નખશીખ તાલાવેલ;
પ્રાણનાથજી પ્રભાતે પધારશે, મારા હ્રદયમાં મારી સીલ. કાળજ૦ ૧
પીયજીપ્હેલાં તૂં તો કયમ નથી જાતો, નેહે મારા પાપી પ્રાણ;
મોહનવર તો મધુપૂરી વસશે, પછી તારો જીવન કોણ. કાળજ૦ ૨
અરે દૈવ મને શીદ સરજી, શીદ આપ્યો અબળાનો દેહ;
શેં ન કરી મુંને મુરખ થાત, નહીં નંદકુંવરજીસું નેહ. કાળજ૦ ૩
કયાંહાં જઇયે સખી કોણને કહિયે, ને કરિયે કવણ ઉપાય;
પાયે પડૂં કોઈ એવૂં કરેરે, વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ૦ ૪
અરે વૃદ્ધ ગોપ કોઈ કેમ નથી વારતા, મૂઢ સરવકો અજાણ;
અરે વિધાતા વિઘન પાડ હેવું, પીયુજી ના કરેરે પ્રયાણ. કાળજ૦ ૫
ચાલો સખી મરજાદારે મૂંકી, રોકીએ રસિયો રાય;
તેથી ન માને તો પડો ચક્ર વચ્ચે, મારીને જાય તો જાય. કાળજ૦ ૬
પ્રેમ પીડાતી ને મન અભિલાખી, ને વ્રજલલના વ્રજભૂપ;
પરિરંભણ કરતાં સહૂ પ્યારીને, રદે રોપ્યૂં નીજ રૂપ. કાળજ૦ ૭
હરિરથધ્વજરજ પણ રહી ઉડતી, ધરણી ઢળી સ્ત્રીજંન;
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર, દીધૂં સકળ હ્રદે દરશંન. કાળજ૦ ૮

## પદ-રાગ સોરઠ-૮૭ (૧-૨)

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે;
ભોળૂં ભાખ મારે, કામણ દીસે છે અલબેલા૦ ટેક૦
મંદ હસીને ચિતડું ચોર્યૂં, કુટિલ કટાક્ષે કાળજ કોર્યૂં;
અદપડિયાળી આંખે ઝિણું ઝાંખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૧
નખશીખરૂપ ઘણૂં રઢિયાળૂં, લટકયું સઘળું કામણગાળું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાંરે; ભોળું ભાખ૦ કા૦ ૨
વ્હાલભરી રસવરણી વાણી, તારૂણીનું મન લે છે તાણી;
ભૃગુટીમાં મટકાઇ ભુરખી નાખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૩

દયાપ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે;
આ વિનતી આતુરતા આવડૂંસાંખ મા રે; ભોળું ભાંખ૦ કા૦ ૪

પદ-રાગ સોરઠ-૮૮. (૧-૨)

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગીયારે,
કાળજ કોરાણું કંદ્રપનાં શર વાગિયાંરે; તે તો ઘટઘટ૦ ટેક.
રોમરોમ રસિયો તૂં વસિયો, ભવવૈભવ સેજે તૂં ખસિયો;
વિરહેના અંગારા અંગે જાગિયા રે, તેં તો ઘટઘટ૦ ૧
માત પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે;
દુરિજન દુશમન સહુકો પુઠે લાગિયારે; તેં તો ઘટઘટ૦ ૨
કહાન કટાક્ષ કરી તૂં ભાલા, તેમાંનૂં કંઈ નાહિ, હસિ રાંલા;
તે સાચૂં સમજી પી લે લોક અભાગિયારે; તેં તો ઘટઘટ૦ ૩
દયાપ્રીતમ પ્રીત કરી ના ફાવી, વણ વેપારે જોખમ આવી;
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગીયારે; તેં તો ઘટઘટ૦ ૪

પદ-રાગ સોરઠ-૮૯. (૧-૨)

રૂડા દીસોછો રાજેશ્વર મંદિર, આવતારે, રૂડા દીસોછો૦
જરકસી હરી જામો પ્હેરી, માથે બાંધી પાઘ સુનેરી,
રૂડો રેંટો હોડી મન લલચાવતારે; રૂડા દીસોછો૦ ૧
હૈયે હાર ગુલાબી ફેરે, ચિતડું રોકી રાખ્યું ચોરે,
ગજરા કાજૂ બાજૂ મુજ મન ભાવતારે; રૂડા દીસોછો૦ ૨
કનકછડી સુંદર કર લઈને, ગજગતિ ચાલે હળવા રહીને,
ચિતડું ચોરી મીઠું મીઠું ગાવતારે; રૂડા દીસોછો૦ ૩
દયાપ્રીતમનો નાથ વિહારી, જાઉં તુજ વદનકમલપર વારી,
હેતેશું બોલાવી તાપ સમાવતારે; રૂડા દીસોછો૦ ૪

પદ-રાગ કાફી-૯૦. (૩)

ચતુરા ચેટક એવૂં જાણીરે, એણે કંઈ વેળાનૂં કામણ કર્યું; છે ચતુરા. ટેક.
બોલીને મધૂરી વાણી, મ્હારૂં મન લેછે તાણી;
નિરખ્યાવના નહિ રહૂં નંદલાલને, જેમ ચંદ્ર જોઈ ચકોર શું ચળ્યું. છે ચ૦ ૧
મળ્યા હેને એમ ન કીજે, પોતાનો કરીને લીજે;
તું તારા ધિરજથી ગુણ જાણરે, નૈણામાં આવી અંબુજ ઠર્યું. છે ચ૦ ૨
પ્રીત કરીને પ્યારા, શું રોહોછો નૈણાંથી ન્યારા;
વછોડયાં વ્હાલાં જુદાં નહિ થાયરે, જેમ સરિતાનૂં નીર સાગરમાં ભળ્યૂં. છે ચ૦ ૩

ત્યાર લગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા, જ્યારલગી સત્ય નથી સાકાર;
રૂપરસ પ્રેમનીપીડા તે ત્યારે પ્રીછશો, અનુભવ થાશે ઓધવ કોઇવાર. ઉ૦ ૫

## પદ-૮૬. (૨)

મુને અંગોઅંગ લાગી લાહ્ય, કાળજ કોઈ કાપેરે.
મારૂં વેહદુઃખ સહ્યું નવ જાય, કાળજ કોઈ કાપેરે. ટેક૦
મુને રોમરોમ વીંછી વળગિયા, લાગી નખશીખ તાલાવેલ;
પ્રાણનાથજી પ્રભાતે પધારશે, મારા હૃદયમાં મારી સીલ. કાળજ૦ ૧
પીયજીપ્હેલાં તૂં તો કયમ નથી જાતો, નેહે મારા પાપી પ્રાણ;
મોહનવર તો મધુપૂરી વસશે, પછી તારો જીવન કોણ. કાળજ૦ ૨
અરે દૈવ મને શીદ સરજી, શીદ આપ્યો અબળાનો દેહ;
શેં ન કરી મુંને મુરખ થાત, નહીં નંદકુંવરજીસું નેહ. કાળજ૦ ૩
કયાંહાં જઇયે સખી કોણને કહિયે, ને કરિયે કવણ ઉપાય;
પાયે પડૂં કોઈ એવૂં કરેરે, વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ૦ ૪
અરે વૃદ્ધ ગોપ કોઈ કેમ નથી વારતા, મૂઢ સરવકો અજાણ;
અરે વિધાતા વિઘન પાડ હેવું, પીયુજી ના કરેરે પ્રયાણ. કાળજ૦ ૫
ચાલો સખી મરજાદારે મૂંકી, રોકીએ રસિયો રાય;
તેથી ન માને તો પડો ચક્ર વચ્ચે, મારીને જાય તો જાય. કાળજ૦ ૬
પ્રેમ પીડાતી ને મન અભિલાખી, ને વ્રજલલના વ્રજભૂપ;
પરિરંભણ કરતાં સહૂ પ્યારીને, રદે રોપ્યૂં નીજ રૂપ. કાળજ૦ ૭
હરિરથધ્વજરજ પણ રહી ઉડતી, ધરણી ઢળી સ્ત્રીજંન;
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર, દીધૂં સકળ હૃદે દરશંન. કાળજ૦ ૮

## પદ-રાગ સોરઠ-૮૭ (૧-૨)

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે;
ભોળૂં ભાખ મારે, કામણ દીસે છે અલબેલા૦ ટેક૦
મંદ હસીને ચિતડું ચોર્યૂં, કુટિલ કટાક્ષે કાળજ કોર્યૂં;
અદપડિયાળી આંખે ઝિણું ઝાંખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૧
નખશીખરૂપ ઘણૂ રઢિયાળૂં, લટકયું સઘળું કામણગાળું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાંરે; ભોળું ભાખ૦ કા૦ ૨
વ્હાલ ભરી રસવરણી વાણી, તારૂણીનું મન લેછે તાણી;
ભૃગુટીમાં મટકાઇ ભુરખી નાખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૩

દયાપ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે;
આ વિનતી આતુરતા આવડૂંસાંખ મા રે; ભોળું ભાંખ૦ કા૦ ૪

પદ-રાગ સોરઠ-૮૮. (૧-૨)

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગીયારે,
કાળજ કોરાણું કંદ્રપનાં શર વાગિયારે; તેં તો ઘટઘટ૦ ટેક.
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભવ સેજે તૂં ખસિયો;
વિરહેના અંગારા અંગે જાગિયા રે, તેં તો ઘટઘટ૦ ૧
માત પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે;
દુરિજન દુશમન સહુકો પુઠે લાગિયારે; તેં તો ઘટઘટ૦ ૨
કહાન કટાક્ષ કરી તૂં ભાલા, તેમાંનૂં કંઈ નાહિ, હસિ રાંલા;
તે સાચૂં સમજી પી લે લોક અભાગિયારે; તેં તો ઘટઘટ૦ ૩
દયાપ્રીતમ પ્રીત કરી ના ફાવી, વણ વેપારે જોખમ આવી;
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગીયારે; તેં તો ઘટઘટ૦ ૪

પદ-રાગ સોરઠ-૮૯. (૧-૨)

રૂડા દીસોછો રાજેશ્વર મંદિર, આવતારે, રૂડા દીસોછો૦
જરકસી હરી જામો પ્હેરી, માથે બાંધી પાઘ સુનેરી,
રૂડો રેંટો હોડી મન લલચાવતારે; રૂડા દીસોછો૦ ૧
હૈયે હાર ગુલાબી ફેરે, ચિતડું રોકી રાખ્યું ચોરે,
ગજરા કાજૂ બાજૂ મુજ મન ભાવતારે; રૂડા દીસોછો૦ ૨
કનકછડી સુંદર કર લઇને, ગજગતિ ચાલે હળવા રહીને,
ચિતડું ચોરી મીઠું મીઠું ગાવતારે; રૂડા દીસોછો૦ ૩
દયાપ્રીતમનો નાથ વિહારી, જાઉં તુજ વદનકમલપર વારી,
હેતેશું બોલાવી તાપ સમાવતારે; રૂડા દીસોછો૦ ૪

પદ-રાગ કાફી-૯૦. (૩)

ચતુરા ચેટક એવૂં જાણીરે, એણે કંઈ વેળાનૂં કામણ કર્યું; છે ચતુરા. ટેક.
બોલીને મધૂરી વાણી, મ્હારૂં મન લેછે તાણી;
નિરખ્યાવના નહિ રહૂં નંદલાલને, જેમ ચંદ્ર જોઈ ચકોર શું ચળ્યું. છે ચ૦ ૧
મળ્યા હેને એમ ન કીજે, પોતાનો કરીને લીજે;
તું તારા ધિરજથી ગુણ જાણરે, નૈણામાં આવી અંબુજ ઠર્યું. છે ચ૦ ૨
પ્રીત કરીને પ્યારા, શું રોહોછો નૈણાંથી ન્યારા;
વછોડયાં વ્હાલાં જુદાં નહિ થાયરે, જેમ સરિતાનૂં નીર સાગરમાં ભળ્યૂં. છે ચ૦ ૩

તેણે કરી આનંદ પામી, મળ્યો દયારામનો સ્વામી;
એવાં પુણ્યે પૂરણ પામી પારરે; મનડું તો જાણે વિઠલસૂં વળ્યૂં. છે ચ૦ ૪

### પદ-રાગ કાફી-૯૧. (૧-૧)

રૂપાળી રાધા તારૂં તનરે, સેહેજે તે સુંદરતાનું ભર્યૂં; છે રૂપાળી રાધા૦ ટેક.
વિના અંજન દીસે આંખડલી આંજીરે, સલૂણી શ્યામા;
રંગ્યાવના રકત દસન વસનરે, બળબિંબ સુધા માનનું ભર્યૂં; છે રૂપાળી. ૧
વિના સુગંધ મ્હેકે શ્રીઅંગ ત્હારૂંરે, સલૂણી શ્યામા;
વિના સકળ ગુણ રૂપ નિધાનરે, અનુપમ્ય કાંઈ ચિતડુ ઠર્યું; છે રૂપાળી. ૨
વિના અંગરંગ દીસે કનક લતા સુરે, સલુણી શ્યામા;
વિના માહાવરચરણ અરૂણુરે, બિંદુ કપાળે અજબ કર્યું; છે રૂપાળી. ૩
દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનૂં મોહનરે, સલુણી શ્યામા;
તે મોહ્યો મોહ્યો મદનગોપાળરે, લટ્ટુ કરીને મનડું હર્યું; છે રૂપાળી. ૪

### પદ-રાગ કાફી-૯૨. (૨)

કાનુડો કામણગાળોરે, સાહેલી આ તો કાનુડો કામણગાળોરે. ટેક.
કાનુડો કામણગાળો, રસભર્યો ને રૂપાળો;
આ શું આંખડલીનો ચાળોરે; સાહેલી આ તો કાનુડો. ૧
રંગ રાતો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો;
નેણાંશૂં કરે છે વાતોરે; સાહેલી આ તો કાનુડો. ૨
ભરવા હૂં ગઈ પાણી, પ્રેમ પીડા ભરી આણી,
ઘેલી થઈ હું આવી શાણીરે; સાહેલી આ તો કાનુડો. ૩
તેં કહ્યું તે મેં નહિ માન્યૂં, આજે મારી જાતે નાણ્યું,
આવડું મેં નોતું જાણ્યું રે, સાહેલી આ તો કાનુડો. ૪
બેની તાહારે પાયે લાગૂં, વ્હાલા વીના ઘેલું લાગું,
દયાનો પ્રીતમ માગૂંરે, સાહેલી આ તો કાનુડો. ૫

### પદ-રાગ ખંમાયચી-૯૩. (૨-૧)

ગિરધારીયા ગુમાનીરે, વાહાલાજી તેં તો મને મારીરે,
મંદહસણી તાહારી વંકવિલોકણી, તેથી કાંઇ સારી છે કટારીરે. ગિર૦ ટેક
ધૈર્ય વિવેક હરે સર્વેના આંખ્ય એહેવી છે કામણગારી. ગિર૦ ૧
કળ ન પડેરે મને કોઈરે ઠેકાણે, શી વલે થશે હાવાં માહારીરે. ગિર૦ ૨
હું વહુવારૂ સાસિરિયા વેશ, શી ગતી તેં તો મ્હારી ધારીરે. ગિર૦ ૩

મોહની સુરત તાહારી ચિતડામાં ચોંટી, વિસરે નહિ તે વિસારીરે. ગિર૦ ૪
દયાના પ્રીતમ પ્રીત કરી તે નિભાવિ લો, લાજતજી કહુંછું હુંતો ત્હારીરે. ગિર૦ ૫

### પદ–રાગ કાલિંગડો–૯૪. (૩)

સખી હું તો જાણુતી જે સુખ હશે સ્નેહમાં; સખી હું તો૦ ટેક.
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખી દેહમાં–સખી૦ ૧
પીડા પામે પરો થશે નવ ભાવે, ભપૂડો એહવો જે કાંઇ એહમાં–સખી૦ ૨
રૂપને ગુણ સહુ તે તેમાં દેખે, મન માન્યું જેનું જેહમાં–સખી૦ ૩
સ્વાધિન પરાધીન કરી નાખે, નેહ વિના એહ બળ કેહ મા–સખી૦ ૪
હું દુ:ખી ર્હાં ને વ્હાલો વિકળ ત્યહાં છે, સુખી ના મળે કોઇ બેહમાં–સખી૦ ૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો, ભીજી રહૂં આનંદ મેહમાં–સખી૦ ૬

### પદ–રાગ કાલિંગડો–૯૫. (૩)

શંક માહરી રાધાને દગો એણે દીધોરે, શંક૦ ટેક.
ફાંદામાં નાખીને એણે ફાંસીરે દીધી,
પારધીની પેરે ધીરવીને જીવ લીધોરે; શંક૦ ૧
મંદ હસીને વાહાલે વંક વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વશ કીધોરે; શંક૦ ૨
દુ:ખે દીધાં કહિયે એહનું પણ રાધા લોચન,
બાણ ભવોભવ કાળજડું વીધોરે; શંક૦ ૩
દયાના પ્રીતમ એહવા તો એહવા રેહજોરે,
કપટ કરીને એણે પ્રેમ રસ પીધોરે; શંક૦ ૪

### પદ–રાગ બિહાગ–૯૬. (૨)

હો માહનારે મુને માયા લગાડી, મન મોહ્યું ગિરવરધારીલાલ. ટેક.
મોહની મોરલીએ ચિત ચોરી લીધૂં માહારૂં, મુને સુતી જગાડી. મુને૦ ૧
અલબેલિ આંખની અણીએ પ્રાણ પ્રોયા, કીધી ઘાયેલ ઘાડી. મુને૦ ૨
કાળજ કાહાડી લીધૂં કામણગારા, નેહનેન દેખાડી. મુને૦ ૩
વૈદ વાહાલાજી મારા રોગનો તું છે, કોહોને દેખાડું નાડી. મુને૦ ૪
દાંકી ધીકૂં છૂં તારા વિરહની આગે, પ્રીતમ પાડની ટાહાડી. મુને૦ ૫
સાવજ સરખી કીધી સલૂણા, તેં માણસમાંથી કાહાડી. મુને૦ ૬
મન મધુકર માહરો મૂકતો છે નહિ, તાહરા રૂપની વાડી. મુને૦ ૭
દયા પ્રીતમ મીઠૂં બોલી મંદ હસી, મોહના ફંદમાં પાડી. મુને૦ ૮

(૨)

## પદ-રાગ જંગલો-૯૭.

એટલું તું મારૂં કહ્યું માન, હો પ્યારીજી, એટલું તું મારૂં કહ્યું માન;
તેડે ગિરધારી તને કુંજનો બિહારી; પ્યારી એટલું તું મારૂં૦ ટેક.
આતુર છે ઘણા અલબેલોજી, ઉભા કુંજમાં પંથ પેખે,
હો પ્યારી, વિવિધ કુસુમ તારી સેજડી સમારી; પ્યારી એટલું તું મારૂં૦ ૧
દયાના પ્રીતમજી પ્રાણપ્યારીને, નથી કોઇ પ્યારી હો તુજ સરખી;
હો પ્યારી, સાચૂં કહું કરજોડી પાલવ સાહી; પ્યારી એટલું તું મારૂં૦ ૨

## પદ-રાગ ખંમાયચી-૯૮.

મનડાના માન્યા મોહન માહારે મોહોલે આવો,
માહારે મોહોલે આવો, કહાના શીદ તરસાવો; મનડા૦ ટેક.
રીત તો વિચારો નરનારી પૂછે ડોલે, ગુમાન ભરેલી ગોરી બોલ્યાવિના ના બોલે;
તે સામી આતુર થઈ જાચૂ કહોને તમ તોલે. મનડાના૦ ૧
તમારા વિરહને દરદે વિકળ ફરૂં છૂં, ચાતુર છો વિચારો આતુર વિનતી કરૂં છૂં;
દયાના પ્રીતમ હું દર્દે નિશ્ચે મરૂં છૂં. મનડાના૦ ૨

## પદ-રાગ સોરઠ-૯૯ (૨)

રંગ ભર આવે સલૂણો છેલ, પ્રીતે પધરાવૂં મ્હારે મોહેલ. ટેક.
એક તુંને આપૂં અનુપમ વસ્ત, નથી જેની ઊપર કોઇનો દસ્ત;
તે ચાખે ચતુર થાશ મદમસ્ત. રંગભર આવે. ૧
જેથકી તું અજીત તોયે જીતાશ, આતમારામ પણ મારે વશ થાશ;
એવો મીઠો અદભુતરસ તુંને પાશ. રંગભર આવે. ૨
નથી દીઠો જ્ઞાની વૈરાગી મુની જોગી, સરવ કોઈ એ રસના છે વિજોગી:
એક તુંજ ભાળ્યો તે રસ ભોગી. રંગભર આવે. ૩
જે પીતાં ન ઓછો રેહે એકો અભિલાખ, ફીકા બીજા લાગશે રસ લાખોલાખ;
તે વેળાનાં સુખમાં મન તારૂં સાખ. રંગભર આવે. ૪
જેની ઉપર વારૂં અમૃત સુખસ્વર્ગ, ઓવારીને નાખું અમૃત આનંદ અપવર્ગ;
જેને ન અનુભવ્યો બ્રહ્માદિક ભર્ગ. રંગભર આવે. ૫
જેને મનકામના કશી નહી નર્મ, એક મને વહાલો છે વ્હાલો મારો પર્મ;
દયાપ્રીતમને વિરલા જાણે એને મર્મ. રંગભર આવે. ૬

(૧-૨)

## પદ-રાગ સોરઠ-૧૦૦.

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે;
તને તારો કાન બોલાવે, તને ઘનશ્યામ બોલાવે;
તને તારો પીયું બોલાવે, સરસ સમય સાધે સાધે; પ્યારી રાધે. ચાલ વ્હેલી. ટેક
નથી તુજ સમા કોઈ અખિલ વિશ્વવામા;
શચી સાવિત્રી ઉમા રામા;
તે પણ નહિ સમોવડ અવર કોણ કામા;
ત્હારી તૂલના, ત્હારી તૂલના, એક તુંજ, કે વ્રજભૂપ;
તું તદ્રૂપ, ગુણ સ્વરુપ; વાસકૂપ, અપ્ય યૂપ;
સકૃત રૂપ, એહુ અનૂપ, ગતિ અગાધે અગાધે; પ્યારી રાધે. ચાલ. ૧
કેસરિ આમિષ તજી તૃણ કેમ ખાય;
સ્વાતિ સલિલ વણ ન ચાતક તરસ જાય;
વન વિશાખા અગ્રજાજ સીપ ન્હાય;
એ દષ્ટાંત, એ દષ્ટાંત, અર્થ આણુ, ધ્યાન ગાન;
મુકી માન, પ્રિયતમ કહાન, દે રસદાન, અધરપાન,
ભાગ્યવાન, નકો આન, તૂં સમાન, સુતા ભાન;
તજિ ઉપાધે ઉપાધે; પ્યારી રાધે. ચાલ વ્હેલી અલબેલી. ૨
સલિલહીન મીન જીવે ન કોય;
જષવિહિન થયૂં બગડે તે તોય;
તડિત મેઘ મેઘ તડિત વણ ન સોય;
કરિ જો વિચાર, કરિ જો વિચાર, વાર વાર, એજ સાર;
માર્યા માર, ધારધાર, સહુ શૃંગાર, મકર, વાર, નંદકુમાર;
પ્રાણઆધાર, ને ઉરહાર, કર અબાધે અબાધે; પ્યારી રાધે. ચાલ વ્હેલી. ૩
એમ કહિ પતિ અતિ રતિસ્મૃતી કરાવી;
સજાવ્યા શૃંગાર જેમ તેમ સમજાવી;
લાવી લલિતા પટરાણીને પધરાવી;
સોંપી શ્યામા, સોંપી શ્યામા, સુંદરશ્યામ, કરિ પ્રણામ, વળી વામ;
કુંજધામ, પુરણકામ, નિગમ યામ, સો વિશ્રામ, તે ગુણગ્રામ;
કથે આમ, દયારામ, હર્ષ વાધે વાધે; પ્યારી રાધે. ચાલ વ્હેલી. ૪

(૧-૧)

## પદ-રાગ સોરઠ-૧૦૧.

ચાલ ચપળા બૃખુભાનની દુલારી; ટેક.
તુંને ઘનશ્યામ બોલાવે, તુંને પ્યારો લાલ બોલાવે,
તુંને તારો પિયુ બોલાવે, પ્રાણકેરી પ્યારી પ્યારી; ચાલ ચપળા. ટેક.
રૂદયા તંત્રદોપ વિપ્ર છે શામાટે;
નહી ત્રિયા વર્ષ માસ રહે ઉચાટે;
હરિરિપુપતિ જુએ છે ત્હારી વાટે;
તે માટે ચાલ શ્યામા, ગુણગ્રામ, બહુનામ, સ્નેહરામ,
મંનકામ, પ્રિત વિચારી વિચારી; ચાલ ચપળા, બખુભાનની૦ ૧
જા સખી હાવા નહિ બોલૂં તુજસાથે;
ચંદ્રમુખી કલંક દીધૂં માહારે માથે;
એવા નાથને કયમ ભિડૂં ભરી બાથે;
કે સૂણ સુતાભાન, વાલીવાન, અતિધ્યાન, મુકી માન, કર હૃદે, વારીવારી; ચાલ૦ ૨
હારે એમ કહી કરી જેમતેમ સમજાવી;
સજાવ્યા શૃંગાર કંચુકી કાળી;
કટાક્ષમાત્રમાં પુરૂષ નાખે ઢાળી;
કે એટલૂં, જોઈ પ્રકાશ, તુજનાશ, કુંજઅવાસ, દાસદયાના, મોરારીમોરારી; ચાલ૦ ૩
(૩)

## પદ-રાગ વેળાવળ-૧૦૨.

રસિએ વજાડી રંગ વાંસળી, પાંસળી માહારી પ્રોઈ;
વિકળ કરી મુને વાલમે, વાંકી દૃષ્ટેરે જોઈ. રસિ૦ ૧
સખી પનઘટઉપર હૂં પડી, મ્હારી કાયારે કાંપે;
ભેદ ન સમજે કો ભામની, લેઈ લેઈ રૂદયાશું ચાંપે. રસિ૦ ૨
કોઈ કહે અખંતર તો અડ્યૂં, કોઈ કહે કાળેરે કરડી;
એક સખી સમઝી ગઈ, લાલ લેહેરે રે મરડી. રસિ૦ ૩
તેણે કહ્યું, સરકો સહૂ, એક મંત્ર હૂં પાસે;
સંભળાવૂં એના શ્રવણમાં, વિખ્ ઊતરી જાશે. રસિ૦ ૪
તેણે કહ્યું મારા કાનમાં, હૂં છૂં શ્યામની સંગી:
નિશ્ચે હું તેને મેળવૂં, સુણી ઊઠી ઉમંગી. રસિ૦ ૫
સરવે વખાણી તે ત્રિયાં, વિખડૂં તેં વાળ્યૂં;
દયાના પ્રીતમ તેણે મેળવ્યા, મારૂં વ્રેહદુઃખ ટાળ્યૂં. રસિ૦ ૬
(૧-૨)

## પદ–રાગ સોહણી–૧૦૩.

મુને કાંઈ કાંઈ કાંઈ કહે છેરે;
લાલ તમારો લાડકવાયો માટે, આળ સરવ કોઈ સ્હેછેરે. મુને૦ ૧
મુજ મારગ રોકી મોહનજી, આડો આવી રેહેછેરે;
લોક દેખતાં કુંવર તમારો, માહારો પાલવ આવી ગ્રહેછેરે. મુને૦ ૨
મુજ મુખ દેખી વાહાલો નેન નચાવે, મધુરૂં મધુરૂં હસીદે છેરે;
પનઘટપર પ્રિતમ દયાનો, મારી બલૈયાં લે છેરે. મુને૦ ૩

## પદ–રાગ સોહણી–૧૦૪. (૩)

લાલ તમારો લાડકવાયો, મુને કાંઈ કાંઈ કહે છેરે;
હાંરે મારો મારગ રોકી, ઊભો રહે છેરે. લાલ૦ ટેક૦
ગોકુળથી મથુરાંમાં જાતાંરે, મારાં દાણ દધીનાં શાને લેછેરે. લાલ૦ ૧
વૃંદાવનની કુંજગલીમાં, હાંરે મારો પાલવ શાને ગ્રહે છેરે. લાલ૦ ૨
મુજ સામું જોઇને વ્હાલો નેનનચાવે, મુને સાન કરી સમજાવેછેરે. લાલ૦ ૩
દાસ દયાના સ્વામી અંતરજામી, મારા રૂદયા કમળમાં રહેછેરે. લાલ૦ ૪

## પદ–રાગ કાફી–૧૦૫. (૩)

હાવાં નહીં મુકુંરે, મોહનજી માનો ખરી;
ક્યાંથી મળો છોછારે, આ અલબેલાજી ફરી. ટેક૦
ઘણે દહાડે માહારે હાથે ચઢયા છો, મન ગમતું સુખ લેશ;
ખટપટ મુકીદો ખુશી થઇને, ગમશે ત્યારે જાવા દેશ;
જો જોર કરી જાશોરે, હું તતક્ષણ જઇશ મરી. હાવાં૦ ૧
જે કહું તે જગજીવન છો, માહારે નથી અન્યતું કામ;
પ્રેમપયોધી પાતળીયા, મારાં વ્રેહ દુખના વિશ્રામ;
ઝાઝું કેહેવું શાનેરે, જાણો તન તાપ હરી. હાવાં૦ ૨
તન મન માહારૂં તમસું બાંધ્યું, પ્રભુ હાવા શું કહું વિશેષ;
માહારા ભાગ્યમાં છો તમો ભુધર, એ લખ્યો વિધાતાએ લેખ;
ડરૂં ન દુરીજંનથીરે, લજ્જા મેં તો મુકી પરી. હાવાં૦ ૩
આતુર જનની આશ પુરવી, ચતુરનું લક્ષણ એહ;
દાસ દયાના પ્રભુ હું છું તમારી, મેં તો તમને સોંપી દેહ;
પુરો કોડ મનનાંરે, અમપર મેહેર કરી; હાવાં નહીં મુકુંરે, મોહન૦ ૪

### પદ-૧૦૬.

મ્હારા વ્હાલારે લાગોછો વાહાલા, પીયું પ્રાણજીવન નંદના લાલા;
બીજા વાહાલા તે કહેવાના ઠાલા. મ્હારા વ્હાલા૦ ૧
વ્હાલા વ્હાલ સરીખુંનથી કાંઈ મીઠું, અમૃત પણ એહવું નવ દીઠું;
હેત સ્વાર્થનું તે તો અજીઠું. મ્હારા વ્હાલા૦ ૨
મીઠી વસ્તુ સઘળી પ્રેમ તળે, તેહને ભોગવ્યા પછે સંતોષ વળે;
પ્રેમરસ પીતાં તૃષ્ણા ન ટળે. મ્હારા વ્હાવાલા૦ ૩
જ્ઞાનાદિકે તમે વશ ન થાઓ, મોક્ષાદિકે દેહે અળગા જાઓ;
વ્હાલા વ્હાલથકી તમો બંધાઓ. મ્હારા વ્હાલા૦ ૪
પ્રીત રીતમાં પંડીત શું જાણે, અનુભવથી અજાણ્યા અવગુણ આણે;
એને જે જાણે તે નિત્ય માણે. મ્હારા વ્હાલા૦ ૫
મુખે દીઠે મ્હારી આંખ ઠરે, તે મનડું ધીરજ નવ ધરે;
ડુબી જળ માછલડી તરસે મરે. મ્હારા વ્હાલા૦ ૬
તંન થાકો કાયે મન રખે થાકો, નાથ સુખી કરવાને નિત ચિત તાકો;
નિત્ય નિરખું પણ તૃપ્તી નહિ આંકો. મ્હારા વ્હાલા૦ ૭
મ્હારૂં મન રેહેજો તમસું લાગ્યું, મ્હારૂં તન મન રેહેજો તમ પાસે માગ્યું;
દયા પ્રીતમજી દેજો એ માગું. મ્હારા વ્હાલા૦ ૮

### રાગ-સિંધભેરવી-૧૦૭. (૨)

માડી નંદનો કુંવર મારી કેડે પડયોરે,
માડી નંદનો કુંવર મારી૦ ટેક.
મુજ મુખ દેખી વહાલો નેન નચાવે;
મિષેમિષે આવે મારે અંગે અડયો. માડી નંદ૦ ૧
મુને પણ એ વીના બીજો જોવો ગમે નહીં;
નિશદિન આવે મ્હારે કાળજે ચડયો. માડી નંદ૦ ૨
મને એમ સુઝે માડી એને વરૂં તો;
જોડું શોભે જાણે મણીકુંદને જડયોરે. માડી નંદ૦ ૩
દયાપ્રીતમને મ્હારી પ્રીત પુરવ જાણે:
હો માડી વર એ વિધાતા મારે માટે ઘડયોરે. માડી નંદ૦ ૪

### રાગ-સિંધ ભેરવી-૧૦૮. (૨)

નંદનો કુંવર પરણાવ;
રે હો માડી મુને નંદનો કુંવર પરણાવ. ટેક.

વ્હેલી થા નહીં તો કોઈ વેવા કરી જાશે;
મારી સખીઓની સાથે કાંઈ કહાવરે. હો માડી૦ ૧
મ્હારા પિતાને કહી કુમકુંમ કચોળે ભરે;
વ્હેલો વ્હેલો વિપ્રને બોલાવરે. હો માડી૦ ૨
રૂપવંતો ને ગુણવંતો ન એવો કોઈ;
તુંને દાખું જો ગોકુળિયામાં આવરે. હો માડી૦ ૩
અખંડ એવાતન વરેથી, મારાં જનમાક્ષર જોવડાવરે. હો માડી૦ ૪
શ્રીરાધાનાં વચન સુણી કીરતીજી હ્રદે ચાંપી;
એમજ કરીશે બેટા આવરે. હો માડી૦ ૫
મેં પણ દયાનો પ્રભુ તારો વર ધાર્યો;
બેની તું કાંઈએક ધીરજ મનમાં લાવરે. હો માડી૦ ૬

## પદ-૧૦૯. (૨)

વિઠ્ઠલ વાંકલડું મા ઝાંખરે, તારી નેણ કટારી છે. વિઠલ૦ ટેક.
નવ આવે સમોવડ આંખને, કાંઈ કટારડી સારી છે;
તે તો હરી હણે તારી આંખ, મળ્યાને મારણહારી છે. વિઠલ૦ ૧
રતનાળી રસની ભરી, કાંઇ કામણગારી છે;
દયા પ્રીતમ હું કયમ જીવું, મને જીવતી મારી છે. વિઠલ૦ ૨

## પદ-૧૧૦. (૨)

વિઠલ વાંસલડી મા વાસરે, મ્હારૂં કાળજ કાંપે છે. વિઠલ૦ ટેક.
એના ટહુકા સુણતાં તનડામાં, બ્રેહવહ્નિ વ્યાપે છે;
મદનની પીડી માનનીને, શીદ સંતાપે છે. વિઠલ૦ ૧
ડાઘ લાગ્યો છે હૈડામાં, શીદ રાગ અલાપે છે;
એકીવારે હણીનાખ, દયા પ્રભુ શીદ અદાપે છે. વિઠલ૦ ૨

## સારંગની હોરી-૧૧૦. (૨)

સખી આ જોની લાલે ગુલાલે મારી આંખ ભરી. ટેક
આંખ ભરી મેં નવ જોવાયું, ત્યારે રહી ડરીને;
મનમાન્યું તે કીધૂં એણે, વળગા ઝૂમી કરીને. સખી. ૧
મે વાર્યો ને વાલમ ના માન્યું, સમજી રસ ના લીધો;
એક દિવસમાં સહુ સુખ સાંત્યું, જગત ભવાડો કીધો. સખી. ૨
ઉર મુખ ઢાંક્યું ક્યાંહાં લગી રેહેશે, દુરિજન ગુરૂજન જોશે;
કાલે રમવા નહિ જવાય મેં, ત્યારે શી ગત હોશે. સખી. ૩

સખી કેહે ચિંતા તજચિતથી, આપણુ નિત્યે જૈશું;
કહેનારાં કહિને શૂં કેહેશે, નફ્ફટ નિર્લજ થૈશું. સખી. ૪
જે સુખને પદ્મા તરસે છે, તે તું સ્હેજે પામી;
જખ મારે છે જગત માણુ તૂં, દાસ દયાના સ્વામી. સખી. ૫ (૩)

## સારંગની હોરી-૧૧૧.

મુજને અડશો મા, આઘા રોહો અલબેલા, છેલા અડશો મા. ટેક.
અંક ભર્યાના સમ ખાઓ તો, અધરતણો રસ પાણીં;
કહાન કુંઅર કાળા છો અડતાં, હું કાળી થઈ જાણીં. મુજને૦ ૧
તું મુજ અડતાં, શ્યામ થાશ તો, હું કયમ નહિ થાઉં ગોરો;
ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો તુજ તોરો. મુજને૦ ૨
કાળી થયાનું કામ નથી પણ, લગન લોકમાં ઠરશે;
લઘુ વયમાં લાંછન લાગ્યાથી, બીજો વર કયમ વરશે. મુજને૦ ૩
મારે બીજા વરનું કામ શું છે, હું વર તું વહુ ધન્ય;
જેહેનું લાંછન તેને વરિયે, તેહમાં ન મળે અન્ય. મુજને૦ ૪
સુણી એમ હરિવદની હસી ભેટયાં, પ્રતિઉત્તર ના દીધો;
હોળીની હાંસીમિષે દયાપ્રીતમ, બેએ આનંદરસ લીધો. મુજને૦ ૫ (૨)

## સારંગની હોરી-૧૧૨.

લોકડિયાં દેખે છે લાલ, આંખોમાં ઉડે ગુલાલ;
મુખડાંની ખાશો ગાળ, આ તે શૂં કર્યૂં. ટેક.
આડે દહાડે જોર ન ફાવ્યું, આજ હોરીનું ટાણું;
ઘણાં દિવસની ગુહ્ય રીસની, આજ ઊકેલો જાણું. લાલ આ તે૦ ૧
જે કેહેશો તે હા છે હાવાં, નવ માનૂં તે ચૂકી;
ઓરા આવો કહૂં કાનમાં, મારા સમ દ્યો મૂકી. લાલ આ તે૦ ૨
શૂં કરૂં જો આવી સાંકડે, મારૂં જોર ના ફાવ્યું;
દયાપ્રીતમ મુને કાયેર કરીને, તોબા ખત લખાવ્યૂં. લાલ આ તે૦ ૩ (૩)

## વસંત-૧૧૩.

નવ કીજેરે નવ કીજે, નવ કીજેરે આળ;
મારા તે સુખની માહાવજી, ખરી ખાશો ગળી ખાંડસી ગાળ. નવ૦ ટેક.
જયમ જયમ વારૂં વિઠલા, સમ તમને, તમને બહુ તાન,
વેચાતાં લીધાં વસંતમાં, અતી કરવા હમારાં અપમાન;
છેલછબીલા નંદના, નવ કીજે. ૧

જ્યાં લગી સામળા સાંખી રાખું છૂં, રાખું છૂંરે લાજ,
આજ આવ્યું તુંને આવડું, ગોવાળા ગોવાળિયાને રાજ, છેલ૦ ૨
હાંરે વ્હાલા સાસુડીની સુળી, ઘણો નણદીનો, નણદીનોરે ત્રાસ;
માથે તે મેહેણાં લોકના, રેહેવું પરણ્યાંનીરે પાસ. છેલ૦ ૩
મફત ગુલાલ મળ્યૂં તને કેસૂડી, કેસૂડીનો રંગ;
ઢંગ વિના ધાઈ ધાઇને, અરજો છો અબળાનુંરે અંગ. છેલ૦ ૪
હમો અબળાનાં ભલાં નથી, સબળા છો, સબળા છોરે શ્યામ;
દયાના પ્રભૂ સામળા, સમજ્યાનું એ કામ. છેલ૦ ૫

## વસંત-૧૧૪. (૩)

કયમ ભરિયેરે, કયમ ભરિયે,
જળ જમનાનું નીર, નંદકુંવર કેડે પડ્યો, કેમ૦ ટેક.
હું તો ઓથાં લઈ આથી રહૂં સામો આવે,
સામો આવેરે, સામો આવે, નંદાજીનો લાલ. નંદકુંવર૦ કયમ૦ ૧
હાંરે વ્હાલો પાકી મારે પીચકારીયો, આવી વાગે,
આવી વાગેરે આવી વાગે,આવી વાગે, મારાં તનડામાં તીર. નંદકુંવર૦ કયમ૦ ૨
કે મુને રોળી ચોળી ગુલાલમાં, વણસાડયાં,
વણસાડયાંરે વણસાડયાં, મારાં ચોળીને ચીર. નંદકુંવર૦ કયમ૦ ૩
હાવાં હરાયા તે દીન હોરીતણા, એ હરાયા,
એ હરાયારે, એ હરાયા, નંદજીનોરે લાલ. નંદકુંવર૦ કયમ૦ ૪
કે મુને દાસ દયાના સ્વામી મળ્યા, તેણે દીધાં,
તેણે દીધાંરે, તેણે દીધાં, મુને ધારણધીર. નંદકુંવર૦ કયમ૦ ૫

## પદ-૧૧૫. (૩)

આ તે શું અલબેલા છેક, કાંઇ નથી ધરતા વીવેક,
આવડો શો કરો અવિવેક-ગોકુળમાં રેહેવું. ટેક.
એમ કોઇનો ના લીજે અંત, કાંઇએક ડહાપણ રાખો ચંત;
સદા કાળ સહી નહિ રેહે વસંત-સંભારી લેવું. આ તે૦ ૧
શીદ કરો છો આવડાં વાનાં, હાવાં કંઇ છો નહિ ન્હાના;
આવજો મંદિર છાનામાનાં-છે કાંઈ કેહેવું. આ તે૦ ૨
હેતે ન હત આંખડલી દીઠી, વાત કહી તે લાગી મીઠી;
દયા પ્રીતમ મુકી વસીઠી-લેવું ને દેવું. આ તે૦ ૩



સખી કેહે ચિંતા તજચિતથી, આપણ નિત્યે જૈશું;
કહેનારાં કહિને શૂં કેહેશે, નફ્ફટ નિર્લજ થૈશું. સખી. ૪
જે સુખને પદ્મા તરસે છે, તે તું સ્હેજે પામી;
જખ મારે છે જગત માણ તૂં, દાસ દયાના સ્વામી. સખી. ૫ (૩)

## સારંગની હોરી-૧૧૧.

મુજને અડશો મા, આઘા રોહો અલબેલા, છેલા અડશો મા. ટેક.
અંક ભર્યાના સમ ખાઓ તો, અધરતણો રસ પાઊં;
કહાન કુંઅર કાળા છો અડતાં, હું કાળી થઈ જાઊં. મુજને૦ ૧
તું મુજ અડતાં, શ્યામ થાશ તો, હું કયમ નહિ થાઉં ગોરો;
પ્રરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો તુજ તોરો. મુજને૦ ૨
કાળી થયાનું કામ નથી પણ, લગન લોકમાં ઠરશે;
લઘુ વયમાં લાંછન લાગ્યાથી, બીજો વર કયમ વરશે. મુજને૦ ૩
મારે બીજા વરનું કામ શું છે, હું વર તું વહુ ધન્ય;
જેહેનું લાંછન તેને વરિયે, તેહમાં ન મળે અન્ય. મુજને૦ ૪
સુણી એમ હરિવદની હસી ભેટયાં, પ્રતિઉત્તર ના દીધો;
હોળીની હાંસીમિષે દયાપ્રીતમ, બેએ આનંદરસ લીધો. મુજને૦ ૫

## સારંગની હોરી-૧૧૨. (૨)

લોકડિયાં દેખે છે લાલ, આંખોમાં ઉડે ગુલાલ;
મુખડાંની ખાશો ગાળ, આ તે શૂં કર્યૂં. ટેક.
આડે દહાડે જોર ન ફાવ્યું, આજ હોરીનું ટાણું;
ઘણાં દિવસની ગુહ્ય રીસની, આજ ઊકેલો જાણું. લાલ આ તે૦ ૧
જે કેહેશો તે હા છે હાવાં, નવ માનૂં તે ચૂકી;
ઓરા આવો કહૂં કાનમાં, મારા સમ ઘો મૂકી. લાલ આ તે૦ ૨
શૂં કરૂં જો આવી સાંકડે, મારૂં જોર ના ફાવ્યું;
દયાપ્રીતમ મુને કાયેર કરીને, તોબા ખત લખાવ્યૂં. લાલ આ તે૦ ૩

## વસંત-૧૧૩. (૩)

નવ કીજેરે નવ કીજે, નવ કીજેરે આળ;
મારા તે મુખની માહાવજી, ખરી ખાશો ગળી ખાંડસી ગાળ. નવ૦ ટેક.
જયમ જયમ વારૂં વિઠલા, સમ તમને, તમને બહુ તાન,
વેચાતાં લીધાં વસંતમાં, અતી કરવા હમારાં અપમાન;
છેલછબીલા નંદના, નવ કીજે. ૧

જયાં લગી સામળા સાંખી રાખું છૂં, રાખું છૂંરે લાજ,
આજ આવ્યું તુંને આવડું, ગોવાળા ગોવાળિયાને રાજ, છેલ૦ ૨
હાંરે વ્હાલા સાસુડીની સુળી, ઘણો નણદીનો, નણદીનોરે ત્રાસ;
માથે તે મેહેણાં લોકના, રેહેવું પરણ્યાંનીરે પાસ. છેલ૦ ૩
મફ્ત ગુલાલ મળ્યૂં તને કેસૂડી, કેસૂડીનો રંગ;
ઢંગ વિના ધાઈ ધાઇને, અરજો છો અબળાનુંરે અંગ. છેલ૦ ૪
હમો અબળાનાં ભલાં નથી, સબળા છો, સબળા છોરે શ્યામ;
દયાના પ્રભૂ સામળા, સમજ્યાનું એ કામ. છેલ૦ ૫

## વસંત-૧૧૪. (૩)

કયમ ભરિયેરે, કયમ ભરિયે,
જળ જમનાનું નીર, નંદકુંવર કેડે પડયો, કેમ૦ ટેક.
હું તો ઓથાં લઈ આઘી રહૂં સામો આવે,
સામો આવેરે, સામો આવે, નંદાજીનો લાલ. નંદકુંવર૦ કયમ૦ ૧
હાંરે વ્હાલો પાકી મારે પીચકારીયો, આવી વાગે,
આવી વાગેરે આવી વાગે,આવી વાગે, મારાં તનડામાં તીર. નંદકુંવર૦ કયમ૦ ૨
કે મુને રોળી ચોળી ગુલાલમાં, વણસાડયાં,
વણસાડયાંરે વણસાડયાં, મારાં ચોળીને ચીર. નંદકુંવર૦ કયમ૦ ૩
હાવાં હરાયા તે દીન હોરીતણા, એ હરાયા,
એ હરાયારે, એ હરાયા, નંદજીનોરે લાલ. નંદકુંવર૦ કયમ૦ ૪
કે મુને દાસ દયાના સ્વામી મળ્યા, તેણે દીધાં,
તેણે દીધાંરે, તેણે દીધાં, મુને ધારણધીર. નંદકુંવર૦ કયમ૦ ૫

## પદ-૧૧૫. (૩)

આ તે શું અલબેલા છેક, કાંઇ નથી ધરતા વીવેક,
આવડો શો કરો અવિવેક-ગોકુળમાં રેહેવું. ટેક.
એમ કોઇનો ના લીજે અંત, કાંઇએક ડહાપણ રાખો ચંત;
સદા કાળ સહી નહિ રેહે વસંત-સંભારી લેવું. આ તે૦ ૧
શીદ કરો છો આવડાં વાનાં, હાવાં કંઇ છો નહિ ન્હાના;
આવજો મંદિર છાનામાનાં-છે કાંઈ કેહેવું. આ તે૦ ૨
હેતે ન હત આંખડલી દીઠી, વાત કહી તે લાગી મીઠી;
દયા પ્રીતમ મુકી વસીઠી-લેવું ને દેવું. આ તે૦ ૩



સખી કેહે ચિંતા તજચિતથી, આપણ નિત્યે જૈશું;
કહેનારાં કહિને શૂં કેહેશે, નફ્ફટ નિર્લજ થૈશું. સખી. ૪
જે સુખને પદ્મા તરસે છે, તે તું સ્હેજે પામી;
જખ મારે છે જગત માણ તૂં, દાસ દયાના સ્વામી. સખી. ૫ (૩)

## સારંગની હોરી-૧૧૧.

મુજને અડશો મા, આઘા રોહો અલબેલા, છેલા અડશો મા. ટેક.
અંક ભર્યાના સમ ખાઓ તો, અધરતણો રસ પાણીં;
કહાન કુંઅર કાળા છો અડતાં, હું કાળી થઈ જાણીં. મુજને૦ ૧
તું મુજ અડતાં, શ્યામ થાશ તો, હું કયમ નહિ થાઉં ગોરો;
ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો તુજ તોરો. મુજને૦ ૨
કાળી થયાનું કામ નથી પણ, લગન લોકમાં ઠરશે;
લઘુ વયમાં લાંછન લાગ્યાથી, બીજો વર કયમ વરશે. મુજને૦ ૩
મારે બીજા વરનું કામ શું છે, હું વર તું વહુ ધન્ય;
જેહેનું લાંછન તેને વરિયે, તેહમાં ન મળે અન્ય. મુજને૦ ૪
સુણી એમ હરિવદની હસી ભેટયાં, પ્રતિઉત્તર ના દીધો;
હોળીની હાંસીમિષે દયાપ્રીતમ, એએ આનંદરસ લીધો. મુજને૦ ૫

## સારંગની હોરી-૧૧૨. (૨)

લોકડિયાં દેખે છે લાલ, આંખોમાં ઉડે ગુલાલ;
મુખડાંની ખાશો ગાળ, આ તે શૂં કર્યૂં. ટેક.
આડે દહાડે જોર ન ફાવ્યું, આજ હોરીનું ટાણું;
ઘણાં દિવસની ગુહ્ય રીસની, આજ ઊકેલો જાણું. લાલ આ તે૦ ૧
જે કેહેશો તે હા છે હાવાં, નવ માનૂં તે ચૂકી;
ઓરા આવો કહૂં કાનમાં, મારા સમ દ્યો મૂકી. લાલ આ તે૦ ૨
શૂં કરૂં જો આવી સાંકડે, મારૂં જોર ના ફાવ્યું;
દયાપ્રીતમ મુને કાયેર કરીને, તોબા ખત લખાવ્યૂં. લાલ આ તે૦ ૩

## વસંત-૧૧૩. (૩)

નવ કીજેરે નવ કીજે, નવ કીજેરે આળ;
મારા તે મુખની માહાવજી, ખરી ખાશો ગળી ખાંડસી ગાળ. નવ૦ ટેક.
જયમ જયમ વારૂં વિઠલા, સમ તમને, તમને બહુ તાન,
વેચાતાં લીધાં વસંતમાં, અતી કરવા હમારાં અપમાન;
છેલછબીલા નંદના, નવ કીજે. ૧

જ્યાં લગી સામળા સાંખી રાખું છૂં, રાખું છૂંરે લાજ,
આજ આવ્યું તુંને આવડું, ગોવાળા ગોવાળિયાને રાજ, છેલ૦ ૨
હાંરે વ્હાલા સાસુડીની સુળી, ઘણો નણદીનો, નણદીનોરે ત્રાસ;
માથે તે મેહેણાં લોકના, રેહેવું પરણ્યાંનીરે પાસ. છેલ૦ ૩
મફ્ત ગુલાલ મળ્યૂં તને કેસૂડી, કેસૂડીનો રંગ;
ઢંગ વિના ધાઈ ધાઇને, અરજો છો અબળાનુંરે અંગ. છેલ૦ ૪
હમો અબળાનાં ભલાં નથી, સબળા છો, સબળા છોરે શ્યામ;
દયાના પ્રભૂ સામળા, સમજ્યાનું એ કામ. છેલ૦ ૫

### વસંત-૧૧૪. (૩)

કયમ ભરિયેરે, કયમ ભરિયે,
જળ જમનાનું નીર, નંદકુંવર કેડે પડયો, કેમ૦ ટેક.
હું તો ઓથાં લઈ આથી રહૂં સામો આવે,
સામો આવેરે, સામો આવે, નંદાજીનો લાલ. નંદકુંવર૦ કયમ૦ ૧
હાંરે વ્હાલો પાકી મારે પીચકારીયો, આવી વાગે,
આવી વાગેરે આવી વાગે,આવી વાગે, મારાં તનડામાં તીર. નંદકુંવર૦ કયમ૦ ૨
કે મુને રોળી ચોળી ગુલાલમાં, વણસાડયાં,
વણસાડયાંરે વણસાડયાં, મારાં ચોળીને ચીર. નંદકુંવર૦ કયમ૦ ૩
હાવાં હરાયા તે દીન હોરીતણા, એ હરાયા,
એ હરાયારે, એ હરાયા, નંદજીનોરે લાલ. નંદકુંવર૦ કયમ૦ ૪
કે મુને દાસ દયાના સ્વામી મળ્યા, તેણે દીધાં,
તેણે દીધાંરે, તેણે દીધાં, મુને ધારણધીર. નંદકુંવર૦ કયમ૦ ૫

### પદ-૧૧૫. (૩)

આ તે શું અલબેલા છેક, કાંઇ નથી ધરતા વીવેક,
આવડો શો કરો અવિવેક-ગોકુળમાં રેહેવું. ટેક.
એમ કોઇનો ના લીજે અંત, કાંઇએક ડહાપણ રાખો ચંત;
સદા કાળ સહી નહિ રેહે વસંત-સંભારી લેવું. આ તે૦ ૧
શીદ કરો છો આવડાં વાનાં, હાવાં કંઇ છો નહિ ન્હાના;
આવજો મંદિર છાનામાનાં-છે કાંઈ કેહેવું. આ તે૦ ૨
હેતે ન હત આંખડલી દીઠી, વાત કહી તે લાગી મીઠી;
દયા પ્રીતમ મુકી વસીઠી-લેવું ને દેવું. આ તે૦ ૩



# નીતિ-ભક્તિધોળ.

ધન સરવસ્વ સદા મ્હારૂં છો હે શ્રીનાથજી,
સહજે સઘળાં કારજ સુધારો દીનાનાથ;
વિવિધતણા અપરાધ ક્ષમા કરો દુઃખ હરીદાસના,
સહાય નિરંતર કરો છો ઝાલો જેહનો હાથ. ધન સર૦ ૧

પ્રસન્નપાળક દીનજનભયહર સહજ સ્વભાવ છે,
આનંદ મંગળકારી હરી અશુભ ઉચાટ;
નેત્ર પલકનીપેરે નિજજન રક્ષક છો સદા,
કરૂણાકર અંતરસ જુઓ નવી નિત વાટ. ધન સર૦ ૨

નિઃસાધનના સાધન નિર્ધનના ધન શ્રીહરી,
જનની જનકની પેરચે વસે ન નીજ જન દોષ;
અવગુણના ગુણ ભાખે ભૃત્યતણા ભગવંતજી,
અયોગ્ય યોગ્ય કરીને આપો આનંદ કોષ. ધન સર૦ ૩

મહાપ્રભૂ અશરણશરણ અનાથનાથ દીનબંધુછો,
પતિત પાવન અધમોદ્ધારણ પુષ્ટિપથેશ;
કેવળ નિજ કરૂણાબળનિજસમ નિજજનને કરો,
ચિંતા કોઇ વાતની રેહેવા દો નહિ લેશ. ધન સર૦ ૪

વિધી વિપત્તિ સંકટછેદક આધિવ્યાધિના,
પણ માગે સહુ સુખ દો વિભુજન પુરણકામ;
આત્માસાતનું અવળું સવળું સર્વ કરો સદા,
અખંડ ભકત હૃદયમાં નિવાસ સુંદર શ્યામ. ધન સર૦ ૫

નિજજન બુદ્ધિપ્રેરક પ્રાણજીવનજી આપ છો,
તે વિધિ કરો જે વિધિ ગમતી હોય;
કરતા હરતાપણૂં નિજમાં તો જંત્રીની તરે,
જન લહી જંત્રસરીખો દોષ ન માનો કોય. ધન સર૦ ૬

નિજજન સહુ સુખ ભુકતાવો અલેપ રાખો સદા,
જયમ રસના ન અડે ચીગટ પંકજપાન;
કાંઇએક ભીતી રખાવો ઉપજવવા મન દીનતા,
જેથકી કૃપાવૃદ્ધિ નિજજન ઉપજે નહિ અભિમાન. ધન સર૦ ૭

ત્રિકાળ સત્ય સંકલ્પ સત્ય ગિરા કો વિધે કહી,
કૃપા કરો ત્યાંહાં પાત્ર કુપાત્ર રહે ન વિચાર;
ઉદાર અવધી સદગુણસાગર ઘણું ગંભીર છો,
જન ઘણું ચુકયો તદપી કૃપા ચળે ન લગાર. ધન સર૦ ૮
જનનું વણસે કશું ન તે પણ જાન તમો કરો,
સરવ ઇશ્વરાત્મા નાગર નંદકિશોર;
માયા કાળ કરમબળી દુઃસ્વભાવ ચાલે નહીં,
એહવો પ્રબળ કરો જન દમે નહી ખટ ચોર. ધન સર૦ ૯
માહારૂં સઘળું બળ છો આપ એક શ્રીનાથજી,
હું છૂં સકળ ધરમ સહુ સાધન સદગુણહીન;
સેવા સમરણ નથી સત્સંગ અવિદ્યાએ ભર્યો,
સદજન દુઃખદ વિષય રતિ સકળ પાપ કરી પીન. ધન સર૦ ૧૦
કોમળ નિર્મળ હૃદય કરો માહારૂં કરૂણાનિધિ,
નિત્ય નિરંતર જુગલકિશોર કરો ત્યાંહાં વાસ;
પ્રપંચ વિસ્મૃતિ નિજ આશક્તિ ભક્તિ અહિતુકી,
આપો સતત સેવાવ્યસન કહી નિજ દાસ. ધન સર૦ ૧૧
મુજને સાચો સંત કરો ગુરૂ ભગવંદી ભાવ દ્યો,
ભાવે ભાણું એહેવાં લક્ષણ આપો નાથ;
માહારા મુગટમણી લોચનનાં ભુષણ શ્રી હરી,
જન્મ મરણ દુઃખ ટાળો ઝાલો નિજ લહિ હાથ. ધન સર૦ ૧૨
શ્રીમાહાપ્રભુકુળ સાંપ્યો છું સંબંધ વિચારિને,
શ્રીજી સહજે કરિયે મુજપર કરૂણાદૃષ્ટ;
સઘળાં શિઘ્ર દયાનાં કારજ તતક્ષણ થૈ જશે,
સહુ સુખ થાશે સઘળાં ભાગી જાશે કષ્ટ. ધન સર૦ ૧૩

ધોળ-૧. (૩)

શ્રીગુરૂદેવ મન અભિલાખ જે માહારા પુરશો, તે દિન કયારે આવશેરે;
શ્રીજી મળવામાં પ્રતિબંધ છે જેને ચુરસો, તે દિન કયારે૦ ટેક૦
પ્રપંચ ઘટી કૃષ્ણ આશક્તિ થાશે,
પુષ્ટભક્તિ દૃઢ પ્રેમરસ પીયુજી પાશે; તે દિન કયારે૦ ૧
નટવર રૂપરસમાં મન માછલડૂં રમશે,
શ્રીરાધાપદ પંકજમાં મુજ મતિ મધુકર ભમશે; તે દિન કયારે૦ ૨

શ્રીગોકુળ શ્રીવૃન્દાવનવાસી નિરાંત રોહો શું,
ગોપીજન જુથમધ્યે રમતાં જુગલને જોશું; તે દિન ક્યારે૦ ૩
જન્મમરણકાળ કર્મની ફાંસી ટળશે,
નિત્યે સત્સંગ સેવા સ્મરણમાં મન ગળશે; તે દિન ક્યારે૦ ૪
હરિના સહુ વલ્લભ મુજને કિંકરી કરશે રીઝી,
દયા તું દાસી મ્હારી કહી કર સાહાશે શ્રીજી; તે દિન ક્યારે૦ ૫ (૨)

## ધોળ-૨.

સાંભળો સહુકો આ છે શિખામણ સારી, જેહને પ્રસંન કરવા હોય શ્રીગિરધારી. ૧
દેવને દુર્લભ મોંઘો મનુષ્યા દેહ આવ્યો, હરિ ના ભજ્યા તેણે એળે ગમાવ્યો. ૨
સફળ તો થાય છોડે માયા આશક્તિ, રાત્રદિવસ કરવી શ્રીકૃષ્ણની ભક્તિ. ૩
નવધા ભક્તિ તો સહુ સાધનમણી કહિયે, પ્રેમલક્ષણા તે તો સર્વોપરી લહિયે. ૪
તે તો શ્રીગુરૂ વૈષ્ણવ પ્રસંન્ન જો થાય, તેની કૃપાએ પ્રેમ ભક્તિ પમાય. ૫
તે ભક્તિ આવે તેનું લક્ષણ આવું, સાંભળો સહુકો તેહની રીત બતાવું. ૬
હસ્તવડે તો કરે શ્રીકૃષ્ણ સેવા, ચરણ દ્રોડાવે હરિનાં દર્શન લેવા. ૭
નેત્રે તો નિરખે નંદકુંવરનું રૂપ, કૃષ્ણ કથામૃતે પુરે કર્ણના કૂપ. ૮
નાસા પ્રસાદી સુંઘે તુળસીની દામ, રસના રટે રસિક શ્રીકૃષ્ણ નામ. ૯
ચિત ચિંતનકર સુંદર શ્યામ, સર્વાંગે કરે પ્રભુને ડંડ પ્રણામ. ૧૦
આત્મનિવેદી હરિસું દાસત્વ રાખે, તન મન ધન જીવન વ્હાલાપર વારી નાંખે. ૧૧
ભગવદી જન સહુને બંધુ સરખારે જાણે, સર્વ પ્રાણીની ઉપર કરૂણા બહુ આણે. ૧૨
પરઉપકાર પ્રીતિ ઝાઝેરી લાવે, કદાપિ કોઇનું હ્રદે ના દુખાવે. ૧૩
માન અપમાન હાની વૃદ્ધિ સમજાણે, જે નીપજે તે શ્રીહરિની ઇચ્છા પ્રમાણે. ૧૪
અંતઃકર્ણ નિર્મળ વાણી સત્ય જ બોલે, પુરૂષોતમ પાખે કયહું મન ના ડોલે. ૧૫
હરિ ગુરૂ હરિજન એક વિવેકે જાણે, પારકું સુખ દેખી મન દુઃખ ના આણે. ૧૬
દીનતા રાખે ન કરે નીજનાં વખાણ, પ્રેમભક્તિ આવ્યાનું એજ પ્રમાણ. ૧૭
પ્રભુની પ્રસાદી ખાનપાનમાં લાવે, માયા વિષેમાં ઇંદ્રીઓ ના દ્રોડાવે. ૧૮
એ રીતે શ્રીકૃષ્ણની ભક્તિ જો કરિયે, તો ભવસાગર નિમિષમાં તરિયે. ૧૯
એ શિક્ષા સાર ધોળ ભાવે જે ગાશે, તેહેને દયાનો પ્રભુ પ્રસનજ થાશે. ૨૦

## ધોળ-૩. (૨)

શ્રીમદ વલ્લભ કરૂણારસ સમુદ્રથી, નિર્મળ રત્ન નિકળ્યાં દશચાર;
કિયાં કિયાં તેહ વિવેકે વરણવું, સાંભળજો સહુ દૈવીજીવ નરનાર. ૧

પેહેલું તે રત્ન શ્રીનવનીત પ્રિયે, બિજું શ્રીમથુરેશ નિર્મળ નામરે;
ત્રીજું તે રત્ન શ્રીવિઠ્ઠલેશ રાયજી, ચોથે શ્રીદ્વારિકેશ પુરણ કામરે. ૨
પાંચમું રત્ન શ્રીગોકુળનાથજી, છઠું શ્રીગોકુળચંદ્રમાજી કહિયેજી;
સાતમું તે રત્ન શ્રીમદનમોહનજી, આઠમે શ્રીબાળકૃષ્ણજી લહિયેજી. ૩
નવમું તે રત્ન શ્રીનટવરરાયજી, દશમે શ્રીજમુનાજી મહારાણીજી;
એકાદશમું રત્ન શ્રી ગિરિધરરાયજી, બારમે શ્રીગોવરધન લો જાણીજી. ૪
તેરમે શ્રીદામોદર શેષહી સંગે, ચૌદમે શ્રીગોકુળસોહે વ્રજરે;
ચૌદ રત્નમાળા મધ્યે એક દુગદુગી, મધ્યે મોતી લળકે ગોપીનાથરે. ૫
એ માળા કંઠે ધરી સુંદર શોભિયા, ચિંતામણી શ્રીવિઠ્ઠલેશરે;
એ માળા જે ગાય તે સાંભળેરે, બલિહારી જાય દયો દાસરે. ૬

---

## ગરબી-૧. (૩)

ત્રિલોક સુંદર મુગટમણીરે, તમે રસિયા રાધાનાથ, મારા વાલાજી;
શરણાગતવત્સલ શ્રીજી, તમે ઝાલો માહારો હાથ, નંદલાલાજી. ૧
શ્રી વલ્લભનું રૂપ ધરી, તમો પ્રગટ કર્યો પંથ પુષ્ટ, મારા વાલાજી;
કેવળ કરૂણાબળ, શરણાગત તાર્યાં જે ખળ દુષ્ટ, નંદલાલાજી. ૨
જે મોંઘી મુક્તિ મુનીજનને, તે તો સદાવ્રત્તને ઠામ, મારા વાલાજી;
મોક્ષ નહીં સ્ત્રી શુદ્રને, તેને આપ્યાં વૈકુંઠધામ, નંદલાલાજી. ૩
મહી સાટે મુક્તિ આપી, અહો ભાજી માટે ભક્તિ, મારા વાલાજી;
મહા પ્રભુદાસ જલોટાદાસ,ગદાધરદાસ અતુલિત શક્તિ, નંદલાલાજી. ૪
પુષ્ટસૃષ્ટિ નિજ ઇચ્છા વશ નહિ, કાળ કર્મનું જોર, મારા વાલાજી;
બાધક કર્મ કર્યાં સાધક, જયમ વળાવા ચોર, નંદલાલાજી. ૫
શ્રી મહાપ્રભુ મારગ અગમ્ય, જ્યાંહાં શિવ બ્રહ્મા ન પ્રવેશ,મારા વાલાજી;
આપ અનુગ્રહથી પ્રાપ્તી, નહીં સાધન નહીં બળ લેશ, નંદલાલાજી. ૬
દૈવીજીવને પુરણ કૃપા કરી, બંદ પોતાનું જોઈ, મારા વાલાજી;
સેહેજ શ્રેષ્ટફળ નિઃસાધન, નહીં શાસ્ત્ર નિયામક કોઈ, નંદલાલાજી. ૭
પુષ્ટ પંથનો પ્રતાપ, વરણીક શકે ન શેષ અતૂલ, મારા વાલાજી;
દાવો દયાનો તેથી, તમપર સોંપ્યો વલ્લભકૂળ, નંદલાલાજી. ૮

---

## ગરબી-૨. (૩)

શ્રી વૃંદાવન સુખકારીરે, સમરે નાહાસે સહુ પીડા;
જ્યાંહાં શ્રી રાધા ગિરધારીરે, સદા કરે છે રસક્રીડા. ૧

જ્યાંહાં રસમય ગિરિ ગોવરધનરે, રસમય શ્રી જમના રાણી;
રસરૂપ વૃક્ષ ને વેલોરે, પૃથ્વી રસમય લો જાણી. ૨
રસરૂપ ચંદ્રમા અચળિતરે, રસમય છે દિવસરેણી;
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેણી. ૩
જ્યાંહાં ખટરૂતુ સદા વસેછેરે, જેહેને ઇચ્છા તે થાયે;
છે સર્વ સમય હરિસ્વાધિનરે, દિવસ રાત પણ થઈ જાયે. ૪
જ્યાંહાં પ્રવેશ નહિ કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સહુ ગોવિંદરે, જ્યમ કાંઈ સ્વરૂપ અને છાયા ૫
જ્યાંહાં પુરૂષ એક પુરૂષોત્તમરે, બાકી સરવે વ્રજનારી;
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય એહુની અધિકારી. ૬
જ્યાંહાં જુગલ કિશોર રમે છે રે, નવરસલીલા નિત્ય નવી;
અનુભવિતું અંતર જાણેરે, શકે વર્ણવી કેમ કવી. ૭
જ્ઞાનીની ગતિ નવ પોંહોચેરે, પ્રેમરસ પ્રેમીને જરે;
જ્યમ દૂધ સિંઘણીકેરૂંરે, સિંઘણસુત હોય તો જ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિખચર સમ આણે;
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભૂ કામવશ કયમ થાયે;
કૃષ્ણ રસક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે. ૧૦
માહા અધમઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે;
જ્યમ ઘૃત વિષજ્વરવાળાનેરે, તેજ અમૃત ઔષધ સાથે. ૧૧
હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રી ભાગવત સાખી. ૧૨
એ ભાવે હરીરસ ગાતાંરે, સુણતાં હરિ વાહાલા થાશે;
ભજો દાસ દયાના પ્રીતમરે, સહુ સુખ સ્હેજે થઈ જાશે. ૧૩
(૨)

## ગરબી-૩.

ગિરિવરધર ગોવિંદરૂપ;
એક ગિરિવરધરગોવિંદરૂપ, જુગલનાં ચરણકમળ ગોપી;
જ્યમ પ્રતિબિંબસંગ ખેલે બાળક, એમ લિલા ઓપી. એક૦ ૧
કાશીમાં મુક્તિ ને શ્રી ગોકુળ વહાલે, પ્રેમવેલ રોપી. એક૦ ૨
વ્રજવિનતાને વશ થયા વિઠ્ઠલ, વેદવચન લોપી. એક૦ ૩

શુદ્ધ ચિત્તે પ્રેમરસ ના પીધો, શું થયું પહેરે ટોપી. એક૦ ૪
દયાપ્રભુ લીલાએ મુખ મરડ્યું, તેને કાળસેના કોપી. એક૦ ૫

## ગરબો-૧. (૩)

મોહોટાનું વચન સુખધામ, કૃતી રીતે કરિયે;
તે કરે ચાહાય તે કામ, આપણુ તો મરિયે. મોટા૦ ટેક.
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્ધરેત અગની પીવો, ગોવરધન કેમ ધરાય. કૃતી રી૦ ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બીહિવૂંરે;
ત્યમ કરિયે જો કામ બાળિયે, બણે હળાહળ પીવૂં. કૃતી રી૦ ૨
રુધિર માંસને ભોગે ભવાની, આપણ હઠિયે ત્યાંથીરે;
સિંહ ચઢી દાનવ દળવા એ, કાઢિયે તે બળ ક્યાંહાંથી. કૃતી રી૦ ૩
ખરું ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇ ત્યમ કરિયે પણ આ, સૃષ્ટિ કેમ રચાય. કૃતી રી૦ ૪
ચંદ્ર ઇંદ્ર ગુરુપત્ની રમિયા, ત્યમ કરવૂં તો સુલભરે;
અંડ પ્રકાશ અમી વૃષ્ટી, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતી રી૦ ૫
અગ્નિ ભક્ષણુ સર્વ કરે પણ, કોઈ કહે નહિ મેલોરે;
તે જોઇને તૂં તેમ કરિશ તો, સરવે કહેશે ઘેલો. કૃતી રી૦ ૬
કલેશ પ્રિય નારદને છે જોઈ, રખે તું ઘેલાં કહાડેરે;
તેહેનો સંગ ભવભયભંજન ને, ત્હારો સંગ ભવ પાડે. કૃતી રી૦ ૭
અસુર પ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દિવ્ય દુતી મૃતસંજીવન, વિદ્યાવેળા પછિ રોશો. કૃતી રી૦ ૮
ગંગામધ્યે મુની પારાશર, ઢીમરકન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા, મૃગમદગંધા કરિ એ યોગી. કૃતી રી૦ ૯
કુંતા કૃષ્ણા પંચપતી પણ, સતી શિરોમણી કહાવેરે;
તેહેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં આવે. કૃતી રી૦ ૧૦
શંકરસ્વામીનૂં જોઇ શિષ્યે, સ્વપચના ટુકડા ખાધારે;
સીસૂં નવ પીવાયૂં સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતી રી૦ ૧૧
પુત્રીતણી બે પુત્રી કશ્યપ, થઇને પીતામહ વરિયારે;
તેહેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતી રી૦ ૧૨
જવનીરાખી જગન્નાથ પંડિત, તે તો સહજ બની આવેરે;

બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતી રી૦ ૧૩
મેહેતે અનામીકને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઇયેરે;
હરિયે હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયે. કૃતી રી૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતી રી૦ ૧૫

## ગરબી. (૩)

જિવ જાણી લે, જારપ્રીત જુગદીશ વિના નવ સારી;
મન માની લે, પુછી જો અનુભવિ હોય જે નરનારી. જિવ૦ ટેક.
એમાં ડાહ્યા ઘેલા થઈ જાયે, વણતેડ્યા તે પૂઠળ ધાયે;
ના ગણે જગમાં હાંસી થાયે. જિવ જાણી લે૦ ૧
તેની લજ્જા સ્વધર્મ સહુ જાયે, તે નપ્પટ નિર્લજ કહેવાયે;
શું કરે મનમાં બહુ દુખ થાયે. જિવ જાણી લે૦ ૨
જે પાંચ લોકમાં પંકાયે, જેનું બુદ્ધિબળ કલ્પ્યું નવ જાયે;
તે પણ સ્નેહીને વશ થાયે. જિવ જાણી લે૦ ૩
ત્હેનું વિકળ ચિત્ત સહુથી થાયે, તેહને વિચારમાં વાહાણાં વાયે;
તે કલેશ કોઇને ના કેહેવાયે. જિવ જાણી લે૦ ૪
થઈ જાય તેજ યશની હાની, તેનિ નિંદા કરે સહુ મનમાની;
તોયે ન છુટે પામે ગ્લાની. જિવ જાણી લે૦ ૫
તેહેને ભોજન ના ભાવે ભાણે, તેહેની મનપીડા કોઈ ના જાણે;
તેહેના સર્વકોઇ અવગુણ આણે. જિવ જાણી લે૦ ૬
કોઇ શિક્ષા દે તે શર લાગે, વિખવેણ અમૃત સ્નેહનાં લાગે;
તે જાણે જેને અનુભવ જાગે. જિવ જાણી લે૦ ૭
એવો પ્રેમ જેને પ્રભુસું લાગે, તેહનાં સરવે દુખ સેહેજે ભાગે;
દયો કરગરી કૃષ્ણ પાસે માગે. જિવ જાણી લે૦ ૮

## ગરબી.

રુપાળા શ્રીરણછોડ છેજી રાજ, રૂપાળા શ્રીરણછોડ છે. ટેક.
રાત્રદિવસ મન ભમે રસિયામાં, નીરખવાનાં ઘણાં કોડ છેજી; રા૦ રૂ૦ ૧
શ્રીશંકરપણ શિવજીનૂં સર્વસ, ઉપનિષદોની ચોડ છેજી; રા૦ રૂ૦ ૨
ઉપમા દેવા નથી કોઇ બીજું, એ અલબેલો અજોડ છેજી; રા૦ રૂ૦ ૩
એહને મૂકીને બીજાને ભજે જે, તેહમાં મેરૂ જેવડી ખોડ છેજી; રા૦ રૂ૦ ૪

ડાકોરના ઠાકોર નથી વાહાલા તે, સ્વાન વૃષભની જોડ છેજી; રા૦ રૂ૦ ૫
પ્રગટ સૂરજ છે સંસારમાં દયા પ્રભૂ, દેખેનાં ઓળખે તે થોડ છેજી; રા૦ રૂ૦ ૬

## ગરબી. (૩)

ધન્ય જેણે હરી ગૂણ ગાયા, સંસારમાં, ધન્ય જેણે હરિગુણ. ટેક.
બધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણે બ્હવાયા; સં૦ ૧
જમના ઝપેટાથી નવ ચેતા, ધૂળ મળ્યૂં ડહાપણ લ્યા; સં૦ ૨
હાથી ઘોડા સૂખ પાળે બેશે શૂં થયૂં, શૂં થયૂં મેળવી ઘણી માયા; સં૦ ૩
કંઠ સાહી તુંને કહાડશે પલકમાં, દૂર રેહશે સગાં વીત જાયા; સં૦ ૪
દયા જપો નિત્ય નામ નંદકુંવરનું, સફળ થશે ત્હારી કાયા. સં૦ ૫

## ગરબી. (૩)

સરવના શિરોમણી શ્રીનાથજીરે લોલ,
આપના સ્વરૂપ વિશે સર્વ, મારા બ્હાલાજી હો; સર્વ સેવ્યા મેં તમોને સેવતાંરે લોલ,
સંગકો ભુપણ આયૂધ છેરે લોલ; સેવામાં રહુ તજી ગર્વ, મા૦ બ્હા૦ ૧
બ્રહ્મલોક મુગટ માહારાજનોરે લોલ, સાંખ્ય જોગ કુંડળ બેહુ કરણ, મા૦ બ્હા૦
છત્ર છે વૈકુંઠ ચમર ધર્મ છેરે લોલ, દૈવી ભવ સ્વરૂપ ગીરિવિરણ, મા૦ બ્હા૦ ૨
ચક્ષુ સુરજ ચંદ્રમા છે મન વીશેરે લોલ, ભૃકુટી જમરાજકેરૂં એન, મા૦ બ્હા૦
ઉર્ધ્વરધો અધર લજાય છેરે લોલ, દેહેકાંતી તન કમળનેન, મા૦ બ્હા૦ ૩
આ વનમાળ હાસ પેન વીશેરે લોલ, જેની ભક્તિતણો નીવાસ, મા૦ બ્હા૦
કેશ મેઘદીશા શ્રવણને વીશેરે લોલ, વદન વંટની દીશા વાયુપાશ, મા૦ બ્હા૦ ૪
પ્રણવ તો જનોઈ પ્રાણનાથજીરે લોલ, પીતાંબર સ્વર છંદ, મા૦ બ્હા૦
શ્રી વછલાંછન માહાલક્ષ્મીરે લોલ, જીવન નવ કૌસ્તુભ સાક્ષાત, મા૦ બ્હા૦ ૫
વેદ ત્રણ તત્વ છે ગરૂડજીરે લોલ, મોરલી સ્વરૂપ માહાદેવ, મા૦ બ્હા૦
છે ખટ ઇશ્વિર વળી કમળમાંરે લોલ, મુદ્રીક વરદાન છે અભેવ, મા૦ બ્હા૦ ૬
ચખ તેજ શર સલીલ શંખ છેરે લોલ, કમળ વિશ્વધનુશ કાળસ્થાન, મા૦ બ્હા૦
બ્રહ્મ જોષ્ટિકા ને શૃંગી ઈંદ્ર છેરે લોલ, તિલક સૂક્ષ્મશે નરસ્વરૂપ, મા૦ બ્હા૦ ૭
નખશીખ આભુષણ સહુ ભક્ત છેરે લોલ, વનસ્પતી રોમાવળી રૂપ, મા૦ બ્હા૦
વિરધ છે સમુદ્ર નદી નાડિયોરે લોલ, પરવત છે પતિધર અસ્ત, મા૦ બ્હા૦ ૮
અગણીત બ્રહ્માંડ રોમકૂપ છેરે લોલ, ઉદરવિશે જગત છે સમસ્ત, મા૦ બ્હા૦
ગોપી રૂચા વેદ મંત્ર છેરે લોલ, રામ શેષ શાસ્ત્ર કરે ગાન, મા૦ બ્હા૦ ૯

નિગમ વસુદેવજીને જાણિયેરે લોલ, બ્રહ્મવિદ્યા દેવકીજી માત, મા૦ વ્હા૦
ઇત્યાદીક સકળ સહિત શ્રીહરીરે લોલ, દાસ દયાના પ્રભુ વિખ્યાત, મા૦ વ્હા૦ ૧૦

## ગરબી. (૨)

સહુ સાધન બળભક્તિ શ્રીરાધાનાથની, પદ્મપુરાણે વ્યાસે કથા વખાણીજો;
પારવતી પ્રત્યે શ્રી માહાદેવે કહી, તેનું વરણવ કરિ દેખાડૂં વાણીજો. સહુ૦ ૧
પંચ જન્મ લગી ભજે અન્ય અવતારને, હયગ્રીવભક્તી પછે થાય ઉદ્‌ભવજો;
હયગ્રીવ ભક્તી દશ જન્મ કર્યા પછે, નરસીંહ ભક્તી ઉદે અસ્તુ તવ થાયજો. સહુ૦ ૨
સહસ્ત્ર જન્મ લગિ નરહરિઆરાધન કરે, પ્રગટ થાય શ્રીમન્નારાયણ ભક્તીજો;
કોટી જન્મ લગિ શ્રીમન્નારાયણને ભજે, તવ ઉપજે શ્રી રઘૂપતી આસક્તી જો. સહુ૦ ૩
અનંત જન્મ લગી સેવે શ્રી રામને, તવ શ્રી કૃષ્ણ ભક્તી થાય ઉત્પન જો;
તેમની પ્રાણવલ્લભ શ્રી રાણી રાધિકા, તેમના પાદપંકજ પછે લબ્ધે મન જો. સહુ૦ ૪
રોમાંચિત દગ્ધ થાય પદ સેવતાં, પ્રેમલક્ષણા ભક્તી કહાવે તેનું નામ જો;
પણ જીવનું ડહાપણ એમાં નથિ કશું ચાલતૂં, એ ફળ કેવળ કરુણાબળ ઘનશ્યામ જો. સહુ૦ ૫
કોટી જન્મ લગી ધ્યાન સમાધી તપ આચરે, કરતાં કરતાં ક્ષીણ પાપ તવ થાય જો;
શ્રી કૃષ્ણ વિશે તે જનની ભકતી ઉપજે, એક પક્ષ પણ છીએ શાસ્ત્ર ગવાય જો. સહુ૦ ૬
અંશ વિભૂતી કળાવેશ શ્રીકૃષ્ણતણા, એ સરવે અવતાર હરી કહેવાય જો;
જયમ દ્વિતિયાથી ચડતી કળા શશીમાં સહુ,તે સૌરા કાષ્ટ્ શશીમાં સર્વે સમાય જો, સહુ૦ ૭
જુગે જુગે કૃષ્ણાવતાર પણ થાય છે, કલ્પ સાર્સ્વત પુરાણ કૃષ્ણ તે ન્યારા જો:
શ્રી વલ્લભ સેવ્યા શ્રી ભાગવતે ભણ્યા, અલ્પમતી શૂં જાણે જીવ બચારા જો. સહુ૦ ૮
શ્રીજી જે ભક્તી વશ તે ભકતી સદા, આપો દયાને નિજ લહી શ્રીદેવ જો;
ભવોભવ મને એવો સાચો સંત કરો, સદા નિરંતર કરું ગોપીપતિની સેવ જો. સહુ૦ ૯

## ગરબી. (૩)

રાધે માધવ મનમાં વસ્યાં, જી જેહને, રાધે માધવ મનમાં. ટેક.
આઠે પ્રહર તે આનંદમાં માહાલે, તે પ્રાણીને પાતીક કશાં જી. જેહને૦ ૧
સૂખ સહૂ આવી મળે સેહજે સહુપેં, કલેશ અમંગળ અળગાં વસ્યાં જી. જેહને૦ ૨
કારજ સિદ્ધ થયાં સહૂ તેનાં, તિર્થ સહૂ તેના પગમાં ધસ્યાં જી. જેહને૦ ૩
પૂર્વજ તેહના વસ્યા વૈકુંઠમાં, માતપિતા ચૌદલોકમાં લસ્યાં જી. જેહને૦ ૪
જે ભગવતીની નિંદા કરે તેહનાં, નિશ્ચે કર્મ લાહારે ધસ્યાં જી. જેહને૦ ૫
તે ભગવતીનાં દરશણ માનો, દયાપ્રીતમ શ્રીકૃષ્ણ જસાં જી. જેહને૦ ૬

(૩)

## ગરબી.

શરણ પડયોછુંરે શ્રીહરી, નથી માહારે અવર આશ વિશવાસ;
શ્રીવલ્લભ વરનારે લાડીલા, અનન્ય આપતણો હું દાસ. શ૦ ૧
નહી કોઈ દેવીરે દેવતા, નહી કોઈ આપ તણા અવતાર;
ધરનો ગુલામરે રાવલો, મનક્રમવચને નંદકુમાર. શ૦ ૨
મહારે નથી બળ સાધનરે ધરમનું, નથી બળ ભક્તિ જ્ઞાન વિવેક;
સેવા સમરણરે ના મળે, મેં નથી સતસંગ કર્યો ક્ષણ એક. શ૦ ૩
પણ બાનું તમારૂંરે જોઇને, મુજને જગત કેહે હરીભક્ત;
હું છર્ણ જૂઠોરે જીવણજી, નથી માહારૂં મન તમથી આસક્ત. સ૦ ૪
તે અંતે ઉઘડીરે વાગશે, પાસું દેશો જો મહારાજ;
બળવંત બાનુરે લાજશે, હું નિરલજને શાની લાજ. શ૦ ૫
પણ એક ભરાંસોરે એ છે, અંતરજામી છો તમે સાક્ષ;
અરદ વિચારીરે કૃપાનિધે, સહજે કરશો કૃપાકટાક્ષ. શ૦ ૬
મોઘમ રાખેરે મોટમ ધણી, ઉઘડું પાડે ઓછ જણાય;
સાચો સંગ્રહ રે સહુ કરે, જુઠું ન ભવે જગ જશ ન થાય. શ૦ ૭
જેહેવો તેહવો છું હું રાજનો, દીન લહી કરિયે કરૂણાનંદ;
દાસ દયાનીરે વીનતી, કૃષ્ણ કૃપાનિધી ધરજો કાન. શ૦ ૮

## ગરબી (૨)

દરશણ દ્યોનીરે દાસને, માહારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને, આપો આપઉપર અતિવાહાલ. દર૦ ૧
શ્રીનટવરનંદનરે નંદના, ભાવે મુને મદન મનોહર રૂપ;
ચિતના ચોહોટેરે માહેરૂં, મુને અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ. દર૦ ૨
જપું નહી અજપારે જાપને, ગમે ના સુણવો અનહદ નાદ;
યજ્ઞ સમાધીરે ના ગમે, ન ગમે સ્વરગ મુક્તિના સ્વાદ. દર૦ ૩
અન્ય ઉપાસનારે ના ગમે, વિના એક પૂરણ પુરૂષોત્તમ;
ફીકાં લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમભક્તિમાં ગમ. દર૦ ૪
મુને શ્રી વલ્લભસુતરે ગુરૂ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન;
જીવનાં સાધનરે ન જુવે, વાહાલો નિજબળે કરે નિજાનંદદાન. દર૦ ૫
સરવ તપાસ્યુંરે ફરીફરી, કિંચિત કયહું ના દીઠું સાર;
સુખ એક દીઠુંરે સરવથી, સેવા સમરણ નંદકુમાર. દર૦ ૬

શ્રી માહાપ્રભુનીરે કહાણથી, મુજપર રીઝો રાધાનાથ;
સમૂળ અવિદ્યારે તો ટળે, હરિજી ઝાલો મુજ હાથ. દર૦ ૭
શ્રી વૃંદાવનનીરે કુંજમાં, જાહાં કરો જુગલકીસોર વિલાસ;
દાસ દયાનીરે વીનતી, મુને દાસી કરી રાખો નીજપાસ. દર૦ ૮

## ગરબી- (૧-૨)

જે કોઈ જન કલ્યાણ ચાહો તે અસ્ત્રીની સંગત તજજોરે;
દુઃખ દરીઓ પાપ પુતળી, શાણા સમજી ભજજોરે. જે૦ ૧
જડ જુઠ્ઠી નીરદે લોભી ને, ગંદી છળ રચનારીરે;
સાહસ કરતી નીચ હઠીલી, સદાકાળ સહુ નારીરે; જે૦ ૨
સ્વારથ થાતો હોય તદા, અસ્ત્રી પતિ પુત્રાદિક મારેરે;
ના કરવાનું કરે વિફરતાં, વિધિ નિશિદિન વિચારેરે; જે૦ ૩
મચ્યા પછી પાછાં ફરાએ નહીં, જર જશ તપની હાનીરે;
હરીની વાત હૃદેમાં ન આવે, અનુભવી લેજો માનીરે, જે૦ ૪
પળ ન મળે પરવાર જાંહાં લગી, ગમતો પુરૂષ નવ લાધેરે;
નારદને હરિ કહ્યું પતિવ્રત, તાંહાં લગી અસ્ત્રી સારેરે. જે૦ ૫
અરીમને અબળા બે સરખી, ગળે પડયાં નવ છુટેરે;
તંન ધંન સુધરમ સહુ વણસાડે, નરકપડે તનફૂટેરે. જે૦ ૬
પ્રેમદા પુષ્પ સરીખાં સમજો, નીરખે મન મોવાએરે;
ચોળ્યા પાછળ તેવાં ન રહે, ચિત પસ્તાવો થાએરે. જે૦ ૭
શણગારી તરવાર ઉપર સારી, અંતર રહે કટારીરે;
તેમ સુંદર અસ્ત્રી મોહન વચની, કાળજમાંહિ કટારીરે. જે૦ ૮
કામે દામે ચીત ન ચાહે, સંત સગા વાહાલા જેહનેરે;
દયો કેહે સાધુ તે સાચો, શ્રીહરી ન તજે તેહનેરે. જે૦ ૯

## ગરબી (૨)

સહુથી સમરથ રાધાવરનો આસરો, જેહેના જનને દુભવી શકે નહી કોયજો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા, ક્ષમા કરે કે હરી ચાહાયે તો જોયજો. સ૦ ટેક. ૧
જુહો હરિનો ભક્ત જક્તમાં થઈ ફરે, એહેવાનું પણ માધવ રાખે માનજો;
બાનું પોતાનું જોઇ પાળે વરદ તે, જયમ જડ પ્રોહીતને પોખે છે જજમાનજો. સ૦ ૨
બીજા સહુ મોહોટા પણ હરિના હુકમમાં, સુર બ્રહ્મા ગણપતિ શક્તિશિવ શેષજો;
કેશવ કોપે કોઈનું બળ ચાલે નહીં, એ સહુ રૂઠે હરિજન ડરે ન લેશજો. સ૦ ૩

રાવણ હિરણ્યકશ્યપુ, બ્રહ્મ હિમાયતી, દુરજોધનને પક્ષ હતો બળરામજો;
કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા, હરિજનતું કોઇ લઇ શક્યું નહીં નામજો. સ૦ ૪
કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીઓ, સબળ સુયોધન ભીમે મરણ પમાડયોજો;
હરિ રાખ્યા સુર ગણેશે વિઘ્ન થયૂં નહીં, ચિત્રકેતુ સદ્ય પડયો ન અંબા પાડયોજો. સ૦ ૫
માયા કાળતણો ભય કોઇથી ના ટળે, અભય અચળ કરવા સમરથ નહીં કોયજો;
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી, કોણ શરણ જાતાંમાં સનમુખ જોયજો. સ૦ ૬
સેવા કરતાં અવળું પડે અન્ય દેવને, પીજ્યું કાંત્યું પળમાં થાય કપાસજો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં, બહુ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાસજો. સ૦ ૭
શ્રીજીજનના અવગુણ તે પણ ગુણ ગણે, સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને, આપી લીધું પુરૂષોત્તમ અભિધાનજો. સ૦ ૮
એહેવા કરૂણાનિધી સમરથ શ્રીનાથજી, દાસદયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એહેને મુંકી અન્યતણો આશ્રય કરે, તે નિર્ભાગી મૂરખના સરદારજો. સ૦ ૯

### હરિનામમાળા. છંદ સવૈયા એકત્રીશા. (૨)

ગુરૂ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ;
કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજન વલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ;
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ. ૧
ગોકુળચંદ ગદાધર, ગોમતિપ્રીય રમેશ;
નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ;
જગંનાથ જળશાઇ જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ. ૨
જગદાધાર જશોદાનંદન, જગજીવંન જગનેશ;
શ્રી જમુનાવલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ;
ચક્રપાણી ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ;
ચતુર્બાહુ ચાણુર તનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩
દયાસિંધુ દામોદર દિનપતિ, દીનાનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ શુરપતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ ભવેશ;
દ્વિજ પતિરૂક્મિણિ પતિસાગર, સુતાપતિ હૃષિકેશ. ૪
પદ્મનાભ પુરૂષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરૂષ પરમેશ;
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસૂદન મથુરેશ;

ધરણીધર અવનીધર ભૂધર, વસુમતિધર મહિધારિ;
કૌસ્તુભધર પીતાંબરધર, વંસાધર કુંજવિહારિ. ૫
માધવ મુરમર્દન મધુમરદન, મતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત;
માં પાહિ માં પાહિ પાહિ માં, પૂર્ણાનંદ અનંત. ૬
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુખ કલેશ જશે, વળિ પળમાં પાપ પળાય;
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણિ;
કોટિક કારજ તજિને ભજિયે, દૃઢ કરિ સારંગપાણિ. ૭

## પદ. (૩)

તારો અમૂલખ અવસર જાયરે, ગોવિંદ ગારે;
ગોવિંદ ગા, ગોપાળ ગા, ગોપીજન વલ્લભ ગારે;
જોને ક્ષણે ક્ષણે હાનિ થાય, ગીરીવરધારી ગાને. ટેક૦
મૂરખ તૂં સમજે નહીં, આયુષ ઓછું થાય;
જયમ સરોવરની માછલી, સમજે નહીં સલિલ સુકાયરે. ગો૦ ૧
તેનું તે ભાસે તુંને, ભાર બપોર શરીર;
વહી જાતું જાણે નહીં, જયમ નદીઓનું નીર. ગો૦ ૨
અમુલખ લટકું લાભનું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાંદની, જાતાં નહિ લાગે વારરે. ગો૦ ૩
માયાની મધલાલથી, કોણ ધરાયું તું ધરાશે;
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશેરે. ગો૦ ૪
ઢાલાં થોથાં કુટતાં, ખુટ્યું દીપક તેલ;
મનના મનોરથ રહિ જશે, ઓચિંતો તુટી જાશે ખેલરે. ગો૦ ૫
માયા મેવો મીઠડો, જયમ જ્વરમાં ઘીજ;
હરી રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજરે. ગો૦ ૬
પ્રભુ પાખે હે પ્રાણિયા, કોઇમાં પ્રીત કરીશ;
તારૂં ઢાંક્યું અંતર ધીકશે, ટટળીને તલશિ મરીશરે. ગો૦ ૭
અંતે આવી પળ નહિ મળે, જો કરે કોટિ ઉપાય;
વિચાર વિઠ્ઠલ વણ ભજે, વ્રથા વહ્યું સહુ જાયરે. ગો૦ ૮

તને અનેક વાતની એક કહું, સમખાઈ માબાપ;
દયા નામ શ્રીકૃષ્ણથકી, સમશે સહુ પરિતાપરે. ગો૦ ૯

પદ. (૨)

હરિ હું શું કરૂં રે, મારો માયા ન મુકે કેડો. ટેક.
કોટી કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમું હજુ નહિ છેડો;
મુજથી ન છુટે ન આપ છોડાવો, મારો કીયે કાળ ન વેડો. હરિ૦ ૧
સેવા સમરણ કામ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે હેડો;
શું ગજું મારૂં એ અવિદ્યા જીતી, કરૂં ચરણ કમળે નેડો. હરિ૦ ૨
આપવિના એના સહુ ચેલા, કોને કહું દુઃખ ફેડો;
દાસી તમારી જાય પ્રેરો ત્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ૦ ૩
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડયો ન ખસેડો;
માયાકાળ અગ્નીથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ૦ ૪

પદ. (૨)

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો. હરિ૦ ટેક.
સાંકડાના સાથી સામળિયા, છો બગડ્યાના બેલી;
શરણ પડયો ખળ અમિત કુકરમી, તદપી ન મૂકો ઠેલી. હરિ૦ ૧
નિજજન જુઠાની જાતી લજ્યા, રાખો છો શ્રી રણછોડ;
શૂન્ય ભાગ્યને સફળ કરો છે, પૂરો બરદ બળ કોડ. હરિ૦ ૨
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુકૃતહારી. હરિ૦ ૩
વિનતિવિના રક્ષક નિજ જનના, દોષતણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ૦ ૪
વિકળ પરાધિન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો;
આરત બંધુ સહિસ્તું અભયકર, અવગુણ ઉર નવ આણો. હરિ૦ ૫
સરવેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી;
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. હરિ૦ ૬

રાગ ખમાચ. (૨)

હો મનવા, શ્રીહરી શરણે રેહજે;
અવર ઉપાય નથી કંઈ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કહેજે; હો મ૦ ટેક.
અકળ અવિદ્યાની જાળમાંરે, પડિયા પંડિત શૂર;
જ્ઞાનિ વૈરાગી જોગિ જતીરે, ચાવી કર્યા ચકચૂર; હો મ૦ ૧

સ્ત્રી એજ મોટી મોહનીરે, બીજું સહુ એની હેઠ;
પોહોંચેલાને પણ પાડે પલકમાં, છેલિ સિઢિલગી હેઠ; હો મ૦ ૨
જ્ઞાન વૈરાગ્ય ગોઠે નહીંરે, ન ઉપજે હરિશું હીત;
જાય વિવેક વિકળ રહેરે, જ્યારે ચતુરાં ચોરે ચીત; હો મ૦ ૩
ઇંદ્ર ચંદ્ર પારાશર મુનિરે, એકલશંગી મુન્ય;
શિવ બ્રહ્માદિક ભૂલિયારે, એથી મોટો કોણ અન્ય; હો મ૦ ૪
મન તો ભ્રષ્ટ બધી વિશ્વનુંરે, નવ રેહેવું ઓપાસ;
ધીરાને ચંચળ કરેરે, ધાલે સત્યાનાશ; હો મ૦ ૫
ચતુરઈ સઉની ચૂલે પડીરે, કોઈનું ન ચાલે જોર;
દયા જગતમાં તે બચે, જેનો કર ગ્રહે નંદકિશોર; હો મ૦ ૬

## પદ. (૨)

દામોદર દુખડાં કાપોરે, પાવલે લાગૂં;
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગૂં. ટેક.
વ્હાલાજી, હું છું પળપળનો અપરાધી;
ભરેલો આધી બ્યાધીરે; પાવલે લાગૂં. દામોદર૦ ૧
વહાલાજી, હું તો તમારા બળથી ઘણો ગાજૂં;
જાણોછો કહું શું ઝાજૂંરે; પાવલે લાગૂં. દામોદર૦ ૨
વાહાલાજી, હું જેવો તેવો તોએ છું તમારો;
આધાર અવર નહિ માહારોરે, પાવલે લાગૂં. દામોદર૦ ૩
વાહાલાજી, મારૂં જોર નથી, જો તરછોડો,
શું રુઠી કરે મંકોડો રે; પાવલે લાગૂં. દામોદર૦ ૪
વાહાલાજી, શ્રી મુખ પોતાનો કોહોછો માટે લાડું,
બીજું બળ કયાંથી કાહાડુંરે, પાવલે. દામોદર૦ ૫
વાહાલાજી જનનું માન જગતમાં વધારો,
ગમે તો ઘરમાં મારોરે; પાવલે લાગૂં. દામોદર૦ ૬
નૃપનાં ગજ ઘોડા મસ્તી ખોરાને માન મોહોટૂં,
મારે ના માન ખોટૂંરે, પાવલે લાગૂં. દામોદર૦ ૭
દયાના પ્રીતમ પાણી ગ્રહ્યો છે તો નીભાવો,
મારો દાસપણાનો દાવો રે, પાવલે લાગૂં. દામોદર૦ ૮
(૨)

## પદ-રાગ લાવણીનો.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચિ કહું એક વાત;
મનુષ્યા દેહ દુર્લભ ભજ હરિને, જ્યાંલગિ તન કુશળાત;
સમો ગયે પસ્તાઇશ પાર કયાં, ચોર્યાશી અથડાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૧
ખર અવતાર થશે હરિ ભૂલ્યે, પીઠ લાદશે તારી;
ભૂખ્યો તરશ્યો કોઇ નહિ પૂછે, શીત તૃષા તપ ભારી;
પાછળ માર ધડાધડ પડશે, કાંઇ એક મંદ ચલાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૨
શ્વાન થઇશ ભગવાનને ભૂલ્યે, હંકાઇશ ઘેરઘેરે;
મળમૂત્રાદિક ખાનપાન બહુ, કષ્ટ સહિશ શી પેરે;
કહ્યું નહીં આ જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૩
ઘણું ગંદુ તન વિટવરાહનું, હરિ ન ભજે તો થાશે;
મૂત્ર પરીષની હાર વાસ ત્યાં, તને અડી સહુ નાસે;
નાસે દીઠે જ્ઞાની ભૂંડા, જ્યાં ત્યાં ફરે મરાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૪
કૃષ્ણકીર્તનમાં આળસ આણે, અજ કુર્કટ પડે થાવું;
વણ વાંકે પાળે ને વેચે, કસાઇ કરમાં જાવું;
અકાળમૃત્યુ શસ્ત્રમાર પીડા, અતિશય કંઠ કપાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૫
હરિ ન ભજે ઇત્યાદિક અધમ તેનો, ગણતાં ન આવે પાર;
નરકકુંડની અખંડ આંચનો, કેમ કરૂં ઉચ્ચાર;
કેશવ વણ કોઇ શકે ન છોડવી, જમકિંકર લઇ જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૬
દયાપ્રિતમ વિષે રહ્યું ઊંધ્યું, તે ચેત હજુ તો ચેતાય;
વિષય સુખ સહુ યોનીમાં ત્યાં, કૃષ્ણ ભજન નહિ થાય;
આ અવસરમાં લે સમરી, પછિ પાર નથી પસ્તાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૭

(૨)

## રાગ-કાફી.

વરિયે તો સામળિયો વરિયે, વરિયે તો પાતળિયો;
વરિયે તો છબીલો વરિયેરે, ચતુરવર.—ટેક.
સંસારીનું સગપણ કાચૂં, પરણીને રંડાવૂં પાછૂં;
એને ઘેર તે પાણી શીદ ભરિયેરે: ચતુરવર. ૧
સંસાર તો સરવે જૂઠો, શું થાશે રૂઠો કે તૂઠો;
તેહને તુચ્છ જાણી ફરિયેરે. ચતુરવર૦ ૨
જેહને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયેરે. ચતુરવર૦ ૩
સંસાર તો સરવે ખોટો, પાણી માંહેનો પરપોટો;
ફુટી જાશે નાહાનો મોટોરે ચતુરવર૦ ૪
દયા પ્રીતમકેરો વાહાલો, નાગર નંદલાલો;
તેહેનો સાહ્યો કરી મ્હાલોરે, ચતુરવર૦ ૫

(૨)

## રાગ-સારંગ.

સદા શ્રીકૃષ્ણ સેવોરે,
સદા શ્રીકૃષ્ણ સેવોરે, સમજી લો સૂધો સિદ્ધાંત;
વાત કહું તે વિચારમાં લાવો, ભાગે મનની ભ્રાંત. સદા૦ ટેક.
સહુ બરાબર કૃષ્ણ છે, નથી કૃષ્ણ બરાબર કોઈ;
સાગર છોળ્યો ને વિચાર શાણા સમજી જોઈ. સદા૦ ૧
વિશ્વ કહ્યું હરિ રૂપ એ રીતે સાચૂં સરવે કાળ;
ન્યારૂં ન તે ગોપાળથી પણ ન્યારા ખરા ગોપાળ. સદા૦
કાયા થઇ કાયા સંબંધે, કાયા માંહે સમાયા;
કાયાથી છાયા છાયાથી કદિ ન કાયા, કંઈ લેહે છાયા. સદા૦
મુખ ઇંદ્રિયો થડ ને ડાળાં, એમ હરી સંસાર;
કૃષ્ણ ભજે દયા કાંઈ ન બાકી, વેદ પુરાણ વિચાર. સદા૦

## રાગ ગુર્જરી.

સાચા સંત તે દુઃખ દે તેહેને, પણ સુખ દે મન સાચેરે;
દોષ ન રાખે કલ્યાણ તેહનું, પ્રભુની પાસે જાચેરે. સા૦
વણ અપરાધે પ્રહ્લાદ પીડ્યો, હિરણ્યાકશ્યપ અભાગીરે;
શ્રી નરહરી પાસે પ્રલ્હાદે, તેની પણ ગતી માગીરે. સા૦

ચંદ્રહાસ્યને દુષ્ટમતિ, વણ વાંકે કષ્ટ પમાડયોરે;
તેહેનો દોષ ગણ્યો ન, મુવેલો દેવીપાસ જીવાડ્યોરે. સા૦ ૩
પાંચ પુત્ર પંચાળીકેરા, અશ્વસ્થામા બળ માર્યારે;
ભીમસેન હણુતા હુતા, ધરી દયા દ્રૌપદી વાર્યારે. સા૦ ૪
નારદની મર્યાદ ન માની, કુબેરસુત બે કામીરે;
શ્રાપમિષે શ્રીહરિ મેળવિયા, હરખ્યા ભક્તિ પામીરે. સા૦ ૫
ગોવિંદ સ્વામીને ધ્રુવરાવ્યા, સુતર્યો કુકર પાપીરે;
તેહેને દંડ કશો નવ દીધો, હરીની ભક્તિ આપીરે. સા૦ ૬
નંદદાસને વૃશ્ચિક ડસિયો, વારે વારે ફરિનેરે;
તેહેને જળના જગમાં બુડતો, રાખ્યો કરૂણા કરિનેરે. સા૦ ૭
અંબરીષ જે ભક્ત હરીનો, તેને દુર્વાસા ઘણું દમિયોરે;
વર્ષ એક દુઃખ ક્ષુધા ભોગવ્યું, મુનિ સુખી કરીને જમિયોરે. સા૦ ૮
જયદેવને લુટી કર કાપ્યા, ઠગે કુપમાં નાંખ્યોરે;
તે ઠગને નૃપ પાસ પુજાવ્યા, મ્હોટો સંશય ભાખ્યોરે. સા૦ ૯
વ્યાઘ્રભીતીએ વાનરિયે, પારધી રાખ્યો દુખ સોપીરે;
અતિ અપરાધ સહિત સુખ કીધું, સ્વર્ગ પમાડયો દોપીરે. સા૦ ૧૦
હરિજન વનમાં દુષ્ટે લુટયો, નાખ્યું અંગ સહુ કાપીરે;
તદપી દોષ તેહેનો નવ માન્યો, પ્રસન્ન કર્યો મણી આપીરે. સા૦ ૧૧
ઠગ વૈષ્ણવને વેશે નારાયણ, દાસતણી સ્ત્રી મારીરે;
પ્રભુ સમજ્યા તદપી ન નડયા, સ્ત્રી જીવાડી ગિરિધારીરે. સા૦ ૧૨
સાધુપણું તૂં શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષેરે,
...યા પ્રીતમને તે જન વાહાલો, રિપુ રંજે ચિત ચોષેરે. સા૦ ૧૩

## પદ-રાગ-બીલાવલ. (૨)

...ત્ન કરો તોયે પણ, સુખ દુઃખ હાથ હરીનેરે,
... સેહજે પણ થાશે, હરિભજ ભાવ ધરીનેરે. કોટી પ્રયત્ન૦ ટેક.
...હાસને વિષ વિષયા કરી, દુષ્ટમતી પછે હાર્યોરે;
...ુ વિચારે મદન મારિયો, કોણે એ મરવો ધાર્યોરે. કોટી પ્રયત્ન૦ ૧
...જામેળ સરખાને વણ શ્રમે, તેજ દેહમાં મુક્તિરે;
...ાધવ પ્રગટ મળ્યા મુચુકુંદને, તદપી જન્મ કહાં મુક્તિરે. કોટી પ્રયત્ન૦ ૨
...ીરજ ધરે કે કરે ઉતાવળ, કોણ લહે સુખ સેહેમાંરે;
મનુષમાથે પણ કાંઇ નવ સમઝે, હરિ સમઝે એક એહેમાંરે. કોટી પ્રયત્ન૦ ૩

કર્માદિકનું ત્યાંહાંલગી બળ હરી, જ્યાંલગી મનમાં નાણેરે;
નહિ તો કરૂણાધિ ઇશ્વિરપદ, શાને વેદ વખાણેરે; કોટી પ્રયત્ન૦ ૪
બ્રહ્મ શ્રાપ જોતાં વણવાંકે, સહુ યાદવને લાગ્યોરે;
ઉદ્ધવ વજ્રનાભ, વંચાવ્યા, મન સાંધે સહુ ભાગ્યોરે. કોટી પ્રયત્ન૦ ૫
કર્તું અકર્તું અન્યથા કર્તું, સમર ઇશ કાહાવેરે;
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, તેમ કરે જેમ ભાવેરે. કોટી પ્રયત્ન૦ ૬
સુખ થાવા સહુ દુઃખ જાવાનો, એજ ઉપાય એક સાચોરે;
મન ક્રમ વચને કૃષ્ણ ભજો દયા, અવર વિચાર સહુ કાચોરે. કોટી પ્રયત્ન૦ ૭

## પદ–રાગ–લલીત. (૨)

હરિ ભજનથકી, હરી મળે તે સાચૂં સહુ શ્રુતી ગાયે;
પણ સ્વતંત્ર છે, દીવસ પ્રયાસ પ્રમાણ ન કોથકી થાયે. હરિ ભજન૦ ટેક.
જ્યમ પાકયા દાવ પાસે ન પડે, પડે સહજ શ્રમે કદી અતીસેં અડે,
નાખી દીધો કાયર થઈ ક્યમે ન જડે હરિ ભજન૦ ૧
કુપ ખોદતાં નિકળે પાણી, કહેવું કેટલે કર કો શકે જાણી,
જ્યમ ત્યમ જગદીશ ગતી જો નાણી. હરિ ભજન૦ ૨
વિધી પ્રષ્ણી સૂતપા શ્રમ ભાળો,
જોઇ કૃષ્ણ નરસંઇ મેહેતો ન્યહાલો. હરિ ભજન૦ ૩
પડવાંગ અજામેળ ગુણકા જુઓ, પારધી પુતના જોઈ સંદેહ ખુઓ,
ભય પ્રાચીન બર્હિસ નૃગ પામ્યો કુઓ. હરિ ભજન૦ ૪
મુચકુંદ ભર્તને વિલંબ કરી, ગિરિધારીદી તાર્યા તુર્ત હરી,
ગમી ગોવિંદને તે વાત ખરી. હરિ ભજન૦ ૫
પાંડવ કુબ્જા મધુપુરી મ્હાલી, તેને સ્હેજમાં રીઝયા વનમાળી,
બીજાં સાધન નીધી રહ્યા ભાળી. હરિ ભજન૦ ૬
સેહેજે દુર્લભ જ્ઞાન કદરજને મળ્યું, ગોપી સહજ પ્રેમ મન હરિમા ગળ્યું,
અવરને એવું ન ફળ શ્રમે ફળ્યું. હરિ ભજન૦ ૭
કોઇ સાધન બળે ન ફુલ્યા ફરશો, નિઃસાધની હમડીમાં મરશો,
દયા દીનતાએ હરી મને હરશો. હરિ ભજન૦ ૮

## પદ–રાગ રામગ્રી. (૨)

કૃષ્ણ કેહેતાં શૂં બેસે નાણૂં, મુરખ તને કૃષ્ણ કેહેતાં શૂં બેસે નાણૂં. ટેક.
મિથ્યા લવરી કરે મનગમતી, નહીં તેનૂં દામ ને ઠેકાણું. મુરખ૦ ૧

દામનું કામ નહીં પરીશ્રમ, ગાતાં ગોવિંદ ગુણગાણું. મુરખ૦ ૨
કિંચિત શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઇ એહ સમાણૂં. મુરખ૦ ૩
ખાતો ન હોય તો નબળો કહૂં તુને, જોઇએ બશેરનું ભાણૂં. મુરખ૦ ૪
હરિ ભજતાં તુંને આળસ આવે, ભવ ભટકણ નિશ વાહાણૂં. મુરખ૦ ૫
કો દહાડો તુંને કોલીન થવૂં જે, કૃષ્ણ કિરતન મુખ આણૂં. મુરખ૦ ૬
પ્રભુસમરણવિના ભવ ન તરાયે, હું નિશ્ચે કરીને જાણૂં. મુરખ૦ ૭
જન દયો કેહે હરિ ભજ મન માહારા, ફરી નહિ મળે આ ટાણૂં. મુરખ૦ ૮

### પદ-રાગ-રામગ્રી. (૨)

કૃષ્ણ કરૂણા કરી રૂપ નટવર ધરી, કોટી કંદર્પથી અતિરે સારૂં,
આપો દરશંન તો થાશેં પરશંન હૂં, ટમટમે નિરખવા મંન મ્હારૂં. કૃ૦ ૧
ભજન સમરણતણૂં વિર્ય મ્હારે નહીં, જેથી હૂં તાહરી કાંતિ દેખૂં,
ઇંદ્રાદિક દેવને દૃષ્ટે આવો નહીં, તે આગળ માહારૂં કોણ લેખું. કૃ૦ ૨
ભક્તિથી હીન હૂં દીન દામોદરા, અન્ય એકુ નથી મ્હારે દાવો,
મનતણાં કોડ તે મન વિશે રહિ જશે, નહિ સુણો નાથજી મ્હારી રાવો. કૃ૦ ૩
કર્મ જોશો મ્હારાં તો કશું નહિ બને, દીન લ્હેશો તો કાંઇક હળશે,
ભેટોની ભૂધરા રંક જાણી મને, કાર્ય સરશે ત્હારૂં બર્દ પળશે. કૃ૦ ૪
કોટી ભક્ત ભક્તિથી આવિ મળિયા શરણ, શ્રીકૃષ્ણ ગુણ તે ગાતેગાતે,
તેમાં એક અધિક પતીત લઇ પાળજો, એમ જાણો દયો ધર્મ ખાતે. કૃ૦ ૫

### પદ-રાગ-રામગ્રી. (૨)

જેને સહાય શ્રીકૃષ્ણની, તે તો સુખમાં મ્હાલે,
વૈર પડે બાધા વિશ્વસું, કોઇનું કાંઇ ન ચાલે. જેને૦ ૧
દોષના ગૂણ માને હરી, જેહેને કીધો પોતાનો,
વ્હાલથી વાંક વસે નહીં, એ સ્વભાવજ માનો. જેને૦ ૨
અવળૂં તે સહુ સવળૂં ઠરે, માધવની મેહેરે,
ભક્ત ગણે લક્ષણ વિના, પાંડવની પેરે. જેને૦ ૩
કૃષ્ણ કૃપા થઇ તે થઇ, ફરી જાયે ન ફીટી,
ભાંતી પટોળ રંગચોળની, જયમ કરતલલીટી. જેને૦ ૪
નિજ જનમતી હરી હાથમાં, ગમતું હોય તે કરાવે,
જંત્રની જુગતી જંત્રીનીજ છે, દોષ શી પેરે લાવે. જેને૦ ૫
સહુ વાતે સમ્રથ હરી, વાણી વેદે અલાપી,
તદપી અહિત નીજ ભક્તનું, હરિથી થાય ન કદાપી. જેને૦ ૬

સત્ય સંકલ્પ શ્રીપતીરે, સદા સત્ય છે વાણી,
તદપી અગાધ ગતી અકળ, કોથી જાયે ન જાણી. જેને૦ ૭
કૃષ્ણ કૃપા ઘણી દેખીને, જનને છાકી ના જાવું,
દયા દીનતા મુકતાં, પડે ગોથુંરે ખાવું. જેને૦ ૮

## પદ–રાગ–રામગ્રી.* (૩)

શ્રી ગોવરધનધર લાડીલોરે, સંગે શ્યામા પ્યારી,
જુગલ સ્વરૂપ આ જોઇને, ઠરે આંખડી માહારી. શ્રી ગોવ૦ ૧
અવતાર અન્ય બહુ આપના, સઘળે તેજ તમારૂં,
પણ આ રંગીલી જોડીવિના, મન માને ના માહારૂં. શ્રી ગોવ૦ ૨
દીપજ્યોત એક અગ્નિથી, સઘળે જુઓ જાગે,
તદપી ચકોરક્ષુધા જુઓ, એક અગ્નિથી ભાગે. શ્રી ગોવ૦ ૩
આગળ બીતી હતી, ભજે ઘર પતિવ્રત તુટે;
હાવાં થાઊં ધ્રુવપુતળી, ચીત છોડયું ના છુટે. શ્રી ગોવ૦ ૪
થાનાર તેવેથી થજો, બાધું બગડીરે જાજો;
પણ દયાની એ દંપતી વિના, મતિ કયાંહા ન લોભાજો. શ્રી ગોવ૦ ૫

## પદ–રાગ–રામકળી. (૨)

કર ચિત ચિંતન કોઈ પ્રકારે, સદાનંદ શ્રી કૃષ્ણ તણું;
પરમાનંદ ઉદે થાય અંતર, ન રેહે પાપ સંતાપપણું. કર૦ ૧
સુંદર બાળક રૂપ રસાળું, ચરણ લંગરી વાગેરે;
ઠંઠણતો યશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણ માગેરે. કર૦ ૨
નાકે મોતી લટે લટુરી, સુંદર મુખપર જુમેરે;
હૈયે હેત વધ્યું જોઈ જશોમતી, લેઈ લેઈ શ્રી મુખ ચુમેરે. કર૦ ૩
સુંદર મુખપર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુંરે;
નહીં ખાઊં બાબો ધાવીશ માડી, બોલે તોતલું કાલુંરે. કર૦ ૪
કહે કયહું ગુહ્ય કરે કામનિશું, દુષ્ટ દૃષ્ટ બચાવેરે;
કે વાંસલડી વાતો વિઠલ, ગૌચારી ઘેર આવેરે. કર૦ ૫
શ્રી ગોપીજનના ઘરમાંહે, મનગમતું સુખ મહાલેરે;
કોઈ સમે ચોરી મહી ન્હાસે, કદા ગોપિકા ઝાલેરે. કર૦ ૬

* મૂળ પ્રતના પૃષ્ઠ ૩૮૩ મે "પદ–રાગ અસાવરી" થોડા ફેરફાર સાથે બેવડાયલું જણાય છે.

શ્રી વૃંદાવન રાસ મંડળમાં, નાચે જુગલકિશોરરે;
ઇત્યાદિક લીલાધર ધ્યાને, દયા તું નિશદિન ભોરરે. કર૦ ૭

## પદ-રાગ-રામકળી. (૨)

શ્રીહરિ શરણે રેહેજે, હો મનવા, શ્રીહરિ શરણે રેહેજે;
અવર ઉપાય નથી કાંઈ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કેહેજે. હો મ૦ ટેક.
અકલ વિધાતા જોરમાંરે, પંડિત પડિયા શૂર;
જ્ઞાની વેરાગી ને જોગિયા, આદે ચાવી કીધા ચકચૂર. હો મ૦ ૧
સ્ત્રી મોહોટી મોહનીરે, બીજું સર્વ એહની હેઠ;
પોહોંચેલાને પાડે પલકમાં, છેલી સીડી લગી હેઠ. હો મ૦ ૨
અપાર માયાબળ એટલું રે, હોય અજાણ્યાં વ્હવાય;
જાણીતીને છેતરે, એવી મોહનકેરી માય. હો મ૦ ૩
જ્ઞાન વૈરાગ્ય ગોઠે નહીરે, હરિસું ન ઉપજે હેત;
જાય વિવેક વિકળ રહેરે, જ્યારે ચતુરા ચોરે ચિત્ત. હો મ૦ ૪
ચંદ્ર ઇંદ્ર પારાશરરે, એકલશૃંગી મુન્ય;
શિવ બ્રહ્માદિક ભુલીયા, એથી કોણ છે મોટા અન્ય. હો મ૦ ૫
મન તો અસત્ય આખી વિશ્વનુંરે, તનથી ન રેહેવું સ્ત્રી પાસ;
ધીરાને ચંચળ કરે, એ તો ક્ષણુંમાં ધ્રાલે સત્યાનાશ. હો મ૦ ૬
ચતુરાઇ તાહારી ચુલે પડીરે, કોઇનું ન ચાલે જોર;
દયા જગતમાં એમ બચે, જેનો કર ગ્રહ્યો નંદકીશોર. હો મ૦ ૭

## પદ-રાગ-રામકળીનું-પ્રભાત. (૩)

શ્રીદ્વારીકાધીશ છો શીશ મ્હારે ધણી, ઈશ નહીં અવર વણ વિશ્વનાથ;
શ્રીગિરિધરણ તવ ચરણને શરણ છું, જન્મને મરણ હરિ ગ્રહેજો હાથ. શ્રી૦
પાપ અણમાપ ત્રય તાપ સંતાપ સૌ, કાપવા બાપ છે નામ તાહારૂં;
સર્વ સાધન રાજંન અભિવંન તવ, અન્ય પ્રસન્ન નહિ મન માહારૂં. શ્રી૦ ૨
દામ ને ધામ તન વામ શું કામનું, ઠામ વિશ્રામ નહીં શ્યામ પાખી;
ત્હારો હું દાસ અવિનાશ તુજપાસ રહું, વાસ વૈકુંઠનો છું અભિલાખી. શ્રી૦ ૩
અચળ તવભક્તિ રસયુક્તિ સત સંગ દો, જગતથી દુર આસક્તિ માહારી;
નિધિ દયા ધરી દયા જન દયા પર દયા, કરછઉં ત્હારો ગિરિવરધારી. શ્રી૦ ૪

(૨)

## પદ–રાગ–રામકળી.

માહારા શ્રીમાહા પ્રભુજી હું એ વર માંગું, સહજે કૃપા કરી આપો પાવલે લાગું. મા૦ ટેક.
પ્રિયસહ પ્યારા થઈ પ્રસન્ન રહો રાખો, નિજનો જાણી નિત્ય શ્રીસુખ દાખો. મા૦
ચિત માહારૂં રાખો સદા તમારે બે ચરણે, અળગો કરી અવિદ્યાથી રાખો સદા શરણે. મા૦
આપનું ઉચ્છિષ્ટ સદા માહારે ખાનપાન, નિત્ય જ્યાંહાં સેવા પુજા થાયે ગુણગાન. મા૦
અભય નિજાનંદ સદસંગ આપે, લીલાસહિત વાસ મુજ ઊર થાપે. મા૦
આપને રૂચે નિત્ય કૃતીરે કરાવો, દોષ માહારો એકે મનમાં ન લાવો. મા૦
નિરભિમાન પ્રેમલક્ષણા ભક્તિ, સદા સ્મર્ણ કૃષ્ણ વ્યસન આસક્તિ. મા૦
સદા સહુ સમીપે નાથ નિત્ય વ્રજવાસી, કહાવું પ્રભૂ તમારી અચળ દાસદાસી. મા૦
અખંડ આશ્રય મુને તમારો જ હોજો, સેવક દયાને કરૂણાદષ્ટે નિત્ય જોજો. મા૦

## પદ–રાગ–રામકળી (૨)

કહો કઇપેરે કહિયે પ્રભૂ કાયર કે બળિયારે; ટેક.
નિડર હોતો કાંત કયમ થાઓ કંસદાસીરે; દયાળુ તો કયમ તરસાવ્યાં વ્રજવાસીરે. ક૦
બ્રહ્મચારી હો તો કયમ કાહાવો ગોપીકંથરે; કામી હો તો કાલિંદી ના આપે સ્રીને પંથરે. ક૦
નાગપાશે બંધાયા ને લીલા નાથ્યો કાળીરે; તમને ના કહેવાય કાંઈ નમિયે વાળીવાળીરે. ક૦
કાળને કંપાવો કૃષ્ણ ભયંકર એહેંવારે; કામને લજાવે રૂપ કોહોની કહિયે કેહેવારે. ક૦
જુઠા કેહેતાં દોષ લાગે વેદ અવળીનેરે; સાચા છો તો બાંધ્યો કેમ બચારા બળીનેરે. ક૦
શાંત શા નૃસિંહરૂપ ક્રોધના ભંડારરે; ક્રોધી હો તો સહ્યો કેમ ભૃગુપદ પ્રાહારરે. ક૦
સઘળું તમોંમાં છે ને કશું પણ છે નહિરે; એથી પણ અગ્ર કહું પર છો એ ખેનીરે. ક૦
કોઇની મન વાણી નવ પોહોંચે, અનિર્વાચી દેવારે;નિશ્ચે ના બોલાય કાંઇ, આહાવા છો કે તેહેવારે.
જેવા છો તેવા છો માહારા સ્વામી આપો સેવારે; દાસ દયો નીજનો જાણો કાંઇ નથી લેવા દેવારે.

## પદ–રાગ–રામકળી. (૨)

કાંઇ નથી જોતા કૃષ્ણ કૃપા જ્યાંહાં કરોછોરે; ટેક.
કુડિ કૃતી તેહેની સહુ રૂડી માની લોછોરે. કાંઇ નથી૦ ટેક.
પાંડુસુતે વેદથી વિરૂદ્ધ કર્યાં કર્મરે;
તમારી પ્રસંનતાએ ઠર્યાં તે સુધર્મરે. કાંઇ નથી૦ ૧
વાલી માર્યો બંધુસમંધને પાપેરે;
તેજ કીધૂં વિભીષણ સુગ્રીવે જોયૂં આપેરે. કાંઈ નથી૦ ૨
કોહો શું ચુકી સુર્પનખા નાક તેહેનું કાપ્યુંરે;
સાધન શું કુબજા કીધું પતિસુખ આપ્યુંરે. કાંઇ નથી૦ ૩

સેહેજે અરધે નામે ગુણકા વૈકુંઠ પમાડીરે;
સંત બીજા પડયા રહ્યા રટતા નામ દહાડીરે. કાંઇ નથી૦ ૪
નહિ તેહેનું નહીં, ભાવ્યું તેહેનું સરવે ભાવ્યુંરે;
વાંક શો હમારો પ્રભૂ તમથી ચાલ્યું આવ્યુંરે. કાંઇ નથી૦ ૫
એહવી દયા દયાઉપર કયારે કરશો હરિજીરે;
કરૂણાના સમુદ્ર મારા પ્રાણપતિ શ્રીજીરે. કાંઇ નથી૦ ૬

**પદ-રાગ-ભેરવી.** (૩)

હરી મારૂં અંતર શુદ્ધ કરોરે, હરિ મ્હારી નિર્મળ બુદ્ધ કરોરે. ટેક.
હરી મુને પ્રપંચ વિસરાવોરે, મુજ મન નિજ છબી લોભાવોરે. હરિ૦ ૧
હરી હું ભાવૂં એહવો કરોરે, હરી મ્હારા તનમન તાપ સમાવોરે. હરિ૦ ૨
હરી મ્હારી દુરમતિ દુર કરોરે, અંતર ભક્તિભાવ ધરોરે. હરિ૦ ૩
હરી નીજની લીલા દરશાવોરે, નિશદિન સતસંગતી ભાવોરે. હરિ૦ ૪
હરી માહારૂં ચિત ચરણે રાખોરે, દયો તમારો શ્રીમુખે ભાખોરે. હરિ૦ ૫

**પદ-રાગ-ભેરવી.** (૨)

નંદનંદન ભજ ભજ મન માહારા, કોટી કલ્પના કલેશ ટળેરે. ટેક.
જન્મમરણનો ભય જાય ભાગી, યમકિંકર સ્વપને ન દમેરે. નંદ૦ ૧
આનંદસિંધુ ઉદે થાય અંતર, જો સેવે શ્રીનાથ ગમેરે. નંદ૦ ૨
બ્રહ્માદિક ત્હારૂં ભાગ્ય વખાણે, ઇંદ્રાદિક જર ધૂમેરે. નંદ૦ ૩
ચારે પદારથ દ્વારે રેહે ઉભા, ચૌદલોક તુંને ચરણ નમેરે. નંદ૦ ૪
ખાતું શ્રીઉસીરસું ન ધરે, તારૂં ચિત્રગુપ્ત ઉધારે નમેરે. નંદ૦ ૫
અષ્ટમાસીધ નવેનીધ સંપત્ત, અનાયાસ ત્હારી પૂંઠે ભમેરે. નંદ૦ ૬
નિશ્ચય પદપંકજ પુરૂષોત્તમ, જેને શેષાદિક સમાન નમેરે. નંદ૦ ૭
તે તુજને અરપે દયા પ્રીતમ, નિશદિન તાહારા રૂદિયામાં રમેરે. નંદ૦ ૮

**પદ.** (૩)

હો સ્વતંત્ર શ્રીજી કરો તમો જે મન ભાવે,
ઇશ્વરપ્રત્યે જોર કોઇનું નહિ ફાવે,
શરણ પડયાને માયા પણ અકળાવે. હો સ્વતંત્ર૦ ૧
નડતું કોઇનું નાથ કરે નહીં વેદ ગાય,
જિવ અસકયો એ નિજ બળે કશું નવ થાય,
કોહો તદા જિવ ભુક્તે છે કિયે ન્યાય. હો સ્વતંત્ર૦ ૨

શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર સરવ એમ ગાય,
હરિ સમરતા સદ્ય સકળ દુઃખ જાય,
તે સ્તવે ખરૂં પણ દૃષ્ટિસું નવ દેખાય. હો સ્વતંત્ર૦ ૩
હરિગુણ ગાતાં કબુદ્ધિ રહે નહિ નામે,
ગતી ઘરડા થયા મોહોવાયક કામ દામે,
કેહેતાં કાંઈ ફાવતું નથી એણે ઠામે. હો સ્વતંત્ર૦ ૪
રામ રટતાં દેહ તજ્યો દશરથ સ્વર્ગે,
સુખનીસનામાં લાસે ગુણકા ગઈ અપવર્ગે,
નામ જપતાં છુટયું કપાળ નહિ ભટકે. હો સ્વતંત્ર૦ ૫
એક મ્હારે નાસે હું સરખો નર થાય,
નિત્ય નિરંતર નામ તમારૂં ઘણું ગાય,
શું કહિયે આધિવ્યાધિ વિષે તે પિડાય. હો સ્વતંત્ર૦ ૬
કૃપા કરો છો કોઇએક બ્રહ્માદીકથી ઝાઝી,
તદપી તેહેને સંતાપે માયા મનમાં બાઝી,
કાળજ કુટાયૂં ક્યાંહાંલગિ હળધર સાજી. હો સ્વતંત્ર૦ ૭
તમારો છૂં એકજવાર કહે કોઈ,
શ્રીકૃષ્ણ તેહેને આપો અભય બરદ જોઈ,
તે પણ અધૂના નથી દેખાતૂં રહિયે રોઈ. હો સ્વતંત્ર૦ ૮
સ્વલ્પ ધર્મ પણ મ્હારો મહા ભયથી રાખે સાચૂં,
શ્રીમુખથી બોલ્યા આપ કેવાય કયમ કાચૂં,
અભય તદા રહું આપ કૃતિમાં જદપી નાચૂં. હો સ્વતંત્ર૦ ૯
સુણો જાણવા દયાયે આદરે વખાણે,
વિશ્વસૃષ્ટિ પાવન થાય તેજ ટાણે,
સમરૂં તદપી સાધુના સાથી કોણ જાણે. હો સ્વતંત્ર૦ ૧૦
નામે પાપ નાહાસે પાપ નાસે ત્રાસે,
શ્રીકૃષ્ણ કહું છઊં શી પેરે પાપ હૃદેમાં વાસે,
શાથી મળતાં છો નહીં કેમ દોષ મારા ભાસે. હો સ્વતંત્ર૦ ૧૧
વેદાદીકનાં વચન સફળ સ્તવે દાવે,
પણ ત્યારે જ્યારે તમારા મનમાં આવે,
કરો આહો તે સર્વેશ્વર શંકા કોહોની લાવે, હો સ્વતંત્ર૦ ૧૨
ઘણા શરણાગતનું સાધન સાધ્યું પણ ના જોવૂં,

નિજબળથી નિજજન જાણી દુ:ખ હવે બોલૂં,
દયા પ્રીતમજી નહીં શોભે જોવું મ્હારૂં રોવૂં. હો સ્વતંત્ર૦ ૧૩

પદ. (૨)

હે હરી હું તો હાવાં હાર્યો, જે ગમે તે કરો;
અતીસેં અકળામણનો માર્યો, જે ગમે તે કરો; ટેક.
હરિ હું સહુ શુભ કૃતિથી હીણો, જે અતિશય દૃષ્ટનો પણ ઝીણો. જે૦ ૧
પડી અવિદ્યા મ્હારી પૂઠે, સુધાર્યામાં નાખે મૂઠે. જે૦ ૨
ભૃષ્ટ હૃદે માને નહિં શિક્ષા, જગમાં લજવી વૈષ્ણવની દિક્ષા. જે૦ ૩
ભવઉદ્વેગ અતીસેં પીડે, મૂકવાં ઉચિત કર્મ સહુ મિડે. જે૦ ૪
શરણાગત જોવું મતિ મતિ માઠી, શ્રદ્ધા કાંઈ હતી તે નાઠી. જે૦ ૫
બહુ દુ:ખ જે કૃતિ નિશદિન કરિને, જાય મન ત્યાંનું ત્યાં ફરિને. જે૦ ૬
તન જયમ વૃદ્ધ થયૂં મન બાળક, ઉપર ઉજવળ અંતર કાળક. જે૦ ૭
અંતકાળ દુ:ખથી કાં પુછળીં, સત્ય વચન સમરી જાપું છળીં. જે૦ ૮
પ્રભૂ જયમ રાખ્યો છે તેમ રહૂં છૂં, જે શિર પાડો છો તે સહૂંછૂં. જે૦ ૯
જાણું છું કરશો સહુ સારૂં, પણ વણસમજે ભટકે મન મ્હારૂં, જે૦ ૧૦
જિવથકી નિવડથકી નિજબળ કશું નથી થાવૂં,સનેપાતમાંગાંડું ગાવું. જે૦ ૧૧
જેવો શરણ પડયોછું, માહા પ્રભૂ રાખ્યો અટળ અડયોછું. જે૦ ૧૨
મનુષ કોઇથી વ્હાલ ન હાલે, ગગન પવન સઠ ભરાઇને ચાલે. જે૦ ૧૩
વિનતી દયાની એ ફરીફરીને, પ્રગટ મળ્યું સેવૂં હૂં હરીને. જે૦ ૧૪

પદ. (૨)

જીવતો મુઓરે, મુર્ખ જીવતો મુઓ;
તેં ભજ્યા નહીં ભગવાન, મુર્ખ જીવતો મુઓ. ટેક.
પેટને અર્થે પાપ કરતાં, દીલમાં ન ડર્યો;
પાડોશીને ઘેર પુણ્ય કરતાં, આડો જઇ પડયોરે. મુર્ખ૦ ૧
કુડની માળા કોટમાં ઘાલી, ક્રોધી ગુરૂ કર્યો;
ત્યારે મૈથુન કરવા લાગ્યો, અંતર ના ડર્યોરે, મુર્ખ૦ ૨
બહુનામીને ઓળખ્યા વિના, અંતર બહુ પડયો;
દયા પ્રીતમ દિલમાં વસ્યો, કારજડો સર્યોરે. મુર્ખ૦ ૩

પદ. (૩)

વ્રજ વાહલૂંરે વૈકુંઠ નહિ આવૂં મને ન ગમે ચતુર્ભુજ થાવૂં:
નંદકુંવર ક્યાંહાંથી લાવૂં, વ્રજ વાહલુંરે૦ ૧

સોહીયે લલીતા ત્રિવેણીમાંરે ગીરધારી, સંગે સોહિયે જ્યાંહાં રાધે પ્યારી;
તેવિના આંખ ન ઠરે માહારી. વ્રજ વાહલુંરે૦ ૨
ત્યાંથી શ્રીજમુના ગિરિવર છે એ નહીં, મુંને અશક્તિ છે ઘણી એહેની;
તેવીના માહારો પ્રાણ પ્રસંન રેહે નહીં. વ્રજ વાહલુંરે૦ ૩
ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નહીં, વ્રજવનતા સંગ વિલાસ નહીં,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નહી. વ્રજ વાહલુંરે૦ ૪
વૃક્ષેવૃક્ષે વેણુકા ધારી, પત્રે પત્રે હરિભુજ ચારી,
હેવા રજુરજુ શું સંગતિ ભારી. વ્રજ વાહલુંરે.૦ ૫
હેવા વિશ્વશિવ સખીરૂપ થયા, હેવા રજુ રજુ તે રસનારે રહ્યા,
ઉધ્ધવ સરખા તે ત્રણ કૃષ્ણ થયા. વ્રજ વાહલુંરે૦ ૬
સુખ સ્વર્ગનું કૃષ્ણવિના કડવૂં, મને ન ગમે બ્રહ્મ સદન અડવૂં,
ધિક જન સુખ પામી પાછું પડવું. વ્રજ વાહલુંરે૦ ૭
શૂં કરૂં શ્રીજી સહૂજ પામી, તેહમાં નહિ આપણ ઓ સ્વામી,
મારે દાસપણામાં હાવે શી ખામી. વ્રજ વાહલુંરે૦ ૮
વ્રજજન વૈકુંઠ સુખ જોઈ વળી, ન ગમે તો બ્રહ્માંડમાં રે ભલી,
એવા સ્વરૂપાનંદ અતીસે ગળી. વ્રજ વાહલુંરે૦ ૯
ગુરૂબળે ગોકુળવાસી થઈશું, શ્રીવલ્લભ શરણે નિત્ય જઈશું,
દયા પ્રીતમ સેવી રસ જસ ગાઈશું વ્રજ વાહલુંરે૦ ૧૦

## પદ—રાગ—હલારી. (૨)

હરિને ભજે નહિ ને અવર આરાધે, અનન્ય ભક્તિ ન કહાવેરે;
અંતે સહાય કરે શ્રી કૃષ્ણ કો, પ્રાણી આગળથી અથડાવેરે. ટેક.
ભજતાં ભગવંત કાંઈ ન રહે બાકી, મૂળનૂં પાણી સઘળે પોંહોંચેરે;
શાખાઓ છાંટે તરૂતૃપ્તિ ન થાય, સર્વે પામે સિંચાયેરે. હરિ૦ ૧
ઘેર ગોવિંદ ને અંબાને આરાધેરે, અજગર ગળી પીડા પામ્યાંરે;
છૂટયા તો જ્યારે શ્રીકૃષ્ણે છોડાવ્યા, દેવીથી દુખ નવ વામ્યાંરે. હરિ૦ ૨
પાંડવને ઘેર પ્રભુ પ્રગટ વસ્યા પણ, શિવાદીકની સેવા શ્રદ્ધા મનમાંરે;
કુંતીસંબંધે કેશવકષ્ટે પણ ધાયારે, વિવિધવિધે વિટંબણા વામ્યારે. હરિ૦ ૩
અભયનો આશ્રય કીધો અમૃત હરિ ભક્તે, દુર્વાસા દુખ દીધૂંરે;
એહવા ઇતિહાસ સરળમાં સમજોરે, અન્ય આશ્રય કીધે એવું થાયરે. હરિ૦ ૪
બહુ ધરનો જંયમ ભુખે મરેરે, ઓળંભા કોઈના ન દેવાયરે;
એક આસક્તિ વિના ચિત નહિ હમારેરે, સેવે ત્યાંહાં સિદ્ધિ સાનીરે. હરિ૦ ૫ (૩

### પદ.

તારાં સહુ દુખ જાશે, ગોવિંદ ગાની, સેહેજે સહુ સુખ થાશે, ગિરિવરધારી ગાની. ટેક૦
ભવના વૈભવનો ચિતમાં ચોંહોટો છે રંગ, એના એ ભોગ કરડી ખાશે ભુજંગ. ગિરિ૦ ૧
ઘણીરે ગુંચવણીની એ અવિદ્યા જાળ, નાહાસવા બારી એક શર્ણુ ગોપાળ. ગિરિ૦ ૨
કો સમે મોહ તને કો સમે શોક, એ બેમાં અથડાતો તું તો ઓચિતો ફોક. ગિરિ૦ ૩
જેહેનું તું સુખ માણે તે દુઃખનો ભંડાર, પડતાં પેજારાં ખાતાં નહિ આવે પાર. ગિરિ૦ ૪
કેવળ કલેશ ભર્યો આ સાગર સંસાર, નાવ તર એક નામ નંદકુમાર. ગિરિ૦ ૫
આવ્યો ઓવારો પાછો વચમાં વહીજાશ, દયા પ્રભૂને ભૂલે પાછળ પસ્તાશરે. ગિરિ૦ ૬

### પદ. (૨)

મિથ્યા શીદને માથાકુટ માંડી, શ્રીકૃષ્ણ શેં ના ભજે;
ત્હારા મનથકી દેને સર્વ છાંડી, તો ત્હારૂં કામ નીપજે. ટેક.
તું કહિશ કે મ્હારે હાથે ધન મેળવી, માહરી કામનાઓ કયમ પુરી થાશે;
તે તો મનુષ્ય આપોઆપ મજૂર, તો ઇશ્વર કયમ ભુલી જાશે. શ્રીકૃષ્ણ૦ ૧
તું કહિશ કે ધંધા વિના ધન કયમ મેળવૂં, ધન વીના ઘર કેમ ચાલે;
તે તો આયુષ્ય સુધી પોંહોચાડે પ્રારબ્ધ, મિથ્યા હું પદમાં માહાલેરે. શ્રીકૃષ્ણ૦ ૨
તું કહિશ કે નિવૃત્તિ આગળ ઘડી ન બેસાય, માહારી દેહી થાકે છેક માતા;
તું હસ્ત ચરણ તું કરની કારજ, વદને વિઠ્ઠલ ગાતાંરે. શ્રીકૃષ્ણ૦ ૩
વિશ્વંભર બધી વિશ્વનૂં પૂરતો, ખાન પાન અંબર જો વિચારી;
તે પ્રભુથી તૂં કેમ રહે છે અળગો, તો ખબર ન લે તાહારીરે. શ્રીકૃષ્ણ૦ ૪
તોહે તાહારૂં મન ન માને તો, ચારે પોહોર કમાની;
ત્રણ પોહોર નિદ્રા કર નિશ્ચે, એક જામ હરિગુણ ગાનીરે. શ્રીકૃષ્ણ૦ ૫
જે જે વાતના ખાંચા તેં કહાડયા, તે તે માર્ગ બતાવ્યા;
કેશવ કિર્તન ને ભક્તિ ન ભાવી, તો અઠ્ઠાવીશ તાહારે ભાગ્યે આવ્યારે ચોરાશી. શ્રીકૃષ્ણ૦ ૬
દામ ન લાગે હાડ ન ભાગે, ગાતાં ગોવિંદ ગોપાળા;
પણ દયો કેહે જેને ભક્તિ ન ભાવી, તેહેને લલાટે લખિયા છે કાળારે. શ્રીકૃષ્ણ૦ ૭

### રાગ કાલિંગડો. (૨)

માહારો કર ગ્રહો કેશવરાયરે, માયાદળથી મુંકાવો;
શરણાગત વત્સલતણૂંરે, બર્દ પાળો માહારો દાવો. માયા. ટેક.
હૈયાની હોળી કોને કહિયેરે, કોહો તોહે કામ શું થાય;
આપ તો અંતરજામીછો, હરી માહા સમ્રથ સુખદાય. માયા. ૧

કેહેતાં કાંઇ બનતું નથીરે, ઘણી ગુંચવણી ને દુઃખ;
જેને સોંપ્યો તેને કહાં નથી કર, ઝાલો તો સઘળૂં સુખ. માયા૦ ૨
કષ્ટ પામીને કાયર થયોરે, નથી માહારે એકુ ઉપાય;
કાન ધરો તો કહું તો ભૂલૂં નહિં તો, માહારૂં સબળ વ્રત રાય. માયા૦ ૩
કસા યોગ્ય હૂં છૂં નહીંરે, જેહવો તેહવો તમદાસ;
અકળાયો છું અવિદ્યા દુઃખે, માથે કાળનો મોટો ત્રાસ. માયા૦ ૪
પ્રસન્ન થાઓ તમો એહવી, કાંઇ નથી મારી પાસે વસ્ત;
નિજ બળથી નીજનો કરો તો તો, અખિલ કષ્ટ હોય અસ્ત. માયા૦ ૫
કરગરૂં કામ આવ્યું કશુંરે, ઉત્તર ન આપને મન;
પણ વિચારોને હું કહોને કહું, તમપાખે માહારે કોછે અન્ય. માયા૦ ૬
દયાના પ્રીતમ દીનાનાથજી માહારી, સામું જુવો એકવાર;
દાન નિજાનંદ કરો પાયો, પ્રેમરસ પ્રાણઆધાર. માયા૦ ૭

## રાગ મેવાડો. (૨)

કેહે કીયે વિહારેરે, જીવ ઝંપ વાળિયોરે, સુખે સુતો મોહ નિદ્રાની માંય;
જાગી જો વિચારીરે, પુંજી ખોઇ ગાંઠનીરે, કરજ કરી ચાલ્યો ભરીને ભાંય. કેહે૦ ટેક.
લક્ષ કોટી ફેરારે, ફર્યો ચાર ખાણમાંરે, એકવાર મનુષ્ય કરો કૃપાનાથ;
રંકને લંક આપીરે, લુંટવા અકરમીનેરે, આવી સાવરણી હાથ. કેહે૦ ૧
અમુલ્યક અવસરરે, આવ્યો હરીભજનનોરે, જેથી છૂટે ભવબંધન કર્મપાશ;
તે મૂકી તેં કીધૂંરે કર્મ ચમારનૂંરે, તેંજ તારૂં ઘાલ્યું સત્યાનાશ. કેહે૦ ૨
મોહ તને મ્હોટોરે, કામને દામનોરે, તો બન્ને કલેશ નર્કકુંડ;
ફળ તેહેનું હમણાંરે, જગતની જુતીયોરે, અંતે પાછું નર્ક કલેશ મુંઢ. કેહે૦ ૩
વીતી તો તે વીતીરે, રહી સાંભળનીરે, હરી ભજ ભાવે ભલ્ય થાય ભંગ;
દયા દયા કરશેરે કૃષ્ણ કૃપાનિધીરે, જયમ કરી મુહુરતમાં ખટ્વાંગ. કેહે૦ ૪

## પદ–રાગ–સોરઠ. (૨)

રટ શ્રી રાધા રાધાવર ગિરિધારી,
શું પુરણ પ્રેમ ધરી, પ્રમાદ દુર કરી, આ સમય ક્યાંથી ફરી;
એવું મન ધારી ધારી; રટ શ્રી રાધા રાધાવર. ટેક.
પાપ ચતુરવિધી પલકમાં પળાશે,
ત્રિવિધ તાપ તુર્ત ભસ્મીભૂત થાશે,
અભય પરમાનંદ સિંધુ ઉર ભરાશે,

તે વિના જ્ઞાન ધ્યાન ધર્મ, દાનકર્મ, તપ ન ધર્મ, તિર્થસર્મ,
સ્થિતિ હર્મ, અભિદવર્મ, વસ્તુચર્મ, મચીનર્મ, પ્રાપ્તિપર્મ,
શ્રુતિ પુકારી પુકારી, રટશ્રી રાધા રાધાવર. ૧
અવિદ્યા ટળે કૃતાંત કંપ ખાયે,
ભુંડા ભાળ અંક અટળ પણ ભુસાયે,
વૃંદ વૃંદારકમાં તું પ્રસંશાયે,
માટે ચેત સ્વલ્પકાળ, ગા ગોપાળ, નંદબાળ દિનદયાળ, પ્રણતપાળ,
કંસકાળ, મહાકૃપાળ, રૂપરસાળ, શ્રીવનમાળ, હર્ષભાળ,
કષ્ટહારી હારી; રટ શ્રી રાધા રાધાવર. ૨
શેષ એજ નામ રટે પળ ન ભૂલે,
ઉમા શંકર મન મનન કરી ફૂલે,
નારદાદીક આનંદ ડોળ ઝુલે,
વળિ ચતુર સનત્કુમાર, નિગમચાર, શ્રૃષ્ટિકાર, ગિરાદાર,
શુકશું પ્યાર, ધી શ્રૃંગાર, ધનાગાર, ભા અંબાર, વિદ્યાધાર, સુરસરદાર,
શ્રીસુખકારી કારી; રટ શ્રી રાધા રાધાવર. ૩
વણ પ્રયાસ મન પ્રપંચ મોહ ત્યાગે,
ધર્મ અર્થ કામ મોક્ષ રૂક્ષ લાગે,
એવી પ્રેમભક્તિ સહજ હૃદય જાગે,
તદુપરાંત, નિત્યરાસ, જુગવિલાસ, શ્રી અવિનાશ, આણંદરાસ,
કેલિહાસ, જ્યાંહાં પ્રકાશ, ત્યાંહાં નિવાસ, અનાયાસ, નિપટપાસ,
દયો દાસ, કરે વિહારી વિહારી; રટ શ્રી રાધા રાધાવર. ૪

## શ્રીપદ. (૨)

હરિભાવવિના, કેવળ કૃતી કરેથી કાર્ય ન થાય;
જ્યમ અગ્નિવિના, ભસ્મમાં ઘૃત હોમે એળે જાય. ટેક.

જુઓ સર્પ સમીર ભક્ષિને રહે, જુઓ ચાત્રક તે પિપાસ સહે;
જુઓ ઉલુક અખંડ ઉજાગ્ર રહે. હરિ ભાવ વિના૦ ૧
જુઓ મીન તીર્થ જળમાં ન્હાયે, જુઓ ગુણકા નૃત્ય કરે ગાયે;
જુઓ પ્રાંહાણો પોખે શું સુખ થાયે. હરિ ભાવ વિના૦ ૨
જુઓ મૃગઆદિક પશુ વનવાસી, જુઓ ગુનેગાર સેહ છે ફાંસી;
જુઓ કાસદ પણ જાય છે કાશી. હરિ ભાવ વિના૦ ૩

જુઓ તેલીનો બળદ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે દંડવત ન કરે;
જુઓ તપોધન દેવળે દેવળ ફેરી ફરે. હરિ ભાવ વિના૦ ૪
જુઓ વટ જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર ડંડ ગ્રહે;
જુઓ ખર તન રાખમાં રોળ્યું રહે. હરિ ભાવ વિના૦ ૫
જુઓ નટવો અબધૂત વેશ ધરે, જુઓ બગલો દ્દઢ થઈ ધ્યાન ધરે;
જુઓ મુક વચન મુખ નવ ઉચરે. હરિ ભાવ વિના૦ ૬
નહિ વૃંદલ વિષયતણી આપદા, ઉભું વૃક્ષ ને ક્રોધ મળે ન કદા;
જુઓ અજગર નિર્લોભી છે સદા. હરિ ભાવ વિના૦ ૭
ભાવે પ્રલ્હાદને સ્થંભમાંથી મળ્યા, નામદેવને ભાવે ભુતમાંથી નિકળ્યા;
વણ ભાવે મંડળીકને કાળ ફળ્યા. હરિ ભાવ વિના૦ ૮
હરિ તેહેવા થાય જેવા નાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે;
દયો કેહે જુઓ સર્વ ઠેકાણે. હરિ ભાવ વિના૦ ૯

પદ. (૧-૨)

ચિત તૂં શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવૂં હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનૂં બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણ ચંદ્રનું, જન્મ મરણ જાય હરે. કૃષ્ણને૦ ૧
નવ માસ પ્રાણી કૃષ્ણ ચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનૂં આવ્રણ કર્યું ત્યારે, લક્ષચોરાશી ફરે. કૃષ્ણને૦ ૨
તૂં અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શૂં સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦ ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યૂં ડગલૂં ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦ ૪
થનાર વસ્તૂ થયાં કરે જયમ, કૃષ્ણ ફળ પાણી ભરે;
જનાર વસ્તૂ એણિપેરે જાશે, જયમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦ ૫
જેહવું જેટલૂં જે જયમ કાળે, તે તેહને કર ઠરે;
એહમાં ફેર પડે નહીં કોઈથી, શીદ કુટાઈ તૂં મરે. કૃષ્ણને૦ ૬
ત્હારૂં ધાર્યૂં થાતૂં હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપપણું અજ્ઞાન ફૂળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦ ૭
થાવાનૂં અણચિંતવ્યૂં થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને૦ ૮
(૨)

પદ.

નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમો, રે વસે વ્રજલાડીલોરે;
જે રે જાએ તે ઝાંખી પામે જીરે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરી ના મળે એક ઠામે રે. નિ૦ ૧
સતસંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પુછી જાજોરે;
સ્હેતાપ પોળીઆને મળી મોલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા થાજોરે. નિ૦ ૨
દીનતા પાત્રમાં મનમણી મૂકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
હુંભાવ પુંભવનો છાવર કરીનેરે, શ્રીગીરીવરધર વર તમો વરજોરે. નિ૦ ૩
એરે મંડાણનું મૂળ હરી ઇચ્છારે, કૃપાવના સિદ્ધી ન થાએરે;
શ્રી વલ્લભશરણથકી સહુ પડે સેલુંરે, દૈવીજનપ્રતી દયો ગાએરે. નિ૦ ૪

Excellent

પદ. (૨)

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મારે, રીજો કે ખીજો;
કૃષ્ણ કરે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાએ પણ અન્ય કૃતીમાં, મન રખે ભીજો. એક૦ ૧
સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઊં;
વિનાં મૂલનો ધર ગુલામ, વેચે તાં વેચાઊં;
એજ ગમ્યો એથી મન માન્યું, બીજો નવ ચાહું;
એના અતી અવતાર હું કોઇનો, દાસ ન કેહેવાઊં. એક૦ ૨
કૃષ્ણવિના શિર અવર નમે, તો છે દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીભ્હા કરૂં સતખંડ;
અવર દેવની આશ કરે, અધ ભાજે બ્રહ્માંડ;
અંન અમર દરસન દોડે પગ, તો પાડું પીંડ. એક૦ ૩
હું ચાતક જળ શ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાઠી હરી દ્રઢવંત, ધારી તે ધારી;
અન્ય ન પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી;
શ્રીગુરૂ દેવને ભજજો કેહે, દયો સદા ટેક મારી. એક૦ ૪

પદ. (૨)

જો વિચારી જીવ તારી શી વલે થશે; શી વલે થશેરે મુરખ, શી ગતી થશેરે. જો૦ ટેક.
જન અમૂલ્ય જનમ વ્યર્થ ગયો કંઇ હશે.

જુઓ તેલીનો બળદ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે દંડવૃત ન કરે;
જુઓ તપોધન દેવળે દેવળ ફેરી ફરે. હરિ ભાવ વિના૦ ૪
જુઓ વટ જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર ડંડ ગ્રહે;
જુઓ ખર તન રાખમાં રોળ્યું રહે. હરિ ભાવ વિના૦ ૫
જુઓ નટવો અબધૂત વેશ ધરે, જુઓ બગલો દૃઢ થઈ ધ્યાન ધરે;
જુઓ મુક વચન મુખ નવ ઉચરે. હરિ ભાવ વિના૦ ૬
નહિ વૃંદલ વિષયતણી આપદા, ઉભું વૃક્ષ ને ક્રોધ મળે ન કદા;
જુઓ અજગર નિર્લોભી છે સદા. હરિ ભાવ વિના૦ ૭
ભાવે પ્રલ્હાદને સ્થંભમાંથી મળ્યા, નામદેવને ભાવે ભુતમાંથી નિકળ્યા;
વણ ભાવે મંડળીકને કાળ ફળ્યા. હરિ ભાવ વિના૦ ૮
હરિ તેહેવા થાય જેવા નાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે;
દયો કેહે જુઓ સર્વ ઠેકાણે. હરિ ભાવ વિના૦ ૯

(૧-૨)

## પદ.

ચિત તૂં શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવૂં હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનૂં બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણ ચંદ્રનું, જન્મ મરણ જાય હરે. કૃષ્ણને૦ ૧
નવ માસ પ્રાણી કૃષ્ણ ચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનૂં આવ્રણ કર્યું ત્યારે, લક્ષચોરાશી ફરે. કૃષ્ણને૦ ૨
તૂં અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શૂં સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦ ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યૂં ડગલૂં ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦ ૪
થનાર વસ્તૂ થયાં કરે જ્યમ, કૃષ્ણ ફળ પાણી ભરે;
જનાર વસ્તૂ એણિપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦ ૫
જેહવું જેટલૂં જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે;
એહમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઈ તૂં મરે. કૃષ્ણને૦ ૬
ત્હારૂં ધાર્યૂં થાતૂં હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપપણું અજ્ઞાન કૂળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦ ૭
થાવાનૂં અણચિંતવ્યૂં થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને૦ ૮

(૨)

Excellent

પદ.

નિશ્ચેના મ્હેહેલમાં વસે મારો વાલમો, રે વસે વ્રજલાડીલોરે;
જે રે જાએ તે ઝાંખી પામે જીરે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરી ના મળે એક ઠામે રે. નિ૦ ૧
સતસંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પુછી જાજોરે;
વેહેતાપ પોળીઆને મળી મોલે પેશજોરે, સેવા સીડી ચઢી ભેળા થાજોરે. નિ૦ ૨
દીનતા પાત્રમાં મનમણી મૂકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
હુંભાવ પુંભવનો છાવર કરીનેરે, શ્રીગીરીવરધર વર તમો વરજોરે. નિ૦ ૩
એરે મંડાણનું મૂળ હરી ઇચ્છારે, કૃપાવના સિદ્ધી ન થાએરે;
શ્રી વલ્લભશરણથકી સહુ પડે સેહુંરે, દૈવીજનપ્રતી દયો ગાએરે. નિ૦ ૪

Excellent

પદ. (૨)

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મારે, રીજો કે ખીજો;
કૃષ્ણ કરે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાએ પણ અન્ય કૃતીમાં, મન રખે ભીજો. એક૦ ૧
સુખી દુઃખો જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાણીં;
વિનાં મૂલનો ઘર ગુલામ, વેચે તાં વેચાણીં;
એજ ગમ્યો એથી મન માન્યું, બીજો નવ ચાહું;
એના અતી અવતાર હું કોઇનો, દાસ ન કેહેવાણીં. એક૦ ૨
કૃષ્ણવિના શિર અવર નમે, તો છે દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીભ્હા કરૂં સતખંડ;
અવર દેવની આશ કરે, અધ ભાજે બ્રહ્માંડ;
અંન અમર દરસન દોડે પગ, તો પાડું પીંડ. એક૦ ૩
હું ચાતક જળ શ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાઠી હરી દઢવંત, ધારી તે ધારી;
અન્ય ન પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી;
શ્રીગુરૂ દેવને ભજજો કેહે, દયો સદા ટેક મારી. એક૦ ૪

પદ. (૨)

જો વિચારી જીવ તારી શી વલે થશે; શી વલે થશેરે મુરખ, શી ગતી થશેરે. જો૦ ટેક.
જન અમૂલ્ય જનમ વ્યર્થ ગયો કંઇ હશે.

ચેતના હજુ ન કાળ અચક આવશે; ના ભજ્યા શ્રીકૃષ્ણ કોણ ત્યાંહાં છોડાવશેરે; જો૦ ૧
છળ કરી અધર્મ દ્રવ્ય મેળવ્યું દુઃખે; પોષ્યું નિજ કુટુંબ કણ પડયો ન પરમૂખે;
નિત્ય હાય દૈવ પલક ના કર્યો સુખે; રાધિકારમણ ભજ્યા ન, રહ્યો સ્ત્રી રૂખેરે. જો૦ ૨
સ્કંધ પંચમે પોકારી નર્કદુઃખ કહ્યું; ત્રાસ ઉપજે સુણેથી કયમ જશે સહ્યું;
માટે હજુ ચેત કૃષ્ણ સેવ કર કહ્યું; ત્યાંહાં તો પછી વાઢયું તેહેને જોઇશે વહ્યુંરે. જો૦ ૩
જાણે તું જંજાળી છું તે કયમ ભજન કરૂં; પણ વિચારી વેઠ સર્વ મનથી કર પરૂં;
તું રામ નામ રટણ ચીત રાખ આધરૂં; બળતે ઝુંપડેથી ખેચી કાહાડયું તે ખરૂંરે. જો૦ ૪
ભજનવિના વાત સર્વ જાણજે વૃથા; મુકી કુથલા ને સાંભળ કૃષ્ણની કથા;
આતમઘાતી તુંજ તારશે ન થા ન થા; દયાપ્રીતમ વિના ગતિ નથી સર્વથારે. જો૦ ૫

## પદ. (૨)

ભજની શ્રી હરી, કરી સહુ કલ્પના પરી; કલ્પના પરી કરી, સહુ કલ્પના પૂરીરે. ભ૦ ટેક.
તાહારી કલ્પનાએ વાત કેહે કશી સરી.
નિત્ય નાણી જોય તોહે શિદ મથે મરી; આ અમુલ્ય સમય ગયો નહીં મળે ફરીરે. ભ૦ ૧
જોની દુઃખ મૃત્યુ કોણ માગવાને જાય છે; તે જો સહેજ સમય આવી પ્રાપ્ત થાય છે;
તેજ રીતે સૂખ સર્વ શાસ્ત્ર ગાય છે; હુંપણ માની તું શિદ દરદમાં દળાય છેરે. ભ૦ ૨
જેહેને નીમત નિર્મ્યું જેહ તેહ ત્યાંહાં જશે; શ્રમે પણ કદા ન કોનું કોઇનું હશે;
ધાર્યું ધણીએ તેજ થયું થાય છે થશે; તું વ્યર્થ વિટંબણ કરેશ તેજ ઉગરસેરે. ભ૦ ૩
કરવો ઉદ્યમ કહ્યો છે પણ રૂડો રીતનો; તું તો છેક ભજન ભુલી કરે અનિત્યનો;
એકો અંશ પ્રભુવિષે તુને ન પ્રીતનો; લાજે ના વિચાર ચિત રાખે જીતનોરે. ભ૦ ૪
રાખ દ્રઢ ભરોસો એક નાથજી તણો, જેહથકી લાભ ઉભય લોકમાં ઘણો;
વિપ્રિત સુપ્રિત કરશે જાણી જન આપણો; ટેક ધર દયા બણો તે કૃષ્ણથી બણોરે. ભ૦ ૫

## પદ. (૨)

સેવની શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ; રાધિકાપતી ગોવિંદ ગોપિકાપતિ. સે૦ ટેક
મહાવાકય તત્વમસી મરમી તે તણા મુનીંદ્ર; લીન જેહમાં સ્વરૂપ તેથી પરઅતી; તે સે૦ ૧
બ્રહ્માવિષ્ણુ ભવ અનંત અંત ના લેહેઅચિન્ત; અર્થ સાધને ન સાધ્ય યોગી ન તું યતી. તે સે૦ ૨
આત્મારામ પુરણ કામ ધામ ધામ વામ ગ્રામ; શ્રેય સદ્મ નામ શામ અદ્ભુતાકૃતિ. તે સે૦ ૩
સ્વયંભૂ સ્વતંત્ર ગૃહી સકે ન કોપી મંત્ર તંત્ર; પ્રાપ્ત શુદ્ધ પ્રેમાનન ભક્તિ દીનમતિ. તે સે૦ ૪
લલિતછબી ત્રિભંગીલાલ મદનમોહન અતિકૃપાળ; જેહને નિરખી તૃપ્તી દયાને નથી થતી. તે સે૦

## પદ. (૩)

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણકેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;

કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦ ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦ ૨
સોમવેલિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશિને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ૦ ૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગિ બગલો મુક્તાફળ, દેખિ ચંચુ ના ભરે. પ્રેમરસ૦ ૪
એમ કોટી સાધને પ્રેમવીનાં, પુરૂષોત્તમ પૂઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમભક્તિયે વરે. પ્રેમરસ૦ ૫

પદ. (૧-૨)

હરિ મોટા હરિ મોટા, સહુથી હરિ મોટા હરિ મોટા;
બીજા જુઠા સર્વ ગપોટા, સહુથી હરિ મોટા. ટેક.
હરિ સમાન બુદ્ધિ સહુ સુરમાં, તેજ અસુરમાં ખોટા;
એક આદ હરિ સદા સ્વયંભુ, બીજા સહુના જોટા. હરિ૦ ૧
માયા કળા અતિ અનાદિ, બીજા જળ પરપોટા;
આએપું અવરતું અનીત હરિવણુ, માટે સમજો છોટા. હરિ૦ ૨
શેષાદિક પણ હરિથી હેઠા, વિચારો પંડિત મોટા;
હરિ માયાકૃત મોહ હીંડોળે, સરવે ખાધા જોટા. હરિ૦ ૩
પ્રતી બ્રહ્માંડે બ્રહ્માદિક સુર, બ્રહ્માંડ અગણિત કોટા;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ ભજનવિણ, નવ છુટે જેમ સોટા. હરિ૦ ૪

પદ. (૨)

શ્રી લક્ષ્મણભટજીનાં ભાવે લીજે ભામણા;તૈલંગ તિલકને વિપ્ર શિરોમણી ભુપજો;
એઓના સુત શ્રી વલ્લભનાં લઉં વારણા; દ્વિજવર રૂપે પ્રગટયા અનલ સ્વરૂપજો. શ્રી૦ ૧
ધર્મ ધોરિંધર એ સુત શ્રીવલ્લભ દેવના; પ્રગટ કરવા વેદતણો વિસ્તારજો;
ગુણ સહોદર ભરિયા શ્રી ગોપીનાથજી; હળ મુસળધર હળધરનો અવતારજો. શ્રી૦ ૨
શ્રીગોવરધનધર ધીર વીર બળદેવના; રસના રૂપે કહિયે શ્રીનંદકુમારજો;
તે પુરૂષોત્તમ પ્રગટયા શ્રી વીઠ્ઠલનાથજી; નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો. શ્રી૦ ૩
શ્રી વીઠ્ઠલનાથજીના સાતે લાલ સોહામણા;સહુથી મોટા શ્રી ગિરિધરજી માહારાજજો;
શરણ ગયાને સોંપે તે શ્રી નાથજી; કરવા સુંદર સેવા કેરાં કાજજો. શ્રી૦ ૪
શ્રી ગોવિંદરાયતણાં મન પ્રસન્ન હુલાસમાં; આવે તેને આપે આનંદ દાનજો;
શ્રી બાળકૃષ્ણજી કોમલ અંગે રસ ભર્યા; કરાવે છે અધર સુધારસ પાનજો. શ્રી૦ ૫

ચેતના હજુ ન કાળ અચક આવશે; ના ભજ્યા શ્રીકૃષ્ણ કોણ ત્યાંહાં છોડાવશેરે; જો૦ ૧
છળ કરી અધર્મ દ્રવ્ય મેળવ્યું દુઃખે; પોષ્યું નિજ કુટુંબ કણ પડયો ન પરમૂખે;
નિત્ય હાય દૈવ પલક ના કર્યો સુખે; રાધિકારમણ ભજ્યા ન, રહ્યો સ્ત્રી રૂખેરે. જો૦ ૨
સ્કંધ પંચમે પોકારી નર્કદુઃખ કહ્યું; ત્રાસ ઉપજે સુણેથી કયમ જશે સહ્યું;
માટે હજુ ચેત કૃષ્ણ સેવ કર કહ્યું; ત્યાંહાં તો પછી વાઢયું તેહેને જોઇશે વહ્યુંરે. જો૦ ૩
જાણે તું જંજાળી છું તે કયમ ભજન કરૂં; પણ વિચારી વેઠ સર્વ મનથી કર પરૂં;
તું રામ નામ રટણ ચીત રાખ આધરૂં; બળતે ઝુંપડેથી ખેચી કાહાડયું તે ખરૂંરે. જો૦ ૪
ભજનવિના વાત સર્વ જાણજે વૃથા; મુકી કુથલા ને સાંભળ કૃષ્ણની કથા;
આત્મઘાતી તુંજ તાહ્યરો ન થા ન થા; દયાપ્રીતમ વિના ગતિ નથી સર્વથારે. જો૦ ૫

## પદ. (૨)

ભજની શ્રી હરી, કરી સહુ કલ્પના પરી; કલ્પના પરી કરી, સહુ કલ્પના પૂરીરે. ભ૦ ટેક.
તાહારી કલ્પનાએ વાત કેહે કશી સરી.
નિત્ય નાણી જોય તોહે શિદ મથે મરી; આ અમુલ્ય સમય ગયો નહીં મળે ફરીરે. ભ૦ ૧
જોની દુઃખ મૃત્યુ કોણ માગવાને જાય છે; તે જો સહેજ સમય આવી પ્રાપ્ત થાય છે;
તેજ રીતે સૂખ સર્વ શાસ્ત્ર ગાય છે; હુંપણ માની તું શિદ દરદમાં દળાય છેરે. ભ૦ ૨
જેહેને નીમત નિર્મ્યું જેહ તેહ ત્યાંહાં જશે; શ્રમે પણ કદા ન કોનું કોઇનું હશે;
ધાર્યું ધણીએ તેજ થયું થાય છે થશે; તું વ્યર્થ વિટંબણ કરેશ તેજ ઉગરસેરે. ભ૦ ૩
કરવો ઉદ્યમ કહ્યો છે પણ રૂડો રીતનો; તું તો છેક ભજન ભુલી કરે અનિત્યનો;
એકો અંશ પ્રભુવિષે તુને ન પ્રીતનો; લાજે ના વિચાર ચિત રાખે જીતનોરે. ભ૦ ૪
રાખ દ્દઢ ભરોસો એક નાથજી તણો, જેહથકી લાભ ઉભય લોકમાં ઘણો;
વિપ્રિત સુપ્રિત કરશે જાણી જન આપણો; ટેક ધર દયા બણો તે કૃષ્ણથી બણોરે. ભ૦ ૫

## પદ. (૨)

સેવની શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ; રાધિકાપતી ગોવિંદ ગોપિકાપતિ. સે૦ ટેક
મહાવાકય તત્વમસી મરમી તે તણા મુનીંદ્ર; લીન જેહમાં સ્વરૂપ તેથી પરઅતી; તે સે૦ ૧
બ્રહ્માવિષ્ણુ ભવ અનંત અંત ના લેહેઅચિન્ત; અર્થ સાધને ન સાધ્યયોગી ન તું યતી. તે સે૦ ૨
આત્મારામ પુરણ કામ ધામ ધામ વામ ગ્રામ; શ્રેય સદ્દ્રમ નામ શામ અદ્દ્ભુતાકૃતિ. તે સે૦ ૩
સ્વયંભૂ સ્વતંત્ર ગૃહી સકે ન કોપી મંત્ર તંત્ર; પ્રાપ્ત શુદ્ધ પ્રેમાનન ભક્તિ દીનમતિ. તે સે૦ ૪
લલિતછબી ત્રિભંગીલાલ મદનમોહન અતિકૃપાળ; જેહને નિરખી તૃપ્તી દયાને નથી થતી. તે સે૦

## પદ. (૩)

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણકેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;

કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦ ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦ ૨
સોમવેલિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશિને વમન કરાવે, વેદવાણી ઉચરે. પ્રેમરસ૦ ૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગિ બગલો મુક્તાફળ, દેખિ ચંચુ ના ભરે. પ્રેમરસ૦ ૪
એમ કોટી સાધને પ્રેમવીનાં, પુરૂષોત્તમ પૂઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમભક્તિયે વરે. પ્રેમરસ૦ ૫

**પદ.** (૧-૨)

હરિ મોટા હરિ મોટા, સહુથી હરિ મોટા હરિ મોટા;
બીજા જુઠા સર્વ ગપોટા, સહુથી હરિ મોટા. ટેક.
હરિ સમાન બુદ્ધિ સહુ સુરમાં, તેજ અસુરમાં ખોટા;
એક આદ હરિ સદા સ્વયંભુ, બીજા સહુના જોટા. હરિ૦ ૧
માયા કળા અતિ અનાદિ, બીજા જળ પરપોટા;
આપેપું અવરનું અનીત હરિવણ, માટે સમજો છોટા. હરિ૦ ૨
શેષાદિક પણ હરિથી હેઠા, વિચારો પંડિત મોટા;
હરિ માયાકૃત મોહ હીંડોળે, સરવે ખાધા જોટા. હરિ૦ ૩
પ્રતી બ્રહ્માંડે બ્રહ્માદિક સુર, બ્રહ્માંડ અગણિત કોટા;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ ભજનવિણ, નવ છુટે જેમ સોટા. હરિ૦ ૪

**પદ.** (૨)

શ્રી લક્ષ્મણભટજીનાં ભાવે લીજે ભામણા;તૈલંગ તિલકને વિપ્ર શિરોમણી ભુપજો;
એણિના સુત શ્રી વલ્લભનાં લઉં વારણા; દ્વિજવર રૂપે પ્રગટયા અનલ સ્વરૂપજો. શ્રી૦ ૧
ધર્મ ધોરિંધર એ સુત શ્રીવલ્લભ દેવના; પ્રગટ કરવા વેદતણો વિસ્તારજો;
ગુણ સહોદર ભરિયા શ્રી ગોપીનાથજી; હળ મુસળધર હળધરનો અવતારજો. શ્રી૦ ૨
શ્રીગોવરધનધર ધીર વીર બળદેવના; રસના રૂપે કહિયે શ્રીનંદકુમારજો;
તે પુરૂષોત્તમ પ્રગટયા શ્રી વીઠ્ઠલનાથજી; નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો. શ્રી૦ ૩
શ્રી વીઠ્ઠલનાથજીના સાતે લાલ સોહામણા;સહુથી મોટા શ્રી ગિરિધરજી માહારાજજો;
શરણ ગયાને સોંપે તે શ્રી નાથજી; કરવા સુંદર સેવા કેરાં કાજજો. શ્રી૦ ૪
શ્રી ગોવિંદરાયતણાં મન પ્રસન્ન હુલાસમાં; આવે તેને આપે આનંદ દાનજો;
શ્રી બાળકૃષ્ણજી કોમલ અંગે રસ ભર્યા; કરાવે છે અધર સુધારસ પાનજો. શ્રી૦ ૫

શ્રી ગોકુળનાથ જણાવે જુગતે જીવને; એવા પોતે કહીયે પરમ કૃપાળજો;
શ્રી રઘુપતીજી રૂડલા નયણે નીરખતાં; વદન સદનની ભુલે લેશે સંભાળજો. શ્રી૦ ૬
જોયા સરખા દીસોછો જદુનાથજી; જે છે વાહાલો અબળાનો આધારજો;
દેખી દૈવી જીવ સદા ઘનશ્યામજી; ઉપર રેડે અમૃત રસની ધારજો. શ્રી૦ ૭
એ સાતે લાલનો વંશ સદા સંસારમાં; પ્રગટ વિરાજે પુરૂષોત્તમ પરીબ્રહ્મજો;
દયો દાસ અધમ છે તે આદ્યનો; એ શું જાણે શ્રી વલ્લભ કુળનો મર્મજો. શ્રી૦ ૮

## પદ. (૩)

શું કહીયે શ્રીજી શરણ પડયાને સંતાપો,
એ મ્હોટું કૌતક, દુષ્ટ વિમુખ સુખ આપો. શું કહિયે૦ ટેક.
વ્રજનો પરિકર અતિ વલ્લભ તેહને વ્રેહમાં બાળ્યો,
વૈષ્ણવવૈરી અતિ વિષયી વાસવ તેહને પાળ્યો. શું કહિયે૦ ૧
વણ પાપે પ્રલ્હાદને પીડયો જકત જાણે,
અસુર પાપી કોઇ ના પીડયો તે પ્રમાણે. શું કહિયે૦ ૨
પોતાના કીધા પાંડવ સાધૂને સંતાપ્યા,
અતિ ખળ દુરિજન કૌરવને સઘળા વૈભવ આપ્યા. શું કહિયે૦ ૩
હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે બહુ દુખિયો કીધો,
તે કૌશિકને દંડ તમે કશો ના દીધો. શું કહિયે૦ ૪
માધવ તુળસીદાસ વ્યાધીનું દુખ ના ખોયું,
પાપપૂતળૂં પારધી પામ્યો કશું ના જોયૂં. શું કહિયે૦ ૫
દરશનલોભી અંગદ તેહેને દુસેહે કાહાડ્યો,
નિંદક શત્રુ શિશૂપાળને વૈકુંઠ પમાડયો. શું કહિયે૦ ૬
દોષ કોશ કળિ તેહેને રાજ્યાસન દેવું ભાવ્યું,
ધર્મધામ પરિક્ષિત તેહને રાજ મુકાવ્યૂં. શું કહિયે૦ ૭
અજામેળ ગુણિકા વસ્યાં બે વૈકુંઠે ગમે છે,
વ્હાલો વૈષ્ણવ હનુમાન ભુતળમાં ભમે છે. શું કહિયે૦ ૮
નિજ દુખદાયક અઘાસુર તેહનું તેજ પીધૂં,
પિતા પોતાના દશરથ તેહેને ના નિજપદ દીધૂં. શું કહિયે૦ ૯
પાપપૂતળી પુતના ઉપર દયાભાવ લાવ્યા,
શુક મુનિ સરખા સાધૂ વૈકુંઠે ના વસાવ્યા. શું કહિયે૦ ૧૦
સહિત જંતુ સ્વાન પાપી મોહાપદ લીધો,

નિજસમ ઉદ્ધવ તેહેને ભૂતળમાં મૂકી દીધો. શું કહિયે૦ ૧૧
સંત પીડ્યાની ટેવ તમને પડી છે,
કોણ જાણે રૂડી વસ્તુ તેમાં શી જડી છે. શું કહિયે૦ ૧૨
તમને ઠપકો દેતાં કાળજડું માહારૂં ધ્રૂજે,
દયો કેહે મને બહુ દુખમાં હરિ ભજવા નવ સૂજે. શું કહિયે૦ ૧૩

પદ. (૩)

હરિ સેવા, હરિ સેવા; માગૂં હરિસેવા હરિસેવા; મુને દો દેવાધીદેવા. મા૦ ટેક.
ઇહ લોક તથા પરલોકે, એના એ એહેવા;
ધરમ અરથ ને કામ મોક્ષ, તેથી નહીં લેવાદેવા. મા૦ ૧
રૂચે ન તમને જેહ પદારથ, મુને હજો વિષ જેવા;
તમને પ્રીય જે તે સેહેજે, હુંથી બનજો તતક્ષેવા. મા૦ ૨
અવર માગૂં નીજ સંગી સંગત, જાંહાં ભક્તિરસમેવા;
દયા દયાને એજ કરો, મન નિશ્ચળ તમપદ રેહેવા. મા૦ ૩

પદ. (૩)

અઘરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ લેજો માહારી. ટેક.
તે વેળા સગાં વાહાલાં સહુ રેહેશે અળગાં;
જ્યારે જમના કીંકર ઝપટાવશે, અલબેલા શ્રીજી. ત્યાંહાં૦ ૧
અવસરે આવી કર સાહસો નહીં કૃષ્ણજી તો;
દુશમનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી. ત્યાંહાં૦ ૨
દોષ દેખી જો દીનાનાથ ઓસરસો તો;
તે સમે કોણ છોડાવશે, અલબેલા શ્રીજી. ત્યાંહાં૦ ૩
કુપુત્ર કેરા અવગુણ ઢાંકે શોભા પિતાની;
પ્રકાશે પોતાને લજાવશે, અલબેલા શ્રીજી. ત્યાંહાં૦ ૪
જેહેવો તેહેવો પણ દયો કાહાવ્યો તમારો પ્રભુ;
તમવીના કોણ નીભાવશે, અલબેલા શ્રીજી. ત્યાંહાં૦ ૫

પદ. (૩)

હાવાં તો હરીને ભજોરે ભજોરે મન, હાવાં તો હરીને ભજો. ટેક.
ચાવીને કુચો કર્યો તેં સંસારસુખ, હાવાં એહમાં નથીરે મઝોરે મઝોરે; મન૦ ૧
સાઈ ગઇને સપેતી આવી જુઓ, કાંઇતો લાલાઇથી લજોરે લજોરે; મન૦ ૨
વૃદ્ધ નકામો જાણી સહુ તુને હાંકેરે, તોહે તૃષ્ણા ન સેં તજોરે તજોરે; મન૦ ૩

ટાણું ટળી જાશે પછી પસ્તાશોરે, માટે કાંઇ વેહેલા સમઝોરે સમઝોરે; મન૦ ૪
કાળ કંપે ને જમનું જોર ન ચાલે, દયા એવી સજાઇ સજોરે સજોરે; મન૦ ૫

પદ. (૨)

શામ સેવીયેરે ગોવિંદ ગાઇયે, કોરી કથનીથી શું થાય. શા૦ ટેક.
વિષતણું વખાણ કરે, કોઇ કેહે ન મરાય;
તેલ છોટું ઘૃત મોટું કહે, પિંડ પુષ્ટી ન પમાય. શા૦ ૧
ત્યાંહાં લગી લાભ શો મોહોટી, મીઠી વસ્તુ મુખે ગાય;
ગુણ ને સ્વાદ તો ત્યારે પામે, જ્યારે ખણસે ખાય. શા૦ ૨
સહુકોને શિખામણ દે ને, આપ ચાલે અન્યાય;
શિષ્યને સ્ત્રીનો દોષ બતાવે, પોતે લાગે પાય. શા૦ ૩
લખી અંગારા દારૂમાં ચાંપે, કયમ ન લાગે લાય;
કેહેણી તેવી દયા રેહેણી મળે નહીં, કયમ રીઝે વ્રજરાય. શા૦ ૪

પદ–રાગ–કાફી. (૩)

હરીને ભજતાંરે, વારે તેહેને તરત તજો;
અતી રતી આણીરે, શ્રી રાધાવરને ભજો. હરીને૦ ટેક.
હરી હીતકારણ માત મૂકવી, તાતતણું નિજ નાર સસ્વામ;
સખાતણી નિજ સમિપ ન રેહેવૂં, આચારજ ગુણધામ;
સર્વ કાંઇ છાંડીરે, ભજનની લેવી મઝો. હરીને૦ ૧
જનુ ભરથ જનક પ્રલ્હાદે, તજ્યો વિભીષણ ભ્રાત;
ઉગ્રસેન સુત, પતિ રૂષિપત્ની, બળિયે ગુરૂ સાક્ષાત;
શાસ્ત્ર તેહને સાખીરે, તોયે તેમાં નવ સમજ્યો. હરીને૦ ૨
જે પ્રતિકુળ હોય શ્યામ સેવતાં, તેને ન વળગવૂં વ્યર્થ;
અવસર એળે જાય આપતણો, માહા દુર્લભ વણ અર્થ;
સમજો સવારારે, વિટંબણા સહુ વરજ્યો. હરીને૦ ૩
ચપળાના ચમકારા મધ્યે, મુક્તા પ્રોયૂં જેમ;
મનુષાદેહમાં હરિ ભજવા તે, જાણી શીઘ્રતા તેમ;
દયા ઘોની ડંકારે, લૌકીકથકા શાને લજો. હરીને૦ ૪

પદ–રાગ ભીમપલાસી. (૩)

હું જુદો જગદીશ, લજ્યા માહારી રાખેથી રેહશે;
છો સમ્રથ ધણી શીશ, લજ્જા માહારી રાખેથી રેહશે. ટેક.

જગત તો ભક્ત કહે જોઇ બાહાનું, લક્ષણ જોતાં હું કીસ. લજ્યા૦ ૧
શરણાગતની લાજ લાગશે, જો નહીં સાંભળો ચીસ. લજ્યા૦ ૨
પ્રભુ હું પાખંડી છું પૂરો, માળા તિલક તો મીસ. લજ્યા૦ ૩
દુષ્ટ સ્વભાવીક જીવ સદા હૂં, તમો ગોકુળાધીશ. લજ્યા૦ ૪
સંધૂ સલીલ સંસારને પાયૂં, કર્યું સુધા અતિ વીષ. લજ્યા૦ ૫
વિનતી વિના રક્ષક નિજ જન જ્યમ, રક્ષક નેત્રની મીષ. લજ્યા૦ ૬
માહા પ્રભૂ માતપીતા સંભાળો, હું બાળક છૂં બીસ. લજ્યા૦ ૭
મહા સહિષ્ણું સહૂ ભયભંજન, શરણ પડયા અજઇશ. લજ્યા૦ ૮
સદા ભૂખંડાર મૂરખ છું, આપ લક્ષણ બત્રીસ. લજ્યા૦ ૯
ખોટા ખતના દામ દાશને, આપ્યા હરી મધ્યદીસ. લજ્યા૦ ૧૦
દયો અધમ પણ માહાપ્રભુ સાંખ્યો, નહીં બને રાખે રીશ. લજ્યા૦ ૧૧

### પદ-રાગ કાલિંગડો. (૩)

જેહેવો છું તેહેવો હું તમારો હે શ્રીજી;
બરદ વિચારી બાંહ્ય ઝાંલોની રીઝી. જેહેવો છું તેહેવો. ૧
દોષના કોષ દેખી જાશો મા બિહિજી;
ગુરૂ સોંપ્યો પાળો દયાને, કરૂણારસ ભીજી, જેહેવો છું તેહેવો. ૨

### પદ-રાગ કાફી. (૩)

ભટકતાં ભવમાંરે, ગયા કાળ કોટી વહી;
હદ્ય થઈ હાવાંરે, રાખો હરિ હાથ ગ્રહી. ભટકતાં૦ ટેક.
આવ્યો શરણ ત્રિતાતનો દાધ્યો, શીતળ કીજે શ્યામ;
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, રાખો ચરણે સુખધામ;
કરૂણા કટાક્ષે રે, કીલમીષ કોષ દહી. ભટકતાં૦ ૧
જો માહારાં કૃત સામૂં તમે જોશો, તો ઠરશે બરાબરી;
રત્ન ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક ને તમો હરી;
માટે મન મ્હોટું રે, કરો મુને રંક લહી. ભટકતાં૦ ૨
આશા ભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમપાસ;
ધર્મધોરિંધર તમ દ્વારેથી, હું કયમ જાઊં નિરાશ;
નીજનો કરી લ્યોરે, ના તો મુને કેહશો નહીં. ભટકતાં૦ ૩
અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ;
એકવાર સનમુખ જુઓ સામળા, પ્હોંચે મારા મનના કોડ;
હસીને બોલાવો રે, દયા તૂં મ્હારો કહી. ભટકતાં૦ ૪

ટાણું ટળી જાશે પછી પસ્તાશોરે, માટે કાંઇ વેહેલા સમજોરે સમજોરે; મન૦ ૪
કાળ કંપે ને જમનું જોર ન ચાલે, દયા એવી સજાઇ સજોરે સજોરે; મન૦ ૫

પદ. (૨)

શામ સેવીયેરે ગોવિંદ ગાઇયે, કોરી કથનીથી શું થાય. શા૦ ટેક.
વિષતણું વખાણ કરે, કોઇ કેહે ન મરાય;
તેલ છોટું ધૃત મોટું કહે, પિંડ પુષ્ટી ન પમાય. શા૦ ૧
ત્યાંહાં લગી લાભ શો મોહોટી, મીઠી વસ્તુ મુખે ગાય;
ગુણ ને સ્વાદ તો ત્યારે પામે, જ્યારે ખણસે ખાય. શા૦ ૨
સહુકોને શિખામણ દે ને, આપ ચાલે અન્યાય;
શિષ્યને સ્ત્રીનો દોષ બતાવે, પોતે લાગે પાય. શા૦ ૩
લખી અંગારા દારૂમાં ચાંપે, કયમ ન લાગે લાય;
કેહેણી તેવી દયા રેહેણી મળે નહીં, કયમ રીઝે વ્રજરાય. શા૦ ૪

પદ—રાગ—કાફી. (૩)

હરીને ભજતાંરે, વારે તેહેને તરત તજો;
અતી રતી આણીરે, શ્રી રાધાવરને ભજો. હરીને૦ ટેક.
હરી હીતકારણ માત મૂકવી, તાતતણું નિજ નાર સસ્વામ;
સખાતણી નિજ સમિપ ન રેહેવૂં, આચારજ ગુણધામ;
સર્વ કાંઈ છાંડીરે, ભજનની લેવી મઝો. હરીને૦ ૧
જતુ ભરથ જનક પ્રલ્હાદે, તજ્યો વિભીષણ ભ્રાત;
ઉગ્રસેન સુત, પતિ રૂષિપત્ની, બળિયે ગુરૂ સાક્ષાત;
શાસ્ત્ર તેહને સાખીરે, તોયે તેમાં નવ સમજ્યો. હરીને૦ ૨
જે પ્રતિકુળ હોય શ્યામ સેવતાં, તેને ન વળગવૂં વ્યર્થ;
અવસર એળે જાય આપતણો, માહા દુર્લભ વણ અર્થ;
સમજો સવારારે, વિટંબણા સહુ વરજ્યો. હરીને૦ ૩
ચપળાના ચમકારા મધ્યે, મુક્તા પ્રોયૂં જેમ;
મનુષાદેહમાં હરિ ભજવા તે, જાણી શીઘ્રતા તેમ;
દયા દ્યોની ડંકારે, લૌકીકથકા શાને લજો. હરીને૦ ૪

પદ—રાગ ભીમપલાસી. (૩)

હું જુઠો જગદીશ, લજ્યા માહારી રાખેથી રેહશે;
છો સમ્રથ ધણી શીશ, લજ્જા માહારી રાખેથી રેહશે. ટેક.

એવા નર ગયા ઉડી, પછાડી ધુળની મૂકી. ૧૬
સંગું તારા સૂખનું બેલી, રેસે નાણાની થેલી. ૧૭
અલંકાર અળગા રેહેશે, કાષ્ટમાં ફુંકી દેશે. ૧૮
કંદોરો તો છોડી લેશે, પછાડી રડીને રહેશે. ૧૯
દયારામ દાસ કેહે છે, ભજે તેનો તોલ રહે છે. ૨૦

### પદ. (૨)

ગાજે ગાજેરે ગોવિંદ ગુણુ નત્યે ગાજે. ટેક.
હસ્ત વડે કરજે હરિ સેવા, ચરણે, હરિદરશન ધાજેરે. ગાજે૦ ૧
નેત્રે નિરખજે નંદનંદનને, હરિજસરસ શ્રવણને પાજેરે. ગાજે૦ ૨
ઘ્રાણને પુષ્પપ્રસાદી તુળશી, પ્રભૂનો પ્રસાદ સાધુ સંગે ખાજેરે. ગાજે૦ ૩
નમન કરે શિર હરિહરિજનને, તીર્થનાં તિર્થમાં નિત ન્હાજેરે. ગાજે૦ ૪
મન મધૂવ્રત પદકમળે રાખે, દાસદાસ હરિનો થાજેરે. ગાજે૦ ૫
સત સંગ વીના પલક ખોફામાં, દુષ્ટ સંગથકી દુર જાજેરે. ગાજે૦ ૬
દેહધરી સહુપર દયા રાખે, હરિ ગુરૂ હરિજનસમ ચ્હાજેરે. ગાજે૦ ૭
સાચો સ્નેહ રાખ કૃષ્ણુ સાથે, છળકરી વિશ્વને મા વ્હાજેરે. ગાજે૦ ૮
એ શિક્ષા દયો કહે આવે તો, વણશ્રમે વૈકુંઠ જાજેરે. ગાજે૦ ૯

### શ્રી–પદ. (૩)

સર્વ તજીને ભજીલે ભજીલે શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાનો આધારજો;
ભાગે સંકટ કુડાંરે સંસારનાં,
તેનાં નામ થકી તો ઉતરિયે ભવપારજો. સર્વ તજીને૦ ૧
અપમાંને વચને ધ્રુજી વન સાંચર્યા,
નારદજીયે દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન દૃષ્ટિ વૈરાગ્ય તે મનમાં આણિયાં,
હરિ ભજીયા તેણે જઇ બાલે વેશજો. સર્વ તજીને૦ ૨
દૈત્ય પુત્ર પ્રલ્હાદજીને આગે થયા,
લાગ્યો છે કંઈ પિતા પુત્રનો વાદજો;
સ્તંભથી પ્રગટયા રે નૃસીંહરૂપથી,
શ્રીમાંહા પ્રભુજીયે દીધો તેને સાદજો. સર્વ તજીને૦ ૩
લાખાગ્રેહેમાં પાંડવને વળિ આવિયા,
ભક્તજનને દીધી છે ઘણી ધીરજો;

### પદ-રાગ કાફી. (૨)

કૃપાસિંધુ કહાવોરે, કૃપા મુને કયમ ના કરો;
આવડી શી અડબીરે, રંકપર રાજ્ય ધરો. કૃપાસિંધુ૦ ટેક.
અનેક ભક્તના પૂર્યા મનોરથ, મન ઇચ્છા તત્કાળ;
એક મુને ટાળ્યો તેમાંથી, તે ના ઘટે ગોપાળ;
બળીદને છે બહુટોરે, દાસને કરતાં પરો. કૃપાસિંધુ૦ ૧
દોષ દયાનિધિ કયાં લગી જોશો,મારા ગણતાં નહિ આવે અંત;
છો સંકુમાર શ્રમીત થશો, માટે ભુલી ભુલી જુઓ ભગવંત;
બંધેને ગુણ થાશેરે, એજ ઉપાય ખરો. કૃપાસિંધુ૦ ૨
મારી આશા પૂરણ કરતાં, નાણું નહિ બેશે નાથ;
છો ઉદાર અતિ અંતર જામી, હું છૂં દીન અનાથ;
સમુદ્ર નહી ખુટેરે, બિંદુ એક કરતાં વરો. કૃપાસિંધું. ૩
પ્રમાણ મુકી બળ પ્રમય ધરો, સીધે માહારાં કાજ;
હું કહુ છું તેની કેહણવિચારો, તમો મન સમજો મહારાજ;
દયાનાં દુઃખ કાપોરે, રંગીલા રૂદયામાં ધરો. કૃપાસિંધુ, ૪

### પદ. (૨)

સીતાપતી રામની સેવા, જાણો મન મીઠા મેવા. ૧
કમાઇ શી કમાયો, ગિરધરલાલ ના ગાયો. ૨
બેઠાં બેઠાં ફેરવ્યૂં નાણૂં, ન જાણ્યૂં રાત ને વ્હાણું. ૩
માળા તને ન ગમે દીઠી, નીંદા તને લાગે મીઠી. ૪
ડહાપણે તો ડાટ વાળ્યો, ધર્મનો માર્ગ ટાળ્યો. ૫
ચતૂરાઇ ચૂલે પડી, હરી ભજવાની આ ઘડી. ૬
જોબનીયું અટકયું લટકૂં,ઘડી એક ચારતું ચટકૂં. ૭
જવાનીના જોરમાં માતો, હીંડે છે રંગમાં રાતો. ૮
કાયા તારી કાચનો કુંપો, હીંડે તારે દેશનો સૂબો. ૯
પરપોટો ફૂટી જાશે, શી ગતી તાહારી થાશે. ૧૦
આવ્યો તારે લાભ લેવા; જાશે ત્યારે મૂળગું ખોવા. ૧૧
આવ્યો ત્યારે બાંધી મુઠ્ઠી, જમડા લેશે લુંટી. ૧૨
કહું છું તો કર્મ ફૂટયા, કરી લે અધૂરા પૂરા. ૧૩
રાવણ સમ લંકાપતી, મંદોદરી રાણી સતી. ૧૪
પવન ઘેર ભરે પાણી, નવે ગ્રહ બાંધ્યા તાણી. ૧૫

### પદ.

એહવા શ્રીહરિને શેં નવ ગાય, શાહાને અથડાય;
ભજતાં શ્રીકૃષ્ણ સર્વ સુખ થાય, અવસર વહી જાય. એહવા શ્રીહરિને૦ ૧
જેહેને પૂતના દુખ દેવા આવી, સ્તન વિષ લપટાવી;
તેહેને જનુની પદ દીધૂં ધાવી, ઊર કરૂણા લાવી. એહવા શ્રીહરિને૦ ૨
જેણે માહા ગરલ મીરાંનું પીધૂં, ધ્રૂવ ધ્રૂવપદ દીધૂં;
બળિનું જેણે દ્વારપાળપણું કીધૂં, અમરીષ દુખ લીધૂં. એહવા શ્રીહરિને૦ ૩
દામાજી માટે માહાર કહાવ્યા, જનતાપ સમાવ્યા;
સેના સારૂ નાપિક થૈ આવ્યા, નવ દાસ દુખાવ્યા. એહવા શ્રીહરિને૦ ૪
હરિ નીજ ભિષ્મ પ્રતિજ્ઞા રાખી, જન વસતા દાખી;
નામાનું છાયૂં છાપરૂં પરપાખી, પ્રીયાહત અભિલાખી. એહવા શ્રીહરિને૦ ૫
મૂંકી પ્રભૂતા પરી લઘુતા લીધી, ભૃત્ય ભૃત્યતા કીધી;
થઈને દીનબંધૂ અભયતા દીધી, અવગુણતા પીધી. એહવા શ્રીહરિને૦ ૬
જેહનો વિધિ વેદે ભેદ ના જાણે, પદમા શીર નામે;
સ્તવતાં શિવ શેષ ક્ષણ ન વિશરામે, સમરે દુખ વામે. એહવા શ્રીહરિને૦ ૭
નથી રે નથી કૃષ્ણ સમો પ્રભૂ કોઇ, નિશ્ચે કર્યૂં જોઇ;
ભૂલ્યા તે અંતકાળ ગયા રોઈ, કહું શ્રુતી વચન દોહોઇ. એહવા શ્રીહરિને૦ ૮
નથીરે નથી એમાં એકુ પક્ષની ખામી, સર્વે ગુણધામી;
ભજરે એવા દાસ દયાના સ્વામી, પ્રભૂ અંતરજામી. એહવા શ્રીહરિને૦ ૯

Excellent

### પદ. (૩)

શું જાણે વ્યાકર્ણી વસ્તુને, શૂં જાણે વ્યાકર્ણિ;
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપી, સ્વાદ ન જાણેવર્ણિ. વસ્તુ૦ ૧
સુંદર રીતે શાક વધાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતરમાંહે વસે અગ્નિ વસે પણ,આનંદ પામે નઅરણી. વસ્તુ૦ ૨
નિજ નાભિમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન ડાટયું ઘણું, જ્યમ ધનવંત કહાવે નિર્ધણી. વસ્તુ૦ ૩

### પદ-રાગ અસાવરી.

કરો માહારા મર્મનો ઉત્તર જાણી, પુછૂ પંડિત શુદ્ધાભિમાની. ટેક.
હરીએ કરી એક શી વસ્તુ, હરીનું નવ્ય જાણોજી;
હરીનાં ઘરમાં શૂં નથી શૂં ના, નીપજે વિશ્વનો રાણો. કરો૦ ૧

સમરણ પેહેલાં આવ્યા છો તમે સદા,
ભક્તજન ઉગાર્યા પાંચે વીરજો. સર્વ તજીને૦ ૪
સુદામાનૂં દારિદ્ર જાણ્યૂં ઘણૂં,
મુષ્ટી એક તાંદુળ આરોગ્યા માહારાજજો;
એમ દાસ દયાનો પ્રભુજી કરૂણા કીજીયે,
ભક્તજનનાં કીધાં કોટીધા કાજજો. સર્વ તજીને૦ ૫

**પદ-રાગ કેદારો.** (૩)

મ્હારૂં ઢણકતું ઢોર ઢણકેછે સહુ નગ્રમાં, સીમખેતર ખળું કાંઇ ન મૂકે;
ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે, રખડવૂં નિત્ય તેહેમાં ન ચૂકે. મ્હારૂં૦ ટેક.
વાળી લાવું ઘેર ને ઘોતૂં માંડૂં ગળ્યૂં, લીલું નીરૂંછ પણ તે ન સુંઘે;
પ્હેલાં રાડાંઓ ઘાસ કર્યું કુસકા, માર ખાઇને પણ તેજ ઢુંગે. મ્હારૂં૦ ૧
હેડલો હોડેરડો મ્હોરો માન્યો નહીં, થયૂં હરાડું હાવાં હું તો હાર્યો;
વસ મ્હારે નથી તદપી મ્હારૂં કહાવ્યૂં, માટે રહું છૂં ભયભીત ચિંતાનો માર્યો. મ્હારૂં૦ ૨
હે ગુરૂ આ ગોપાળ મેં અરપ્યું એ આપને, વશ કરી રાખો નિજપાસે માંગૂં;
સાધૂપણૂં શીખવી વૃંદાવન ચારજો, કલેષ મ્હારા ટળે પાય લાગૂં. મ્હારૂં૦ ૩
હે રૂખીકેશ એ કલેશ મુજ મનતનતણા, આપ ટાળો કરો શુદ્ધ સાચૂં;
સ્મરણ સેવન બને અહરનિસ આપનૂં, અચળ આનંદ માણે એહ જાચૂં. મ્હારૂં૦ ૪
મનમતી બગડતાં સર્વ કાંઇ બગડિયૂં, ડરવું બહુ નાથજી દયા આણો;
જનદયાના પ્રિતમ શ્રીગોવરધનધરણ, કરૂણાદષ્ટે જુઓ નિજનો જાણો. મ્હારૂં૦ ૫

**પદ.** (૧-૨)

મેં શ્રીકૃષ્ણજી વર્યા રાધિકેશ એક મેં શ્રીકૃષ્ણજી વર્યા. ટેક.
કલ્પ સારસ્વત પ્રગટ પૂરણ સ્વયમેવ,
શ્રીભાગવત ગાય સેવે શ્રીવલ્લભદેવ. મેં શ્રીકૃષ્ણ૦ ૧
ત્રિગુણપર પ્રધાન પુરૂષ કાળાક્ષર ઇશ,
સર્વેશ્વર સર્વાત્મા કોણ જેહને શીશ. મેં શ્રીકૃષ્ણ૦ ૨
મન ક્રમ વચ ત્યાંહાં જન મન તેમનો આધાર,
તેમને સમંધે સમે સહુનો સત્કાર. મેં શ્રીકૃષ્ણ૦ ૩
નિંદા નહિ સ્તવન અન્ય આશ નહીં ત્રાસ,
દેવ દેવી સરવ લહૂં મુજ પ્રભૂના દાસ. મેં શ્રીકૃષ્ણ૦ ૪
પુરૂષ એક દયાપ્રીતમ અવર સરવ વામ,
ભજે વામનું શું સરે કોહો કામ. મેં શ્રીકૃષ્ણ૦ ૫ (૩)

સોંગ વીરતી બળ પંકજ, જુઓ પાણી નવ પરસે;
રસના ચીગટ નવ અડે, ઓજ અનળતું દરસે. શાણારે૦ ૫
મેઘ મિત્ર મહિમા થકી, મોર વૃશ્ચક ચવે;
અબળા અનંગ પ્રભાવથી, બળી અનર ન ચાવે. શાણારે૦ ૬
સુવર્ણ શુક્ર શશાંકનું, શ્યામતા નવ લાગે;
જલ બલ જખ ઉભૂં ચઢે, પાછૂં નવ ભાગે. શાણારે૦ ૭
માયા કાળે કંપે સહુ, બ્રહ્માદીક ભય ધારે;
થોડામાં કહું તે બહુ, હરી ભકતથી હારે. શાણારે૦ ૮
ઉત્તમ અધમાશ્રમથકી, ઓશિયાળા થાયે;
પ્રગટ વસ્તુને પ્રમાણૂં, સેહેજે સમજાયે. શાણારે૦ ૯
અલ્પ જીવ હરિ આસરે, હરિસમ બળ દાખે;
દ્રઢ આશ્રય શ્રીજીતણો, દયા શેં નવ રાખે. શાણારે૦ ૧૦

Excellent

પદ. (૨)

હરિ તુને પ્રસંન તે કયમ થાયે, તાહરા મનનું કપટ ન જાય;
તાહરા દીલનો છળ નવ જાય, પ્રભુ તને પ્રસંન તે કેમ થાય. ટેક.
હરિકિર્તન હરિનામ રટણમાં, અતિસેં આળસ તાહારે;
ડાચાકુટ લવ પરનિંદામાં, આખો દિવસ ન હારે. હરિ૦ ૧
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તાહારી કંપે;
ગંજીફા સોકટાં કૂટતાં, આઠે પોહોર ન ઝંપે. હરિ૦ ૨
પ્રભુનું ચંદન નવ ઘસાય, તુજ શ્રમથી શરીર બગડે;
કૂંડી કૂતકે મરી મસાલે, ભાવે ભાંગ તું રગડે. હરિ૦ ૩
એકાદશી ઓચ્છવનું જાગરણ, અતિ અઘરૂં તે લાગે;
ભવાઇ કે ગુણિકાનૃત્ય નારિસંગ, જામિની આખી જાગે. હરિ૦ ૪
બે પૈસાની ગુરૂસેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ઘરની સ્ત્રી સેજ માગે ઘરેણું, ત્યારે હરખં મગન થઇ ડોલે. હરિ૦ ૫
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભૂષણ ઘાલે;
સોનું રૂપું મણી મુક્તાવિનાં, સ્ત્રીસુતને ના ચાલે. હરિ૦ ૬
હરિના ભકતને લુખું સુકું, વેઠ વળગી હોય જાણે;
સગાં સંબંધી ઘેર પ્રાહાણા આવે, મિષ્ટાન્ન પ્રીસે પ્રાહાણે. હરિ૦ ૭
જગ દેખે તાંહાં જગને એસે, બાકી નાહાય નાં ખાવા;
ગળાં કાપે કયમ થાએ ગળગળો, એ વૈષ્ણવતા વાહાવા. હરિ૦ ૮

શ્રીહરી નામ માને ને નવ તારે, ધર્મ પાપ થાય કહાનેજી;
પાપ તે ધર્મ રૂપ કહાવે કયહાં, જુઠો જાણી સાથી સાધ જાણે. કરે૦ ૨
હાર પોતાનો કોણ નવ જાણે, કયાંહાં થાવો ધર્મ અધર્મજી;
પ્રેત ઉદ્ધારના પરભક્ત કહાવ્યા, હરિભક્ત હોય કાં નર્મજી. કરે૦ ૩
સંચીત, ક્રિયમાણ, પ્રારબ્ધ; એ ત્રણમાં કોણ છે આદીજી;
દેહ પ્રથમ કે કર્મ પ્રથમ, હોતાં સંભવે નહિ એ અનાદીજી. કરે૦ ૪
કરવું જીવ કરે કે ઇશ્વિર કરે, નિશ્ચે બતાવો કોયજી;
જીવનું કર્યૂં થાય તો, હરિમાં ન્યૂનતા હોયજી. કરે૦ ૫
હરી કરી મૂકયું છે તે ખરૂં, કે કરશે તે ખરૂં બહુ કેહેનીજી;
અકથ અકળ ગતી દયાપ્રીતમ, ન્યારી સર્વની કહેણીજી. કરે૦ ૬

## પદ–રાગ–કેદારો. (૩)

હે નાથ હું શું કરૂં, ચલન માહારૂં ન કશું, બુદ્ધિ પ્રેરક તમો શોચ મ્હારો;
મન પવન અબધ બે, રોકયાં કહો કેમ રહે, એ બેની રોકણી કર તમારો. હે૦ ૧
ના જવું જાય ત્યાં, મનની પ્રકૃતિ, અવળચંડી જેવી રીત એહની;
મંત્ર ડાકણીતણો, એની મેળે આવડે, ભુલે ભુલાય ના સ્મૃતી તેહની. હે૦ ૨
કાપે કુતર્ક સહુ, શુભ મતિ દ્યો સદા, સંત સાચો કરો સ્હેજ શ્રીજી;
કલેશ સઘળા હરો, યુગલ મુજપર ઠરો, હરિ અવિદ્યા ટળો પ્રગટ રીજી. હે૦ ૩
સ્ફુટ કરી શૂં કહું, કશું અજાણ્યું નથી, જાણી સંતાપો શું કૃપાસિંધૂ;
દીનનાં દુઃખ હણો, જન દયો તમ તણો, બરદ કેમ વીસરૂં દીનબંધૂ. હે૦ ૪

## પદ–રાગ સોરઠ. (૩)

શાણારે સમજણ એહવી રાખો,
પાત્ર આ રીતે ઓળખી તેથી તેહ ભાખો. શાણારે૦ ટેક.
હરીના હિમાયતી હરી સરખા, તેને નાહના ના જાણો;
જેને આશ્રય હોય જેહનો, તેહેનેતેહનેતેહેવા પરમાણો. શાણારે૦ ૧
નાહનાને નાહના મોટે મોટા, એવી આશ્રયની રીત;
વેદે પણ વરણન કર્યું, સાંભળો ધરી પ્રીત. શાણારે૦ ૨
મધ્યમ દેવના દાસનું, વર્ણું બળ જોજે;
અમીત બળ ઘણૂં તેથકી, હરીજન મન પ્રોજે. શાણારે૦ ૩
ચંદ્રસું પ્રીત ચકોરને, અગ્નિ આપણે છે ચારે;
અમૃત જડીના જોરથી, નોળ નાગને મારે. શાણારે૦ ૪

શ્રી ભાગવત એકાદશમાં ભાખ્યૂં, શ્રી મુખે અવિનાશે;
ભક્ત પુઠળે ફરૂં પદરજ માટે, જકત પવિત્ર થવાની આશે. માટે૦ ૩
માયા કાળથકી સહુ કોઇ કંપે જેહને, મસ્તકે પગ ધરિયા;
એવા હરિજન દયા પ્રસંન થયા જેહને, સકળ અર્થ સરિયા. માટે૦ ૪

પદ. (૩)

નામ સાર છેરે નામ સાર છે, જીવ્હા જપોની શ્રીકૃષ્ણનામ સાર છે. ટેક.
દામ ના લાગે ને હાડ ના ભાગે, જાવું પડે નહીં વંન;
ખાતાં પીતાં ખુખી કરંતાં, તપવું ના પડે તંન. નામ૦ ૧
સકળ ધરમ સકળ સાધન, નામેથી સુફળ થાય;
એકો ઉપસ્કર એન ના જોઇયે, સેહેલૂં સેહેજે ગવાય. નામ૦ ૨
એથી ચોવિધિ પાપ ને પાપ ત્રિવિધના, સઘ સમૂળાં જાય;
કાપ અવિદ્યાનો ભય ભાગે, કામાદિક પળાએ. નામ૦ ૩
ત્રણ કરમને ચારો વિધિઋણ, છૂટે દુખ સંસાર,
અષ્ઠમાસિધ હાજર, હાથમાં મુકતી ચાર. નામ૦ ૪
રાધા કૃષ્ણ વસે હૃદયમાં બુદ્ધી કદા નહીં વક્ર,
સંઘે ફરે નિત રક્ષણ કરવા, ચતુરભુજનું ચક્ર. નામ૦ ૫
જપ તપ તીરથ ધરમ નેમ વ્રત, જનમ અનેક સધાય,
તેનું ફળ એ કોઇએક જનમે, નામે પ્રીતી થાય. નામ૦ ૬
કદાપિ કુત્સિત કરમ બને તો, જમ ના પુછે જવાપ,
કીરતન સુણવા કેશવ ઉભા, પાસે બાળે પાપ. નામ૦ ૭
ચાર તથા ખટ અષ્ટાદશ, ઇતિહાસનો એ સિદ્ધાંત,
બાવન ઉપનિષદ બોલે પછે, ભ્રષ્ટ જે રાખે ભ્રાંત. નામ૦ ૮
પ્રેમ લક્ષણા ભક્તિ પ્રગટે, પુરૂષોત્તમ પમાય,
આઠે પ્રહર આનંદમાં વીતે, દયા ગુરૂજન ગાય. નામ૦ ૯

પદ. (૩)

તું તો સાચો રેહેજે જંન, શ્રી ગીરીવરધરલાલ સંગે સાચો રેહેજે જંન;
તું તો સાચો રેહેજેરે સંગી સત્યના ગોપાળ,
સમજ સમજ મંન તું તો સાચો રેહેજેરે; ટેક.
છળવાને સંસાર શીદ મરે છે મથી,
એ અંતર જામીને કશું અજાણ્યું નથીરે; તું તો સાચો૦ ૧

આ કરવું આં ના કરવું, એમ સહુને શિક્ષા દે છે;
તેમાનું તૂં કાંઈ નથી કરતો, અનુચિત કરમ કરે છે. હરિ૦ ૯
અંતનો છળ અન્ય ન લેહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાના સંગી છે, દાસ દયાના સ્વામી. હરિ૦ ૧૦

પદ. (૨)

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, સામળિયા વાહાલા;
સઘળું સમજોછો અંતરજામી; નંદલાલારે૦ ૧
ભય તો લાગે છે મુજને ભારી, સામળિયા વાહાલા;
અંતકાળે શી વળી થાશે માહારી; નંદલાલારે૦ ૨
સેવા સમરણ ભાવે ના કીધૂં, સામળિયા વાહાલા;
રંક સાધુને દુઃખ દીધૂં; નંદલાલારે૦ ૩
હીણો સાધન સહુ ધરમે, સામળિયા વાહાલા;
પરીપૂરણ છૂં કુકરમે; નંદલાલારે૦ ૪
જકત જાણે છે સંત સાચો, સામળિયા વાહાલા;
પાખંડી પૂરો તમથી કાચો; નંદલાલારે૦ ૫
શ્રી ગુરૂ સાંપ્યો તે વિચારી, સામળિયા વાહાલા;
તે સમે લેજો શુદ્ધ માહારી; નંદલાલારે૦ ૬
બાંહે ગ્રહ્યાની લાજ ધરજો, સામળિયા વાહાલા;
પીડા ના પામું એહેવું કરજો; નંદલાલારે૦ ૭
માહારાં મન,મુખ,લોચનમાં આવી રેજો,સામળિયા વાહાલા;
દોષ ન જોશો દરશણ દેજો; નંદલાલારે૦ ૮
શ્રી મુખ બોલ્યા તે સાચૂં કરજો, સામળિયા વાહાલા;
તે સમે દુઃખ દયાનાં હરજો; નંદલાલારે૦ ૯

પદ. (૨)

જેહેના સમોવડ કોઈ ના કેહેવાય, એવા હરિજન મોટા;
જેના જશ જગદીશ મુખે ગાય, એવા, હરિજન મોટા. ટેક.
અનંતકોટી બ્રહ્માંડ જેને ઉદરે, એવા વેદે હરી ભાખ્યા;
તે હરિને રાધે કમળ મેં નિશદિન, હરિજન જુઓ રાખ્યા. માટે૦ ૧
શિવ બ્રહ્મા પદ્મા જેનો પાર ન પામે વંદે, સેહેસ્ર ફેણાધારી;
તે હરિ વશ કરી રાખ્યા હરિ ભક્તે જેહને, પતિપતિવૃતા નારી. માટે૦ ૨

શ્રી ભાગવત એકાદશમાં ભાખ્યૂં, શ્રી મુખે અવિનાશે;
ભક્ત પુઠળે ફરૂં પદરજ માટે, જકત પવિત્ર થવાની આશે. માટે૦ ૩
માયા કાળથકી સહુ કોઇ કંપે જેહને, મસ્તકે પગ ધરિયા;
એવા હરિજન દયા પ્રસંન થયા જેહને, સકળ અર્થ સરિયા. માટે૦ ૪

પદ. (૩)

નામ સાર છેરે નામ સાર છે, જીભ્હા જપોની શ્રીકૃષ્ણનામ સાર છે. ટેક.
દામ ના લાગે ને હાડ ના ભાગે, જાવું પડે નહીં વંન;
ખાતાં પીતાં ખુખી કરંતાં, તપવું ના પડે તંન. નામ૦ ૧
સકળ ધરમ સકળ સાધન, નામેથી સુફળ થાય;
એકો ઉપસ્કર એન ના જોઇયે, સેહેલૂં સેહેજે ગવાય. નામ૦ ૨
એથી ચોવિધિ પાપ ને પાપ ત્રિવિધના, સધ સમૂળાં જાય;
કાપ અવિદ્યાનો ભય ભાગે, કામાદિક પળાએ. નામ૦ ૩
ત્રણ કરમને ચારો વિધિઋણ, છૂટે દુખ સંસાર,
અષ્ઠમાસિધ હાજર, હાથમાં મુકતી ચાર. નામ૦ ૪
રાધા કૃષ્ણ વસે હૃદયમાં બુદ્ધી કદા નહીં વક્ર,
સંધે ફરે નિત રક્ષણ કરવા, ચતુરભુજનું ચક્ર. નામ૦ ૫
જપ તપ તીરથ ધરમ નેમ વ્રત, જનમ અનેક સધાય,
તેનું ફળ એ કોઇએક જનમે, નામે પ્રીતી થાય. નામ૦ ૬
કદાપિ કુત્સિત કરમ બને તો, જમ ના પુછે જવાપ,
કીરતન સુણવા કેશવ ઉભા, પાસે બાળે પાપ. નામ૦ ૭
ચાર તથા ખટ અષ્ટાદશ, ઇતિહાસનો એ સિદ્ધાંત,
બાવન ઉપનિષદ બોલે પછે, ભ્રષ્ટ જે રાખે ભ્રાંત. નામ૦ ૮
પ્રેમ લક્ષણા ભક્તિ પ્રગટે, પુરૂષોત્તમ પમાય,
આઠે પ્રહર આનંદમાં વીતે, દયા ગુરૂજન ગાય. નામ૦ ૯

પદ. (૩)

તું તો સાચો રેહેજે જંન, શ્રી ગીરીવરધરલાલ સંગે સાચો રેહેજે જંન;
તું તો સાચો રેહેજેરે સંગી સત્યના ગોપાળ,
સમજ સમજ મંન તું તો સાચો રેહેજેરે; ટેક.
છળવાને સંસાર શીદ મરે છે મથી,
એ અંતર જામીને કશું અજાણ્યું નથીરે; તું તો સાચો૦ ૧

તુંથકી નહીં થાય કશી અધિક ન્યૂન વસ્ત,
કાળજાની કુંચી સહુની શ્રી હરી તે હસ્ત; તું તો સાચો૦ ૨
ધરમ જશે ધન નહીં મળે, અનમના જગતાત,
વટલીશ ને ક્ષુધીર રેહેશ બગડશે બેહુ વાત; તું તો સાચો૦ ૩
દયા પ્રભુ પ્રસન્ન રેહેતાં જે મળ્યું તે લાખ,
અવરથી કશું ન બને, બન્યું પણ રાખ; તું તો સાચો૦ ૪

## પદ. (૩)

સાધુ શ્રમ ના કરશોરે, કોટી પ્રયત્ને ગરધવ થશે નહીં ગાય,
માટે શ્રમ ના કરશોરે, કઠણ બોલી કાળજ બાળે;
હરી ભજન ભુલાય, માટે શ્રમ ના કરશોરે. ટેક.
કામળાકેરી કાળક સોમણુ, સાબૂથી ના જાય,
શ્વાનની પૂંછડી થાય ના સુધી, કરે અનેક ઉપાય. માટે૦ ૧
કુલક્ષણથી સીથળ પડયો, પુરૂષ પુરૂષ થાય,
પણ વંદલ મરદ હોય ન કદા, સોમણુ પારો ખાય. માટે૦ ૨
કસ્તુરી કયારે વાવો તોહે, લસણ તો ગંધાય,
ઓશડ આખડી માનતા માને, વાંઝણી કયંઉ ના વ્યાય. માટે૦ ૩
ફળે ના ફુલે ન નેતર, સુધા જો સીંચાય,
આઠે પ્રહર ઊકાળીયે તોહે, કાંકણું ના બફાય. માટે૦ ૪
વાંસ એરંડો થાય ન ચંદન, મળીયાચળને વાય,
જેહેને કાજે જે સરજ્યા છે, તે તેહેમાં લોભાય. માટે૦ ૫
પરાપુરવથી પ્રભુના છે તે તો, પ્રભુતણા ગુણ ગાય,
દયો દુષ્ટને ડાબા મુકી, ભજે શ્રી વૃજરાય. માટે૦ ૬

## પદ. (૨)

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડયો,
મનુષ્ય દેહ મોંઘીરે, ખોયો મણી હાથે ચડયો. ટેક.
શું સંપત્તિ ઘણી મેળવી, શું થયું મોટે ઘરબાર,
નિશ્ચલ થઇ હરીને ભજે નહીં, ભુંડા ધિક તારો અવતાર,
ધિક તારૂં જીવ્યુંરે, દૈવે તને શાને ઘડયો. ફુલ્યો૦ ૧
ડાહ્યો થઇ દુનિયામાં ફરેછે, તેણે શું સીધ્યું તારૂં કાજ;
જમની કચેરી જીતવી કઠણ છે, નથી રેહેવાની તારી લાજ;

ડાહાપણુ તારૂં તારેરે, જ્યારે જમને કરે ન ચડયો. ફુલ્યો૦ ૨
વાંકી મુછ ઉપર વાટ ઉઠીરે, નર્કની વાટે તું ઠર્યો,
મિથ્યા જતુની ભારેરે મારી, એવો જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોની જાગી રે, અવસર આવી અડયો. ફુલ્યો૦ ૩
સમજ મન મારારે કહું છું, મોહમાયા મમતા તજ,
સ્મરણુ કર પરબ્રહ્મ પુરૂષોત્તમ, રાધાકૃષ્ણુ હરી ભજ;
દયો એવું જાણેરે, તે સર્વથી સરસ પડયો. ફુલ્યો૦ ૪

પદ. (૨)

ગર્ભવાસ રાખ્યોરે, કિરપા તને બહુ કરી;
સદા સુખ આપ્યુંરે, તેને કેમ ગયો વિસરી. ટેક.
દશ પંદર સુધી પુરણુ પાળ્યો, પરણાવ્યો બહુ પેર,
તોયે એકે ઘડી ઇશ્વર ન ગાયા, મનમાં ન આણી કાંઇ મેર;
વિશે વળ્યો પૂરેરે, હૈયામાં ન લાવ્યો હરી. ગર્ભ૦ ૧
વરણાગીમાં વાંકો હીંડેછે, પચીસ થયાં પરમાણુ,
છેલાઈમાં તું છાકી ફરેછે, અહંકાર ને અભિમાન;
ત્રીશે મોહ્યો સ્ત્રીનેરે, ઘણા ઘણા નેહ ભરી. ગર્ભ. ૨
નાત જાતમાં નામ જ કાઢયું, કુબુદ્ધી જાત કઠોર;
ધનને કાજે ધુતતો ફરે છે, જેમ હરાયું ઢોર;
ચાળીશે તું ચાલીરે, છતમાંહિ રહ્યો છરી. ગર્ભ૦ ૩
ઘરધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહિ જગપાળ,
પરાક્રમ તારાનો પાર ન આવે, પુઠે બહુ થઇ જંજાળ;
પચાસે જઇ પોંહોંચ્યોરે, ઠેકાણે ન બેઠો ઠરી. ગર્ભ૦ ૪
દયા દાન ને પુણ્ય ન લાવ્યો, જ્ઞાન ને ગરીબાઇ,
અહંકારમાં તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઈ;
સાઠે બુદ્ધી નાઠીરે, તારણુ કંઈ ન આવ્યું તરી. ગર્ભ૦ ૫
સિતેર થયાં તારે શુદ્ધ ના રહી, ભાગ્યો પોતાનો ભાર,
કુટુંબ કબીલો કોઇ નવ માને, તોયે ન મેલે અહંકાર;
સુમારગ ન ચાલ્યોરે, ડગલું નવ મેલ્યું ડરી. ગર્ભ૦ ૬
એંસી થયા ત્યારે આંખે ન સૂઝે, થરથર ધ્રુજે તારી કાય,
કાયામાં કંપવાયુ પ્રગટયો, તોએ ભજન નહિ થાય;
મુરખ નવ ચેત્યોરે, માયાએ તને લીધો ઘેરી. ગર્ભ૦ ૭

ઘરડો થયો ત્યારે ગતજ ભાગી, ગાયા નહી પરબ્રહ્મ,
દાન પુણ્યનું નામ ન જાણ્યું, સમજ્યો નહી કાંઇ મર્મ,
મારૂં મારૂં કરતોરે વર્ષ નેવું ગયાં વરી. ગર્ભ૦ ૮
કુકર્મના બહુ બંધન છુટવા, આપ્યો મનુષ અવતાર,
સોએ વર્ષે તારી અવધજ આવી, ભર્યો ભુંડાઇનો ભાર;
ભૂલ્યો બાધા ભવમાંરે; ફોગટનો ફેરો ફરી. ગર્ભ૦ ૯
ઇશ્વરને અંતર નવ ધાર્યા, જાણ્યા ન જુગદાધાર,
અંત્ય સમે જ્યારે બાંધીને આણ્યો, પડ્યો કરશે પોકાર;
દારૂણ દુઃખ દેખીરે, રોશે બહુ નયણાં ભરી. ગર્ભ૦ ૧૦
સત્ય પુરૂષે સિદ્ધિમાં જોયું, તારૂં પાનું પુસ્તક નિરધાર,
ખાતાંમાં ઘણી ખોટજ દીઠી, નાખો નર્કમોઝાર;
પાપી એ છે પુરોરે, પૂછો એને ખોટી ખરી. ગર્ભ૦ ૧૧
કાયર થયો ત્યારે કાલાવાલા, કરવા માંડ્યા અપાર,
હરી હવે ભજન નવ ચુકું, તારૂં એકવાર કાડોને બ્હાર;
દાસ દયારામનારે, હરી હાથે ઝાલો ફરી. ગર્ભ૦ ૧૨

## પદ. (૨)

માહારે અંત સમય અલબેલા, મુજને મૂકશો માં;
માહારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો. મા૦ ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મૂકશો માં;
શ્રીગુરૂ આપે ગ્રહ્યો કર માહારો, અવસર ચૂકશો. મા૦ ૨
માહારા દોષકોષ સંભારી, મુજને મૂકશો માં;
શરણાગતવત્સળ ગીરીધારી, અવસર ચૂકશો. મા૦ ૩
હરી માહારે ધરમ નથી કોઈ સાધન, મુજને મૂકશો માં;
નથી સતસંગત સમરણ આરાધન, અવસર ચૂકશો. મા૦ ૪
શ્રીપતી સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો માં;
માહારા પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશો. મા૦ ૫
સમરથ કરૂણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો માં;
માહારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશો. મા૦ ૬

## પદ. (૨)

માયા કાળ કરમ ભય ભારી, શ્રીજી; સાહ્ય કરો; બાંહ્ય ગ્રહ્યાની લાજ વિચારી. શ્રીજી૦ ૧
મુજને સંગી મળ્યા બહુ બાધક શ્રીજી; આપ કૃપાવિણ કોઇ ન સાધક. શ્રીજી૦ ૨

વિષય વિષે ચિત જાય નિરંતર, શ્રીજી; ખળે ન તદપી કલેશાભ્યંતર. શ્રીજી૦ ૩
કહેણી મોહોટી કરણી ખોટી, શ્રીજી; કૃપા વિના શ્રમ મિથ્યા કોટી. શ્રીજી૦ ૪
કદી તનં ખાળ્યું મન નથી ખળતું, શ્રીજી; રેહે છે હૃદય અહરનીસ બળતું. શ્રીજી૦ ૫
હરી વંદુ તદપી ઉર ગંદુ, શ્રીજી; આપ વખાણું પરને નંદું. શ્રીજી૦ ૬
દોષ મુરખતાદિક સહુ ટાળો, શ્રીજી; માહારૂં મન તમ ચરણે વાળો. શ્રીજી૦ ૭
દુરમતી દુષ્ટ સ્વભાવ નીવારો, શ્રીજી; અયોગ્ય છું તદપી ભવ તારો. શ્રીજી૦ ૮
શ્રી વલ્લભની કહાણ વિચારી, શ્રીજી; દાન નિજાનંદ દ્યો કર ધારી. શ્રીજી૦ ૯
માહારી વિનંતી હૃદયમાં ધરીને, શ્રીજી; જનની જઠર મા દેશો ફરીને. શ્રીજી૦ ૧૦
સહુ મુજ પાપ તાપ ભય ફેડો, શ્રીજી; કરૂણા બળ નિજ નિકટે તેડો. શ્રીજી૦ ૧૧
દૃગ શ્રુતિ હૃદય તપે નિજ મળવા, શ્રીજી; હાવાં ન દ્યો દયાને બળવા. શ્રીજી૦ ૧૨

પદ. (૨)

હે હરી હું તો હાવાં હાર્યો, જે ગમે તે કરો; અતિસેં અકળામણનો માર્યો. જે૦ ૧
હરિ હું સહુ શુભ કૃતીથી હીણો, જે૦ અતિસેં અદૃષ્ટનો પણ ઝીણો. જે૦ ૨
પડી અવિદ્યા મારી પૂઠે, જે૦ સુધારામાં નાખે મુઠે. જે૦ ૩
ભ્રષ્ટ હૃદે માને નહીં શિક્ષા, જે૦ જગમાં લજવી વૈષ્ણવની દિક્ષા. જે૦ ૪
ભવ ઉદ્વેગ અતીસેં પીડે, જે૦ મુકયાં ઉચિત કરમ સહુ મીડે. જે૦ ૫
શરણાગત જોઊં કૃતી મતિ માઠી, જે૦ શ્રદ્ધા કાંઈ હતી તે નાઠી. જે૦ ૬
તદપી મન મળવા અવિનાશી, જે૦ સહુને સુણતાં આવે હાંસી. જે૦ ૭
બહુ દુખ નીશદીન જે કૃતી કરીને, જે૦ જાયે મન તાંહાંનું તાંહ ફરીફરીને. જે૦ ૮
તન જેમ વૃદ્ધ થયું મન બાળક, જે૦ ઉપર ઉજવળ અંતર કાળક. જે૦ ૯
અંતકાળ દુખથી કાંપું છું, જે૦ સત્ય વચન સમરી ઝંપું છઊં. જે૦ ૧૦
પ્રભુ જેમ રાખોછો તેમ રહું છું, જે૦ જે શિર પાડો છો તે સહું છઊં. જે૦ ૧૧
જાણું છું કરશો સહુ સારૂં, જે૦ પણ વણ સમજે ભટકે મન મારૂં. જે૦ ૧૨
જીવથકી નિજબળ કશું નથી થાવું, જે૦ સનેપાતમાં ગાંડુ ગાવું. જે૦ ૧૩
જેવો તેવો શરણ પડ્યો છું, જે૦ માહા પ્રભુ શાંપ્યો અટળ અડ્યો છું. જે૦ ૧૪
મનુ સહુકથી બ્યહાસ ન હાલે, જે૦ ગગન પવન શઠ ભરાઈ ન ચાલે. જે૦ ૧૫
વિનતિ દયાની એ ફરીફરીને, જે૦ પ્રગટ મળ્યું સેવું હરીને. જે૦ ૧૬

પદ. (૨)

શિરમણી સાધન દીનતા સાચી, દીનતા સાચી એક દીનતા સાચી. ટેક.
સહુ સાધનબળ મનથકી નાસે, આપણની યોગ્યતા નવ ભાસે;

નીજના દોષ સ્ફુરે ગુણ ગોવિંદ મંનક્રમ વચ અભિમાન,
એક આશા કરૂણાદગ પ્રભુપદમતી રાચી. શિ૦ ૧
એક નહીં નહીં ઉપાય કોઇ બીજો, રાધીકારમણ હૃદેથકી રીઝે;
બોહોતર લક્ષ નામ કહું કામ શામ બંધાયા દીન ભાલ,
પ્રાપ્તી યદા માત બ્યાસનંદન વાંચી. શિ૦ ૨
સકળ પદારથ કૃષ્ણસદન શોભે, નવલ ભેદ નથી કોઈ જેથી નાથ લોભે;
તુનતાનું એક એજ દીનતામાં પ્રભુપાશ માટે પ્રસિદ્ધ હોએ ધ્રત,
પ્રપંચ દીનભાવ પરી વૃદ્ધ છે અવર વાત કાચી. શિ૦ ૩
દીન દયાળ હરી વેદ વખાણે, સાધને સાધનથી સરવ જાણે;
નીજનાં બળ ઉપર જળનીધી તએ નહીં તદપી કરવું સરવપણ અગર,
રેહેવું દયારામ સદા હરી રૂચી સમ નાચી. શિ૦ ૪

### પદ. (૩)

સાચું તે સગપણરે, ભજ સમજ મન શ્યામતણૂં;
બાકી સહુ જુઠુંરે, કશું નથી કામતણૂં. ટેક.
માત તાત સુત ભ્રાત ને ભગની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતી, એહેમાં તારૂં તે છે નહી કોઈ;
સગું એ તો સરવે રે, સુખ ને દામ તણૂં. સાચૂં તે૦ ૧
જનુની જનક એવાં કર્યાં કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લ્હેણાદેણીનો સંબંધ તૂટયો, ત્યારે મુકી ગયાં તેહ;
કોઇએ ના બતાવ્યૂં રે, ઠેકાણૂં વીશરામતણૂં. સાચૂં તે૦ ૨
જોની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષઅવતાર;
પશૂ પક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધિકાર;
ભજે તેને આપરે, પદ નીજ ધામતણું. સાચૂં તે૦ ૩
અણૂં આસક્તી કયહું મા રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ;
દયા દિનરજનીરે રટણ કર રામતણું. સાચૂં તે૦ ૪

### પદ.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશભણી;
મુલખ ઘણાં જોયારે, મુસાફરી થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઇ;

ફરીને આ મારગ મળશે નહી, એહેવી છે અવળાઈ;
સમજીને ચાલો સુધારે, નાં જાશો ડાબા કે જમણી. મન૦ ૧
વચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બેચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહી ભાર;
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તેતણી. મન૦ ૨
હાવાં માલ વોહોરો તો વોહેરો શેઠના નામનો, થાય નાં કંયહું અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલા સારૂરે નાં થાવું વોહરતના ધણી. મન૦ ૩
જો જો જુગથકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ ગમે છે, હવાં જઈએ પોતાને ગામ;
સુઝે છે હાવાં હેવું રે, અવધ થઇ છે આપણી. મન૦ ૪

## પદ-રાગ-દેશ. (૧)

સાચા સગા સમર શ્રીગીરિધર, કોઇ સમે નવ મૂકે;
આફતવેળા સહુ રેહે અળગું, કોઈ નવ આવે ઢૂકેરે. સાચા૦ ટેક.
સહુથી વાહાલ ઘણું માતાનું, વેદ પુરાણે વાંચું;
ગંદે રોગે તેહેનું હેત પણ, મેં દીઠું છે લાંચુરે. સાચા૦ ૧
પુત્ર પિતાનો આતમા કાહાવે, લખ્યું વેદને પાને;
અન્યાય નળ અતિસેં કેહે તારે, તે પણ કરડે કાનેરે. સાચા૦ ૨
પુત્રિ પુત્ર બેન ને બંધુ, તું જાણે મુજબેલી;
મારૂં તારૂં તત કર્યાથી, તે પણ મૂકે ઠેલીરે. સાચા૦ ૩
સહુથી વાહાલી ઘરઘણિઆણી, જે માટે સહુ છોડે;
પુરૂષારથ પૈસો ન હોય, તારે તે પણ કરડા મોડેરે. સાચા૦ ૪
તેમ પત્નીને પતીપણ સ્વારથ, સરે તાંહાંલગી પાળે;
કદા કુરૂપણી ટળી કામથી, પછે સામું નવ ભાળેરે. સાચા૦ ૫
કોઇથી સાચો સ્નેહ હોય, જેનો વિશ્વાસ ન છૂટે;
કુવચન કપટ લોભ દેખાડે, ત્યારે તેહેનું હેત પણ ટુટેરે. સાચા૦ ૬
જ્ઞાતી જગજંન રાજ્યનાદી, કોઇનું હેત મન રખે ધારે;
ચોરી હત્યા અન્યાય થાએ કદી, સરવે જુતીઓ મારેરે. સાચા૦ ૭
ધનમાં પણ ઘણું ન સારૂં, પરિણામે દુખદાતા;
પ્રાણ ખોય કે પ્રેત કરે કદી, કુળે શુદ્ધ પિતુ ભ્રાતારે. સાચા૦ ૮

એ સરવે અવસ્થામાં થાય સંગી, વાત કહુંછું વીતી;
અરે દયા તું તે પ્રભુ મૂકી, શીદ કરે કયહૂં પ્રીતીરે. સાચા૦ ૯

## પદ–રાગ કલ્યાણ. (૨)

શ્રીજી સાર સરવનો છે છે છે,
શ્રીજી શ્રીભૃખુભાનંદની એક વસ્તુ છે નથી બે બે બે. શ્રીજી૦ ટેક.
પ્રાપ્તિ અનન્ય ભક્તિથકી તેહેની, તે શ્રીગુરૂ જારે દે દે દે,
દીનભાવથી દાસપણું ગ્રહી, એક આશ્રિત થૈ રે રે રે. શ્રીજી૦ ૧
દુષ્ટ સંગથી દુર પળાવું અહિંસ જપોલહી ભે ભે ભે,
તે સહૂ મૂળ દયા સદજનની, શ્રીગુરૂ પદરજ શિર લે લે લે. શ્રીજી૦ ૨

## પદ. (૨)

જેનું ધન્ય ભાએગ ભવમાં જેણે વ્રજમંડળ જોયું;
જેણે વ્રજરજમાં તન લોટયું તેણે જનમ મરણ ખોયું. જેનું૦ ટેક.
શ્રીવૃંદાવન રાસરમણ સ્થળ, જેણે નહીણે નીરખ્યું;
તેના ભાએગમાં કેટલુંજ સુખ છે તે કોઇએ ન જાય પરખ્યું. જેણે૦ ૧
શ્રીજમુનાજળ સ્નાન પાન સેહેજે, તેહેને નુતનુતનુત મળિયું;
કદાપિ કુશ્ચિત કર્મ બને તોએ જમપુરી જાવું ટળિયું. જેણે૦ ૨
ચોરાશી કોશની પરીક્રમા કીધી તેને ચોરાશી નથી ભમવું;
વન ઉપવન જોઇ આનંદ આવ્યો તેને હરિસંગ ઠર્યું રમવું. જેણે૦ ૩
શ્રી ગોવરધન શ્રીમહારાણી જેણે પ્રેમ ધરી પૂજ્યા;
તેહેના એકોતેર શત પેહેડી પ્રાણી તેને હરિના ચરણ સૂઝયાં. જેણે૦ ૪
સેવ્યા સમર્યા જેણે શ્રીનંદાનંદન શ્રીગોકુળ વસીને;
દયાનો પ્રીતમ તેહેને પ્રેમે પોતાનો કરી હાથ ગ્રહે હસીને. જેણે૦ ૫

## પદ.

વદન કમળ જોયું જેણે એકવાર, શ્રીનાથજીનું વદન કમળ જોયું;
કોટી કલ્પનું મેલું થયલું મન, એક પલકમાં ધોયું. જેણે૦
મનષાદેહ તેહેનો સફળ છે, જનમ મરણ દુખ ખોયું. જેણે૦
મેવાડ દેશમાં બીરાજે મારા વાલમો, જેમાં શેષ શંકરે ચીત પ્રોયું. જેણે૦
કમળ ચોક રત્નચોક જગમોહન જોયું, રહ્યું એક તેણે બાકી રોયું. જેણે૦
દયાના પ્રીતમજીસું પ્રીત નથી જેહેને, માતપિતા નામને વગોવ્યું. જેણે૦

### પદ.

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે;
હરિજન નથી થયો તું રે. ટેક.
હરિજન જોઈ હઇડું નવ હરખે, દ્રવે ન હરિ ગુણ ગાતાં;
કામ ધામ ચટકી નથી પ્ટકી, ક્રોધે લોચન રાતાં. વૈ૦ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગતો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વાહાલ નથી વિઠ્ઠલસું સાચું, હઠે ન હું હું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટ્યો છે નહીં;
કેહેણી તેહેવી રેહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજવાની રૂચિ નથી મનનિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા છે જાંહાંલગી, જક્તગુરુ તું દાસ. વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

### પદ. (૨)

હૃદે આ રૂપ રંગીલુ રાખો, શ્રીકૃષ્ણનામ સતત મુખ ભાખો. ટેક.
મોર મુગટ ઢલકતો શિર શોભે, મકરાકૃત કુંડલ મન લોભે;
તિલક સુકેસર, નાસિકા સુખેસર, કોટિચંદ્ર મરદન;
મંદ ચંદન વંદન, સદન સુધારૂપ રસીક ચાખો. હૃદે૦ ૧
પીતાંબર રસના કટિ ભ્રાજે, કૌસ્તુભ ઉરપર વૈજયંતી બિરાજે;
ભુજ અંગદ કર કંકણ મુદ્રિકા, નેપૂર પદતળ સુલક્ષણ;
ખટદશ શિવ શીમ સદા હૃદે એવું દ્રખી જાંખો. હૃદે૦ ૨
નટવર નાગર લલિત ત્રિભંગી, મદન મનોહર રસિક રાસરંગી;
ગુંજેલઉછ પીછકૃત વસંત છેલ, અલબેલા મંદસ્મિત કુટીલેક્ષણ;
કમળનયન મધુરી મોરલી, ગાન વિશ્વ શાખો. હૃદે૦ ૩
સર્વેશ્વર સર્વાત્મક સ્વામી આત્મારામ, સ્વયંભુ અંતરજામી;
કોટિ બ્રહ્માંડ પતિ અવતારી, તે દયા તુજ પ્રીતમ પ્રાણ ધ્યાન;
ભાગ્ય તન મન ધન વારી વારી નાખો, હૃદે આ રૂપ રંગીલું રાખો. હૃદે૦ ૪

(૩)

એ સરવે અવસ્થામાં થાય સંગી, વાત કહુંછું વીતી;
અરે દયા તું તે પ્રભુ મૂકી, શીદ કરે કયહૂં પ્રીતીરે. સાચા૦ ૯

### પદ–રાગ કલ્યાણ. (૨)

શ્રીજી સાર સરવનો છે છે છે,
શ્રીજી શ્રીભૃખુભાનંદની એક વસ્તુ છે નથી બે બે બે. શ્રીજી૦ ટેક.
પ્રાપ્તિ અનન્ય ભક્તિથકી તેહેની, તે શ્રીગુરૂ જારે દે દે દે,
દીનભાવથી દાસપણું ગ્રહી, એક આશ્રિત થૈ રે રે રે. શ્રીજી૦ ૧
દુષ્ટ સંગથી દુર પળાવું અહિંસ જપોલહી ભે ભે ભે,
તે સહૂ મૂળ દયા સદજનની, શ્રીગુરૂ પદરજ શિર લે લે લે. શ્રીજી૦ ૨

### પદ. (૨)

જેનું ધન્ય ભાગ્ય ભવમાં જેણે વ્રજમંડળ જોયું;
જેણે વ્રજરજમાં તન લોટયું તેણે જનમ મરણ ખોયું. જેનું૦ ટેક.
શ્રીવૃંદાવન રાસરમણ સ્થળ, જેણે નહીણે નીરખ્યું;
તેના ભાગ્યમાં કેટલુંજ સુખ છે તે કોઇએ ન જાય પરખ્યું. જેણે૦ ૧
શ્રીજમુનાજળ સ્નાન પાન સેહેજે, તેહેને તુતતુતતુત મળિયું;
કદાપિ કુશ્ચિત કર્મ બને તોએ જમપુરી જાવું ટળિયું. જેણે૦ ૨
ચોરાશી કોશની પરીક્રમા કીધી તેને ચોરાશી નથી ભમવું;
વન ઉપવન જોઇ આનંદ આવ્યો તેને હરિસંગ ઠર્યું રમવું. જેણે૦ ૩
શ્રી ગોવરધન શ્રીમહારાણી જેણે પ્રેમ ધરી પૂજ્યા;
તેહેના એકોતેર શત પેહેડી પ્રાણી તેને હરિના ચરણ સૂઝયાં. જેણે૦ ૪
સેવ્યા સમર્યા જેણે શ્રીનંદાનંદન શ્રીગોકુળ વસીને;
દયાનો પ્રીતમ તેહેને પ્રેમે પોતાનો કરી હાથ ગ્રહે હસીને. જેણે૦ ૫

### પદ.

વદન કમળ જોયું જેણે એકવાર, શ્રીનાથજીનું વદન કમળ જોયું;
કોટી કલ્પનું મેલું થયલું મન, એક પલકમાં ધોયું. જેણે૦
મનષાદેહ તેહેનો સફળ છે, જનમ મરણ દુખ ખોયું. જેણે૦
મેવાડ દેશમાં બીરાજે મારા વાલમો, જેમાં શેષ શંકરે ચીત પ્રોયું. જેણે૦
કમળ ચોક રત્નચોક જગમોહન જોયું, રહ્યું એક તેણે બાકી રોયું. જેણે૦
દયાના પ્રીતમજીસું પ્રીત નથી જેહેને, માતપિતા નામને વગોવ્યું. જેણે૦

## પદ.

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે;
હરિજન નથી થયો તું રે. ટેક.
હરિજન જોઈ હઈડું નવ હરખે, દ્રવે ન હરિ ગુણ ગાતાં;
કામ ધામ ચટકી નથી ફટકી, ક્રોધે લોચન રાતાં. વૈ૦ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વાહાલ નથી વિઠ્ઠલસું સાચું, હઠે ન હું હું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટ્યો છે નહીં;
કેહેણી તેહેવી રેહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજવાની રૂચિ નથી મનનિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા છે જાંહાંલગી, જક્તગુરુ તું દાસ. વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

## પદ. (૨)

હૃદે આ રૂપ રંગીલુ રાખો, શ્રીકૃષ્ણનામ સતત મુખ ભાખો. ટેક.
મોર મુગુટ ઢલકતો શિર શોભે, મકરાકૃત કુંડલ મન લોભે;
તિલક સુકેસર, નાસિકા સુખેસર, કોટિચંદ્ર મરદન;
મંદ ચંદન વંદન, સદન સુધારૂપ રસીક ચાખો. હૃદે૦ ૧
પીતાંબર રસના કટિ ભ્રાજે, કૌસ્તુભ ઉરપર વૈજયંતી બિરાજે;
ભુજ અંગદ કર કંકણ મુદ્રિકા, નેપૂર પદતળ સુલક્ષણ;
ખટદશ શિવ શીમ સદા હૃદે એવું દ્રખી જાંખો. હૃદે૦ ૨
નટવર નાગર લલિત ત્રિભંગી, મદન મનોહર રસિક રાસરંગી;
ગુંજેલઉછ પીછકૃત વસંત છેલ, અલબેલા મંદસ્મિત કુટીલેક્ષણ;
કમળનયન મધુરી મોરલી, ગાન વિશ્વ શાખો. હૃદે૦ ૩
સર્વેશ્વર સર્વાત્મક સ્વામી આત્મારામ, સ્વયંભુ અંતરજામી;
કોટિ બ્રહ્માંડ પતિ અવતારી, તે દયા તુજ પ્રીતમ પ્રાણ ધ્યાન;
ભાગ્ય તન મન ધન વારી વારી નાખો, હૃદે આ રૂપ રંગીલું રાખો. હૃદે૦ ૪

(૩)

## પદ.

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે;
હરિજન નથી થયો તું રે. ટેક.
હરિજન જોઈ હઇડું નવ હરખે, દ્રવે ન હરિ ગુણ ગાતાં;
કામ ધામ ચટકી નથી પટકી, ક્રોધે લોચન રાતાં. વૈ૦ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગતો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વાહાલ નથી વિઠ્ઠલસું સાચું, હઠે ન હું હું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટ્યો છે નહીં;
કેહેણી તેહેવી રેહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજવાની રૂચિ નથી મનનિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા છે જાંહાંલગી, જક્તગુરુ તું દાસ. વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

## પદ. (૨)

હૃદે આ રૂપ રંગીલુ રાખો, શ્રીકૃષ્ણનામ સતત મુખ ભાખો. ટેક.
મોર મુગુટ ઢલકતો શિર શોભે, મકરાકૃત કુંડલ મન લોભે;
તિલક સુકેસર, નાસિકા સુખેસર, કોટિચંદ્ર મરદન;
મંદ ચંદન વંદન, સદન સુધારૂપ રસીક ચાખો. હૃદે૦ ૧
પીતાંબર રસના કટિ ભ્રાજે, કૌસ્તુભ ઉરપર વૈજયંતી બિરાજે;
ભુજ અંગદ કર કંકણ મુદ્રિકા, નેપૂર પદતળ સુલક્ષણ;
ખટદશ શિવ શીમ સદા હૃદે એવું દ્રખી જાંખો. હૃદે૦ ૨
નટવર નાગર લલિત ત્રિભંગી, મદન મનોહર રસિક રાસરંગી;
ગુંજેલલિત પીતકૃત વસંત છેલ, અલબેલા ગંતચિયન શ્રીલક્ષણ;
કમળનયન મધુરી મોરલી, ગાન વિશ્વ શાખો. હૃદે૦ ૩
સર્વેશ્વર સર્વાત્મક સ્વામી આત્મારામ, સ્વયંભુ અંતરજામી;
કોટિ બ્રહ્માંડ પતિ અવતારી, તે દયા તુજ પ્રીતમ પ્રાણ ધ્યાન;
ભાગ્ય તન મન ધન વારી વારી નાખો, હૃદે આ રૂપ રંગીલું રાખો. હૃદે૦ ૪
(૩)

# સતસૈયાનું શુદ્ધિપત્રક.

સતસૈયાના ૨૮૫ દુહા સુધીમાં જે અગત્યની અશુદ્ધિ રહી ગઈ છે, તેની શુદ્ધિ નીચે આપી છે. એ અશુદ્ધિમાં 'હેં' ને સ્થાને 'હૈં'ની શુદ્ધિ તથા જુદા પડેલા શબ્દોની તથા બીજી નાહની નાહની અશુદ્ધિ આપવામાં આવી નથી, તે વાંચનાર સુધારી લેશે.

| દુહાનો અંક. | ટીકાનો અંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૦ | બંધન | બંદન |
| ૦ | ૫ | સ્વેહ | ખેહ |
| ૦ | ૬ | લિખિહોં | લખિહો |
| ૦ | ૧૦ | स्वभावता | स्वभावतो |
| ૩૨ | ૦ | અધસુધરત | અધસુદ્ધરત |
| ૩૭ | ૦ | રોષ | દોષ |
| ૪૨ | ૦ | ધરમેં | ધરમે |
| ,, | ૦ | આપેકો | આપકો |
| ૪૬ | ૦ | પ્હાં | ય્હાં |
| ૦ | ૪૬ | સતને | તને |
| ૫૨ | ૦ | પરિગ્રહ | પરિગ્રઢ |
| ૦ | ૫૨ | પરિગ્રહ | પરિગ્રઢ |
| ૫૩ | ૦ | ક્યોં | ક્યૌં |
| ૫૪ | ૦ | ટરે | ટરૈ |
| ૫૫ | ૦ | દ્રિખેં | દ્રિખૈ |
| ૫૬ | ૦ | હરિયેં | હરિયૈ |
| ૬૨ | ૦ | વ્હેં | વ્હૈ |
| ૦ | ૫૮ | સહજશીલ સીજે | સહજશીલ, સીલ જે૦ |
| ૦ | ૬૩ | ગુર | વાગુર |
| ૦ | ૬૭ | સુરતરના | સુતરના |
| ૭૩ | ૦ | લાલકર | લાયકર |
| ૭૪ | ૦ | સકુચં | સકુચૈ |
| ૦ | ૭૭ | પણઘટ | પનઘટ |
| ૦ | ,, | પણ | પન |
| ૮૬ | ૦ | રતિ રુઝમેં | રતિરુઝમેં |

| દુહાનો અંક. | ટીકાનો અંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧૧ | ૦ | બલી | બેલી |
| ૦ | ૧૧૧ | અવિલંબન | અવલંબન |
| ૧૧૯ | ૦ | એંચ્યોં | એંચ્યો |
| ૦ | ૧૨૩ | કોની પેઠે કે જેમ એક લાકડે રસોઈ | કોની પેઠે કે જેમ એક હાથે તાળી વાગી કે એક લાકડે રસોઈ થઈ૦ |
| ૧૨૯ | ૦ | કૌતિક | કૌતિક |
| ૦ | ૧૩૧ | પ્રેમ રસને તો અનેમ જ | પ્રેમ રસને તો એ નેમ જ |
| ૧૩૫ | ૦ | ભગન ભગન ફ્લ જગન | ભગન ભગનફલ, જગન |
| ૧૩૭ | ૦ | સહુ | સબ |
| ૧૩૯ | ૦ | પય પુંડુરિકની | પય પુંડરિકની |
| પૃષ્ઠ. ૩૦૮ | | **અનન્યાલંકાર** | **અન્વયાલંકાર** |
| ૧૪૪ | ૦ | મો ને; | મો નૈન; |
| ૧૪૬ | ૦ | ભિન્ન હોહિ | ભિન્ન ન હોહિ |
| ૧૫૪ | ૦ | બૂકાંસું રજ | બુકા સુરજ |
| ૧૫૬ | ૦ | પય સુરત | પિયસુરત |
| ૦ | ૧૫૬ | સુષ્ટ | સુષ્ટુ |
| ૧૫૯ | ૦ | અહિસમા, ૦ | અહિસ મા, વાં છે |
| ૧૬૮ | ૦ | બન ૦ વગેરે. | બન બિંહિન જ્યો મીન અસુ, બિન જખીહુ લખિ લેહુ ત્યોં, કં કુરૂપ હો જાય. |
| ૧૭૦ | ૦ | શ્રતિ | શ્રુતિ |
| ૧૭૧ | ૦ | ઢાંકિય | ઢાંપિય |
| ૧૭૩ | ૦ | લેહુ દુહે | લેહુ દે |
| ૦ | ૧૭૧ | ખક | ખરક |
| ૦ | ૧૭૩ | સહતા | હસતા |
| ૧૭૭ | ૦ | કે ઉર | કૈઉર |
| ૦ | ૧૭૯ | ઉસાર | ઉસાસ |
| ૧૮૧ | ૦ | અંગુનવતી ઉરપૈ હરી | અગુનવતી ઉરપૈ ધરી |
| ૧૮૨ | ૦ | ઝિહ્વ કામો | ઝિહ્વ કા મો |
| ૧૮૪ | ૦ | પૈં રતિ અતિ કતાસું | પૈં રતિ અતિ કમતાસું |
| ૦ | ૧૮૪ | અન્ય સંભોગ દુઃખિત | અન્ય સંભોગ દુઃખિતા |
| ૧૮૬ | ૦ | કાહુકી બાંહિ બાંહિ | કાહુકિ બાંઈ બાંહિ |
| ૧૮૭ | ૦ | આઈ બચી | આઈ બંચી |
| ” | ૦ | રતિપતિ પ્રાનકા | રતિ પ્રતિપ્રાન કા |

| દુહાનો અંક. | ટીકાનો અંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૯ | ૦ | આકપાત સ્ત્રી ફલ ધરચો, મુરલી બનકેં પ્રાન | આકપાત શ્રીફલ ધરચો, મુરલી બરકે પાન |
| ૧૯૦ | ૦ | રહે દ્યુતિ દેહ તહુ | રહે દુતિ દેહ તહું |
| ૧૯૧ | ૦ | ભુક્ત વગેરે૦ | મુક્ત મુક્તિલો મિલી૦ |
| ૧૯૨ | ૦ | રુચિ ન | રુચિ નહિ૦ |
| ૧૯૩ | ૦ | જરાબ્બર, કનકલતા સો૦ | જરાંબર કનકલતાસો૦ |
| ૧૯૪ | ૦ | ભૂખન ન૦ | ભૂખનભૂખ ન મોહિ કરું, ભૂખનભૂખન દાન |
| ૧૯૬ | ૦ | બંસબ્રદ્ધિ૦ | બંસબૃદ્ધિ સોભાસદન૦ |
| ૧૯૭ | ૦ | અલિ તનો૦ | અલિ ઇતનો૦ |
| ૦ | ૧૯૭ | પ્રભુનો પાજ | પ્રભુનો પાન જે૦ |
| ૦ | ૧૯૮ | મારા અન્ય૦ | મારા આય કહેતાં જે આયુરદા૦ |
| ૨૦૦ | ૦ | બહુડ્યો૦ | બઢ્યો૦ |
| ૨૦૪ | ૦ | લિયે૦ | લિયે ચાર બડ જામફલ૦ |
| ૦ | ૨૦૪ | ભટુ | ભટૂ |
| ૨૦૮ | ૦ | કનનનમેં | કાનનમેં |
| " | ૦ | ભાવન૦ | ભાવ ન જાન |
| ૦ | ૨૦૬ | સંકેતન | સંકેત ન |
| ૦ | " | કાગગોલ કન્યાએ | કાગગોલક ન્યાયે |
| ૨૦૯ | ૦ | દાર | ડાર |
| ૨૧૦ | ૦ | જન્ન | જિન |
| ૦ | ૨૦૯ | શરીરકા | શરીર |
| ૦ | ૨૧૧ | મળ્યું | ઠળ્યું |
| ૨૧૭ | ૦ | ચલિ૦ | ચલિ, કહાં? બોલે, કોંન? પિય, કયો? તો બિનકલ નાંહિ; ધનિ હે રુચિ૦ |
| સો. અં. | | | |
| ૨૨૦ | ૦ | જ્યદ્યપિ | જદ્યપિ મનહે નપુંસક. |
| ૨૨૨ | ૦ | જોંસબ૦ | જ્યૌ સબ મનિકો શિરમની, ચિંતામનિ૦ |
| ૨૨૩ | ૦ | તચ્યોં૦ | તચ્યોં ધામ૦ |
| ૨૨૫ | ૦ | બહ સુનિ૦ | વહ સુનિ૦ |
| ૨૨૭ | ૦ | સાતિય સુખ૦ | સો તિયસુખ૦ |
| ૨૨૯ | ૦ | સ્નેહી૦ | સ્નેહી હૈ કે સ્નેહ લૈ૦ |
| ૨૩૨ | ૦ | શકે૦ | સકૈ નહી, ઓધ ટરી તહું૦ |

| દુહાનો અંક. | ટીકાનો અંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૦ | ૨૩૧ | તું હુત૦ | તું દ્રુત૦ |
| ૦ | ૨૩૨ | ઉરાંનો | ઉરાહનો |
| ૦ | ૨૩૫ | હું તે | હતું તે |
| ૨૪૯ | ૦ | ધોંસ; | ધોસ; |
| ૦ | ૨૪૮ | પ્રગ્લભાસક્તા | પ્રગલ્ભાસકતા |
| ૦ | ૨૫૦ | માનમતિ | માનવતી |
| ૦ | ૦ | આન જે મૂખ | આનન જે૦ |
| ૨૫૪ | ૦ | અભિબિધ૦ | અમિ બિધ૦ |
| ૦ | ૨૫૩ | મૂઝાય | મૂઝાયા |
| ૦ | ૨૫૪ | એવાં | એવી |
| ૦ | ૨૫૫ | છોડું ? | છોડે ? |
| ૨૫૬ | ૦ | મ્હાવર તૂં | મ્હાવર ! તૂં |
| ૨૫૮ | ૦ | કુચસે બચ અખિ૦ | કુચસે બચ, અખિ ઓઠ ભોં, |
| ૦ | ૨૬૩ | જુગલરૂપનેં૦ | જુગલરૂપપર૦ |
| ૦ | ૨૭૪ | સૌભાગ્યતાની૦ | સૌભાગ્યની. |

આ શિવાય કેટલાક સ્થાનમાં અનુસ્વર વધારે છે, તે સુધારી લેવામાં આવશે.

## દયારામકૃત

# કાવ્ય સંગ્રહ.

### ભાગ ૨—હિંદુસ્તાની.

## સતસૈયા*

### મંગલાચરણ.

#### દુહા.

શ્રીગુરુ બલ્લભ દેવ અરુ, શ્રી બિઠ્ઠલ શ્રીકૃષ્ણ;
પદપંકજ બંદન કરું, દુખહર પૂરન તૃષ્ણ. ૧
બલ્લભતેં દુર્લભ કહા, સબહી જાકે હાથ;
જંગલમેં મંગલ કરે, બાબા બિઠ્ઠલનાથ. ૨

* એ સતસૈયાની ટીકા કવિએ પોતેજ ગુજરાતીમાં (હિંદુસ્તાનીમાં નહી) કરેલી જણાય છે પણ તે પુરાણીઓની ઢબ પ્રમાણે અને લાંબી લાંબી હોવાથી સર્વ લોકથી સમજાય તેવી નથી અને તે ઠીક કરવાની તથા તેમાં મારી તરફનો ઉમેરો કરવાની હાલ મને ફુરસદ પણ નથી, માટે તે આ પુસ્તકમાં છાપી નથી. ગ્રંથની સમાપ્તિએ દુહો છે કે, 'યથામતિ યહ ગ્રંથકો, કીનો અર્થ પ્રકાશ; દીન દાસ રનછોરને, કરુનાબલ અવિનાશ'. એ રણછોડ અને કવિ દયારામનાં પદ ગાનારો રણછોડ એ બે એકજ હોય તો એ રણછોડ સાથે પડેલા પ્રસંગ ઉપરથી હું કહી શકું છું કે, એ રણછોડનામાં સતસૈની જેવી ટીકા મારા જોવામાં આવી છે તેવી ટીકા કરવાની શક્તિ હોય એમ મને લાગતું નથી. એમ ધારું છું કે પોતાના શિષ્યનું માન વધારવાને માટે અથવા ગ્રંથકારે પોતાના ગ્રંથની ટીકા પોતે કરવી એ, કવિના મનમાં અવિવેક જેવું લાગ્યું હશે માટે, ટીકા કરેલી તો કવિયે પોતેજ પણ ટીકાકારનું નામ રણછોડનું રાખેલું. **ન૦ લા૦**

---

૧. પ્રથમ કવિજન મંગલાચરણ કરે છે. દયારામ કવિ વલ્લભી વૈષ્ણવ છે, તે માટે તેમને પ્રથમ પ્રણામ કરે છે કે, હે શ્રી ગુરુ! હે શ્રી વલ્લભાચાર્ય! તદાત્મજ હે શ્રી વિઠ્ઠલ! હે શ્રીકૃષ્ણ! તમે ચારે એક સ્વરૂપ છો; માટે સર્વના ચરણ કમલને સાથે વંદન કરું છું. તે કેવાં ચરણ કમલ છે: દુઃખ માત્રનાં હરનાર ને સર્વ તૃષ્ણાને પૂર્ણ કર્તા છે (ઇત્યર્થઃ).

શ્રુતિ નેતી મન ગો અગમ, ત્રિગુન અક્ષરાતીત;
સો શ્રી ગોપીનાથકોં, અભિવંદન અગનીત. ૩
સરવેશ્વર સર્વાત્મ પ્રભુ, હરિ ઇશ્વર ભગવાન;
કીજે કૃપાકટાક્ષ મમ, આત્મસાત કરિ દાન. ૪
શ્રી રાધાબર જાહિ બસ, તાપદ પુષ્કરખેહ;
બંધન કરિ માગૂં સદા, તાપેં નૂતન નેહ. ૫

## ભગવદ્દસ્તુતિ વિજ્ઞપ્તિ.

### દુહા.

લખિહોં આપ જુ આપ પન, આપ નેન ગોપાલ;
તોં કા પાપ પ્રતાપ મો, હરિ હરિહોં દુઃખજાલ. ૬

---

૨. વળી કહે છે,–શ્રી વલ્લભ કૃપાદાન કરે ત્યારે કોઇ પદાર્થ દુર્લભ નથી; ને શ્રી વિઠ્ઠલનાથ આવો તો જંગલમાં પણ મગલ કરે એટલે કે શૂન્ય ભાગ્યવાલા શરણાગતને પણ સુભાગ્યવાન કરે (ઇતિ ભાવંજ્ઞેયં).

૩. શ્રુતિ, જે વેદ, તે જેને નેતિ નેતિ કહે છે ને મન તથા ગો જે વાણી તેને પણ જે અગમ્ય છે, ને ત્રિગુણ જે બ્રહ્મા, વિષ્ણુ ને શિવ, તથા અક્ષર બ્રહ્મ ને તેજોમય થકી પણ પર છે, એવા જે શ્રીગોપીનાથજી પુરાણપુરુષોત્તમ તેમને અભિવંદન, જે પ્રણામ તે અગણિત કરું છું. (ઇત્યર્થંજ્ઞેયં).

૪. હે સર્વના ઇશ્વર, હે સર્વના આત્મા, હે સર્વના પ્રભૂ જે સ્વામિ, હે હરી કહેતાં જે દુઃખપાપના હરનાર, હે ઇશ્વર, ઇશ્વર કહેતાં કરતુમ અકરતુમ અન્યથા કરતુમ જેવા સમર્થ, ને હે ભગવાન, કહેતાં શો અર્થ જે ષટ્ ઐશ્વર્યવાળા તે કયાં–તેનાં નામ, (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વેરાગ્ય, એ ૭) એ સંપૂર્ણ જેમાં હોય તેને ભગવાન કહીએ. એવા હે શ્રીકૃષ્ણ! મુજને આત્મસાત જે પોતાનો કરીને તમારી કૃપા કટાક્ષનું દાન કરો. (ઇત્યર્થ).

૫ શ્રી જે શોભા તે સહવર્તમાન એવાં જે શ્રી રાધિકાજી તેમના વર જે સ્વામી શ્રીકૃષ્ણજી, તે જેને વશ હોય એવા જે ભગવદી, તેમનાં પદ પુષ્કર જે ચરણ કમલ, તેની ખેહ જે રજ તેને નમસ્કાર કરીને, તેમની જ ઉપર સદા નવો સ્નેહ માગું છું. (ઇત્યર્થઃ).

૬. લિખિહોં એટલે જોશો. તમે જો તમારાપણું કહેતાં તમારી મોટમ અથવા આપપણ કહેતાં પોતાનું પણ જે બર્દ પતિતપાવનાદિક તે જો જોશો, તો હે આપનયન! આપ તે શું? અદ્ભ્યઃ જાતં આપ. આપ જે જળ તેથી ઉદય થયું માટે આપ. આપનયન કહેતાં, હે કમલનયન ગોપાલ. ઇહાં કમલનયન ગોપાલ સંબોધન દીધું, તેનું કારણ એ છે જે, કમલદલ લાલછે ને લાલ રંગ પ્રીતિનો છે, એટલે પ્રીતનાં ભરેલાં નેત્ર છે એવા, ને ગોપાલ તે ગૌના પાલક. ગો એવું નામ શરીરનું, તથા મનનું, તથા વાણીનું પણ છે, તેના પાલક ઠર્યા, ત્યારે મારા કાયિક, વાચિક, માનસિક, ત્રણે પાપનું બળ તે કોણ માત્ર છે? શા માટે કે પોતાની પ્રભુતા જોશો, વા બર્દ જોશો, વા ગોપા-

ત્રૂઠેં મો સિર કર ધરેં, રૂઠેં દ્યો ઉર લાત;
પૈં નિજ ઓરનપૈં નહીં, યહ જાચૂં જગતાત. ૭
કૃતિ સો હે પ્રભુ દેખિહોં, તહૂં ન ચિંતા મોહિ;
નિહચે મો તુમ દીઠિતેં, દૂખ ન ભૂખ ન હોહિ. ૮
ત્રૂઠેંગે પ્રભુ રૂઠિહોં, તોંહૂ કછુ ન સોખ;
ક્રોધ તિહારો સુહૂ હમેં, દેગો ફ્લ બર મોખ. ૯
અપને અપને સીલકો, સબકો કરત નિભાવ;
તુમ કૃપાલ હમ જીઉ તો, સહજહિ દુષ્ટ સુભાવ. ૧૦
સાધન સાધિ ન હોં સક્યો, તાકો મોહિ ન તાપ;
મરદી હિય હરિ બરદકી, સાધન સાધ્ય ન આપ. ૧૧

---

લપણું જોશો, વા નેત્ર આરક્તતાભાવ વિચારશો. એ સર્વમાં એક ભાવ પણ જોતાં, મારાં પાપ જોતાં નહીં ને હરી છો માટે મહા દુઃખની જાળ જે સમૂહ તેને હરશોજ. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં)

૭. હે જગત્ પિતા, એવા જે શ્રી કૃષ્ણજી, જો તમે પ્રસન્ન થાઓ તો મારે માથે હાથ મૂકો, ને જો કદાપિ મારો અપરાધ જોઇ, અપ્રસન્ન થાઓ, તો મારા હૃદયમાં પાટૂ મારો, તેની ચિંતા નથી; પણ જે કરો તે આપને શ્રી અંગેથી કરો, બીજાં કોઇ પાસે કશું ના કરાવશો એટલું માગી લેઉં છું. (ઇતિ ભાવંજ્ઞેયં).

૮. હે શ્રી પ્રભો! જો તમે મારી સામું જોશો તે લેશ મારે ચિંતા નથી; શામાટે કે મને એટલું નિશ્ચે છે જે તમારી દૃષ્ટિ પડ્યા થકી મારાં દૂષણ હશે તે પણ ભૂષણરૂપ થઇ જશે. જેમ તમે પારધી સામે કૃપા દૃષ્ટિ કરી ત્યારે તે મહા પાપી હતો, પણ સ્વદેહે સ્વર્ગમાં ગયો, ત્યારે તેનાં પાપ તે પુણ્ય થઇ ગયાં એ નિશ્ચે. બાકી પાપીનો સ્વર્ગવાસ સંભવે નહીં. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૯. હે શ્રી પ્રભુ! તમે મારી ઉપર પ્રસન્ન તો થશોજ, પણ કદાપિ જો કોપશો તો એ પણ મારે કંઇ શોચ નથી. શા માટે કે તમારો ક્રોધ છે તે પણ વરદાન તુલ્ય છે. કેહેશો જે કેમ? તો જુઓઃ મહા મોટા દુષ્ટ રાજા તથા અસુરને પણ તમે ક્રોધ કરીને માર્યા તોએ મોક્ષ આપ્યો; માટે અમને પણ તમારો ક્રોધ તે પણ શ્રેષ્ઠ ફ્લ, મોક્ષ તો આપશે જ, તોએ ચિંતા નથી. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૧૦. નાથ! પોતપોતાનાં શીળ કહેતાં સ્વભાવ, અથવા આચરણ તેનો સર્વ કોઇ નિભાવ કરે છે; માટે તમારો તો સેહેજે જ કૃપાળુતાનો સ્વભાવ છે તે નિભાવશો, ને અમો દોષવાન્ છીએ તોએ કૃપા કરશો, કેમકે અમારો જીવનો પણ સ્વાભાવિક દુષ્ટ ભાવ છે. તેનું પ્રમાણઃ-શ્લોકઃ- जीवा स्वभावता दुष्टा, दोषाभावाय सर्वदा ॥ એવું વચન શાસ્ત્રનું છે. માટે તમે તો જાણો જ છો જે, એ જીવને દોષ ભાવવાળો મેં જ સરજ્યો છે, તે એથી દુષ્ટતા કેમ છૂટશે? એવું વિચારીને અમારા દોષ તમારા મનમાં નહીં આવે, ને તમારો કૃપાલ સ્વભાવ છે, તે અમો જીવ સદોષને પણ પોતાની કેવલ કૃપા બળે પવિત્ર કરશો જ, એવો મુને દૃઢ વિશ્વાસ છે. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં.)

૧૧. હે શ્રી પ્રભો! હું મારી કાયરતાએ કરીને સાધન સાધી ન શક્યો, તેનો મને પરિતાપ પણ નથી. શા માટે કે મને તમારા પતિતપાવન અધમ ઉદ્ધારણાદિક બર્દનું બળ છે તેણે કરીને,

શ્રુતિ નેતી મન ગો અગમ, ત્રિગુન અક્ષરાતીત;
સો શ્રી ગોપીનાથકોં, અભિવંદન અગનીત. ૩
સરવેશ્વર સર્વાત્મ પ્રભું, હરિ ઇશ્વર ભગવાન;
કીજે કૃપાકટાક્ષ મમ, આતમસાત કરિ દાન. ૪
શ્રી રાધાબર જાહિ બસ, તાપદ પુષ્કરખેહ;
બંધન કરિ માગૂં સદા, તાપેં નૂતન નેહ. ૫

## ભગવદસ્તુતિ વિજ્ઞપ્તિ.

### દુહા.

લખિહોં આપ જુ આપ પન, આપ નેન ગોપાલ;
તોં કા પાપ પ્રતાપ મો, હરિ હરિહોં દુઃખજાલ. ૬

---

૨. વળી કહે છે,–શ્રી વલ્લભ કૃપાદાન કરે ત્યારે કોઇ પદાર્થ દુર્લભ નથી; ને શ્રી વિઠ્ઠલનાથ આવો તો જંગલમાં પણ મંગલ કરે એટલે કે શૂન્ય ભાગ્યવાલા શરણાગતને પણ સુભાગ્યવાન કરે (ઇતિ ભાવંજ્ઞેયં).

૩. શ્રુતિ, જે વેદ, તે જેને નેતિ નેતિ કહે છે ને મન તથા ગો જે વાણી તેને પણ જે અગમ્ય છે, ને ત્રિગુણ જે બ્રહ્મા, વિષ્ણુ ને શિવ, તથા અક્ષર બ્રહ્મ ને તેજોમય થકી પણ પર છે, એવા જે શ્રીગોપીનાથજી પુરાણપુરુષોત્તમ તેમને અભિવંદન, જે પ્રણામ તે અગણિત કરું છું. (ઇત્યર્થંજ્ઞેયં).

૪. હે સર્વના ઇશ્વર, હે સર્વના આત્મા, હે સર્વના પ્રભૂ જે સ્વામિ, હે હરી કહેતાં જે દુઃખપાપના હરનાર, હે ઇશ્વર, ઇશ્વર કહેતાં કરતુમ અકરતુમ અન્યથા કરતુમ જેવા સમર્થ, ને હે ભગવાન, કહેતાં શો અર્થ જે ષટ્ ઐશ્વર્યવાળા તે કયાં–તેનાં નામ, (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વેરાગ્ય, એ ૬) એ સંપૂર્ણ જેમાં હોય તેને ભગવાન કહીએ. એવા હે શ્રીકૃષ્ણ! મુજને આત્મસાત જે પોતાનો કરીને તમારી કૃપા કટાક્ષનું દાન કરો. (ઇત્યર્થ).

૫ શ્રી જે શોભા તે સહવર્તમાન એવાં જે શ્રી રાધિકાજી તેમના વર જે સ્વામી શ્રીકૃષ્ણજી, તે જેને વશ હોય એવા જે ભગવદી, તેમનાં પદ પુષ્કર જે ચરણ કમલ, તેની ખેહ જે રજ તેને નમસ્કાર કરીને, તેમની જ ઉપર સદા નવો સ્નેહ માગું છું. (ઇત્યર્થઃ).

૬. લિખિહોં એટલે જોશો. તમે જો તમારાપણું કહેતાં તમારી મોટમ અથવા આપપણ કહેતાં પોતાનું પણ જે બર્દ પતિતપાવનાદિક તે જો જોશો, તો હે આપનયન! આપ તે શું? અદૃભ્યઃ જાતં આપ. આપ જે જળ તેથી ઉદય થયું માટે આપ. આપનયન કહેતાં, હે કમલનયન ગોપાલ. ઇહાં કમલનયન ગોપાલ સંબોધન દીધું, તેનું કારણ એ છે જે, કમલદલ લાલછે ને લાલ રંગ પ્રીતિનો છે, એટલે પ્રીતનાં ભરેલાં નેત્ર છે એવા, ને ગોપાલ તે ગૌના પાલક. ગો એવું નામ શરીરનું, તથા મનનું, તથા વાણીનું પણ છે, તેના પાલક ઠર્યા, ત્યારે મારા કાયિક, વાચિક, માનસિક, ત્રણે પાપનું બળ તે કોણ માત્ર છે? શા માટે કે પોતાની પ્રભુતા જોશો, વા બર્દ જોશો, વા ગોપા-

ત્રૂઠોં મો સિર કર ધરોં, રૂઠોં દ્યો ઉર લાત;
પેં નિજ ઓરનપેં નહીં, યહ જાચૂં જગતાત. ૭
કૃતિ સો હે પ્રભુ દેખિહોં, તહૂં ન ચિંતા મોહિ;
નિહચે મો તુમ દીઠિતેં, દૂખ ન ભૂખ ન હોહિ. ૮
ત્રૂઠોંગે પ્રભુ રૂઠિહોં, તોંહૂ કછુ ન સોખ;
ક્રોધ તિહારો સુહૂ હમેં, દેગો ફ્લ બર મોખ. ૯
અપને અપને સીલકો, સબકો કરત નિભાવ;
તુમ કૃપાલ હમ જીઉ તો, સહજહિ દુષ્ટ સુભાવ. ૧૦
સાધન સાધિ ન હોં સકયો, તાકો મોહિ ન તાપ;
મરદી હિય હરિ બરદકી, સાધન સાધ્ય ન આપ. ૧૧

---

લપણું જોશો, વા નેત્ર આરક્તતાભાવ વિચારશો. એ સર્વમાં એક ભાવ પણ જોતાં, મારાં પાપ જોતાં નહીં ને હરી છો માટે મહા દુઃખની જાળ જે સમૂહ તેને હરશોજ. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં)

૭. હે જગત્ પિતા, એવા જે શ્રી કૃષ્ણજી, જો તમે પ્રસન્ન થાઓ તો મારે માથે હાથ મૂકો, ને જો કદાપિ મારો અપરાધ જોઇ, અપ્રસન્ન થાઓ, તો મારા હૃદયમાં પાટૂ મારો, તેની ચીંતા નથી; પણ જે કરો તે આપને શ્રી અંગેથી કરો, બીજાં કોઇ પાસે કશું ના કરાવશો એટલું માગી લેઉં છું. (ઇતિ ભાવંજ્ઞેયં).

૮. હે શ્રી પ્રભો! જો તમે મારી સામું જોશો તે લેશ મારે ચિંતા નથી; શામાટે કે મને એટલું નિશ્ચે છે જે તમારી દૃષ્ટિ પડ્યા થકી મારાં દૂષણ હશે તે પણ ભૂષણરૂપ થઇ જશે. જેમ તમે પારધી સામે કૃપા દૃષ્ટિ કરી ત્યારે તે મહા પાપી હતો, પણ સ્વદેહે સ્વર્ગમાં ગયો, ત્યારે તેનાં પાપ તે પુણ્ય થઇ ગયાં એ નિશ્ચે. બાકી પાપીનો સ્વર્ગવાસ સંભવે નહીં. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૯. હે શ્રી પ્રભુ! તમે મારી ઉપર પ્રસન્ન તો થશોજ, પણ કદાપિ જો કોપશો તો એ પણ મારે કંઇ શોચ નથી. શા માટે કે તમારો ક્રોધ છે તે પણ વરદાન તુલ્ય છે. કેહેશો જે કેમ? તો જુઓ: મહા મોટા દુષ્ટ રાજા તથા અસુરને પણ તમે ક્રોધ કરીને માર્યા તોએ મોક્ષ આપ્યો; માટે અમને પણ તમારો ક્રોધ તે પણ શ્રેષ્ઠ ફ્લ, મોક્ષ તો આપશો જ, તોએ ચિંતા નથી. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૧૦. નાથ! પોતપોતાનાં શીળ કહેતાં સ્વભાવ, અથવા આચરણ તેનો સર્વ કોઇ નિભાવ કરે છે; માટે તમારો તો સેહેજે જ કૃપાળુતાનો સ્વભાવ છે તે નિભાવશો, ને અમો દોષવાન્ છીએ તોએ કૃપા કરશો, કેમકે અમારો જીવનો પણ સ્વાભાવિક દુષ્ટ ભાવ છે. તેનું પ્રમાણઃ-શ્લોકઃ- જીવા સ્વભાવતા દુષ્ટા, દોષાભાવાય સર્વદા ॥ એવું વચન શાસ્ત્રનું છે. માટે તમે તો જાણો જ છો જે, એ જીવને દોષ ભાવવાળો મેં જ સરજ્યો છે, તે એથી દુષ્ટતા કેમ છૂટશે? એવું વિચારીને અમારા દોષ તમારા મનમાં નહીં આવે, ને તમારો કૃપાલ સ્વભાવ છે, તે અમો જીવ સદોષને પણ પોતાની કેવલ કૃપા બળે પવિત્ર કરશો જ, એવો મુને દૃઢ વિશ્વાસ છે. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં.)

૧૧. હે શ્રી પ્રભો! હું મારી કાયરતાએ કરીને સાધન સાધી ન શકયો, તેનો મને પરિતાપ પણ નથી. શા માટે કે મને તમારા પતિતપાવન અધમ ઉદ્ધારણાદિક બર્દનું બળ છે તેણે કરીને,

શ્રુતિ નેતી મન ગો અગમ, ત્રિગુન અક્ષરાતીત;
સો શ્રી ગોપીનાથકોં, અભિવંદન અગનીત. ૩
સરવેશ્વર સર્વાત્મ પ્રભુ, હરિ ઇશ્વર ભગવાન;
કીજે કૃપાકટાક્ષ મમ, આતમસાત કરિ દાન. ૪
શ્રી રાધાબર જાહિ બસ, તાપદ પુષ્કરખેહ;
બંધન કરિ માગૂં સદા, તાપેં નૂતન નેહ. ૫

## ભગવદસ્તુતિ વિજ્ઞપ્તિ.

### દુહા.

લખિહોં આપ જુ આપ પન, આપ નેન ગોપાલ;
તોં કા પાપ પ્રતાપ મો, હરિ હરિહોં દુ:ખજાલ. ૬

---

૨. વળી કહે છે,–શ્રી વલ્લભ કૃપાદાન કરે ત્યારે કોઇ પદાર્થ દુર્લભ નથી; ને શ્રી વિઠ્ઠલનાથ આવે તો જંગલમાં પણ મંગલ કરે એટલે કે શૂન્ય ભાગ્યવાલા શરણાગતને પણ સુભાગ્યવાન કરે (ઇતિ ભાવંજ્ઞેયં).

૩. શ્રુતિ, જે વેદ, તે જેને નેતિ નેતિ કહે છે ને મન તથા ગો જે વાણી તેને પણ જે અગમ્ય છે, ને ત્રિગુણ જે બ્રહ્મા, વિષ્ણુ ને શિવ, તથા અક્ષર બ્રહ્મ ને તેજોમય થકી પણ પર છે, એવા જે શ્રીગોપીનાથજી પુરાણપુરુષોત્તમ તેમને અભિવંદન, જે પ્રણામ તે અગણિત કરું છું. (ઇત્યર્થંજ્ઞેયં).

૪. હે સર્વના ઇશ્વર, હે સર્વના આત્મા, હે સર્વના પ્રભૂ જે સ્વામિ, હે હરી કહેતાં જે દુ:ખ-પાપના હરનાર, હે ઇશ્વર, ઇશ્વર કહેતાં કરતુમ અકરતુમ અન્યથા કરતુમ જેવા સમર્થ, ને હે ભગવાન, કહેતાં શો અર્થ જે ષટ્ ઐશ્વર્યવાળા તે ક્યાં–તેનાં નામ, (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, એ છ) એ સંપૂર્ણ જેમાં હોય તેને ભગવાન કહીએ. એવા હે શ્રીકૃષ્ણ! મુજને આત્મસાત જે પોતાનો કરીને તમારી કૃપા કટાક્ષનું દાન કરો. (ઇત્યર્થં).

૫ શ્રી જે શોભા તે સહવર્તમાન એવાં જે શ્રી રાધિકાજી તેમના વર જે સ્વામી શ્રીકૃષ્ણજી, તે જેને વશ હોય એવા જે ભગવદી, તેમનાં પદ પુષ્કર જે ચરણ કમલ, તેની ખેહ જે રજ તેને નમસ્કાર કરીને, તેમની જ ઉપર સદા નવો સ્નેહ માગું છું. (ઈત્યર્થ:).

૬. લિખિહોં એટલે જોશો. તમે જો તમારાપણું કહેતાં તમારી મોટમ અથવા આપપણ કહેતાં પોતાનું પણ જે બર્દ પતિતપાવનાદિક તે જો જોશો, તો હે આપનયન! આપ તે શું? અદૂલ્ય: જાતં આપ. આપ જે જળ તેથી ઉદ્દય થયું માટે આપ. આપનયન કહેતાં, હે કમલનયન ગોપાલ. ઇહાં કમલનયન ગોપાલ સંબોધન દીધું, તેનું કારણ એ છે જે, કમલદલ લાલછે ને લાલ રંગ પ્રીતિનો છે, એટલે પ્રીતનાં ભરેલાં નેત્ર છે એવા, ને ગોપાલ તે ગૌના પાલક. ગો એવું નામ શરીરનું, તથા મનનું, તથા વાણીનું પણ છે, તેના પાલક ઠર્યા, ત્યારે મારા કાયિક, વાચિક, માનસિક, ત્રણે પાપનું બળ તે કોણ માત્ર છે? શા માટે કે પોતાની પ્રભુતા જોશો, વા બર્દ જોશો, વા ગોપા-

ત્રૂઠોં મો સિર કર ધરોં, રૂઠોં દ્યો ઉર લાત;
પૈં નિજ ઓરનપૈં નહીં, યહ જાચૂં જગતાત. ૭
કૃતિ સો હે પ્રભુ દેખિહોં, તહૂં ન ચિંતા મોહિ;
નિહચે મો તુમ દીઠિતેં, દૂખ ન ભૂખ ન હોહિ. ૮
ત્રૂઠોંગે પ્રભુ રૂઠિહોં, તોંહૂ કછુ ન સોખ;
ક્રોધ તિહારો સુહૃ હમેં, દેગો ફલ બર મોખ. ૯
અપને અપને સીલકો, સબકો કરત નિભાવ;
તુમ કૃપાલ હમ જીઉ તો, સહજહિ દુષ્ટ સુભાવ. ૧૦
સાધન સાધિ ન હોં સકયો, તાકો મોહિ ન તાપ;
મરદી હિય હરિ બરદકી, સાધન સાધ્ય ન આપ. ૧૧

---

લપણું જોશો, વા નેત્ર આરક્તતાભાવ વિચારશો. એ સર્વમાં એક ભાવ પણ જોતાં, મારાં પાપ જોતાં નહીં ને હરી છો માટે મહા દુઃખની જાળ જે સમૂહ તેને હરશોજ. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં)

૭. હે જગત્ પિતા, એવા જે શ્રી કૃષ્ણજી, જો તમે પ્રસન્ન થાઓ તો મારે માથે હાથ મૂકો, ને જો કદાપિ મારો અપરાધ જોઇ, અપ્રસન્ન થાઓ, તો મારા હૃદયમાં પાટૂ મારો, તેની ચીંતા નથી; પણ જે કરો તે આપને શ્રી અંગેથી કરો, બીજાં કોઇ પાસે કશું ના કરાવશો એટલું માગી લેઉં છું. (ઇતિ ભાવંજ્ઞેયં).

૮. હે શ્રી પ્રભો! જો તમે મારી સામું જોશો તે લેશ મારે ચિંતા નથી; શામાટે કે મને એટલું નિશ્ચે છે જે તમારી દૃષ્ટિ પડ્યા થકી મારાં દૂષણ હશે તે પણ ભૂષણરૂપ થઇ જશે. જેમ તમે પારધી સામે કૃપા દૃષ્ટિ કરી ત્યારે તે મહા પાપી હતો, પણ સ્વદેહે સ્વર્ગમાં ગયો, ત્યારે તેનાં પાપ તે પુણ્ય થઇ ગયાં એ નિશ્ચે. બાકી પાપીનો સ્વર્ગવાસ સંભવે નહીં. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૯. હે શ્રી પ્રભુ! તમે મારી ઉપર પ્રસન્ન તો થશોજ, પણ કદાપિ જો કોપશો તો એ પણ મારે કંઇ શોચ નથી. શા માટે કે તમારો ક્રોધ છે તે પણ વરદાન તુલ્ય છે. કેહેશો જે કેમ? તો જુઓ: મહા મોટા દુષ્ટ રાજા તથા અસુરને પણ તમે ક્રોધ કરીને માર્યા તોએ મોક્ષ આપ્યો; માટે અમને પણ તમારો ક્રોધ તે પણ શ્રેષ્ઠ ફલ, મોક્ષ તો આપશો જ, તોએ ચિંતા નથી. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૧૦. નાથ! પોતપોતાનાં શીળ કહેતાં સ્વભાવ, અથવા આચરણ તેનો સર્વ કોઇ નિભાવ કરે છે; માટે તમારો તો સેહેજે જ કૃપાળુતાનો સ્વભાવ છે. તે નિભાવશો, ને અમો દોષવાન્ છીએ તોએ કૃપા કરશો, કેમકે અમારો જીવનો પણ સ્વાભાવિક દુષ્ટ ભાવ છે. તેનું પ્રમાણઃ-શ્લોકઃ- जीवा स्वभावता दुष्टा, दोषाभावाय सर्वदा ॥ એવું વચન શાસ્ત્રનું છે. માટે તમે તો જાણો જ છો જે, એ જીવને દોષ ભાવવાળો મેં જ સરજ્યો છે, તે એથી દુષ્ટતા કેમ છૂટશે? એવું વિચારીને અમારા દોષ તમારા મનમાં નહીં આવે, ને તમારો કૃપાલ સ્વભાવ છે, તે અમો જીવ સદોષને પણ પોતાની કેવલ કૃપા બળે પવિત્ર કરશો જ, એવો મુને દૃઢ વિશ્વાસ છે. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં.)

૧૧. હે શ્રી પ્રભો! હું મારી કાયરતાએ કરીને સાધન સાધી ન શકયો, તેનો મને પરિતાપ પણ નથી. શા માટે કે મને તમારા પતિતપાવન અધમ ઉદ્ધારણાદિક બર્દનું બળ છે તેણે કરીને,

ભક્ત ન હોં સો સાચ પરિ, અધમ પતિતહૂ મેં ન;
મો સુધિ અજહૂ ના લઈ, કૈસેં પંકજનેન. ૧૨
બિસર્યોં બરદ કીધોં હરી, એક બિસાર્યો મોહિ;
દુહૂંમેંતે કછુ તો ભયો, નાંતર મમ ગતિ હોહિ. ૧૩
કૃપા ન જામેં સો પ્રભૂ, દેખે સાધનરાહ;
તુમ તો કરૂનાકે નિધી, કયૌં ન નિવાજ્યો નાહ. ૧૪
લિહુ છિનાય મન દંડમે, નાથ ઔર નહિ ધન્ન;
રાખોં મો નિજ દૂતકી, ચૌકીમેં નિસદિન્ન. ૧૫

---

ને વળી તમે કંઇ સાધન સાધ્ય તો છો નહીં, તમે તો કેવલ પ્રેમલક્ષણાભક્તિને વશછો, તે તો તમારી કૃપા વિના મળતી નથી, ત્યારે સાધનનો પરિતાપ હું શીદ કરું? તમારી કૃપાએ કરી સર્વ સિદ્ધ થશે; ને તમે મને દીન જાણીને કૃપા કરશો જ. (ઇતિ ભાવાર્થંજ્ઞેયં).

૧૨. હે કમલનયન! કહેતાં શ્રીકૃષ્ણચંદ્ર, હું ભક્ત નથી તેતો સાચું, પણ શું કંઇ અધમ અથવા પતીત પણ હું નથી, જે હજુ સુધી પતીતપાવન અધમઉદ્ધારણ બર્દ વિચારીને પણ મારી સંભાળ ના લીધી, તે કેમ લેવી ઘટે છે. ઇત્યર્થ:

૧૩. હે શ્રી હરિ, તમને તમારું બર્દ વિસર્યું કે એક મુનેજ વિસાર્યો, એ બેમાંથી કંઇ એક થયું જ નહીં તો મારી ગતિ થાય; વાર લાગે નહીં. ઇત્યર્થ:

૧૪. હે શ્રીમહાપ્રભો! જેના હૃદયમાં કૃપા ન હોય તે સ્વામિ, સાધનની વાટ જુએ, ને તમે તો કરુણાના ભંડાર છો, ને કેમ મુને નથી ફલીભૂત થતા? હે સ્વામિ, સાધનની વાટ જોશો તો તમારી કૃપાલુતાને બટ્ટો લાગશે. (ઇતિહેતુ જ્ઞેયં).

૧૫. હે નાથ! મેં અનુચિત કામ કર્યાં ત્યારે હું તમારો ચોર ઠર્યો, ત્યારે મારો દંડ લેવો ઘટે તે તો ખરો પણ મારી પાસે દંડમાં આપવાને કંઇ બીજું તો ધન છે નહીં, મારી પાસે તો એક મારું મન રહ્યું છે, તે મારાથી તો અપાશે નહીં, માટે તમે જોરાવરી ખેંચી લો; ને મુને ગુનેગાર છું માટે તમારા નિજ દૂત કહેતાં અંતરંગ ભક્તની મંડળીમાં સદા રાખો. (ઇતિભાવાર્થં જ્ઞેયં).

૧૬. હે ઘનશ્યામ! હું તમારો ગુનેગાર તો સાચો ઠર્યો, પણ દંડ આપવાને તો કંઇ છે નહીં ત્યારે દંડમાં મુને તમારા ઘરનો ગુલામ કરીને રાખો. ગુલામ તે શું કે વિના મૂલ્યનો દાસ. ઇતિ જ્ઞેયં.

૧૭. વળી કવિજન પ્રભુને વિનતિ કરે છે જે, હે શ્રી નાથજી, હું જીવ દુષ્ટ છું, તે જો તમારા દરબારથી છુટીશ તો ફરીને પાછી નીચ કરણી કરીશ, ઘણી છો માટે સાચું કહું છું. માટે જો બદફેલી ના કરવા દેવી હોય તો મુને કેદ રાખો, કહેતાં તમારા ગુણવડે બાંધો. ગુણ તે દામણાં. તેમાં સિદ્ધાંત અર્થ એ કે, ગુણ કહેતાં તમારા યશ તે વડે મુને બાંધો, ને આપની દૃષ્ટિ તળે રાખો. જેમ ચોરને નજર ચોકીમાં રાખે છે તેમ. એ વ્યંગોક્તિ અર્થ છે. (ઇત્યર્થ:).

૧૮. હે કૃષ્ણચંદ્ર! તમને હું મારા હૃદયમાં વસાવવા ચાહું છું. તે કેવા કે લલિતત્રિભંગી સ્વરૂપે. લલિત ત્રિભંગી તે કેવા કે સુંદર ત્રણ ઠેકાણે વાંકા. કયાં કયાં? એક તો ગ્રીવાએ,

ધુનેધાર સાંચ્યો ઠર્યો, ત્હારો હો ઘનશ્યામ;
હૈ ન દેનકો દંડ કછુ, ધરકો કરો ગુલામ. ૧૬
ધ્રૂઠંગો દરબારતેં, ફિરિ કરિહોં કૃતિ નીચ;
બાંધો અપને ગુનનતેં, રાખો દીઠી બીચ. ૧૭
ચાહુ બસાયે હૃદયમેં, ધરૂં ત્રિભંગી ધ્યાન;
તાતેં રાખ્યો કુટિલ ઉર, હોહિ અસી સોં મ્યાન. ૧૮
હરિ બિઠ્ઠલ અધમુદ્ધરન, ઇત્યાદિક નિજ નામ;
અર્થ કહા યહ શબ્દકો, કહો કૃપા કરિ શ્યામ. ૧૯

---

બીજા કટિએ, ત્રીજા ચર્ણે. એવા વાંકા તે મારું હૃદય સુધું રાખું તો તમે વસતાં દુઃખી થાઓ, તે માટે જાણી જોઇને વાંકું હૈયું રાખું છું. કોની પેઠે? જેમ વાંકું ખડ્ગ હોય તેને વાંકુંજ મિયાન હોય. તે માટે તે વાતનો મારી ઉપર દોષ લાવશો નહીં, પ્રસન્ન થજો. (ઇતિ હાર્દં જ્ઞેયં).

૧૯. કવિ જન વિનતિ કરે છે, હે શ્રી ઘનશ્યામ કૃષ્ણ! તમારું નામ એક તો શ્રી વિઠ્ઠલ છે, તેનો અર્થ એ છે જે વિ છે તે જ્ઞાન વાચક છે. ને ઠકાર શૂન્યવાચક છે; ને લકાર ગ્રહણવાચક છે. એ ત્રણે અક્ષરને જોડતાં એટલો અર્થ નીકળ્યો જે જ્ઞાન શૂન્ય જે જીવ તેને ગ્રહણ કરે તે વિઠ્ઠલ કહેવાય. ત્યારે હું પણ જ્ઞાનશૂન્ય છું, તે મારું ગ્રહણ કરો, અને જો હરિ નામનું બર્દ પાળો તો મારાં દુઃખ પાપને હરો; જો અધમઉદ્ધારણ બર્દ પ્રતિપાલન કરવું હોય તો હું પણ ખરેખરો અધમ છું, તે મારો ઉદ્ધાર કરો; અને આદિ લઇને તમારાં નામ, નિસ્સાધન મહાપતિત જીવને પણ અનાયાસે કલ્યાણ કરે એવાં બર્દનાં ભરેલાં ઘણાંએક છે, તેમાંથી એકે નામ પણ વિચારશો તો હું ગમે તેવો છું, પણ મારું કલ્યાણ કર્યા વિના તમારે નહિ જ ચાલે. હે પ્રભો! હું શરણ આવ્યો છું તે સારુ ને તમે તમારાં બર્દ જો કદાપિ જૂઠાં પડવા દેશો ત્યારે હું મારે સાધન બળે તરીશ; બાકી તો તમારા બર્દનું સદાવર્ત પ્રગટ છે, ને હું મહેનત કરીને સીદ ખાઉં? માટે મને નિશ્ચય છે કે, તમે તમારા નામનું બર્દ પાળશો જ, ને મારું કલ્યાણ કરશો જ. હે નાથ, તમે કદાપિ એમ કહેશો જે એમાં મારું બર્દ વિચારું તો મારે સર્વ જીવનું કલ્યાણ કરવું જોઈએ, મારાં તો સર્વ છોકરાં છે, તને એકલાને તારું, ત્યારે બીજાં શું દુષ્મન છે? એમ કદાપિ કહેશો, પણ તે નહીં સંભવે, શામાટે કે જેમ એક માતાને દશ પાંચ છોકરાં હોય, તેમાં કોઇ સૂતાં હોય ને કોઇ રમતમાં વળૂધ્યાં હોય ને તેમાંથી એક બે ભૂખ્યાં થયાં, તે માતા પાસે ખાવા માગે તેને માતા પણ તુર્ત ખાવાનું આપે; પણ એમ ન કહે જે સઘળાંને સંગાથે આપીશ. એમ ના કહે એ રીત છે. તેમ હું આદે જે જીવ તમારે શરણે આવ્યા છિયે ને કલ્યાણ માગે છે, તેને તમારે પણ આપવું ઘટે છે. ઇતિ અધ્યાહાર. (અભિપ્રાયં જ્ઞેયં).

૨૦. હે શ્રીભગવંત! મારા અપરાધ તો અનંત છે, તે તમારે ગણતાં તો કોટિ કલ્પે પાર નહીં આવે; આપ ઘણા કોમલછો તે થાકી જશો, તે માટે એક ઉપાય કરો જે સઘળા દોષ મારા જાણી જોઇને વિસરી જાઓ કે તમારે ગણવા ન પડે, ને મારે ભોગવવા ના પડે, એમાં બંનેને સારું છે. (ઇતિ કારણં જ્ઞેયં).

અનંત હૈં અપરાધ મમ, કૈસે પૈહોં અંત;
અમિત હોઉગે બીસરોં, સકૂમાર ભગવંત. ૨૦
શ્રીહરિબિન કછુ કરિ હરી, કહૂ સકે નહીં કોય;
કહિ શ્રુતિમેં કૃતિકા કરી, હરિ મો ગતી ન હોય. ૨૧
દેવી નાંહિ નાંહિ ન દેવ કો, નિજ ઔતારહુ કૌન;
રાજહુ રાધાકૃષ્ણ જુગ, નિતિ મો સિર ઉરભૌન. ૨૨
ચિંતા ઉદધિ નિમગ્ન હોં, ભયો ગહે કો હાથ;
એક તિહારો સરન હૈ, બડવાનલ બૃજનાથ. ૨૩
પર્યો મનોરથ પોન હૈં, આવ્રતમધિ મન તૂલ;
માધો મનિધર તુમ બિના, ના ટરિહૈ ઇન ઝૂલ. ૨૪
શ્રીબલ્લભ બલ્લભ સબૈં, સહબલ્લભ મો હોહુ;
સહજ સદા ઢિગ રાખિયેં, અપનો જાની મોહુ. ૨૫

---

૨૧. હે શ્રીહરિ! શ્રુતિ જે વેદ તે એમ કહે છે કે, હરિ વિના કોઇ, કોઇ ઠેકાણે પણ કંઇ કૃતિ કરી તથા મટાડી શકતું નથીઃ ત્યારે મારે માથે શું બંધન રહ્યું જે મારું કલ્યાણ થતું નથી? હે પ્રભો! એ વાતે સર્વ કર્ત્તા તો તમે છો, ત્યારે મને કૃપા કરો. (ઇતિરહસ્યં જ્ઞેયં),

૨૨. કવિજન પોતાની અનન્ય ઉપાસનાએ પ્રભુની પ્રાર્થના કરે છેઃ-હે શ્રીરાધાકૃષ્ણ! તમ વિના મારે કોઈ દેવી તથા દેવતા તથા તમારા બીજા અવતારનો પણ આશ્રય કરવો નથી ને છે પણ નહીં, તેમ તેમની કૃપા પણ ઇચ્છતો નથી. મારે તો સદા તમે જુગલકિશોર મારે માથે તથા હૃદયરૂપી ભુવનમાં વિરાજો એટલું માગું છું. (ઇત્યર્થઃ).

૨૩. હે શ્રી પ્રભો! વ્રજનાનાથ! હું તો ચિંતારૂપી સમુદ્રમાં બૂડી ગયો છું; ત્યાં આવીને મારો હાથ ઝાલીને કોઈ બહાર કાઢે એવો સમર્થ પુરુષ આપ વિના નથી. શા માટે કે જળમાં એક વડવાનલ વિના કોઇનું બળ ચાલતું નથી. માટે ચિંતારૂપી સમુદ્રના જળને શોષવાને મારે એક તમારું શરણ છે, તમે કાઢો તો નિકળાય, માટે કાઢો. (ઇતિ પ્રયોજનં જ્ઞેયં).

૨૪. હે માધવ! મહા મનોરથરૂપી આવર્ત વાયુમાં મારું મન પડયું છે, તે અધવચનું અધવચ ભ્રમણ કરે છે. આવર્ત વાયુ તે શું કે, લૌકિકમાં સર્વ જેને વંટોળીયો કહે છે, અથવા ભૂતિયો વાયુ પણ કહે છે; તે મધ્યે મનરૂપી તૂલ પડયું છે, તે કદાપિ ઠરતું નથી. તે વાયુનું ભક્ષણ તમરૂપી મણિધર જે સર્પ તે વિના કોઇથી થશે નહીં; ને તે વિના એ મનનું ઝૂલવું ટળશે નહીં. માટે માધવ કહેતાં લક્ષ્મીપતિ છો, તે બન્નો અર્થ પૂર્ણ કરો; અથવા સમાવી દો. બેમાં જે ગમે તે કરો. (ઇતિ અભિપ્રાયંજ્ઞેયં).

૨૫. હે શ્રીવલ્લભ! શ્રી જે મહાલક્ષ્મી વાહાલાં છે જેને એવા, અથવા મહાલક્ષ્મીને વાહાલા છે જે એવા શ્રીકૃષ્ણચંદ્ર અથવા શ્રી વલ્લભ તે શ્રી વલ્લભાચાર્ય, તે પ્રત્યે કવિ પ્રાર્થના કરે છેઃ-હે શ્રી વલ્લભ! તમે તમારાં સર્વ વાહાલાં સહિત મને વાહાલા થાઓ, સહજ કેહેતાં વિના સાધને, કેવલ કૃપાબલથી-તે શા માટે કે તમે પુષ્ટિમાર્ગના પ્રકાશ કર્ત્તા છો. તે માટે પુષ્ટિમાર્ગ તે શું કે જે માર્ગમાં

લલિત ત્રિભંગી છેલ છબ, નટબર નંદકિશોર;
શ્રીરાધાસહ મો હૃદે, બસો ચિત્તકો ચોર. ૨૬
મતિ ધરમ રતિ કૃષ્ણ મમ, ગતિ બૃંદાબનધામ;
કૃતિ સેવા શ્રીનાથ કબ, હોહેં રટ હરિનામ. ૨૭
અસિ માયા મોપર કરો, ચલે ન માયાજોર;
માયા માયારહિત દિહુ, નિજપદ નંદકિશોર. ૨૮
ગોકુલ બૃંદાબન્ન લિહુ, મોપેં જુગજીવન્ન;
પલટેં મોકો દેહુ ફિર, ગોકુલ બૃંદાબન્ન. ૨૯
મોપર મેરે પ્રાનપતિ, અતરાજી જો આપ;
તોં ન પાપ પરતાપ સબ, પુણ્ય હોયગે પાપ. ૩૦
તુમસોં જૂઠો તહૂં ખરો, જગત લહ્યો હરિદાસ;
બાનો લજિહેં નાથ જો, અલિકજનહૂ ઉપહાસ. ૩૧

---

શરણ આવેલા જીવનાં કાંઇ સાધન જોવાં નહીં, ને કેવળ પોતાની કૃપાના બળ થકી સાક્ષાત્ ભગવદ્દલીલાની પ્રાપ્તિ કરાવે તેને પુષ્ટ પ્રભુ કહીએ, તે તમે છો, માટે મુને પણ પોતાનો જાણીને સદા પાસે સેવામાં, કૃપાકરીને રાખો. (ઇતિ હેતુ જ્ઞેયં).

૨૬. કવિજન પોતાના હૃદયની આસક્તિના સ્વરૂપનું વર્ણન કરે છે. તે કેવું છે: લલિત કહેતાં અતિ સુંદર, ને ત્રિભંગી કહેતાં વેણુનાદ કરવા સમે ત્રણ ઠેકાણે ટેઢા, પદ, કટિ, ગ્રિવાએ એવા, ને છેલ કહેતાં વરણાગિયા એવા; ને નટવર કહેતાં કેવા કે, નટ જે નટુવો તે ઘણો ફુટડો હોય છે, તે કરતાં પણ વર નામ શ્રેષ્ઠ કેહેતાં ઘણીજ ફુટડીછબીવાળા; ને નંદના બાળક કિશોરાવસ્થામાં એવા; તે શ્રી રાધિકાજી સહવર્તમાન મારા હૃદયમાં મારા ચિત્તને ચોરીને નિરંતર વિરાજો. (ઇત્યર્થબોધનં જાતં).

૨૭. કવિજન પોતાનો અભિલાષ વર્ણન કરે છે જે, મારી મતિ કેહેતાં બુદ્ધિધર્મને વિષે રહેશે, ને રતિ જે પ્રીતિ તે શ્રીકૃષ્ણને વિષે રહેશે, ને ગતિ કહેતાં ચાલવું તે પરધામ એવું શ્રીવૃંદાવનનાં વનેવનને વિષે થશે, ને કૃતિ શ્રીકૃષ્ણચંદ્રની સેવાને વિષે પ્રવર્તશે, ને અખંડ રટણ મુખથી શ્રીકૃષ્ણ નામનું થશે, એવી કામના મારા મનમાં છે, તે ક્યારે પૂર્ણ થશે એમ ઇચ્છું છું; તે માટે હે શ્રીજી! કૃપા કરીને તે પૂર્ણ કરો. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં).

૨૮. હે શ્રીહરિ! મારા ઉપર તમે સહાય કરો, નામ કૃપા કરો, જે માયારૂપી અવિદ્યા, તેનું બળ મારા ઉપર ચાલે નહીં, ને વળી માયા જે કપટ તે રહિત, તે વળી માયા કહેતાં જે પ્રીતિ તે, હે નંદકિશોર! તમારા ચરણને વિષે મુને આપો. (ઇત્યર્થ જ્ઞેયં).

૨૯. હે જગજીવન, કહેતાં જગતના જીવનરૂપ શ્રીકૃષ્ણજી! મારી પાસેથી તમે ગોકુળ ને વૃંદાવન લો; અર્થાત્ કે, ગોકુલમાંનું ગો જે ઇંદ્રિયો તેનું કુળ જે જુથ તે તમે લો કહેતાં અંગીકાર કરો. એટલે શો ભાવ કે મારી મુખ ઇંદ્રી તમારા ગુણ તથા નામ વર્ણનમાં પ્રવર્ત્તે; ને નેત્ર તમારું જ રૂપ નિરખે; ને શ્રવણ તમારા જ યશ સાંભળે; ને નાસિકા તે તમારી જ પ્રસાદી

દીનબંધુ અધમુધરન, નામ ગરીબનિવાજ;
યહ સબમેં મેં કોન જો, સુધિ ન લેત બૃજરાજ. ૩૨
કૃપન હોત ક્યોં કૃપાકર, તનક દેત નહિ ખોટ;
દીનપાત્ર હો દિહુ દયા, દાન ખાન ઈક કોટ. ૩૩
સબ સરનાગત સમ કરમ, ભોગ પ્રનતકાબીચ;
બટ્ટો હેં હરિ બરદકો, સ્વજન ગનત સર નીચ. ૩૪

---

તુલસી પુષ્પની સુગંધી ગ્રહણ કરે; ને હસ્ત તમારીજ સેવાની કૃતિ કરે; ને ચર્ણ તમારા દર્શનને અર્થે દોડે; ને મન તમારાજ સ્વરૂપનું ધ્યાન કરે; એમ સર્વ ઇંદ્રિયો આપ પ્રત્યે પ્રવર્ત્તે. એ અંગીકારનું લક્ષણ. વૃંદાવન લો કહ્યું છે, તેનો એ અર્થ કે, વૃંદા કેહતાં તુલસીદલ ને વન કેહતાં જળ, એટલે તેનો ભાવ કે, હું જીવ, રંક છું, તે બીજી મનુહાર તો હુંથી ક્યાંથી બની આવશે, પણ એક જળની લોટી ને તુલસીનું પત્ર મારું લો, નામ અંગીકાર કરો, તમે કૃપાળુ છો તે પ્રસન્ન થઇને તેને બદલે પાછું ફરીને તમારું પરમ વલ્લભ સ્થળ એવું શ્રી ગોકુળ ને વૃંદાવન તે દો, કેહતાં પ્રાપ્તિ કરાવો. (ઇતિ અભિપ્રાયાર્થં જ્ઞેયં).

૩૦. એના અર્થ બે છે. કવિ કહે છે જે મારા પ્રાણપતિ એવા શ્રીકૃષ્ણચંદ્ર મારી ઉપર જો તમારી અતરાજી કહેતાં અપ્રસન્નતા હશે તોહે મને પાપનો પરિતાપ નથી. શા માટે કે તમારી અ(ઇ)તરાજીયે મારાં સઘળાં પુણ્ય હશે તે પણ પાપરૂપ થઇ જશે, તો મારાં પાપને કાં રડું? હવે બીજો અર્થઃ-હે શ્રીજી! તમે જો મારી અતરાજી કહેતાં અતીશે રાજી હશો તો મારાં પાપનો પ્રતાપ કેહેતા જે બળ તે નહીં ચાલે! તે શા માટે કે સઘળાં પાપ હશે તે પણ પુણ્યરૂપ થઈ જશે. તમારી ઘણી પ્રસન્નતાએ કરીને પાપ પુણ્યરૂપ-અજામિલાદિકની પેઠે-ને અપ્રસન્નતાએ પુણ્ય પાપરૂપ થઇ જાય તે નૃગાદિકની પેઠે; અર્થાત્ સિદ્ધાંત એ ઠર્યું કે કેવળ પ્રભૂની પ્રસન્નતા એજ ફળ; કાંઈ સુકર્મ કુકર્મનું પ્રમાણ નહીં. હરિની પ્રસન્નતા થાય તે કરવું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં).

૩૧. હે શ્રીનાથજી! તમેથી તો હું જુઠો છું, શા માટે? યથાર્થ ભક્તિનાં લક્ષણ હુંમાં નથી. પણ જગતમાં તો હું પાખંડે કરીને ભક્તવેશ ધરીને ફરું છું, ત્યારે સંસાર તો ઉપલા ઢોંગ જોઇને સાચો હરિજન જાણે છે; અંતરની વાત તો એક આપજ જાણો છો; હું તો ખોટો તોએ પણ અંતકાલે મારી ઉપહાસ થશે તો તમારું ખાતું લાજશે. તે માટે અલિક કહેતાં જુઠો દાસ છું, પણ મારી શોભા રાખ્યે તમારી શોભા છે. કોની પેઠે કે, જેમ કોઇ સમર્થ યજમાન હોય તેને મહા મૂર્ખ પુરોહિત હોય તોએ તેને પાળવો પડે છે; જો મૂર્ખ જાણીને ભીખ માગવા દે તો તે યજમાનની શોભાને બટ્ટો લાગે, તે માટે પાળવોજ, તેમ મને પાખંડી દાસને પણ તમારે પાળવો પડશે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં).

૩૨. હે શ્રી વ્રજરાજ! તમારું નામ દીનબંધુ છે, તે શું હું દીન નથી, જે મારા બંધુ નથી થતા? ને અધમઉદ્ધારણ જો છો તો હું અધમ નથી કે મારો ઉદ્ધાર નથી કરતા? ને ગરીબનિવાજ પણ નામ છે, ત્યારે હું શું ગરીબ નથી, જે મારી ઉપર નથી નિવાજતા? નથી

કહત બને ન કછૂ સબે, જાનત અંતરજામિ;
બાંહિ ગહોં તો તોઉ બરો, નાંતર બૂર્યો સ્વામિ. ૩૫
મન અજીત ઉલટોં ચલ્યો, સુનિહો પ્રભુ મમ રાવ;
દગા કિયો પરધાન જ્યો, નૃપ જીતન નહિ દાવ. ૩૬
તારોં મારોં હો ધની, તાકાં મો નહિ સોષ;
પેં કહિયેં ન અશકયકોં, બૂર્યો તેરે રોષ. ૩૭

---

પ્રસન્ન થતા? એ સર્વ કહ્યા તેમાં હું એકે નથી, જે મારી સંભાળ મુદ્દલ લેતા જ નથી? હે નાથ! માટે લેવી ઘટે છે. (ઇત્યર્થે).

૩૩. હે શ્રી કૃષ્ણ! કૃપાકર તે શું કે, કૃપાની આકર કહેતાં ખાણ છો; ને આવડા કૃપણ કહેતાં બદ્ધ-મૂષ્ટ કેમ થાઓ છો? તનક કહેતાં રજએક પાસું તે મુલ આપતાં બાધી ખાણમાં નહીં ખોટ આવે. શાસ્ત્રમાં પણ લખ્યું છે જે પાત્રને દાન કરીએ તો દ્રવ્ય કોટીગણું થાય, માટે હું પણ દીન છું તે દયા કરવાનું પાત્ર છું, માટે દયારૂપી દ્રવ્યનું મુને દાન કરો. તમારી એક ખાણની કરોડ ખાણો થઇ જશે. (ઇત્યર્થે).

૩૪. હે હરિ! સર્વ બહિર્મુખ જીવને અને તમારા શરણાગત જે જીવો તેને પણ કર્મના ભોગ બરોબર ભોગવવા ઠર્યા, ત્યારે તમારે શર્ણું આવ્યાને ફેર શો પડે? ભલૂ, અમે તો કર્મ ભોગ સુખે દુઃખે પણ ભોગવી છૂટીશું. પણ વિચારી જુઓ, એ વાતે તમારા બર્દને બટ્ટો લાગે છે, માટે હે નાથ! પોતાના દાસને નીચ જીવની હારે કર્મ ભોગવાવો છો? પોતાનાં દાસનાં કુકર્મ તો સમૂળાં બાળી નાંખવાં તમને ઘટે છે. (ઇતિભાવાર્થ જ્ઞેયં).

૩૫. હે શ્રી કૃષ્ણ સ્વામી! અમારાં જીવનાં કર્મ છે તે ઘણાં અકચિત નીચ છે. તે કંઈ કહેતાં તો ન બને, લજ્યા આવે, માટે શી વિનતિ કરું? વિના કહે આપ તો અંતરયામી છો, તે સર્વ જાણો છો; માટે મારા સર્વ દોષ ક્ષમા કરીને મારો હાથ ઝાલો તો ઊગરું, નહિ તો હું બૂડયો એ નિશ્ચે છે. પ્રભુ છો, ગમે તો ઉગારો. (ઇતિભાવાર્થ જ્ઞેયં).

૩૬. હે શ્રી મહાપ્રભો! મારું મન અજિત છે, તે મારા કહ્યામાં રહ્યું નહીં, ને અવળું ચાલ્યું, કહેતાં ન કરવાનાં કામ તેણે કર્યાં; ત્યારે હું જીવ ધણી તો ખરો, પણ એકલો શું કરું? સર્વ કર્તવ્ય તો મનને હાથ રહ્યું, ને તે જ બગડયું, ત્યાં શો ઉપાય? જેમ કોઇ રાજાને પ્રધાનેજ દગો કર્યો ત્યારે રાજાને જિતવાનો એકે દાવ ન મળે, તેમ મારે થયું છે. મારી ફરિયાદ સાંભળો ને મન મારે વશ થાય તેમ કરો, જે હું તમારી સેવા કરું. (ઇતિઅભિપ્રાયં જ્ઞેયં).

૩૭. હે શ્રીકૃષ્ણચંદ્ર! તમે ધણી છો; જો ગમે તો મને તારો ને ગમે તો મારો, કહેતાં બાળો, તેનો મને કંઇ શોષ નથી; પણ અશકય કહેતાં અસમર્થ સર્વ રીતે સારું નરતું કંઇએ પણ કરવામાં મારું બળ તો ચાલતું જ નથી. માટે મુને પરાધિનને એમ ના કહેશો જે તું તારે દોષે બૂડયો; સર્વ કરાવનાર તો તમે છો, પણ મોટાને દોષ કોઇએ દેવાય નહીં. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં).

૩૮. હે શ્રીકૃષ્ણ ચંદ્ર! દુસ્સંગને પ્રતાપે કરીને મારું મન, બુદ્ધિ, સર્વ પ્રપંચાસક્ત થયાં છે, તે અવિદ્યા જિતવાનું બળ કંઇ હુંમાં તે નથી, તે તમે જાણો છો. એ માયા તો

સુમતિ દેહુ મો મન હરિ, સુસંગ નિજપેં પ્યાર;
ફિરિ ન ભજૂં તો દીજિયેં, મો સિર લખ પેજાર. ૩૮
આપ જરી ઉખરેં કહો, મોતેં માયા કહાન;
તાં ઉપરે જો હોઉ મેં, તુમહીતેં બલવાન. ૩૯
કરિહો નીકી નાથ સબ, મેરી મો બિસ્વાસ;
ભલી કરતહો જગતકી, હોં તો ઘરકો દાસ. ૪૦
જાનૂં કછૂ ન અબિધિ બિધિ, સરન પર્યો બૃજરાય;
આછી લગે જુ આપકૂં, સો કૃતિ લેહુ કરાય. ૪૧
ભગવનકે ઘરમેં બરન, સિવ સ્વામીકે અંત;
સો મેં અચઓં આપેકો, રસ શ્રીરાધાકંત. ૪૨

---

તમારે વશ છે. જો મારી પાસે તમારું ભજન કરાવવું હોય તો મુને બાધ કરે છે તે અવિધાને તમે ટાળીને મુને સુબુદ્ધિ આપો; ને સત્સંગ આપો; ને તમારી ઉપર પ્રીત આપો; ને મારું મન તમે હરી લો; પછી જો કે તમને ન સેવું તો મારા માથામાં લાખ ખાસડાં મારજો. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં).

૩૯. હે કાહાન કહેતાં શ્રીકૃષ્ણચંદ્ર! આપ કહો કે તમારી જડેલી જે માયા કહેતાં અવિધા, તે કંઇ મારાથી ઉખડે એ વાત કંઇ સંભવે નહીં; શા માટે કે તે ઉખડે ક્યારે કે જો હું તમથી જોરાવર હોઉં તો એ કામ થાય, તે તો શિવાદિક પણ નથી કરી શક્યા તો હું જીવ કોણ માત્ર છું. માટે જો તમે કૃપા કરીને અવિધા ટાળો તો ટળે. (ઇતિ જ્ઞેયં).

૪૦ હે શ્રી નાથજી! મારું તમે જે કરશો તે સર્વ સારું જ કરશો, એ મને દૃઢ વિશ્વાશ છે. તે શામાટે કે તમે તો સર્વ જગતનું ભલું કરો છો; તો મારૂં કેમ નહીં કરો? હું તો વિના મૂલનો ઘરનો દાસ છું, તે મારું તો વિશેષે કરીને રુડું કરશો એ નિશ્ચે. (ઇતિ હેતુ જ્ઞેયં).

૪૧. હે શ્રી વ્રજરાજ પ્રભો! હું તો અવિધિ કહેતાં જે આટલું ના કરવું ને વિધિ કહેતાં આટલું કરવું, એ વેદના કહેલા વિધિનિષેધ એ બંનેમાં હું કંઇ સમજતો નથી, હું તો એક તમારે શરણે આવી પડયો છું; તે તમને જેવી રુડી લાગે તેવી કૃતિ કરાવી લો, હું તો તમારે આધિન છું. (ઇતિ રહસ્યં જ્ઞેયં).

૪૨. હે શ્રી રાધાકાંત તે સ્વામિ, એટલે હે શ્રી રાધિકાના સ્વામી! પુર્ણપુરુષોત્તમ! ભવ જે મહાદેવજી તેના ગણ જે પ્રેત, તેનો ઘર કહેતાં પેહેલો ને વર્ણ કહેતાં અક્ષર એટલે પ્રે પેહેલો તે લેવો; પ્રે ને શીવજીના સ્વામિ એવા જે શ્રીરામ તેનો અંત્ય અક્ષર જે મ તે લીધો એટલે પેહેલો પ્રે ને બીજો મ એ બેને જોડતાં પ્રેમ થયો, ને રસ આગળ કહ્યો છે; એટલે પ્રેમરસ થયો. તે પ્રેમ રસ તમારો મુને અચઓં કહેતા પાઓ, એમ કવિ પ્રાર્થના કરે છે. (ઇત્યર્થં જ્ઞેયં).

૪૩. હે શ્રીહરિ! તમે મુને ભો જે સંસાર ને જલધિ જે સમુદ્ર એટલે સંસારરૂપી સમુદ્રમાં નાંખ્યો છે; ને અજા જે માયા તે રૂપી ઉપલ જે પાષાણ તે પાગે બાંધીને નાંખ્યો છે; તમારા નામરૂપી દારુ જે લાકડું તે હાથમાં આવ્યું છે; તેણે કરીને એકલું માથું માત્ર જલથી બહાર

ડાર્યો મો ભોજલધિ હરિ, અજા ઉખલ બધિ પાય;
દારૂ કર દિય નાઉ નિજ, તર્યો ન બૂર્યો જાય. ૪૩
દુર્બલ જિઉ અસહાયં અનુ, સકૃત રૂ શત્રુ અનેક;
ઇસ ઉપેક્ષા જો કરો, ક્યોંકરિ નિવહે ટેક. ૪૪
દુખી દાસ સબ બિમુખ સુખિ, ભલભગબંત બિબેક;
કા ન હોય સુખ તુમ કરો, કો પ્રતિબંધ અનેક. ૪૫
દેનેહે સુખ સંચ વ્હાં, તાતેં પ્હાં નહિ કોય;
પરિ જો દ્યો પ્રભુ દોઉ તલ, કા કછુ અપજસ હોય. ૪૬
બલિ બિભિખન પ્રલ્હાદ ધ્રુવ, ભજ સભોગ ભગબંત;
તાતેં વિદુર સુદામ દિન, શ્રુતદેવ સુ બડ સંત. ૪૭

---

રહ્યું છે. પેલા માયારૂપી પથ્થરના ભારે કંઠપર્યંત શરીર તો બૂડી ગયેલું છે; નહીં બૂડ્યામાં ને નહીં તર્યામાં, એવો અધસસતો રહ્યો છું; માટે દયાળુ છો, જો દયા આવે તો પગના પથરા છોડાવી દો તો તમારા નામરૂપી શિમલાને અધારે તરીને પાર પડું. (ઇતિ ભાવાર્થં જ્ઞેય).

૪૪ હે ઇશ કહેતાં શ્રીકૃષ્ણચંદ્ર! હું તો જીવ છું, દુર્બળ છું, ને અસહાય છું, એટલે તમ વિના કોઇ પક્ષપાતી નથી; રૂપ તો અણુ કેહતાં ઘણું જ નાનું છે; ને એકલો છું; ને કામક્રોધાદિક શત્રુ તો માથા ઉપર અનેક છે; તે મધ્યે એક આધાર તો તમારો છે; ને તમે જો ઉપેક્ષા કહેતાં સાક્ષીની પેઠે જોઇ રહેશો તો મારી ટેક જે પણ, તે કેમ નભશે? પણ કીયું, જે માતાના ઉદરમાં તમારી આગળ પણ કરીને આવ્યો છું, જે એકવાર મુને હવે અહીંથી છોડાવો તો અવતરીને તમારું ભજન જ કરીશ એમ કહ્યું છે તે વચનની ટેક મારી નહીં નીભે, જો તમે સહાય નહીં કરો તો; માટે કરો. (ઇતિ રહસ્યં જ્ઞેયં).

૪૫. હે શ્રી પ્રભો! તમારા જેટલા દાસ થયા તેટલા સર્વે દુખિયા, ને તમથી વિમુખ તે સર્વ સુખીયા દેખીએ છીએ. રે ભગવન્ત! એ તમારો વિવેક તે કેવો? શું કંઇ સારો દેખાય છે? ત્યારે તમે કહેશો જે એમનાં કર્મનો પ્રતિબંધ કહેતાં અંતરાય નડે છે; પણ એ નહીં સંભવે; શા માટે કે શરણ આપીને તમારૂં ભજન કરવા માંડ્યું તોએ કર્મનો અંતરાય રહ્યો, ત્યારે તમારા શર્ણને ભજનના બળથી શું સર્યું? એક કર્મ જ મોટું ઠર્યું; ત્યારે જેટલા હરિજન તેણે સઘળાએ જ દુઃખ પામવાનાં કર્મ કર્યાં છે શું? એમ તો છેક હોય નહીં, ને કદાપિ કહેશો જે હોય તોએ પણ તમારા શર્ણને પ્રતાપે મટયાં જોઇએ; ને શર્ણ નથી આવ્યા તે જીવને દુઃખ ભોગવ્યાં જોઇએ. તેને સાટે આ તો અવળું દેખાય છે. વિચારો કે તમ સરખા સમર્થ વણીજો મન થકી સુખ આપનાર થાએ. તો કર્મના કોટિ પ્રતિબંધ હોય તો એ પણ તેનું બળ કાંઇ ચાલે નહીં. માટે હે શ્રીજી! કરો તો સર્વ થાય. તમથી કોઇ બળવાન નથી. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં).

૪૬. સતને ત્યાં વૈકુંઠમાં ઘણા સુખ આપવાં છે, માટે અહીં કેઇ પ્રકારનું સુખ આપતા નથી. પણ અહીં ને ત્યાં બંને ઠેકાણે કૃપા કરીને આપો, શું કંઈ તમારો અપજસ થાય; ? એટલે શું કે સામો જશ થશે. હે શ્રીમહાપ્રભો! સાધુને આ લોકમાં પણ સુખી રાખો તો સારું. (ઇત્યર્થં).

ભક્ત ભક્તિ કિય ભદ્ર તુમ, ઠરિ બ્યૌહારકિ ચાલ;
તામેં તારો એક મો, નાતેં ધર્મ ગોપાલ. ૪૮
ભૂખ ભગો કે ભોગ દ્યો, કે ટારો વહ ભાન;
કહાન કહૂં હોં કૌનસોં, કયોં ન ધરત બતિ કાન. ૪૯
તુમસેં તારન નિકટ મો, બૂરત ગહો ન હાથ;
સાખિ બનત યહ સમયકો, ભલે ઠરોગે નાથ. ૫૦
કાલ બ્યાલ બિખ બિકલ જિય, કા કરી સેવ સ્તૂત;
સહજ કૃપા મનિ છુવઇયે, અભૂત બૈદ અચૂત. ૫૧
મો ઉરમેં નિજ પ્રેમ અસ, પરિગ્રહ અચલિત દેહુ;
જૈસેં લોટન દીપસોં, સરક ન દુરક સનેહુ. ૫૨

---

૪૭. હે ભગવંત! બળી રાજાને, વિભિષણને ને પ્રહ્લાદજીને ને ધ્રુવજી આદિ ઘણાએક ભક્તને, તમે રાજવૈભવ આપીને, તેમાં તમારૂં ભજન તમે સારી રીતે કરાવ્યું, ત્યારે તે શું કંઇ મોટા ભક્ત ના કહેવાયા? ને દારિદ્રપણામાં રહીને વિદુરજીએ, સુદામાજીએ શ્રુતદેવજીએ તમને ભજ્યા તે શું કંઇ પેલાં કરતાં મોટા કહેવાયા? તે તો છે નહીં. સામા મોટા તો પરમ ભગવદીની ગણતીમાં તે લખાયા છે; આ તો નથી લખાયા. પણ ઈશ્વર સ્વતંત્ર છો, ગમે તેમ કરો. (ઇતિઅભિપ્રાયં જ્ઞેયં).

૪૮. હે શ્રીગોપાલજી! ભક્તે તમારી ભક્તિ કરી, ને તમે તેનું ભદ્ર કહેતાં કલ્યાણ કર્યું, એ તો વ્યવહાર ઠર્યો, એમાં કોઇ કોઇને સપાડું ના મળે. એ વ્યવહારમાં કાંઇએક ધર્મ પણ કર્યો જોઇએ. ત્યારે મને એકલાને ધર્મ ખાતે તારો. (ઇતિઅભિપ્રાયં જ્ઞેયં).

૪૯. હે કહાન કહેતાં શ્રીકૃષ્ણચંદ્ર! મારી ભૂખ જે તૃષ્ણાઓ તે ભાંગી નાંખો, કે પૂરણ કરો, કે તેનું ભાન ટાળો. હું કે દહાડાનો કરગરૂં છું, ને મારી વાત કાન નથી ધરતા, ત્યારે હવે હું તે તમ વિના કોને કહું, માટે કૃપા કરો. (ઇતિભાવાર્થં જ્ઞેયં).

૫૦. હે શ્રીનાથજી! તમે મોટા તારણ કરનાર સદા મારી પાસે બિરાજો છો ને હું બૂડું છું, કહેતાં બૂડવાનાં કર્મ કરું છું, ને મારો હાથ ઝાલતા નથી, એટલે શું જે બુદ્ધિને વારતા નથી. હું બૂડું છું એવા સમામાં સાક્ષિવત્ થાઓ છો, તે શું સારા દેખાશો? જે સમર્થ તારો હોય તે તો કોઇ અન્યત્ર પ્રાણીને પણ બૂડતાં હાથ આપીને કાઢે; તો તમે તો મારા પરમ વાહાલા છો, તે બૂડવા ના દ્યો. (ઇતિભાવાર્થં જ્ઞેયં).

૫૧ હે અચ્યૂત-જે શ્રીકૃષ્ણચંદ્ર! સર્વ જીવ કાળરૂપી સર્પના વિષથકી બેભાન પડેલા છે, તે તે તમારી સેવા કે સ્તુતિ કેઇ રીતે કરશે, માટે તુરત તો તમે અદ્‌ભુત જે પરમ દયાળુ વૈદ્ય છો તે, દીન જાણીને કૃપારૂપી સંજીવનમણી એઓને અડકાડીને વિષ ઉતારો. એમને ભાન આવશે ત્યારે તમારો પરમ ઉપકાર સમજીને પોતાની મેળે તમારી સેવા સ્તુતિ કરશે, માટે કૃપા કરો. (ઇતિભાવાર્થં જ્ઞેયં).

કબકોં હરિ હરિ રટતહું, કટત ન કર્યો સંતાપ;
હરન બરદ બિસર્યાં કિધાં, ડરપે લખિ મો પાપ. ૫૩
ભજન બિના દુખ નાં ટરેં, બિકલ બને ન ભજન્ન;
કા કરિયેં જ્યોં ત્યોં બન્યોં, તાતેં તુમ ન પ્રસન્ન. ૫૪
નિજસોં સબ સબકોં દિખેં, જો યહ સાંચી બાત;
તાં મો તુમ કરિહો કૃપા, સમુઝિ અમલ જગતાત. ૫૫
ચૂક જીઉકો ધરમ હૈં, છમાધરમ પ્રભુ આપ;
આયો શરન નિવાજિ નિજ, કરિ હરિયેં સંતાપ. ૫૬
પતિતહું કહિ ગો પેં ન મન, તાતેં કરોં ન પૂત;
મેં અલીક નિજ સાંચ કુરુ, સહજ કૃપા અચ્યૂત. ૫૭

---

૫૨. હે પરિગ્રહ કહેતાં પ્રભૂ શ્રીકૃષ્ણચંદ્ર! તમારો પ્રેમ મારા હૃદયમાં એવો અચળ આપો કે કદાપિ ખસે નહીં, જેમ કે લોટણ દીવાને ઊંધો ચત્તો ગમે તે રીતે ગરબડાવિએ તોએ પણ તેમાંથી સ્નેહ કહેતાં જે તેલ તે ઢળે નહીં, ને દીપ જાય નહીં તે રીતે. (ઇત્યર્થઃ) ૫૩. હે શ્રીહરી! હું ક્યારનો તમારું હરી એવું નામ રટું છું, ને મારા સંતાપ કેમ નથી કાપતા? તમારા હરી નામનું બરદ તો એવું છે કે, એકવાર શ્રીહરી એવું કહેતાં તેનાં સઘળાં દુઃખ પાપને હરે. તે હરવાનું બરદ શું કાંઇ તમે વિસરી ગયા, કે મારાં ઘણાં મોટાં પાપ જોઇને બીહીના? માટે વહેલા કૃપા કરો કે બરદને બટ્ટો ના લાગે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.) ૫૪. સઘળાં વેદશાસ્ત્ર ને સદ્‌પુરુષાદિક એમ કહે છે કે, હરિના ભજન વિના દુઃખ ટળે નહીં, ને દુઃખની વિકલતાએ ભજન તો બને નહીં, ને કદાપિ કંઇએક દુઃખનું માર્યું જદવા તદવા જે સ્નેહ રહિત બન્યું, તો તેથકી તમે કાંઈ પ્રસન્ન થતા નથી. હે શ્રી મહાપ્રભો! ત્યારે અમે તે શું કરીએ? માટે સહજ કૃપા કરો. (ઇતિ રહસ્યં જ્ઞેયં.) ૫૫. જગતાત કહેતાં શ્રીકૃષ્ણચંદ્ર! સર્વને સર્વ કોઈ પોતા જેવું ભાસે, એમ કહેવાય છે, એ વાત જો સાચી છે તો મુને કાંઈ ચિંતા નથી. શા માટે કે તમે સદા નિર્મળ છો, તે મુને પણ નિર્મળ દેખશો. ત્યારે કૃપાળુ છો તે કૃપા કરશો. (ઇત્યર્થઃ) ૫૬. હે શ્રી મહાપ્રભો! ચૂક તો જીવનો ધર્મ જ છે તે થાય, ને ક્ષમા ધર્મ તમારો છે, તેથી સઘળી ભૂલ ક્ષમા કરીને, હું શરણ આવ્યો છું, મને ફલીભૂત થાઓ. પોતાનો કરીને મારા સર્વ સંતાપ હરો. (ઇત્યર્થઃ)

૫૭. અચ્યૂત કહેતાં હે શ્રી કૃષ્ણચંદ્ર! હું પતિત છું એ મારી ગો જે વાણી કહે છે, પણ જે મન તે હું પતિત છું એમ માનતું નથી; તે માટે તમે મુને પૂત કહેતાં પવિત્ર નથી કરતા તેમાં તમારો કંઇ વાંક નહીં. તમે તો પતિત પાવન સાચા, પણ હું અલીક જે જૂઠો ઠર્યો, તે કેમ જે પતિત તો છું, પણ પતિતતા મનથી મનાતી નથી, કોઈ પતિત કહે ત્યારે તો દુઃખ લાગે, મારું સહજ તો સઘળું ઉંધું છે, પણ તમે કૃપા કરો. (ઇત્યર્થઃ)

૫૮. શ્રીહરીજન તે તમારા દાસ, તેને તમે જે જે સારા પદાર્થ પ્રથમ આપો છો, ને પછી વિસરી જાઓ છો ને વળી તેનાં કરેલાં દુઃકૃત જે ખોટાં કર્મ તે પણ ભૂલી જાઓ છો. તે અમે કેમ જાણ્યું, કે તેનાં તે પદાર્થવડે તમારી સેવા ભક્ત કરે છે, તે પદાર્થ ભક્તના ઘરનો માનીને પ્રસન્ન થાઓ છો

બિસરત હરિજન સબ દિયેં, તાકૃત દુકૃત સોઉ;
લીલ સીલ બિસરન પર્યો, ત્યોં જન બિસરોં મોઉ. ૫૮
હોં નિસઘોસ દયાનિધે, કયોં સંગમ મો આપ;
વિસ્મૃતિ રશ્મિ તમ જુગમ, યૂયં વયં મિલાપ. ૫૯
સાધન સાધ્ય ન આપ પ્રભૂ, પ્રેમ તિહારે પાસ;
દયા ન કરિયતુ દીન લહિ, કહા મિલન અબ આસ. ૬૦

## પ્રેમબર્નન ઔર નાયકાબર્નન.

લહી ન અંત અકાસ કહું, ચિંતામની ન મોલ;
સંખ્યા નાંહિ જીઉકી, તૈસેં પ્રેમ અતોલ. ૬૧
મોહન મન દ્વૈ હેં અજીત, સબ કહિ સાચી બાત;
સોઊ સદબસ પ્રેમકે, સહજ અતી વ્હેં જાત. ૬૨

---

માટે; ને દોષ ભૂલ્યા તે એમ જણાય છે કે તેની ઉપર કૃપા કરો છો તે માટે. એ રીતે જોતાં તો મુને એમ સૂઝયું જે વિસરવાનો લીલા કહેતાં સહજશીલ સીજે સ્વભાવ તે તમને પડયો દેખાય છે, તેણે કરીને હું પ્રસન્ન તો ઘણો થાઊં છું, પણ એક એ ચિંતા તેમાં રહે છે કે તે સઘળું વીસરો છો તેના માંહે મળતા મને પણ રખે વીસરી જતા. (ઇતિભાવાર્થં જ્ઞેયં.)

૫૯. હે ઈશ્વર! દયાનિધે! હું તો અંધકારનો ભંડાર એવી જે નીશા કહેતાં રાત્રીરૂપ છું, ને તમો તો તેજનો ભંડાર ધોસ જે દીવસ તે રૂપ છો. ત્યારે તમારો ને મારો સંબંધ તે કેમ સંભવે? તે હોયજ નહીં. જેમ રાત ને દિવસ એકઠા ન બને તે રીતે. પણ તે બંને મળવાનો એક ઉપાય છે કે, રાત્રીરૂપ જે હું, ને મારા દોષ રૂપ જે અંધકાર તે તમે. વિસ્મૃતિ કહેતાં ભૂલી જાઓ ને સૂરજરૂપ જે તમે તે તમારી રશ્મિ જે કીરણ તે રૂપ જે ઈશ્વરતા તેને પણ વિસરો, એટલે ના ગણો; ત્યારે યૂયં કહેતાં જે તમે ને વયં કહેતાં જે હું તે બંનેનો મિલાપ સંભવે. (ઇત્યર્થઃ) ૬૦. હે પ્રભો! તમે સાધન સાધ્ય તો છો નહીં ને પ્રેમથી રીઝો. તે પ્રેમ તો તમારી પાસે રહ્યો. ને મુને દીન જાણીને દયા તો તમે કરતા નથી, ત્યારે હવે તમને મળવાની આશા મુને શી રીતે પડે? તે માટે દયાળ છો તે સહજ કૃપા કરો. (ઇત્યર્થઃ) ૬૧. જેમ આકાશનો પાર કેમે પણ ન મળે, ને જેમ કાંઈ ચિંતામણીનું મૂલ ના મળે ને જેમ કાંઈ જીવની ગણતી પણ કયાંહીં ના મળે. તેમ પ્રેમ છે તે પણ અતુલ્ય પદાર્થ છે; એટલે શું જે પ્રમાણમાં આવે એવો એ પ્રેમ પદાર્થ નથી. (ઇતિ હેતુઃ જ્ઞેયઃ) ૬૨. મોહન જે શ્રીકૃષ્ણજી ને બીજું એક મન, એ બંને કોઇથી પણ જીતાય નહીં એવાં છે; એ વાત સર્વ કોઇ કહે છે, ને સાચી પણ છે. તે જુઓ કે એવાં અજીત પણ સેહેજે પ્રેમને વશ અતિશેજ તુર્ત થઇ જાય છે; એવું પ્રેમમાં વશ કરવાનું બળ છે. જે પરમેશ્વરને વશ કરે તે બીજાને કેમ છોડે? (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૬૩. વ્યાધ જે પારધિ, ફંદ જે તેનો ફાંદો, તેમાં મૃગ પડે છે; પણ તે ફાંદામાંય અહેરી જે શિકારનો મારનારો, તે તો કંઈ પડીને બંધાતો નથી. પણ આ પ્રેમનો તો અજબ કહેતાં કોઈ

બ્યાધ ફંદ મૃગ પરતુહેં, બંધ અહેરી વ્હેં ન;
પ્રેમ અજબ બાગૂરમેં, પારનહાર બચેં ન. ૬૩

ઔર પ્રસંસ લગેં ન રુચિ, કીની અતિ મનુહારિ;
જૈસિ મનોહર માધુરી, લગેં પ્રેમકી ગારિ. ૬૪

લહ્યોં પ્રેમ જબ જાંનિયેં, બિરહ બિકલ તન છીન;
કછૂ ન કહૂં સુહાય છિનું, દુતિકે હોઈ અધીન. ૬૫

સોરઠો–સબતેં પ્યારો પ્રાન, પત પ્યારી હે પ્રાનતેં;
સહિ તાહૂકી હાંન, ચાખેં પ્રેમપિયૂષ જો. ૬૬

લોકલાજ કુલ બેદ, છૂટે સબે બિબેકબલ;
પરે હ્રદે જબ છેદ, દુસહ પ્રેમકે બાનકો. ૬૭

---

એક તરેહવાર નવો ગુર કહેતાં પણ ફાંદો છે. તેમાં પાડનારો તે પણ પડે બચે નહીં એવો પ્રેમ ફંદ છે. (ઇત્યર્થ:)

૬૪. બીજાંના વખાણ ને ઘણાં વાનાં ને કંઈ કંઈ સારી સારી ગમતી વસ્તુઓ, અર્પણ કરે તે સારી તો લાગે, પણ તે મનને હરી લીએ એવી સારી ના લાગે. એવી (જેમ) સ્નેહીના મુખની પ્રેમની ગાળ લાગે તેવી મીઠી તે નાં લાગે. (ઇતિ કારણં જ્ઞેયં.) ૬૫. પ્રેમ હ્રદયમાં આવ્યો તે ત્યારે જાણીએ કે જ્યારે વિરહને દુઃખે વિકલતો થઈ જાય; ને શરીર છેક સુકાઇ જાય; ને એક ક્ષણમાત્ર પણ ક્યાંહીંએ કંઇ વસ્તુમાં મન ન ગોઠે; ને દૂતીને અધીન થઇ જાય. (ઈત્યર્થ:) ૬૬. સર્વ થકી પોતાનો પ્રાણ વહાલો સર્વને હોય, તે પ્રાણ થકી પણ પોતાની પત્ય વહાલી; જે પત્ય રાખવાને કાજે ઘણાએક પોતાનો પ્રાણ પણ ખોય છે, એવી વાહાલી જે પત્ય તેની પણ હાની સહી છે. જે કોઈ પ્રેમ રૂપી અમૃતનો સ્વાદ ચાખે છે, તે એવો પ્રેમરસમાં શ્રેષ્ઠ સ્વાદ છે તેથી. (ઇતિ જીવનં જ્ઞેયં.)

૬૭. લોકની ને કુળની ને વેદની, એ ત્રણે લજ્જાઓ તથા વિવેકનું સઘળું બળ માત્ર તુરત ત્યારે છુટી જાય, કે જ્યારે ન સહેવાય એવો પ્રેમરૂપી બાણનો કાળજામાં છેદ પડે ત્યારે, એવું પ્રેમના બાણનું દર્દ છે. (ઇતિ હેતુઃ જ્ઞેયઃ) ૬૮. પ્રેમની ઉત્પત્તિ ચકમકને દ્રષ્ટાંતે કરીને કવિ કહે છે. સામા સામી બેજણનાં સુંદર નેત્રરૂપી ચકમક તે લાગતાંમાં પ્રેમરૂપી આગ પડે, તે સુરતરના સોગડારૂપી રૂ તુરત ઝીલે ને સળગે; પણ તે પ્રેમરૂપી આગ તેમાં ઝાઝીવાર ટકે નહીં. જો ગુણરૂપી દારૂ જે લાકડા પાસે હોય તો દૃઢ જાગે કેહેતાં ટકે. (ઈત્યર્થ જ્ઞેયં.) ૬૯; સર્વ એમ કહે છે જે દુરિજનની દૃષ્ટી લાગે છે. પણ મુને પતિત પડતી નથી–કહેતાં અલપ લાગીને ટળી જાય. પણ સજ્જન સુંદરજનની દ્રષ્ટી તો એવી લાગે છે કે પ્રાણની સંગાથે પણ નીઠ કહેતાં મહા જોરાવરીએ જાય છે. એટલે એક અર્થ તો એમ જે પ્રાણ ને દૃષ્ટી બે જોડે ગયાં. જીવતાં ઉતરી નહીં, એ દૃષ્ટી તે પ્રીત જાણવી. પ્રાણ સંગે જોરાવરીએજ

દુહા—ચકમકસુ પરસ્પર નયન, લગત પ્રેમ પરિ આગિ;
સુલગિ સોગઠારૂપ પુનિ, ગુન દારુ દૃઢ જાગિ. ૬૮
દૃષ્ટી દુરિજનકી લગેં, સબ કહિ મો ન પસાય;
ઐસી સજ્જનકી લગે, પ્રાનસંગ નિઠ જાય. ૬૯
બીચ અમલકા સમલ બિચ, દોહુ કલેજોં ખાય;
ડીઠિ અસિતતેં સિત બુરી, કછૂ ન જાહિ ઉપાય. ૭૦
રતિબિન રસ સો રસહિસોં, રતિબિનજાંન સુજાંન;
રતિબિન મિત્ર સુમિત્રસોં, રતિબિન સબ શબ માન. ૭૧
પીર ન ન્યારી મેંન એ, નારી નારીમેં ન;
અલી અયાનો ભિષક એ, ઈશક કિશક સમુઝે ન. ૭૨

---

જાય. તેનો બીજો અર્થ એમ પણ થાય જે પ્રાણ દેહમાંથી નીકળે છે, તોએ એ દૃષ્ટી જે પ્રીત તે એની પુંઠ મૂકતી નથી. એ માટે એને ભૂત થવું પડે છે, કે તેને સંબંધે અવતાર લેવો પડે છે; એવું સજ્જનની દૃષ્ટીનું બળ છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) ૭૦. સીત જે ઉજળી દૃષ્ટી, તે અસીત જે કાળી કહેતાં મેલી દૃષ્ટી, તે બે વચ્ચે બિચ જે ફેર તે શો છે? એ બંને કાળજુ કરડી ખાય છે. પણ હું તો એમ કહું છું જે મેલી દૃષ્ટી કરતાં ઉજળી ઘણી ખોટી, જે જેનો કાંઇ ઉપાય ના મળે. મેલી ટળવાના તો ઉપાય ઘણા છે; એટલે શું કે પ્રેમ દૃષ્ટી લાગી તે મટતી નથી. (ઈતિ અભિપ્રાયં જ્ઞેયં.) ૭૧. સ્નેહ સમાન એકે રસ નથી. એ વિના બીજા રસ તે રસ કહેતાં ઝેર જેવા જાણવા. તે સ્નેહ વિના જાણપણું જે જ્ઞાન તે જ્યાં ન કહેતાં હાની સરખુંજ જાણવું. સ્નેહ વિના મિત્ર તે મિત્ર કહેતાં અગ્ની જેવો જાણવો. સ્નેહ વિના બીજું સર્વ કાંઇ હોય તે શબ જે મુડદાં તે જેવું જાણવું, કે જેને અડકવાનું કે જોવાનું મન ના થાય. એટલે શું જે હરિ સંબંધી પ્રીતિ નથી આવી ત્યાર લગી સર્વ વસ્તુ મળી તે પણ વૃથા છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં) ૭૨. શ્રી રાધિકાજી વનમાંથી શ્રી કૃષ્ણચંદ્રનું નટવરરૂપ જોઈને મોહ પામી ગયાં છે તેથી કામ પીડા જાગી છે. તેવાં વિકલ થએલાં પોતાને ઘેર આવીને મુર્છાવશ થઇને પોહોડયાં છે. ત્યારે કીર્તિજીએ ને વૃષભાનજીએ તો એમ જાણ્યું જે કાંઇ રોગનું દુઃખ થયું છે; એમ જાણીને વૈધને નાડિ દેખાડી. તે વૈધ નાડી ઘણીએક વાર લગી ઝાલી રહ્યો છે, પણ કાંઇ રોગ નિશ્ચે થયો નથી. તે સમે એ દર્દના કારણને સમજે છે એવાં શ્રી લલિતાજી તે વિશાખા પ્રત્યે એમ છાનાં માનાં કહે છે જે, અલી બેહેન! પીડ એ કાંઇ બીજી નથી, એ તો કામ પીડા છે. તે એ નારી કહેતાં શ્રી રાધાજીની નાડીમાં ક્યાંથી આવે? એ તો અજાણ્યો ભિષક કહેતાં વૈધ છે, તે ઇશકની કીશક જે દરદ તે એ સમજતો નથી; એ તો આપણે હાથ છે. શ્રી કૃષ્ણની જોડે મેળવીએ તો તુરત સુખ થાય. તે પ્રમાણે કર્યું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) ૭૩. એક સમે ચંદ્રભાગાજીએ લલિતાજીને પૂછ્યું જે, તમારું મન કેમ હિંડોળ ચડ્યું હોય એમ સ્થિર નથી

લાલ લલી લલિ લાલકી, લૈં લાગી લખિ લોલ;
લ્યાય દૈરિ લય લાલકર, દુહુ કહિ સુન ચિત ડોલ. ૭૩
જદ્યપિ રવિ આતપ ભર્યો, સીતલ લગત સરોજ;
સકુચૈં લખિ સો સુધાકર, સમુઝ પ્રેમકી ચોજ. ૭૪
નોંધા પ્હોપ સુગંધિતૈં, હરિ હરિ મન સુચ પાય;
દસઈ પંકજ પ્રેમબિન, રુકે કહૂં નહિં જાય. ૭૫
સુખરાસી સુધિ નાં રહી, લખિકૈં મુખ સુખરાસિ;
રસ લેતેં રસ બીખર્યો, પનઘટ ભૈ ઉપહાસિ. ૭૬
પનઘટ પનઘટ જાય પન, ઘટ પનઘટકો ધ્યાન;
પનઘટ લાલ ચઢાય દૈ, અલિ પનઘટ સુખખાન. ૭૭

---

દેખાતું? ત્યારે શ્રી લલિતાજી તે પ્રત્યે કહે છે જે, હે સખિ! લાલ જે શ્રી કૃષ્ણ, તેને લલી જે રાધાજી, તેની લેહે લાગી છે; ને શ્રી રાધાજીને શ્રીકૃષ્ણજીની લેહે લાગી છે. લોલ કહેતાં ઘણી જ, તેને લખિ કહેતાં જોઇને. વળી બન્ને પાસે હું જાઉં છું ત્યારે બન્ને જણાં મુને એમ કહે છે જે તેને આણી આપ. રે સખિ! મારા કાળજાની લાહે જે આગ તેને લય કર, કહેતાં સમાવ. એવાં બન્નેનાં વચન સાંભળીને મારું ચિત્ત હિંડોળે ચડયું છે. જે બન્નેની આતુરતા તો ઘણી છે, ને મેળવવાનો સમય ને સ્થળ તુરત છે નહીં, માટે જે તે પ્રકારે મેળવવાના વિચારમાં ફરું છું. પછી સમો જોઇને મેળવ્યાં, પછી ત્રણેને અત્યંત સુખ થયું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) (એ અધરલગ દોહરો છે, એટલે બોલતાં બે હોઠ અટકે નહીં.) ૭૪. જદ્યપિ સૂરજ આતપ જે તડકો તેનો ભરેલો છે, એટલે શું કે તાપ કરતા છે, તોયે પણ સરોજ જે કમલ, તેને સૂરજ ઉપર પ્રીત છે, માટે દેખીને ફુલે છે; ને સુધાકર જે ચંદ્રમા જે અમૃતવૃષ્ટિ કરે છે, પણ તેને દેખીને બીડાઈ જાય છે, એ મોટું પ્રેમનું આશ્ચર્ય છે. સમજો કે ચંદ્રની શીતળતાનો, પ્રેમ વિના તાપ લાગ્યો; ને પ્રેમે કરીને સૂરજનો તાપ તે પણ ટાઢો લાગ્યો. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૭૫. નાના પ્રકારનાં પ્હોપ જે પુષ્પ, તેની સુગંધી પુષ્પ ઉપર બેસીને લે છે, ને મનમાં સુખ પામે છે, પણ એક કમળ વિના ક્યહીં હરિ કહેતાં જે કોઇ ભમરો, તે પુષ્પમાં રોકાઇ નથી પડતો. તેમ હરિ જે શ્રીકૃષ્ણચંદ્ર! તે પણ તે જ રીતે જાણજો. જુઓ ઘણાં ફુલ રૂપી નવ પ્રકારની ભક્તિ તેની સુગંધી રૂપી શ્રદ્ધા તે અંગીકાર કરીને શ્રી હરિ પણ મનમાં પ્રસન્ન થાય છે, પણ કમલરૂપિણી દશમી પ્રેમલક્ષણા ભક્તિ વિના ક્યાંહી રોકાતા નથી. (ઇતિ હેતુઃ જ્ઞેયઃ) ૭૬. કોઇ એક ગોપીજન પનઘટ ઉપર જમુના જળ ભરવા આવ્યાં છે, તે જળને ઘડો ભરીને માથે મૂક્યો છે, ને પાછાં વળે છે. એવામાં સુખની રાશી જે ઢગલો એવું શ્રી કૃષ્ણચંદ્રનું મુખારવિંદ દીઠું એટલે મોહ પામી ગયાં; ને સુખરાશી વળી બીજીવાર કહ્યું છે તેનો અર્થ એ છે જે કવિ જને ઈહાં જ્યોતિષ પક્ષે અર્થ કર્યો છે. સુખની રાશી જે કુંભ કહેતાં

શ્યામા શ્યામ પુકારતી, શ્યામા રટતે શ્યામ;
અલી અચંભો આજ બડ, જુગલ જપત નિજ નામ. ૭૮
પ્યારી પ્રીતમસોં લિખ્યોં, મત ધરિયો મો ધ્યાંન;
તુમ મોસે વ્હે જાઓગે, કરિહોં કાપેં માન. ૭૯
હરિ હરિવદનીસોં લિખ્યોં, હમ ધ્યાવત તુમ ધ્યાઉ;
કા ચિંતા હમ તુમ બનેં, તુમ હમસે વ્હેજાઉ. ૮૦
આગીતેં બેલી બઢેં, જલ સીંચત કુંમલાય;
સિરકે પલટેં ફૂલ મિલેં, મુખબિન ખાયોં જાય. ૮૧

---

ઘડો તેની સુધ ના રહી ને માથેથી પડી ગયો, ને રસ જે બળ તે વીખર્યું કહેતાં ઢળી ગયું; ને વળી રસ કહેતાં જે પ્રેમરસ તે લેતાં એટલે અજાણ્યાં લોકોએ તો એમ જાણ્યું જે ઘડો લેતાં ના આવડયો માટે પડી ગયો, ને પનઘટ ઉપર સર્વ હાંસી કરવા લાગ્યાં. પેલી પ્રેમરસની વાત તો પોતાનું મન જ જાણે છે. એવો પ્રેમરસ મીઠો છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) ૭૭. અલી કહેતાં સખિ. એક ગોપીજન કહે છે જે, હે અલી! તું મુને રોજ વારે છે, જે તું પણ ઘાટ ઉપર જળ ભરવા ના જઇશ, શ્રીકૃષ્ણ ત્યાં આવે છે માટે લોક દેખતાં કાઇ નખરું કરશે ને તારી પણ જે લજ્જા તે ઘટી જશે. એમ તું મને કહે છે. પણ પનઘટ ઉપર ગયા વિના મેં તો નહીં રહેવાય. પણ પનઘટ ઉપર જતાં પણ ઘટી જાય તે તો ખરું. પણ ઘટ કહેતાં હૃદયમાં તો પણ ઘટનું ધ્યાન મુને સદા થયાં કરે છે. તે શા માટે જે, પણ જે પાણી તેનો ઘટ જે ઘડો તે લાલ જે શ્રીકૃષ્ણ તે મારે માથે ચડાવે છે; તે સમે ઘણા એક સુખનું દાન કરે છે. ત્યારે પણ ઘટે તો ઘટવા દે, પણ એ પ્રેમનું સુખ તો નહીં મૂકાય. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૭૮. ચંપકલતા સખી ચંદ્રીકા સખીને કહે જે, હે અલી! હું આજ લગી તો રોજ શ્રીરાધીકાજીને ઘેર જતી ત્યારે દેખતી જે શ્રીકૃષ્ણની આતુરતાયે કૃષ્ણ કૃષ્ણ પોકારતી, ને તે રીતે શ્રી કૃષ્ણ પણ રાધા રાધા રટણ કરતા તે હું સાંભળતી. પણ આજ તો મેં બંને ઠેકાણે મોટું આશ્ચર્ય દીઠું, જે બંને જણાં પોતપોતાનું નામ જપવા લાગ્યાં છે તે તે શું કારણ હશે? ત્યારે ચંદ્રિકા સખીએ કહ્યું જે, એ તો બંને જણાં પરસ્પર એક એકનું ધ્યાન કર્યા થકી તદ્રૂપ થઈ ગયાં છે. શ્રી શામાજી જાણે છે જે હું તો કૃષ્ણ છું ને મારી રાધા કયાં ગઈ જાણીને રાધાનુંજ નામ જપે છે. એ રીતે શ્રી કૃષ્ણને પણ જાણવું. એવું કેહીવાર મેં પણ દીઠું છે. (ઇતિભાવાર્થં જ્ઞેયં.)

૭૯. પ્યારી જે શ્રી રાધિકાજી; તેમણે શ્રી કૃષ્ણ સ્વામિ પ્રત્યે એમ લખ્યું જે, તમે મારું ઝાઝું ધ્યાન ના કરશો. શા માટે જે જેનું ધ્યાન કરે તે તેવું થઈ જાય એવું શાસ્ત્રમાં કહેવાય છે. તે માટે મુને ભય લાગે છે જે તમે કદાપી મારું ધ્યાન કરતાં હું સરખા થઈ જશો તો હું માન કોની ઉપર કરીશ. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

૮૦. (પાછલા દોહારાનો ઉત્તર) શ્રી હરીએ હરિવદની જે ચંદ્રવદની એવાં જે શ્રીરાધાજી, તે પ્રત્યે પાછું એમ લખ્યું જે, અમે તો ધ્યાન તમારું કર્યા વિના રહેવાશે નહીં; માટે

કરેં સહોદરતેં સરસ, દે બિસરાઈ બેર;
પ્રેમી પાની પરસતેં, સુધા સરસ હુઇ ઝેર. ૮૨
ઐસો મીઠો નહિ પિયુપ, નહિ મિસરી નહિ દ્રાખ;
તનક પ્રેમ માધુર્યપેં; નૌંછાવર અસ લાખ. ૮૩
દુખ કૈં સૂખ સનેહમેં, બિદ્વન દેહુ જુબાપ;
જોં દુખ તો સબ કરત ક્યોં, ક્યોં સુખ તોં પરિતાપ. ૮૪
બિખઈ બિખ ભચ્છન કરત, બહુત બિગારન ભૂખ;
પેં મન હેં રુચ ત્યોં સમુઝિ, રતિદુખમેંહૂ સૂખ. ૮૫
રતિ રુઝમેં સુખ સમુઝ મન, પેં કહિ સકેં ન બાક;
કટુતાઇમેં મિષ્ટતા, જૈસિ કરેલા સાક. ૮૬

---

તમે પણ અમારું ધ્યાન કરજો તેની શી ચીંતા છે? અમે તમે જેવા થઇશું, ત્યારે તમે અમે જેવાં થઈ જશો. જોડું દંપતીનું સાબુતજ રહેશે. (ઇતી ભાવાર્થ જ્ઞેયં.)

૮૧. એક વેલ એવી છે જે આગ સીંચીએ તેમ તેમ વૃદ્ધી પામે; ને તેને જો જળ સીંચીયે તો કરમાઈ જાય. તે વેલનું ફલ એવું મોંઘું છે જે માથા સાટે મળે, ને તે ફળ મોંઢા વિના ખવાય. એવું અનીર વચની ફળ આશ્ચર્યરૂપ કહ્યું, તેનો અર્થ એ છે જે પ્રેમરૂપી તે વેલ જાણવી, ને તેને વધારે એવી પોષણરૂપ આગ તે વિરહ તાપ જાણવો; ને તે કરમાઈ જાય સીંચતાં તે જળને સંજોગ જાણવો. તે વેલનું પર્મ આનંદરૂપી ફળ જાણવું. મુખવિના ખવાય એટલે શું જે સમજણે કરીને અનુભવ થાય; ને માથા સાટે મળે એટલે શું જે લોક, કુળ, ને વેદ તેની લજ્જા ખોવાય; ને પોતાનો પ્રાણવાહાલો ન કરે તે એ પ્રેમરૂપી વેલના આનંદરૂપી ફળને પામે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૮૨. જે કોઈ કસુંબો જેના હાથમાંનો પીએ છે, તે તેની જોડે ગમે તેવું વેર હોય છે તે મૂકી દે છે; ને પોતાના સગા ભાઈ કરતાં તેને અધિક વહાલો જાણે છે. તેનું કારણ શું? પેલો પાનારો વહાલો જાણી પાય છે, માટે પ્રેમી તેનો પાણિ જે હાથ તેને સંબંધે કરીને ઝેર જે અફીણ તેનું પાણી અમૃત કરતાં અધીક મીઠું માનીને પીએ છે. એ મીઠાશ તે પ્રેમની છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૮૩. એ પ્રેમરસ જેવો મીઠો છે, તેવું બીજું કાંઈ મીઠું નથી. કોઈ કેહેશે જે નથી કેમ? દ્રાક્ષ છે, સાકર છે, ને અમૃત તો ઘણુંજ મીઠું છે. એમ કહે તે અજ્ઞાન છે. એ પ્રેમરસની તનક કહેતાં રજેક પણ માધુર્યતા ઉપર પાછળ કહ્યાં એનાં લખો નોંછાવર કહેતાં ઓવારી નાંખું પણ એ પ્રેમરસની મધુરતા એવી છે કે જે અનુભવી હોય તે જાણે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૮૪. વિદ્વન્ કહેતાં હે પંડિતજી! હું પૂછું છું તેનો પ્રત્યુત્તર આપો કે સ્નેહમાં તે દુઃખ છે કે સુખ છે? જો દુઃખ કહેશો તો સર્વ કેમ કરે છે? પ્રીતમાં જો સુખ છે એમ કહેશો તો તે પ્રીતવાળાંને પરિતાપ કેમ થાય છે? એટલે શું છે એ કંઇએ કહેવાતું નથી. એમાં સુખ ને દુઃખ બંને છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

શ્યામા શ્યામ પુકારતી, શ્યામા રટતે શ્યામ;
અલી અચંબો આજ બડ, જુગલ જપત નિજ નામ. ૭૮
પ્યારી પ્રીતમસોં લિખ્યોં, મત ધરિયો મો ધ્યાંન;
તુમ મોસે વ્હે જાઓગે, કરિહોં કાપેં માન. ૭૯
હરિ હરિવદનીસોં લિખ્યોં, હમ ધ્યાવત તુમ ધ્યાઉ;
કા ચિંતા હમ તુમ બનેં, તુમ હમસે વ્હેજાઉ. ૮૦
આગીતેં બેલી બઢેં, જલ સીંચત કુમ્હલાય;
સિરકે પલટેં ફૂલ મિલેં, મુખબિન ખાયોં જાય. ૮૧

---

ઘડો તેની સુધ ના રહી ને માથેથી પડી ગયો, ને રસ જે બળ તે વીખર્યું કહેતાં ઢળી ગયું; ને વળી રસ કહેતાં જે પ્રેમરસ તે લેતાં એટલે અજાણ્યાં લોકોએ તો એમ જાણ્યું જે ઘડો લેતાં ના આવડયો માટે પડી ગયો, ને પનઘટ ઉપર સર્વ હાંસી કરવા લાગ્યાં. પેલી પ્રેમરસની વાત તો પોતાનું મન જ જાણે છે. એવો પ્રેમરસ મીઠો છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) ૭૭. અલી કહેતાં સખિ. એક ગોપીજન કહે છે જે, હે અલી! તું મુને રોજ વારે છે, જે તું પણ ઘાટ ઉપર જળ ભરવા ના જઇશ, શ્રીકૃષ્ણ ત્યાં આવે છે માટે લોક દેખતાં કાંઇ નખરું કરશે ને તારી પણ જે લજ્જા તે ઘટી જશે. એમ તું મને કહે છે. પણ પનઘટ ઉપર ગયા વિના મેં તો નહીં રહેવાય. પણ પનઘટ ઉપર જતાં પણ ઘટી જાય તે તો ખરું. પણ ઘટ કહેતાં હૃદયમાં તો પણ ઘટનું ધ્યાન મુને સદા થયાં કરે છે. તે શા માટે જે, પણ જે પાણી તેનો ઘટ જે ઘડો તે લાલ જે શ્રીકૃષ્ણ તે મારે માથે ચડાવે છે; તે સમે ઘણા એક સુખનું દાન કરે છે. ત્યારે પણ ઘટે તો ઘટવા દે, પણ એ પ્રેમનું સુખ તો નહીં મૂકાય. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૭૮. ચંપકલતા સખી ચંદ્રીકા સખીને કહે જે, હે અલી! હું આજ લગી તો રોજ શ્રીરાધીકાજીને ઘેર જતી ત્યારે દેખતી જે શ્રીકૃષ્ણની આતુરતાયે કૃષ્ણ કૃષ્ણ પોકારતી, ને તે રીતે શ્રી કૃષ્ણ પણ રાધા રાધા રટણ કરતા તે હું સાંભળતી. પણ આજ તો મેં બંને ઠેકાણે મોટું આશ્ચર્ય દીઠું, જે બંને જણાં પોતપોતાનું નામ જપવા લાગ્યાં છે તે તે શું કારણ હશે? ત્યારે ચંદ્રિકા સખીએ કહ્યું જે, એ તો બંને જણાં પરસ્પર એક એકનું ધ્યાન કર્યા થકી તદ્રૂપ થઈ ગયાં છે. શ્રી શામાજી જાણે છે જે હું તો કૃષ્ણ છું ને મારી રાધા કયાં ગઈ જાણીને રાધાનુંજ નામ જપે છે. એ રીતે શ્રી કૃષ્ણને પણ જાણવું. એવું કેહીવાર મેં પણ દીઠું છે. (ઇતિભાવાર્થં જ્ઞેયં.)

૭૯. પ્યારી જે શ્રી રાધિકાજી, તેમણે શ્રી કૃષ્ણ સ્વામિ પ્રત્યે એમ લખ્યું જે, તમે મારું ઝાઝું ધ્યાન ના કરશો. શા માટે જે જેનું ધ્યાન કરે તે તેવું થઈ જાય એવું શાસ્ત્રમાં કહેવાય છે. તે માટે મુને ભય લાગે છે જે તમે કદાપી મારું ધ્યાન કરતાં હું સરખા થઈ જશો તો હું માન કોની ઉપર કરીશ. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

૮૦. (પાછલા દોહારાનો ઉત્તર) શ્રી હરીએ હરિવદની જે ચંદ્રવદની એવાં જે શ્રીરાધાજી, તે પ્રત્યે પાછું એમ લખ્યું જે, અમે તો ધ્યાન તમારું કર્યા વિના રહેવાશે નહીં; માટે

કરૈં સહોદરતેં સરસ, દે બિસરાઈ બેર;
પ્રેમી પાની પરસતેં, સુધા સરસ હુઇ ઝેર. ૮૨
ઐસો મીઠો નહિ પિયુષ, નહિ મિસરી નહિ દ્રાખ;
તનક પ્રેમ માધુર્યપેં; નોંછાવર અસ લાખ. ૮૩
દુખ કૈં સૂખ સનેહમેં, બિદ્રુન દેહુ જુબાપ;
જોં દુખ તો સબ કરત ક્યોં, ક્યોં સુખ તોં પરિતાપ. ૮૪
બિખાઈ બિખ ભચ્છન કરત, બહુત બિગારન મૂખ;
પૈં મન હેં રુચ ત્યોં સમુઝિ, રતિદુખમેંહૂ સૂખ. ૮૫
રતિ રુઝમેં સુખ સમુઝ મન, પૈં કહિ સકૈં ન બાક;
કટુતાઇમેં મિષ્ટતા, જૈસિ કરેલા સાક. ૮૬

---

તમે પણ અમારું ધ્યાન કરજો તેની શી ચીંતા છે? અમે તમે જેવા થઇશું, ત્યારે તમે અમે જેવાં થઈ જશો. જોડું દંપતીનું સાબુતજ રહેશે. (ઇતી ભાવાર્થ જ્ઞેયં.)

૮૧. એક વેલ એવી છે જે આગ સીંચીએ તેમ તેમ વૃદ્ધી પામે; ને તેને જો જળ સીંચીયે તો કરમાઈ જાય. તે વેલનું ફલ એવું મોંઘું છે જે માથા સાટે મળે, ને તે ફળ મોંઢા વિના ખવાય. એવું અનીર વચની ફળ આશ્ચર્યરૂપ કહ્યું, તેનો અર્થ એ છે જે પ્રેમરૂપી તે વેલ જાણવી, ને તેને વધારે એવી પોષણરૂપ આગ તે વિરહ તાપ જાણવો; ને તે કરમાઈ જાય સીંચતાં તે જળને સંજોગ જાણવો. તે વેલનું પર્મ આનંદરૂપી ફળ જાણવું. મુખવિના ખવાય એટલે શું જે સમજણે કરીને અનુભવ થાય; ને માથા સાટે મળે એટલે શું જે લોક, કુળ, ને વેદ તેની લજ્જા ખોવાય; ને પોતાનો પ્રાણવાહાલો ન કરે તે એ પ્રેમરૂપી વેલના આનંદરૂપી ફળને પામે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૮૨. જે કોઈ કસુંબો જેના હાથમાંનો પીએ છે, તે તેની જોડે ગમે તેવું વેર હોય છે તે મૂકી દે છે; ને પોતાના સગા ભાઈ કરતાં તેને અધિક વહાલો જાણે છે. તેનું કારણ શું? પેલો પાનારો વહાલો જાણી પાય છે, માટે પ્રેમી તેનો પાણિ જે હાથ તેને સંબંધે કરીને ઝેર જે અરીણ તેનું પાણી અમૃત કરતાં અધીક મીઠું માનીને પીએ છે. એ મીઠાશ તે પ્રેમની છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૮૩. એ પ્રેમરસ જેવો મીઠો છે, તેવું બીજું કાંઈ મીઠું નથી. કોઈ કેહેશે જે નથી કેમ? દ્રાક્ષ છે, સાકર છે, ને અમૃત તો ઘણુંજ મીઠું છે. એમ કહે તે અજ્ઞાન છે. એ પ્રેમરસની તનક કહેતાં રજેક પણ માધુર્યતા ઉપર પાછળ કહ્યાં એવાં લખો નોંછાવર કહેતાં ઓવારી નાંખું પણ એ પ્રેમરસની મધુરતા એવી છે કે જે અનુભવી હોય તે જાણે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૮૪. વિદ્રુન્ કહેતાં હે પંડિતજી! હું પૂછું છું તેનો પ્રત્યુત્તર આપો કે સ્નેહમાં તે દુઃખ છે કે સુખ છે? જો દુઃખ કહેશો તો સર્વ કેમ કરે છે? પ્રીતમાં જો સુખ છે એમ કહેશો તો તે પ્રીતવાળાંને પરિતાપ કેમ થાય છે? એટલે શું છે એ કંઇએ કહેવાતું નથી. એમાં સુખ ને દુઃખ બંને છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

પ્યારે મોકોં તીર દિહુ, પેં જિન દેહુ કમાન;
કમાન લાગત તીરસમ, તીર લગત પ્રિયપ્રાન. ૮૭
ફૂલૂં હોં લખિ લાલકોં, પિધરે ઘેના ગાત;
સો હિતુ કયોં વે દૂર જબ, દુહુકી ઉલટી બાત. ૮૮
સહજ સંવારત સરસ છબ, અલિ સો કા સુચ હોત;
સુનિ સુખ તોં લખિ લાલ મો, મુદ મોહન ચિત પોત. ૮૯

---

૮૫. અફીણીઓ અફીણ ખાતાં તો મોઢું ઘણું બગાડે છે, ને ઉકાંટા (ઉલાલા) ખાય છે. પણ મનમાં તો ગમે છે. તેમ પ્રીતના દુઃખમાં પણ સુખ છે, એમ સમજવું. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૮૬. રતિ જે પ્રીતિ તેની રુજ જે પીડા, તે પીડામાંજ સુખ છે. તેની સમજણ એક મનને છે. પણ તે એવું અનિર્વચની છે કે જે વાક જે વાણી તે તેનું વર્ણન કરી શકતી નથી, જે તે સુખ આવું છે. તે કોની પેઠે કે જેમ કારેલાના શાકની કડવાસમાં જ જેમ મીઠાશ છે, પણ કહ્યામાં નથી આવતી તેમ. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૮૭. (આ સ્વકીયા વાક્યવિદગ્ધા નાયકા છે.) એક સમે શ્રી દ્વારિકામાં શ્રી દ્વારિકાધીશ ક્ષત્રિની રીત દેખાડવા માટે મૃગયા રમીને કોઇ એક પટરાણીને મોહલ્લે આવીને ઘોડો ઉભો રાખ્યો. એટલામાં તે પટરાણીજી ધાઇને સ્વામી પાસે આવ્યાં. ત્યારે પ્રભુએ ઘોડે બેઠાં બેઠાં પોતાને ખભેથી કમાન તેમના હસ્તમાં આપવા માંડી કહ્યું કે, જે તમે ઝાલી રહો, અમે અશ્વથી ઉતરીએ. તે સમે તેમણે પોતાની પ્રીતિનું લક્ષણ પ્રકટ કરવા માટે ચતુરાઇ વડે ના કહી, જે વાહાલાજી મુને તીર આપો તો આપો, પણ કમાન તો ના આપશો. એ કમાન તો મુને તીર બરોબર લાગે છે, એમ કહ્યું. ત્યારે ચતુર શિરોમણી શ્રી નાથજી તો તુરત તે બોલ્યાનો ભાવ સમજીને તેમની સામુ પ્રેમદૃષ્ટિએ ભાળીને, મંદ મંદ હાસ્ય કર્યું, ને મધુર વચનામૃતે કરીને એમ કહ્યું જે, તમે તો અમારા પ્રાણપ્રિયા છો, સદા પાસે જ રહેશો, તમારે વિષેથી અમારું મન કદાપિ ઉતરે જ નહીં. એમ કહીને શ્રીહસ્તવડે તેમનો હસ્ત ઝાલીને તેમના મેહેલમાં શ્રીજી પધાર્યા. હવે પેલા તીર કમાનનો ભાવ કહીએ છીએ. તીર આપો ને કમાન ના આપશો એટલે તીર એવું બાણનું નામ છે, ને સમીપતાનું પણ નામ છે. એટલે તીરને મિષે કરીને સદા સ્વામીની સમીપતા માંગી, ને કમાન ન આપશો કહ્યું તેનો એ ભાવ જે મારી ઉપરથી મન ઉતારીને મુને અણમાનીતી કદાપિ ના કરશો. તમારો કમાન કહેતાં જે અનાદર તે તો મુને વિચારતાં જ તીર વાગ્યા જેવો લાગે છે, ને તમારી સમીપતા જે તીર તે તો મુને પ્રાણથકી પણ પ્રિય લાગે છે, એમ કહી સમજાવ્યું, તે પ્રભુ સમજી ગયા, ને ઘણું સુખ આપ્યું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૮૮. શ્રી રાધિકાજી લલિતાજી પ્રત્યે કહે છે જે, હિતુ કહેતાં હે સખિ! એક વાતનો મુને સંદેહ પડે છે, તેનું તું મને કારણ કહે, કે તે તે કેમ હશે? હું હરી જે શ્રી કૃષ્ણને દેખું છું, ત્યારે ઘણી ફૂલું છુ ને મારાં ઘરેણાંનું શરીર તો પીધરે કહેતાં ઓગળે છે, જે દુબળું થઇ જાય છે. અને પ્રભુ જ્યારે વેગળા પધારે છે, ત્યારે તો બન્ને ઉલટી રીત થઇ જાય છે. એટલે શું જે હું ફુલતી નથી, તેમ ઘરેણું ફૂલે છે, ને એ ઓગળતું તેમ હું ઓગળી જાઉં છું, તે

મો મનકો તુમ મન પ્રિયે, મો તન તુમ તન ચાહિ;
નિરાસ કીજે તોહિકોં, પ્રીતમ જો પ્રિય નાંહિ. ૯૦
મનરસ રસ ગંધક મિલ્યોં, ચપલ અચલતા પાય;
ઔર જતન બહુ જુક્તિતેં, જ્યોં કછુ ગ્રહ્યો ન જાય. ૯૧
નહિ પ્રમાન હિત હોનકોં, રૂપ બરન ગુન કોઇ;
કહાં અમર ઇંધનધુવા, મૃગમદસોં મતિ પોઇ. ૯૨

---

તે શા માટે? ત્યારે લલિતાજીએ કહ્યું જે એનું કારણ તો હું સમજી ગઇ. તે સાંભળ, તુને કહું કે શ્રીજીને દેખીને તારૂં મન ફૂલે છે ત્યારે તારા શરીરમાં બળ આવે છે, ત્યારે ઘરેણું તો તેનું તે જ, પણ તુને હળવું લાગે છે, ત્યારે તું જાણે છે જે કાંઇ ઓગળીને ઓછું થઇ ગયું. શ્રીજીને વિયોગે દુર્બલ થાય છે ત્યારે તેનાં તે આભૂષણ ભારે લાગે છે, ત્યારે તું જાણે છે જે એ ફૂલ્યાં છે. પણ એમ નથી, એ તો તારી રીત બદલાય છે ત્યારે તુને એમ લાગે છે. એવો પતિ ઉપર તુને પ્રેમ છે તે માટે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૮૯. શ્રી સ્વામીનીજીને વિશાખાજી એમ કહે છે જે, હે સખી! તારી શોભા તો સેહેજેજ સુંદર સલુણી છે. તેને તે તું વારે વારે વળી સમારે છે તેથી તેનું એવડું શું સુખ થાય છે? ત્યારે શ્રીરાધાજી બોલ્યાં જે, હે સખિ! સાંભળ, મુને તો સુખ એક લાલ જે શ્રીકૃષ્ણજી તેને નીરખીને જ થાય છે, એ શૃંગાર કર્યાથી તો મુને કાંઇ સુખ નથી. એને જોઇને તો શ્રી નાથજીને આનંદ થાય છે. એમાં મુને તો સુદ કહેતાં હર્ષ તે વાતનો છે જે મારા હાથનો કરેલો શૃંગાર દેખીને પ્રભૂ પોતે મોહનરૂપ છે, તો એ પણ તેમાં ચિત્ત પ્રોઇને એક દૃષ્ટિએ મુજ સામું નિહાળી રહે છે. તે દૃષ્ટિ પ્રેમની મુને ઘણી મીઠી લાગે છે. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૯૦. (આ પરકિયા વાકય વિદગ્ધા નાયકા છે.) એક ગોપીકા શ્રી કૃષ્ણને કહે છે જે હે પ્રીતમજી! મારા મનને તો તમારૂં મન વાહાલું છે, ને મારા તનને તમારૂં સ્વરૂપ વાહાલું છે. માટે એ બન્નેમાં તમને જે ના વાહાલું હોય, મારૂં મન અથવા તન તેને તમે નિરાશ કરો. એટલે ચતુરાઇએ કરીને બન્ને વસ્તુ માગી લીધી, જે તમારૂં સ્વરૂપ ને તમારૂં મન બન્ને મારી પાસે રાખો. તે શા માટે કે બન્ને એકઠાં રહેવા દુર્લભ છે, માટે માંગ્યાં. કેમકે બે સ્નેહીને વિયોગ હોય ત્યારે અકેકનું મન અકેકમાં રહે; ને બે જણનો સંયોગ થાય ત્યારે બંનેનાં મન પોત પોતાની પાસે આવે. અને વળી બીજો ભાવ એ કે, હે નાથ! તમે મારી પાસે રહો, ને તમારૂં મન બીજી સ્ત્રીમાં ભમતું હોય તે ના કરવું, મન પણ હુંમાંજ રાખવું. મન હુંમાં રાખીને આપ ક્યાંય બીજીને ઘેર પધારો તે પણ ના કરવું. સ્વરૂપ પણ મારી પાસેજ રાખવું. ને જો કદાપિ મારી પાસે નહીં રહો ત્યારે હું જાણીશ જે મારા તનને ઉદાસ કર્યું, તે મારૂં રૂપ તમને વાહાલું નથી. ને હુંમાં મન નહીં રાખો ત્યારે હું જાણીશ જે મારા મનને નિરાશ કર્યું, તે મારૂં મન તમને વાહાલું નથી, એટલે મારી પ્રીત ગમતી નથી. માટે મારૂં મન તમમાં છે, તે ના ગમ્યું માટે બન્ને મુને આપો. પ્રભૂછો માટે માગુંછું, બીજા કોઈથી એ અનેજ નહીં. (ઇતિ અભિપ્રાયાર્થં જ્ઞેયં.)

પ્રેમ પ્રભૂહૂંતે પ્રથૂ, વિબુધ બિચારી લેહુ;
કપિસકંધ રઘુનાથ લિય, સીસ ચઢાય સનેહુ. ૯૩
પ્રેમામૃતકો સ્વાદ કસ, કો કછુ કહ્યોં ન જાઇ;
અનુભવિકોં હિય જાંનહી, મુક મિસરીકી નાંઇ. ૯૪
પીતાંબર પરિધાન પ્રભુ, રાધા નીલ નિચોલ;
અંગ રંગ સંગ પરસપર, યોં સબ હારદ તોલ. ૯૫
રહેં પલક ના પ્રથક દુહુ, જિમિ સીતલતા અંબુ;
અલગ અંગ બાતેં કરત, તહું મિલિ રહ પ્રતિબિંબુ. ૯૬

---

૯૧. એક તો મન ને એક રસ જે પારો તે બન્ને મહા ચપળ છે. ઘણીએક બુટી જે વનસ્પતિઓ તે વડે પારાને બાંધે છે, પણ બંધાતો નથી. તેમ મન પણ ઘણાંએક જતન કરીએ છિએ તોએ ઝાલ્યામાં નથી આવતું, એવાં એ બન્ને છે. તે જુઓ કે સહજ ગંધક તેમાં મર્દીને મેળવ્યા પછી પારો ચળવા પામતો નથી. તેમ રસ જે પ્રેમ–તેમાં મન પણ પડયા પછી સહજમાં સ્થિર થઈ જાય છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૯૨. હેત થવાનું કાંઇ પ્રમાણ ન મળે, જે રૂપ કે ગુણ કે જાતિ બરોબર હોય ત્યાં વાહાલ થાય એવું નિશ્ચે નહીં, ગમે ત્યાં થાય. કોની પેઠે કે જેમ અમરના લાકડાંનો ધુમાડો જ્યાં કસ્તુરી હોય ત્યાં જ જાય, અવળો વાયુ હોય તોએ તેની બુદ્ધિ તેમાં પ્રોવાઇ છે તે તેણી ગમ જ વળે. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૯૩. એ પ્રેમ પુરુષ પ્રભૂથી પણ પ્રથૂ કેહતાં મોટો છે; વિબુધ જે પંડિત તે વિચારી લો. જુઓ કપીશ જે હનુમાનજી તેણે શ્રી રઘુનાથજીને ખાંધે ચડાવ્યા; ને સ્નેહ જે તેલ તે માથે ચડાવ્યું. એ જુગ્તિ કવિએ શા માટે આણી જે પ્રભુથી પ્રેમ મોટો કેહેતાં સંભવે છે. તે શા માટે કે પોતે પ્રેમને વશ છે, માટે. (ઇતિ જીવનં જ્ઞેયં.)

૯૪. એ પ્રેમરૂપી અમૃતનો સ્વાદ કેવો છે, તે કોઇયે કદાપિ કેહેવાય નહીં, અનુભવી હોય તેનું હૃદય જ જાણે. જેમ મુંગો સાકર ખાય તેનો સ્વાદ મનમાં સમજે પણ મોઢે કહેવાય નહીં, તેની પેઠે પેલો પણ કહ્યામાં ના આવે. (ઇતિ કારણં જ્ઞેયં)

૯૫. પ્રભૂ જે શ્રીકૃષ્ણ તે પીતાંબર પહેરે છે ને શ્રીરાધાજી નિલાંબર નીચોળ જે અંબર તે ધરે છે. તે પરસ્પર બંનેનું કારણ એ છે જે એકેકના અંગનો રંગ તેને ભાવે કરીને. રાધાનો પીત રંગ છે, ને કૃષ્ણના અંગનો નીલ રંગ છે, માટે પરસ્પર બંને એમ જાણે છે જે તેમનું અંગ મારે અંગે લપટાઇ રહ્યું છે; એ પ્રમાણે બીજા સર્વ પદાર્થ અંગીકાર કર્યાં છે તેનું હારદ બંનેનું એ પ્રમાણે તોલ કરવું. એટલે બંનેને અતિશે પ્રેમ છે. ( ઇતિ રહસ્યં જ્ઞેયં. )

૯૬. શ્રીરાધાકૃષ્ણ બન્ને એકાંતે શ્રી વૃંદાવનમાં એક વેંહેતને છેટે ઉભાં રહીને વાતો કરે છે, ત્યાં એક માધવી ને બીજી માલતી બે સખિઓ કાંઇએક છેટે ઉભીયો છે. તે માલતી પ્રત્યે માધવી કહે છે જે, હે સખિ! તું જો એ જુગલ સ્વરૂપની પ્રીતિ, કે એક પલક માત્ર પણ બન્ને જણ પ્રથક જે જુદાં તે રહેતાં નથી. જેમ કાંઇ જે જળ ને સીતળતા તેની પેરે.

યોગ યજ્ઞ જપ તપ તિરથ, જ્ઞાન ધરમ વ્રત નેમ;
વિહિન વલ્લવી વલ્લભા, કરિ હરિ ઈક પલ પ્રેમ. ૯૭
બાનિક નટબરલાલકી, લિખત તોપ દિન રેન;
પાને કરૈં પ્યાસે મરૈં, બનચર લ્યોં મમ નેન. ૯૮
ગલ્ર બાંહી દુહુંતહું રટે, કિત પ્યારી પિઉ કીત;
મિલત પરે ન પ્રતીત યહ, પ્રીતિ રીતી બિપ્રીત. ૯૯
મુકર મુકર સબ બસ્તુ ભઈ, નયન અયન કિય લાલ;
દ્રગ પસારુ જિતજિત અલી, તિતતિત લખૂં ગુપાલ. ૧૦૦

---

તું જો, બન્ને જણ એક વેંહેતને છેટે ઉભાં છે, તેટલો અંતરાય પણ બન્નેને સ્વરૂપે પરસ્પર સહેવાતો નથી. તે સામા સામી નિર્મળ અંગમાં પ્રતિબિંબ પડી રહ્યાં છે તે જાણે અકેકને ભેટી રહ્યાં હોયની શું! એમ ભાસે છે! એવી બન્નેને ઐક્યતા છે. ત્યારે તો જુદાં થશે; તે પણ નહીં થાય; તે કેમકે પરસ્પર પોતાનું સ્વરૂપ અકેકના હૃદયમાં સાક્ષાત્ સ્થાપન કરશે. માટે એ શ્રી રાધા કૃષ્ણને કો કાળે એકક્ષણનો પણ વિયોગ છે જ નહીં. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૯૭. એ પ્રેમનું બળ એવું અતુલ્ય છે કે જેણે પ્રભૂની કૃપાએ જો પામ્યાં પછી તેને યોગ યજ્ઞાદિક સાધન જે ગણાવ્યાં દોહરામાં, તે મધ્યે એકેનું કામ પ્રેમીને છે નહીં. તેનું પ્રમાણ જુઓ: જે વલ્લવી કહેતાં ગોપીજન, તે ઇત્યાદિક સાધનથી તો વિશેષ રહિત હુતાં, પણ એક પ્રેમને જ સંબંધે કરીને શ્રીકૃષ્ણે અતિશે વાહાલાં કર્યાં. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૯૮. નટવરલાલ જે શ્રીકૃષ્ણચંદ્ર તેની બાનક જે શોભા તે જોતાં મારાં નેત્રને રાત દિવસ પર્યંત પણ સંતોષ વળતો નથી. પ્રભુના સ્વરૂપામૃતનું પાન અખંડ કર્યા કરું છું, તોએ પણ તરસે મરું છું. જેમ કંઈ વનચર જે માછલાં તે સદા જળમાં રહે છે, તોએ તરસ્યાંનાં તરસ્યાં; તેમ મારાં નેત્રને થયું છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૯૯. શ્રીરાધાકૃષ્ણ બંનેએ પરસ્પર કંઠમાં શ્રીહસ્ત નાંખ્યો છે, ને બંસીવટ તળે બેઠાં છે; તોહે બંને જણાં એકલાં હોય તેમ એક એકનું એવું રટણ કરે છે. ઠાકુરજી કહે છે જે પ્યારીજી ક્યાં, ને પ્રિયાજી કહે છે જે પ્રિતમજી ક્યાં; બંને મળેલાં છે તોએ વિશ્વાસ નથી આવતો. એવી પ્રીતની રીત અવળી છે; ઘણી અટપટી છે; કોઇના સમજ્યામાં ના આવે, અનુભવી હોય તે જાણે. (ઇતિ હેતુઃ જ્ઞેયઃ.)

૧૦૦. પ્રેમમંજરી સખિ પ્રત્યે બીજી શ્રીરાધા સહચરીજી તે એમ કહે છે જે, હે સખિ! મારાં નેત્રમાંથી શ્રી ઠાકુરજી અયન કહેતાં સ્થાનક કરીને વિરાજ્યા છે ને મુકર કહેતાં નિશ્ચે ને વળી મુકર કહેતાં દર્પણરૂપ જગતના પદાર્થ સર્વ મારે થયા છે. તેણે કરીને હું દ્રગ કહેતાં નેત્ર, તે ઉઘાડીને જ્યાં જ્યાં જોઉં છું, ત્યાં ત્યાં ગોપાળ, જે મારા પ્રભુ તેને સવળે દેખું છું. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૧૦૧. જેને જેની ઉપર વાહાલ હોય તેને તેનું સર્વ વાહાલું લાગે, એ સમજણ સર્વ સંસારને ના પડે. વીત્યું હોય તે જ જાણે. (ઇત્યર્થઃ)

સોરઠા—જાહિ જાહિપેં પ્યાર, તાકો સબ પ્યારો લાગે;
સમુઝ ન સબ સંસાર, બીતી સોહી જાનહી, ૧૦૧

દુહા—પ્યારો જેસો પ્યાર પ્રિય, તસ પ્રિય નંદકુમાર;
તા પદ પંકજ રજ સદા, હુંઉ મમ પ્રાન અધાર. ૧૦૨

રૂપ દ્રવ્ય ગુન ઉદય રતિ, પોષક સેવા સત્ય;
લય પરલગન કિતવ કુવચ, જદ્યપિ ભઇ દ્રઢ અત્ય. ૧૦૩

જ્ઞાની તપસિ અનંત પેં, શુદ્ધ પ્રેમી કહું એક;
જૈસેં કરિ હરિજ્યૂહ ત્યોં, સિહ ન હોહિ અનેક. ૧૦૪

રતિઆરતિ જાનત ન તુમ, મેરી હે પ્રિયપ્રાન;
જસ મો તુમ, તસિકો તુમેં, લગિહેં હુઇ તબ જ્ઞાન. ૧૦૫

ગ્રીષ્મધામસી હોં તુમે, શિશિરાતપ તુમ મોહિ;
દૈ છુટકાર નિભાવ કિત, યહ પ્રીતીકાં હોહિ. ૧૦૬

---

૧૦૨. જેવું પોતાનાં પ્રિય જનનું વાહાલ વાહાલું છે, તેવા વહાલા શ્રી નંદકુમાર જેને હોય તે ભગવદીના ચરણકમલની રજ મારા પ્રાણનો આધાર એવી પ્રિય મુને થાઓ, એવું કવિજન માગે છે. (ઇતિભાવાર્થ જ્ઞેયં.)

૧૦૩. રૂપ, દ્રવ્ય ને ગુણ, એ ત્રણ રતિ કહેતાં પ્રીતિ, તેને ઉદય કરનાર જાણવાં; ને સેવા ને સાચાઈ એ બે પ્રિતનાં વધારનાર જાણવાં; ને બીજાં જોડે પ્રીત કરવી, ને કિતવ જે કપટ રાખવું, ને કુવચ જે કડવું વચન બોલવું, એ ત્રણ અતીશે દ્રઢ સ્નેહ જદ્યપિ લાગ્યો હોય તોએ પણ લય કહેતાં નાશ કરે. (ઇત્યર્થ.)

૧૦૪. જ્ઞાની ને તપસ્વી તે તો ઘણાએક હોય છે, પણ શુદ્ધ પ્રેમી જે જેને પરમેશ્વર ઉપર સહજ પ્રેમ છે; પ્રયોજન રહિત, એવો પ્રેમી તો કહીંએક શોધ્યો, ભાગ્ય હોય તો જ મળે. કોની પેઠે કે જેમ કાંઇ **કરી** કહેતાં હાથી ને **હરી** કહેતાં ઘોડા તેનાં જ્યૂહ કહેતાં જુથ હોય તે, તેમ સિંહનાં ટોળાં સઘળે નથી હોતાં તેમ જાણવું. (ઇત્યર્થ:)

૧૦૫. (નાયકા) એક વ્રજવનિતા શ્રીકૃષ્ણપ્રત્યે કહે છે જે હે મારા પ્રાણપ્રિય! મારી પ્રીતની પીડા તમે જાણતા નથી, પણ ત્યારે જાણશો જે, જેવા મુને તમે વાહાલા લાગો છો, તેવી કોઇ તમને વાહાલી લાગશે ત્યારે તમે મારા દુ:ખને સમજશો. (ઇત્યર્થ.)

૧૦૬. એક વ્રજસુંદરી શ્રી કૃષ્ણને કહે છે જે, હે નાથ! ગ્રીષ્મ જે ઉનાળો તેનો ઘામ જે તડકો તે જેવી હું તમને લાગું છું, એટલે અણગમતી; પણ તમે તો મુને શિશિર ઋતુનો આતપ તે પણ તડકો તેવા લાગો છો; એટલે અત્યંત વાહાલા. હે દેવ! એ પ્રીતનો છુટકો પણ ક્યાં થયો? ને નિભાવ પણ ક્યાં થવો? એટલે તમને હું નથી ગમતી, ને મુને તમે ગમો છો; માટે બરોસો પડતો નથી. (ઇતિમર્મ જ્ઞેયં.)

સહિ ન પરે રુઝ બિબિ દઈ, મિલન કઠિન અતિ નેહુ;
મિતિ મિલાપ નિતિ સુગમ દે, નાંતર પ્રીતી લેહુ. ૧૦૭

સમતા સબ બિધિ નેહ અતિ, તૃપ્તિ ન અચલ મિલાપ;
દુહુકો નિર્ભય યહ ઠહરે, પૈયે દે હરિ આપ. ૧૦૮

ફિરિ ફિરિકે વેહી કહે, અરૂચ ન હુઇ રતિબાત;
ના નિવટે નૂતન લગે, અનુભોં જાની જાત. ૧૦૯

શશિ ચકોર અરબિંદ અલિ, દિપ પતંગ મૃગ રાગ;
જિન બિન ચલ્યો ન ક્યોં તજે, જદપિ એક અનુરાગ. ૧૧૦

કારન કછુ રતિ હોય ધર, ચહિ ફિર રહુ યા જાવ;
બલી જબ મંડપ છહી, બ્હોરન કાંમ લગાવ. ૧૧૧

રતિસુખ દુખ જાંને ન કો, બિન ઇક અનુભોંકારિ;
બિદિત ન પીર પ્રસૂતિ, બંઝા નાગરિ નારિ. ૧૧૨

---

૧૦૭. હે દૈવ! બિબિ કહેતાં બે ને રૂજ કહેતાં પીડા. મિત્રનું મળવું તો દોહલું, ને સ્નેહ તો ઘણો, એ બે પીડાઓ સહેવાતીઓ નથી. માટે જો ગમે તો મળવું નિત્ય સેહેલું કર, નહીં તો પ્રીત પાછી લે. (ઇત્યર્થ:)

૧૦૮ (અભિલાષ વચન) બંને જણાને સર્વ વાતે બરોબરતા–રૂપ, ગુણ, સ્વભાવ, જાતિ, જ્ઞાતિ, પંક્તિ, અવસ્થા, બુદ્ધિ, વિદ્યા, ચતુરાઇ, લક્ષણ, વૈભવ, સામર્થ્ય, જશ, જ્ઞાન, ઐશ્વર્ય, હરીભક્ત્યાદિક સકલ ગુણો બરોબરતા ને બંનેને અતીશે સ્નેહ ને અચળ મેલાપ હોય તોએ એમાં કોઈ તૃપ્તિ પામે નહીં, ને બંનેને માયા કાલાદિક કોઇનો પણ ભય ના હોય, એવી નિર્ભ-યતા સહીત પ્રીતિ તે તો કૃપા કરીને શ્રીહરી જેને આપે તેને એ રીતે મળે. બાકી તો દુર્લભ. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.) ૧૦૯. બે સ્નેહી મળે ત્યારે ફરી ફરીને તેની તે વાતો કહે, પણ તે પ્રીતની વાતોની અરૂચી બેમાં કોઇને થાય નહીં, ને તે વાતો કદાપિ ખુટે પણ નહીં, ને ક્ષણે ક્ષણે નવી લાગે. એટલે શું જે ઘણી મીઠી લાગે. એ વાત કોઈ માને નહીં પણ અનુભવ થાય ત્યારે મનાય. (ઇત્યર્થ:) ૧૧૦. ચકોરને ચંદ્રમા ઉપર પ્રીત છે પણ ચંદ્રને નથી, તેમ કમલ ઉપર ભમરાને છે, તેમ દીવા ઉપર પતંગને છે, તેમ રાગ ઉપર મૃગને પ્રીત છે, પણ રાગને કંઈ છે નહીં; એ પ્રીત કંઈ ઉત્તમ તો નહીં, એકરંગી કહેવાય; પણ શું કરે? પેલાં બિચારાં આશકથી માશુક વિના રહેવાતું નથી, ત્યારે તેને મૂકે કેમ પાલવે? માટે તેને પ્રીત નથી તોએ પોતાને નભાવવી પડે છે (ઇતિ ગદ્યાર્થં જ્ઞેયં.) ૧૧૧. પ્રથમ પ્રીત થવાનું કંઇએક કારણ જોઇએ, જે જેને અવિલંબને કરીને પ્રીત જામે. સારી પેરે જામ્યા પછી પેલું અવિલંબન રહો વા જાઓ, પછી તેની કંઈ ચિન્તા નહીં. કોની પેઠે કે જેમ કોઇ વેલને માંડવે પંહોંચાડતાં લગી કંઇ સાંઠી, ઝરડું, વાંસડો, કશું જોઇયે; તે મંડપે વેલા પથરાયા પછી લગાવ કહેતાં વળગણ તે મેલું

સબ મીઠો માશૂકકો, બિજ્ઞાની કહિ સાચ;
સકલ મનોહર લખિ લગેં, સસ્ત્રદસ્ત જ્યોં કાચ. ૧૧૩
જ્યાબિન અસુ ન રહે સુબડ, ઔર ઊંચ તહુ હીન;
પય પાની તેં મધુર પેં, વ્હાં પરિ જીએં ન મીન. ૧૧૪
હોત પ્રીતિ નીકી લગેં, ફિરિ અરિલ્યોં લેં પ્રાન;
કુમ્ભિનિ નિગલત જખન દુખ, પાછે જ્યોં જિય જાત. ૧૧૫
દેખિ જીએં પરસિ ન છુટેં, માશુક આશક ધન્ય;
જૈસેં લોહ ચમક લગી, ટરે ન લખી ચૈતન્ય. ૧૧૬
સુખ પાવેં કી દુખ લહેં, લગી ડગેં નહિ પ્રીતિ;
લપટિ વૃક્ષ જિમિ વલ્લરી, છુટી ન કછુ યહ રીતિ. ૧૧૭

---

રહેવા દઇએ, વા કાઢી લઇએ, તો પછી તેનું કંઇ કામ મળે નહીં. (ઇત્યર્થઃ) ૧૧૨. પ્રીતનું સુખ દુઃખ એક અનુભવના કરનાર વિના કોઇના સમજ્યામાં ના આવે. કોની પેઠે કે જેમ પ્રસૂતા સ્ત્રીની પીડાને ગમે તેવી નાગરી કહેતાં ચતુર સ્ત્રી તે પણ ના જાણે, જે વંઝા હોય તો. (ઈત્યર્થઃ)

૧૧૩. આશક તે કોણ કે જેને આંશકતી લાગેલી હોય તે ને માશુક કહેવાય વા મેંહેબુબ પણ કહેવાય તે તે કોણ કે જેની ઉપર આંશકતી લાગી હોય. તેનું નામ તે સારું હોય વા ખોટું હોય તોએ પણ માશુકનું સર્વ કાંઈ સારું લાગે. તેનું દ્રષ્ટાંત કે જેમ હજાર દાદરતાનો એક કાચ હોય છે, તેમાં જોઇએ ત્યારે સર્વ વસ્તુ માત્ર ખોટી હોય તેપણ મનોહર લાગે તેની પેઠે. એ વાત વિજ્ઞાની કહેતાં અનુભવી હોય તે સાચી કહે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૧૪. જે વિના જેનો અસુ જે પ્રાણ તે રહે નહીં તે તેને મોટું જાણવું; ને તે કરતાં બીજો તેથી ઉંચો પદાર્થ હોય, તોએ તેના મનથી તે હીણો જાણવો. કોની પેઠે કે જેમ પય કેહેતાં દૂધ તે પાણી કરતાં મીઠું છે, પણ તેમાં પડીને કંઇ માંછલે જીવાય નહીં, તેનું જીવન તો એક જળજ છે. ત્યારે તેના મનથી દૂધ તે જળથી નીચું, ને જળ તે અમૃત થકી પણ મીઠું માનવું. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૧૧૫. પ્રીત તુરત થતાં તો સારી લાગે, પણ પછી તો શત્રુની પેઠે પ્રાણ લે. કોની પેઠે કે જેમ કુંભીની કહેતાં જે પેલી લોઢાની આંકડી તેને ઘઉંની કણક વળગાડીને માછલાં ઉપર ઝીણી દોરી બાંધીને નાંખે છે, તેને ગળતાં તો જખ જે માછલું તેને કંઇ દુઃખ થતું નથી; પણ પછી પેલી આંકડી ગળે ભરાય કે તે કેમે કરી નીકળતી નથી; તરફડીને જીવ જાય છે; તેવી પ્રીતની રીત છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૧૬. માશુકને દેખીને જીવે ને સ્પર્શ થયા પછી પોતાની મેળે છુટવાનું મન ના કરે, ને દેખતા માત્રમાં ધાઇને લપટાય તે આશકને ધન્ય જાણવાં. કોની પેઠે કે જેમ કંઇ ચમક પાષાણને દેખીને લોઢું મહાજડ છે તે પણ ચૈતન્યતાને પામે છે, ને દોડીને વળગે છે. વળગ્યા પછી પોતાની મેળે છુટતું નથી. એવી પ્રીત તે ઉત્તમ છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

બ્રિડ સુધિ બુધિ બલ લખતહીં, માશુક આશક જાય;
અલિ કઠોર જ્યોં બંસ કટ, મૃદુ સરોજ મુરઝાય. ૧૧૮
સોઈ નેહ નંદલાલપેં, પ્રકટિ ન પાવેં જાન;
જસ અસિ સુરાચિત્રકો, એંચ્યોં હોઈ ન મ્યાન. ૧૧૯
રસિક નેંન નારાચકી, અજબ અનોંખી રીત;
દુસમનકોં પરસેં નહીં, મારેં અપનો મીત. ૧૨૦
રૂપ ભૂપકે રાજમેં, યહ મહાંન અન્યાય;
નાંમ ન લેં કોં મૂઢકો, ચ્યાતુર મારે જાય. ૧૨૧
એંચત તન આગારદિસ, ચિત્ત શવરી ઓર;
જ્યોં ન સકે છુટી ડંડતેં, ધ્રુજા પવનકે જોર. ૧૨૨

---

૧૧૭. સુખ પામે કે દુઃખ પામે પણ લાગી પ્રીત તે ફરી છૂટતી નથી. જેને જેની સાથે પ્રીત લાગી છે તેને તે માશુકની ગતીએ ગતી પોતાની જાણવી. તે કોની પેઠે કે વર્ષાઋતુમાં વલ્લરી જે વેલ તે વૃક્ષ સાથે લપટાય છે, તે પછી ફરીને કદાપિ છૂટતી નથી. તેને પછી છાયા, વા તડકો, વા વૃષ્ટી, વા આગ, ગમે તે થાઓ, પણ છુટે નહીં. જે વૃક્ષની ગતી તે વેલની ગતી. (ઇતિ પ્રીતરહસ્યં જ્ઞેયં.)

૧૧૮. બ્રિડ જે લજ્જા ને શુદ્ધ ને બુદ્ધિ ને બળ, એ સર્વ આશકના માશુકને જોતા માત્રમાં જ જતાં રહે. તે કોની પેઠે કે, જેમ ભમરો મહા કઠોર વાંસડાને કોરીને છીદ્ર પાડે છે, એવો, તે મૃદુ કહેતાં કોમલ સરોજ–જે કમળ તેમાં ઘેરાઇને અકલાઇ મરે છે. તે વેળા પેલાં બળ આદે સઘળાં વાનાં ભૂલી જાય છે, વા સાંભરે છે, તો, પ્રેમને બળે ચાલતાં નથી એવો પ્રેમ બળવાન્ છે. (ઇતિ હેતુ જ્ઞેયં.)

૧૧૯. નંદલાલ જે શ્રી કૃષ્ણ તેમની ઉપર જે પ્રેમ પ્રગટ થયો તે ફરીને જવા ના પામે; સ્નેહ તે તે જ ખરો, કે જેમ ચિત્રામણના શૂરાનો અસિ કહેતાં જે ખડ્ગ તે એંચ્યોં નામ એંચેલો તે કદાપિ પાછો મિયાન થાય નહીં, તે રીતે. (ઇત્યર્થઃ)

૧૨૦. રસિક જે પ્રેમીજન તેનાં નેનરૂપિ નારાચ જે બાણ તેની અજબ કહેતાં નવી કોઇ એક તરેહની તે અનોખી કહેતાં અસંભવિત રીત છે કે જુઓ દુશ્મનને તો એ બાણ અડકતાં નથી, ને પોતાનો મિત્ર હોય છે, તેને વેધી નાંખે છે. ત્યારે પેલાં બાણથી જુદી રીત હાંની ઠરી. તે તો મિત્રને મૂકી દુશ્મનને મારે છે–માટે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં).

૧૨૧. રૂપરૂપી રાજાના રાજમાં એ મહાન્ કહેતાં મોટો અન્યાય છે–જે કોઇ મૂઢનું તો નામજ લેતું નથી, ને ચતુરજન માર્યાં જાય છે. એટલે શો અભિપ્રાય જે મૂરખને કંઇ સમજણ નથી માટે રૂપનો માર લાગતો નથી; ને ચતુરને તો સર્વ વાતની સમજણ છે માટે સુંદર રૂપના મારમાં મરાઇ જાય છે. એ મૂવા તે જીવ્યા, પેલા જીવ્યા તે મૂવા જાણવા–સમજણની રીતે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૧૨૨. કોઇ એક ગોપીકા શ્રીકૃષ્ણને કહે છે જે હે નાથ! હું તમારી પાસે ઉભી છું, પણ મારું તન તો મુને આગાર કહેતાં જે, ઘર તે ભણી એંચે છે, ને ચિત્ત તો શવરી ઓર કહેતાં

પ્રીતિ નિભાઇ દ્વૈ સકેં, ઇકસું ન નિવહનહારિ;
દેખી સુની ન કહૂ બજી, એક હાથસોં તારિ. ૧૨૩
પ્રીતિ જોરવિ સરલ પેં, કરિબોં કઠિન નિભાવ;
જૈબો જલધીપાર પરિ, બેંઠી કાગદનાવ. ૧૨૪
શંકર સમુઝિ સનેહપિતુ, તિલ તાતેં લિય સીસ;
ત્યોંહી નિતિ નોંનિત ધર્યો, કર કિસોર બ્રજ ઇસિ. ૧૨૫
જિહિ કન્યા પ્રિય બસત વહિં, ધસત ખિસત નહિં નૈન;
પ્રાચી ઓર ચકોર જિમિ, તકિયતું હે દિનરેન. ૧૨૬
દુગ્ધ નીર નિજ સમ કિયોં, આદિ બર્યો બન લાગિ;
ઉછરી પય પાવક પરી, બુઝ યોં ધનિ અનુરાગિ. ૧૨૭

---

તમારી ભણી વળગી રહ્યું છે, તે જવા મન કરતું નથી–કોની પેઠે કે જેમ કોઇ ધ્વજા દૃઢ દંડમાં પ્રોવાયેલી છે, તે પવનના જોરથી ઉડી જવાનું કરે છે, પણ તે જેમ પેલા દંડથી છુટી શક્તી નથી તેમ,–લૌકિકના ભયરૂપિ પવનથી શરીરરૂપ ધ્વજા ઘરભણી ખેંચાય છે, પણ તમેરૂપી દંડે સ્નેહરૂપ લગ્નતાએ કરીને તમારી તરફ ખેંચાય છે–એટલે લજ્જાથકી પણ પ્રેમ બળ વિશેષ છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.) ૧૨૩. પ્રીત બેની નિભાવીજ નીભે, કોઇએ પણ એક નિભાવી ના શકે. કોની પેઠે કે જેમ એક લાકડે રસોઇ ના થાય. થઇ એવું ક્યાંહી દીઠું તથા સાંભળ્યું પણ નથી. (ઇત્યર્થઃ) ૧૨૪. પ્રીત જોડવી તો સેહેલી પણ નીભાવવી ઘણી કઠણ. તે કોની પેઠે કે જેમ કંઇ કાગળના નાવમાં બેસીને જળધી જે સમુદ્ર પાર પડવું જેમ ઘણું કઠણ છે તેમ (ઇત્યર્થઃ)

૧૨૫. શ્રી મહાદેવજી તીલ મસ્તક ઉપર ધરે છે, તેનું હારદ એ છે જે તિલથકી તેલ થાય છે, ને તેલનું નામ સ્નેહ છે. ત્યારે તિલ તે એનો પિતા ઠર્યો તે સંબંધ માટે.–ને તેજ રીતે સદા નવનીત જે માખણ તે વ્રજના ઇશ જે નંદજી તેના કિશોર જે પુત્ર તે શ્રી કૃષ્ણચંદ્ર તે કરને વિષે રાખે છે, તે એટલા સારુ કે સ્નેહ એવું ઘૃતનું નામ પણ છે, તેનો માખણ પણ પિતા ઠર્યો. એટલે એનું હારદ શું કે ઘી તથા તેલનું સ્નેહ એવું નામ માત્ર છે, તેને સંબંધે માખણ તથા તલ તે પરમેશ્વરે, તથા યોગીરાજ શીવજીએ પણ આદર સહીત અંગીકાર કર્યાં, ત્યારે સ્નેહ તો ઘણો જ વાહાલો ઠર્યો. (ઇતિ જીવનં જ્ઞેયં.)

૧૨૬. પોતાનું પ્રિય જે વાહાલું જિહીં કન્યા કેહેતાં જે દીશાએ વસતું હોય તેની તે દીશા ભણી નેત્ર ધસ્યાંને ધસ્યાં રહે, કદાપિ ખસે નહી–તે કોની પેઠે કે જેમ ચકોરને ચંદ્રમા પ્રિય છે, તેનો ઉદય પ્રાચી જે પૂર્વ દીશા ત્યાંથી થાય છે. તે માટે ચકોર તે દિશાભણી રાત દિવસ તાંકી રહે છે તેની પેઠે. (ઇત્યર્થઃ)

૧૨૭. એક સાચા સ્નેહની રીત જુઓ કે, પાણી દૂધમાં રેડીએ છીએ તો દૂધ પોતાની સજ્જનતા માટે પાણીને પોતાના સરખું કરી નાંખે છે, જુદું પડવા દેતું નથી. એવી પ્રીત જળ સાથે કરે છે, પછી તે દુધને અગ્ની ઉપર ચડાવે છે, ત્યારે જળ વિચારે છે જે દૂધે મુને પોતાના સરખું કરીને પોતાના બરોબર મૂલ પણ કરાવ્યું; ત્યાર માટે એ પરમ પ્રિય ઠર્યું; તે એને અગ્ની

મેરે રતિ ઉલટી ભઈ, કૈં રતિ આરતિ નામ;
માગી રતિમેં કેલિ લહિ, દૈ દૈ રતિરુઝ ધામ. ૧૨૮
બડ કૌતિક ઇકિ એ દિખ્યોં, રતિ આરતિહી રૂપ;
તાંમે હોત પ્રતીતિ સુખ, નિપુન રંક કા ભૂપ. ૧૨૯
અટપટિ પટિઅતિ રતિગતી, યતિ સતિ મતિ હિત જાય;
ફસે ન નિકસે કો ચતુર, સબ રાગી મુખ હાય. ૧૩૦
પ્રેમનેમ યહ વહ લહૈં, દહૈં મન્ન નિતિ દેહ;
બરેં બિના દીપહુ ન જ્યોં, પાવત પિવન સનેહ. ૧૩૧
ચાર ચામિકર મન મની, મેનભાય તુછ લાખ;
તાબિન જપત સ્વાદ શ્રી, ભૂપન રતિ વે ખાખ. ૧૩૨

---

બાળે છે માટે એ પેહેલું મારે બળવું એમ વિચારીને બળે છે-સ્નેહી માટે; ત્યારે દૂધે વિચાર્યું જે હું માટે મારો સ્નેહી પેહેલો બળે છે, માટે હું એવું કરૂં જે એને બાળે છે તે અગ્ની, તેની ઉપર હું ઉછળીને પડું ને ઓલવું. હું બળું તો બળું, પણ મારા મિત્રને ટાઢો પાડું-ને તેમ કરે છે, એવી બંનેને પરસ્પર પ્રીત છે. એવા અનુરાગી જે પ્રીતવાળા તે ધન્ય છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં).

૧૨૮. કોઇ એક ગોપીજન શ્રીકૃષ્ણને વિજોગે વિરહાનળમાં બળતી કહે છેઃ-હે દૈવ! રતી કહેતાં જે પ્રીતિ તે મારેજ ઉલટી પડી કહેતાં તીરરૂપ, કાળજું કોરનારી થઇ-કે રતી તે આરતી જે પીડા તેનું નામજ છે, બાકી મેં તો રતી માગી હુતી તે ક્રીડા જાણીને માગી હતી; પણ તેં તો મુને પીડાનું ઘર રતી આપી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૨૯. એક એ મોટું કૌતુક જુઓ કે પ્રીત તે કેવળ પીડાનું જ રૂપ છે. તેને વિષે નિપુણ-જે ચતુર-રંક તથા રાજા શું સરવને પણ સુખની પ્રતિતી થાય છે? એ મોટું પ્રીતમાં આશ્ચર્ય છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૩૦. પ્રીતની ગતી તે અતીશે અટપટી છે. કે જેમાં મોટા મોટા યતી પુરૂષ ને મોટી મોટી સતીઓની પણ બુદ્ધિ હણાઇ જાય છે પ્રીતને વશ તેણે પણ થઇ જવાય છે, ત્યાં વિવેક રહેતો નથી. જે જે કોઇ ચતુર એ પ્રેમના ફંદમાં ફસ્યા તે ફરી નીકળ્યા નથી. ત્યારે કહેશો કે નીકળતા નથી તો એમાં કંઇ સુખ ઘણું હશે. પણ તેતો કંઇ છે નહીં. તે શામાટે કે સઘળા રાગી જે પ્રીતિવાળા તેમને મુખેથી હાય હાય નીકળે છે, ત્યારે સુખ શાનું? ને તેમાંથી નીકળતા નથી ત્યારે દુઃખ પણ ના કહેવાય. પ્રીતની એવી અટપટી રીત છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૩૧. પ્રેમ રસને તો અનેમ જ છે-જે નિત્ય મન ને તન દહે કહેતાં બાળે, તે લહે નામ પામે. બળ્યાવિના એ સ્નેહરસ કોઇએ પીવાતો નથી. તે કોની પેઠે કે જુઓ સ્નેહ કહેતાં જે તેલ તે દીપકે પણ બળ્યા વિના પિવાતું નથી. તે રીતે જાણવું. (ઈત્યર્થ).

૧૩૨. ચાર જે સ્નેહી તે રૂપી ચામિકર જે સોનું, તેમાં મન રૂપી મણી જડવો ને એમાં મેનભાય કેહેતાં કામ ભાવરૂપી તુચ્છ લાખ છે-પણ તે વિના ઘાટમાં નંગ જડત રહે નહીં, તે માટે તુરત એ જોઇએ. બાકી કામમાં કંઈ પ્રીતથી વધતો સ્વાદ નથી ને લાખમાં કંઈ

મોહિ મોહ તુમ મોહકોં, મોહ ન મો કહું ધારિ;
મોહન મોહ ન વારિયેં, મોહનિ મોહ નિવારિ. ૧૩૩
સોરઠ—બેલાએ ચાતૂર, સબ સઠ છાંડિ સનેહ બલિ;
તોમેં પીર પ્રચૂર, સુખ પ્રતીતિ બડ અચંભો. ૧૩૪
દુહા—દ્રગન લગન મન મગ ન પરિ, અગન ગગનલોં જાગિ;
ભગન ભગન ફલ જગન સહિ, હરિસોં સો બડભાગિ. ૧૩૫
પ્રીતી સો સહરાઇયેં, અસુ અનન્ય દ્વે અંગ;
ગતિ ઇકિકી સો ઔરકી, જિમિ કારંડ વિહંગ. ૧૩૬

---

શોભા નથી-સ્વાદ ને શોભા તો કેવળ સ્નેહમાં ને આભૂષણમાં જ છે. પરિણામે તે બંને શ્રી ગોપીજનની પેઠે તો ભસ્મીભૂત થઇ જાય છે. (ઇતિભાવાર્થ જ્ઞેયં). ૧૩૩. કોઇ એક ગોપીજન શ્રીઠાકુરજી પ્રત્યે અતીશે આસક્ત છે. તે એમ કહે છે જે, હે શ્રી મોહનલાલ! મુને મોહન તો એક તારા મોહનો જ છે; બાકી મારો મોહ બીજે ક્યાંહી ન ધરીશ. અને મારી ઉપરથી મોહ ન વારીએ-કહેતાં ઉતારીશ ના. ને જો કદાપિ મોહ નિવારણ કરવો હોય તો મુજને હણીને મોહ નિવારજે-કહેતાં ઉતારજે, બાકી મેં જીવતાં તારો મોહ ઉતર્યો તો સહેવાશે નહીં. (ઇતિઅભિપ્રાય જ્ઞેયં). ૧૩૪. હે સ્નેહ! તું ઘણો ચતુર બણીયો છે અથવા તારી બલિહારી જાઉં છું. તેં સર્વ મુર્ખને છાંડીને ચતુર માત્ર જેટલા કોઇથી ના કહેવાય તેટલાને બેલાયે કહેતાં વાહાલાને તારે વશ તે કર્યા. તુંમાં તો પીડા પ્રચુર કહેતાં ઘણી છે. તેમાં ઘણા સુખની પ્રતિતી ઉપજાવે છે એ મોટું તુંમાં આશ્ચર્ય રહ્યું છે. (ઇતિભાવાર્થ જ્ઞેયં).

૧૩૫. હે મન! દ્રગન જે નેત્ર તેનું લગન જે લાગવું, જેથી ઉપજ્યો એવો જે સ્નેહ, તેનો મગ જે મારગ, તેમાં તું ના પડીશ. શા વાસ્તે કે વિરહાદિક અગ્નિ તે ગગન કહેતાં બ્રહ્માંડ જે તાળવું, ત્યાં લગી લાગશે. ને વળી આઠ ગણ છે તેનું ફળ જે કિરતી તે ભગન થશે, કહેતાં ભાગી જશે. ને વળી જે જગણ છે, તેનું ફળ જે રોગ તે પણ સહી કહેતાં નિશ્ચય પ્રાપ્ત થશે-જનમ મરણાદિક પણ-ને પ્રભુ પ્રાપ્તીનો સંશય, ને બડભાગી કહેતાં બડ જે મોટાઇ તે ભાગી જશે કહેતાં નાશી જશે. હવે એનો બીજો અર્થ કરીએ છીએ;-હવે નેત્રનું લાગવું, તેનો મારગ જે સ્નેહરસ તેમાં મગનપરિ કહેતાં પ્રસન્ન થઇને પડવા, મગ્ન કહેતાં એમાં બુડી જવ. પણ જો શ્રીહરી ઉપર સ્નેહ કરીશ તો તે સુખરૂપ છે. અગ જે આગ તે તાળવા લગી, હરી સ્નેહી માટે નહીં લાગે. ભગણનું ફળ જે કીરતિ તે ભગન કહેતાં ભંગ નહીં થાય ને જગ જે જગત, તેનું ફળ જે નાના પ્રકારના કલેશ તે નહીં, ને તે બડભાગી કહેતાં મોટા ભાગ્યવાળો જાણવો. માટે હે મન! તું પણ શ્રીકૃષ્ણ સાથે સ્નેહ કર, સંસારીથી ના કરીશ. (ઇતિદ્વિત્યર્થ હેતુ જ્ઞેયં). ૧૩૬. પ્રીત તે વખાણીએ જે બે સ્નેહીનો અસુ જે પ્રાણ તે અનન્ય કહેતાં જે જુદો ન હોય, એક હોય, ને શરીર બે; એક પ્રાણનું શું કે એકેકને દુ:ખે દુ:ખ ને સુખે સુખ એની એવાં હોય મેળે સહજે થાય-એવી ઐક્યતા હોય. કોની પેઠે કે વા હોય છે તેમ. કુરંડ પક્ષી તે કુરંડ પક્ષી એવાં હોય છે કે પૃથ્વી ઉપર ચરવા ઉતરે ત્યારે બે બે દેહ જણાય, બંને

બિબાદ અર્થ સમંધતા, તિય રહ જલ્પ પરોક્ષ;
બઢિઓં ઔર સનેહ કિત, પ્રથમ હોઇ સહુ મોક્ષ. ૧૩૭
મિલતહુ દુખ બિછરતહુ દુખ, સુખ પ્રિય અચલ મિલાપ;
સુન પતંગ સારિંગ જ્યોં, કહાં જુડાવ નિતિ તાપ. ૧૩૮
સોઇ ભાજન પ્રેમરસ, પ્રકટ કૃષ્ણુકે ગાત્ર;
પયપુંડરિકની કોન જો, રહિ બિન કંચન પાત્ર. ૧૩૯
મુરઝે મન પછતાય નિતિ, અબ ન કહે સોં ખાય;
અહો પ્રેમબલ પ્રગટ, ભોંરેલોં ભુલ જાય. ૧૪૦

---

હાથને છેટે જુદાં ચરે, ને તે બંનેને અકેકી આંખ ને અકેકી પાંખ ને અકેકો પગ તે બે મળીને એક પક્ષીની પેરે ઉડે. બેનો મળીને એક પ્રાણ એવું કુરંડ–વિહંગ કહેતાં પક્ષી હોય છે. (ઇત્યર્થ).

૧૩૭. જેની સાથે સ્નેહ વધારવા ચાહીએ તેની જોડે ત્રણ વસ્તુ ના કરવી. એક તો વિવાદ ના કરવો, ને બીજો અર્થ સંબંધ કહેતાં દ્રવ્યનો વ્યવહાર ના રાખવો ને (મિત્રને) ત્રીજો એકે, તેની સ્ત્રી સાથે રહ કહેતાં એકાંતે–પરોક્ષ કહેતાં તે પુરૂષની ચોરીએ જલપ કહેતાં ભાષણાદિક કરવું નહીં. ને જો કદાપિ કરીએ તો પરિણામે વિષ નિપજે. બીજો નવો સ્નેહ વધે તો ક્યાંથી, પણ ઉલટો જુનો સ્નેહ હોય તે પણ મોક્ષ કહેતાં મૂકાય. (ઇત્યર્થ). ૧૩૮. સ્નેહીને મળતાં પણ દુ:ખ, ને વિજોગ થતાં પણ દુ:ખ વિજોગે તો દુ:ખ હોય પણ મેલાપે દુ:ખ તે શું, કે બે સ્નેહી મળી બેસે છે ત્યાં પણ મનમાં ધડકની ધડક રહે છે, જે વળી હવડાં પાછો વિજોગ થઈ જશે, ઈત્યાદિક બીજા ભય પણ છે. નિર્ભય સુખ તો અચળ મિલાપથી થાય; તે તો નહીં. કોની પેઠે કે જેમ પતંગ–જે સૂરજને–સારિંગ જે ઘોડો એટલે સૂરજના ઉચ્ચિશ્રવા ઘોડાને જુડાવ કહેતાં જે ટાઢક તે ક્યાંથી? સદા તાપનો તાપ. અથવા સારિંગ જે દીપક તેનો આશક જે પતંગ, તેને પણ સદા તાપ જ રહે છે; શિતળતા કદાપિ ના મળે; તે કેમકે દીવાથી વેગળો હોય ત્યારે તો દીપક પોતાનો માશુક છે તે તેના વિજોગનો તાપ રહે છે, ને દીપકનો મેળાપ થાય છે ત્યારે બળી મરે છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૩૯. પ્રેમરસ ઠરવાનું જે પાત્ર તેને જ એક જાણવું, જે શ્રીકૃષ્ણના સ્વરૂપ થકી ઉદય થયું હોય તે જ, બાકી બીજાને જ્ઞાન વૈરાગ્યાદિક રસ પચે, પણ પ્રેમરસ ના પચે. ત્યારે કહેશો કે શ્રીકૃષ્ણથી તો સર્વની જ ઉત્પત્તિ છે, ત્યારે તો સર્વને પ્રેમરસ પચવો સંભવશે. પણ તેમ નહીં સંભવે. શા માટે કે સૃષ્ટિ તો કાયિક, વાચિક ને માનસિક એ ત્રણ પ્રકારની છે. તેમાં જે શ્રીઅંગ થકી પ્રગટી છે તે પુષ્ટ સૃષ્ટિ જાણવી. તેનું વચન:–॥ पुष्टिकाएन निष्य ॥ ઈત્યાદિ વચનાત્. વળી–॥ भक्त शब्दे न विभाग ॥ ભક્ત એવું બિભાગનું નામ છે. જેનો જે વિભાગ તે પુત્ર જાણવો ને પ્રેમરસ તે હરીરસ, તે માટે પુષ્ટ ભક્તને પચે; ને વળી ભક્ત છે તે શુદ્ધ પાત્ર છે. તેનું દ્રષ્ટાંત: જેમ પુંડરિકની જે સિંહણ, તેનું દૂધ તે તેના બાળકને પચે કે શુદ્ધ પાત્ર કંચનનું હોય તેમાં રહી શકે, બીજી ધાતુનાં પાત્ર તો ફાટી જાય. તેમ અધિકાર વિના જીવ તે પણ ફાટે, કહેતાં પ્રેમરસને વિષે દોષ બુદ્ધિ લાવે ને અધોગતિ પામે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

સેવે અતિ પ્રિય જીઉ નિજ, તાકોં જિહાં લગન;
કો કાકોં એહેસાનકર, જ્હાં મન હોઇ મગન. ૧૪૧
પ્રીતી જ્હાં નીતી નહીં, નીતી જ્હાં નહિ પ્રીત;
સ્યાનપ અરુ મદછાક જિમિ, નહિ ઇકત્ર કહુ રીત. ૧૪૨

## અનન્યાલંકાર.

કછૂ ન પ્રિય પ્રિયપ્રાનસોં, સો તુમસોં નહિ પ્રાન;
તુંમ પ્યારે ઇક તુમહિસે, નાં પટતર સમ આંન. ૧૪૩
રાજરૂપ રસપાંન સુખ, સમુઝતહેં મો ને;
પૈં ન બૈંન હેં નેનકોં, નેન નહીં હેં બેન. ૧૪૪

---

૧૪૦. હે પ્રેમ! તારું બળ મોટું આશ્ચર્યરૂપ છે; જે એકવાર જે જેમાં દુઃખ પામ્યું હોય તે તેમાં ફરીને કદાપિ મૂર્ખપણામાં પડે ને આ તો મોટા પ્રજ્ઞ જે પંડિત તેઓ પણ એકવાર પ્રેમમાં પડીને અકળાય છે, પસ્તાય છે, હવે એ કામ ના કરવું, એમ સમ ખાઇને કહે છે, ને વળી પોતાના સ્નેહીને દેખીને ભમરાની પેઠે ભૂલી જાય છે—એવું સદા જ થયા જ કરે છે. ભમરો નિત્ય કમળમાં ઘેરાય છે, ને અકળાય છે, ને મનમાં પસ્તાય છે, હું એકવાર છુટું તો કમળમાં સાંજલગી કોઇ દહાડો ના બેશી રહું, ને વળી બીજે દહાડે તેની તે જ ગતી થાય છે; એવું પ્રેમનું બળ છે. (ઇતિ જીવન જ્ઞેયં). ૧૪૧. સર્વને અતીશે વાહાલો તો જીવાત્મા છે. તેને જ્યાં લગ્ન લાગ્યું હોય ત્યાં એની મેળે મન લાગ્યું-જુડ્યું રહે, તે પોતાના લગ્નની વસ્તુમાં મન રાખીએ તેમાં કાંઇ તેને હેસાન કહેતાં સપાડું નથી કરતા. પોતાના આત્માના સુખ માટે તેમાં મન દેવાય છે, તેમાં કોણ કોને એ પાડ કરે છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.) ૧૪૨. જ્યાં પ્રીતિ છે ત્યાં નીતિ ના રહે, જહાં નીતિ જે પ્રમાણ બંધાયું ત્યાં પ્રીતિ ન મળે. કોની પેઠે કે જેમ કંઇ સ્યાનપ જે ડહાપણ ને મદ છાક જે દારુની કેફ, તે જેમ એકઠાં ક્યાંહી રહે નહીં—એ રીતે. (ઇત્યર્થ). ૧૪૩. વૃન્દાવનમાં એક વ્રજવનિતા શ્રીકૃષ્ણને કહે છે જેઃ—હે વહાલાજી! સર્વને પોતાના પ્રાણ જેવું વાહાલું બીજું કંઇ ના હોય, પણ મુને તો મારો પ્રાણ તમારા જેવો વાહાલો નથી લાગતો. તમે મુને કેવા વાહાલા છો, તેની ઉપમા બીજી ભૂમંડળ મધ્યે નથી. તમે વાહાલા તેથી તમે જેવાજ વાહાલા છો. બીજું કંઇ કહેવાતું નથી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૪૪. એક હંસા નામે ગોપીજન છે તે શ્રીકૃષ્ણજી પ્રત્યે કહે છે જે, હે રાજ! તમારા સ્વરૂપ રૂપી રસ જે અમૃત તેને પાન કરવાનું સુખ, તે તો એકલાં મારાં નેત્ર જ સમજે છે, પણ તે નેત્રને વાણી નથી જે કહી દેખાડે, ને મુખને કહેવાપણું છે ત્યારે નેત્ર નથી, જે નીરખીને કહે. એટલે શું જે, ઘણા જ રૂપાળા છો, ને તેમાં વળી ઘણા વાહાલા છો, તેથી મીઠાસનું સુખ કંઇ કહ્યામાં આવતું નથી. (ઇતિ રહસ્યં જ્ઞેયં). ૧૪૫. એક ચંદ્રલતા નામે ગોપીજન છે તે શ્રી ઠાકોરજી પ્રત્યે કહે છે જે, હે વાહાલાજી! તમે મુને કેવા વાહાલા લાગો છો, તે કહેતાં મુને આવડતું નથી. જો દૈવે અંતઃકરણને વાણી આપી હોત તો તે કહી દેખાડત. એટલે શું કે એ વાહાલનું રૂપ કહ્યામાં આવે એવું નથી. (ઇતિ રહસ્યં જ્ઞેયં).

કૈસે પ્યારે લગત હો, કહત ન આવત પીય;
કહેં દિખાવત બાંનિ જો, દૈદૈ હોતી હીય. ૧૪૫

સો હરિરૂપ સમુદ્રમેં, મિલ્યો લલન ચિત લોન;
અબસો ભિન્ન હોહિ કછુ, જૈસે આભા ભોન. ૧૪૬

અનલ ભખે શશિરતિ હિતૂ, ચકોર ગિનત ન તાપ;
ભસ્મ હોઈ ભવભાલ લગુ, હુઈ કછુ મિત્ત મિલાપ. ૧૪૭

ઝાં મન બેલી વ્હાં ન શ્રમ, વ્રિડ પ્રમાદ અઘભીતિ;
ધન તન જીવન સહજ દૈ, લૈ ચિત પ્રીતિ પ્રતીતિ. ૧૪૮

---

૧૪૬. કેટલાંએક ગોપીજન શ્રીકૃષ્ણનું ઘણું જ રુડું સ્વરૂપ જોઇને છેક વિકળ થઇ ગયાં છે-અખંડ મન પ્રભુમાંથી નીકળતું જ નથી ને ઘરકાજ કંઇ સૂઝતું નથી. ત્યારે તેમનાં સગાં સંબંધી તે ગોપીજનને પીડા દે છે ને કહે છે જે તમે એ કૃષ્ણમાંથી મન કાઢી નાંખો; એમ કહે છે તોએ મન તો નીકળતું નથી, ને કલેશ આપે છે. તેમની ઉપર દયા આણીને કોઇ એક ડાહ્યો મનુષ્ય તેમનાં સગાંને સમજાવે છે જે હવે તમે એમને સીદ ના પાડો છો, પીડા દીધે પણ કૃષ્ણમાંથી એમનું મન નીકળનાર નથી. તેના સ્વરૂપરૂપી સમુદ્રમાં એમના ચિત્તરૂપી લવણ મળી ગયું છે તે હવે કદાપિ જૂદું થનાર નથી. જેમ કંઇ આભા કહેતા જે કાંતિ, ને (ભાનુ) જે સૂરજ તે થકી જૂદી ન થાય તે રીતે, એ પણ જાણજો; એમ કહીને તેમનો કલેશ મટાડયો. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં).

૧૪૭. ચકોર પક્ષી છે તે અગ્નિના અંગારા ખાય છે, તેનું કારણ જાણીએ છીએ. એમ છે કે ચંદ્રમા એને ઘણો પ્રિય છે. તેનો અંગ મિલાપ થવાની આશાએ મરવું કબુલ કરીને પણ અગ્નિ ખાય છે-તાપને ગણતો નથી. એ મનમાં એમ જાણે છે જે અગ્નિ ખાઇને હું બળી ભસ્મ થાઉં, તે ભસ્મ જાણીને ભવ જે મહાદેવજી-તે જો કદાપિ ભાલે કહેતાં કપાલે લગાડે છે; અર્થાત્ ભસ્મરૂપી થઇને પણ કદાપિ પોતાના મિત્રને મળાય તો સારું. શીવજીના લલાટમાં ચંદ્રમા છે માટે, એવી ઇચ્છા કરે છે. એવો મિત્રનો મેળાપનો આનંદ છે. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૧૪૮. જે વસ્તુ ઉપર પ્રીતિ, વિશ્વાસ દ્રઢ હોય ત્યાં મનવેલી થાય ને જ્યાં મનવેલી થયું, એટલે તે કામને વિષે શ્રમ પણ ના લાગે ને વ્રિડ કહેતાં જે લજ્જા તે પણ ના ઉપજે, ને પ્રમાદ કહેતાં જે આળસ તે પણ ના આવે, ને અઘભીતિ કહેતાં પાપની બીક પણ ના લાગે, ને પોતાનું સઘળું ધન, તથા શરીર, તથા જીવ તજે. જીવારો તે આધે સર્વ સહજે આપી દે. જ્યાં મન મળ્યું હોય ત્યાં આપતાં લગાર ખટકે નહીં, એવું મનનું લગન છે. (ઇતિ હેતુ જ્ઞેયં.)

૧૪૯. કોઇ એક પુરુષને કોઇ એક સ્ત્રી સાથે વા સ્ત્રીને પુરુષ સાથે હિલગ કહેતાં લગ્ન લાગ્યું હોય, તેને અવરની અરિસ્યા ને તેના વિરહનું દુઃખ તે બે તો એ સ્નેહનાં મુખ્ય અંગ છે તે હોય જ. કોની પેઠે કે એ સ્નેહ છે તે અગ્નિરૂપ જાણવો. શિખિ કહેતાં જે અગ્નિ જ્યાં હોય ત્યાં અરિસ્યારૂપ ધુમ્રને વિજોગરૂપ તાપ તે હોય જ. જ્યારે ચવચ અગ્નિ થાય છે

ઔર અરિસ્યા બિરહ દુખ, હિલગ અંગ બડ હોઇ;
સિખી ધુમ્ર ઔતાપ બિન, જિમિ કહું કદા ન હોઇ. ૧૪૯
ઔગુન બલ્લભકો કબૂ, ટિકેં નહીં ઉર આય;
જ્યોં સબ સાગર પેટમેં, રહે ન નિકસી જાય. ૧૫૦
ઝાં જાહીકો મન મન્યોં સો તાકોં સુખદાય;
જિયેં ન ગરકિટ સરકરા, દધિજખિ સરિ મરિ જાય. ૧૫૧
પ્રીયપ્રાન સમ સબ બદેં, મેરે મન અસ નાંહિ;
પ્રિયકી પીર ન સહિ પરેં, અસુરુજ સોસી જાહિ. ૧૫૨

---

ત્યારે ધુમાડો મટે, તેમ ત્યાં પણ પક્વ સ્નેહ થાય ત્યારે અન્યની અરિસ્યા મટે, ને જ્યાં લગી સ્નેહરૂપ અગ્નિ હોય ત્યાં લગી વૃહ કહેતાં-વિયોગરૂપી તાપ તે ના મટે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૫૦. જે કોઇ પોતાનું વલ્લભ જે વાહાલું તેનો અવગુણ હૃદયમાં કદાપિ આવે જ નહીં, ને કોઇ સમે જો કાંઇએક આવે તો એ પણ ઝાઝીવાર મનમાં ટકે નહીં. તે કોની પેઠે કે જેમ કંઇ સમુદ્રના પેટમાં શબ જે મુડદું તે રહે નહીં; કેમજે ક્યાંહી એ ગમે ત્યાં બાહેર સાગર કાઢી નાંખે-તે રીતે. (ઇત્યર્થ.)

૧૫૧. સારો પદાર્થ તો સર્વને ગમે, પણ ખોટા પદાર્થને વિષે પણ જેનું મન માન્યું તો તેને તે જ વસ્તુ સુખદાયક જીવનરૂપ છે. તે થકી બીજું સારું જો તેને મેળવીએ તોએ પણ ત્યાં તેને સુખ ન થાય, ઉલટું મૃત્યુ થાય. તે કોની પેઠે કે જેમ કંઇ ગર જે વિષ, તેનો કીટ જે અફીણની ગોટીમાં કીડો થાય છે તે, તેને ત્યાંથી કાઢીને જો કદાપિ શરકરા જે ખાંડ તેમાં નાંખીએ તોએ પણ તુરત મરી જાય. તેમ વળી દધી જે સમુદ્ર, તેની જખી જે માછલી, તેને સરી જે નદી તેમાં નાંખીએ તોએ પણ ખારા જળની છે, માટે મીઠા જળમાં પણ મરી જાય. ત્યારે સારાના સંગીને ભૂંડું ન ગમે, એમાં તો સંદેહ જ ન મળે. (ઇતિ અભિપ્રાયં જ્ઞેયં.)

૧૫૨. એક ગુનપ્રકાશિકા નામે ગોપીજન છે તે પોતાની એક કામલતા નામની સખી છે તેને પાસે રહીને શ્રી કનૈયાલાલ પ્રત્યે કહે છે જે:-હે નાથ! સર્વ કોઇ ઘણું વાહાલું હોય તેને પ્રાણ બરોબર કહે છે અથવા માને છે. પણ મારા મનમાં તો એ હેત ઓછું લાગે છે. તે શામાટે જે હું તો મારો અનુભવ જાણું છું, જે મારા પ્રાણને ગમે તેવું દુઃસહ દુઃખ થાય છે તે કષ્ટે કરીને પણ સહું છું; પણ તમે લગારેક કંઇ અનમના સરખા થાઓ છો, તે દુઃખ મને પ્રાણાંત થકી પણ દુઃસહ લાગે છે-સહેવાતું જ નથી; ત્યારે પ્રાણ કરતાં પણ તમે અતિ વાહાલા ઠર્યાજ તો. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૧૫૩. એક રસપ્રકાશિકા નામે ગોપીકા, કદમખંડીમાં એકાંતે શ્રી નટવરલાલજીને મળી છે, તેને આલિંઘન આદે લઇને કેટલુંએક રસાનંદ દાન કર્યું. તે તે સુંદરીને ગમ્યું તો ઘણું, પણ સ્રી લજ્જાનું લક્ષણ જણાવવાને રસોત્પત્તિ થાય એવું વચન જાણે ના ગમ્યું હોય એવું ઉપરથી જણાવીને બોલી:-જે તમે આતે શું કરો છો, આઘા રહો, એવું તો મુને નહીં ગમે. ત્યારે પ્રભુ બોલ્યા જે આવડી કહાં દુખાય છે? એમાં અમે તુને એવડી શી ખોટી વાત કરી છે, જે તુને અનીતિ

કિત દુલખેં હમ કિય કહા, જો તોં લગી અનીતિ;
યાતેં દૂનોં યાહિ ઢબ, કરિ તું હમે ડરિ જીતિ. ૧૫૩
ગારિ મંત્ર બૂકાંસું રજ, મોહનિ મૂઠિ હરીજુ;
જુલમિ તહૂ ધટિ સાર્ધ ત્રય, સો નહિં લગત મરીજુ. ૧૫૪
રતિ ચહલેં માતંગ મન, ફસ્યોં ન નિકસન પાય;
બલકરિ નિકસ્યોં ચહત હે, ત્યોં ત્યોં ધસતહિ જાય. ૧૫૫
લિખિ પય સુરત સુરત સુરત, સુરત સૂર તનપીર;
સુર તનહિન સૂર તન નહી, સુરતનયા સરિતીર. ૧૫૬

---

લાગે છે? તે કરતાં જો તુને જે રીતે હેરાન કરી હોય તેની તે રીતે તે થકી બમણું તું મુને કર, ત્યારે તો તારું મન માનશે? ભલું અમે હાર્યા ને તું જીતી ટર. એવી વ્યક્રોક્તિ પ્રભુ બોલ્યા તે સાંભળીને પેલી નાયકા હસીને બોલી જે, તમે ભલું હારવું જીતાડવું શિખ્યા દેખાઓ છો? તે સમે બંને જણાં ઘણાં પ્રસન્ન થયાં. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૧૫૪. એક વ્રજમંગલા સખિ પ્રત્યે વિરજા નામે ગોપી કહે છે જેઃ-હું આજ શ્રી ગીરિધારીજી સાથે હોળી રમવાને ગઇ હતી. ત્યાં મારી ખેલતાં ગતી થઇ તે સાંભળ. તુને કહું કે જેમ કોઇ જાદૂવિધાવાળો મંત્ર ભણીને રજ જેની સામી ફેંકે-તે શું? કે મૂઠ મારે તે જેને લાગે તે મરે, તે રીતે મારે આજ થયું. શ્રી વસંતવિહારીલાલજીએ બૂકા કહેતાં જે અબીર-તે તો જાણે રજ, તેની મૂઠ ભરીને મારી પાસે આવીને રસનાં ભરેલાં હળવાં હળવાં બોલીને મુને ગાળ દીધી-તે તો જાણે મંત્ર ભણ્યા ને પેલી મૂઠ મારી ઉપર ફેંકી.તે તો જાણે મુને જાદૂની મૂઠ મારી-પણ તે મૂઠ તો ઘણી જુલમી હોય ત્યારે સાડીત્રણ ઘડીમાં મારે, પણ આ તો તે ના થયું, લાગત માત્રમાં જમરી કહેતાં મદનને મારે છેક મુઆ જેવી ઢગલો જ થઇ ગઇ. એ પ્રેમનું સુખ દુઃખ અનિર્વચનિય છે, અનુભવે સમજાય, કહ્યામાં ના આવે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૧૫૫. રતી જે પ્રીતિ, તેનો ચહલો જે ચેહેબચો, તેમાં મનરૂપી માતંગ જે હસ્તી, તેમાં ફસ્યો તે ત્યાંથી નીકળવા ના પામે. જેમ જેમ નીકળવા માટે બળ કરતો જાય તેમ તેમ પેલા કંપમાં ઊંડો ઊંડો ધસતો જાય. તે રીતે એ પ્રેમમાં પડ્યા પછી ગમે તેવો ચતુર હોય તે નીકળવા ગમે તેટલા ઉપાય કરે તેમ તેમ બંધાતો જાય. મૂર્ખ તો એમાં પડે જ નહીં ને ચતુરથી પડ્યા પછી નીકળાય નહી. (ઇતિ રહસ્યં જ્ઞેયઃ)

૧૫૬. એક ચંદ્રકલા નામે ગોપીજન છે તે શ્રી વૃંદાવનમાં ચંદ્રની સુરત કહેતાં જે સ્વરૂપાકૃતિ તે એકાંતમાં રસદાન સમય દીઠી છે તેવી, સૂર જે સુરજ, તેની તનયા જે પુત્રી, સરી જે નદી-એવાં જે શ્રીયમુનાજી, તેમની તીરયે લખી કહેતાં જોઇને, સુરત જે રસક્રીડા, તે સુરત કહેતાં સાંભરી આવી. તે સમય સૂર જે દેવ, તનહીન કહેતાં શરીર રહીત, એવો જે કામદેવ તે પૂર્ણ પ્રગટ થયો. સુરત કહેતાં સુષ્ટ પ્રકારનો રતી જે પ્રીત છે, માટે પતિભાવ પ્રકટ થયલા, તે કામાવેશે કરીને શૂળના સરખી શરીરમાં પીડા ઉપજી, તેથી છેક બેભાન થઇ ગઇ. તનની

## પ્રોષિતભાર્તૃકા નાયકા.

બારી બારી બારીયેં, બારીલોં દે બારિ;
ફિરી બારી દૈ બારિ જનુ, બારિદ લોં બનવારિ. ૧૫૭

## ક્રિયાવિદગ્ધા નાયકા.

દોઉ અટારી પીઠ દૈ, કિએ દરસ આદર્ષ;
મિલિ કર નૈ દૈ ચુટકિ ત્રય, પિય તિય ઉદયોં હર્ષ. ૧૫૮

---

કેહતાં ઇંદ્રિયોના દેવતા ગયા હોય એવી અચેત ચિત્રવત થઇ ગઇ છે. તે સમે પ્રભુ અંતર્યામી છે તે તેનું દુઃખ જાણી, પ્રભૂ પોતાના બળે કરીને તેના હૃદયમાં દર્શન આપીને ઇચ્છા સુખદાન કર્યું. ઇત્યધ્યાહારો જ્ઞેયં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૫૭. ઉદ્ધવજી પ્રત્યે શ્રી ગોપીજન કહે છે જે;-જુઓ! પ્રભુએ આવી રીત કરી, એમ ના કરવી ઘટે. એવી જે બારિબારિ કહેતાં જે નાની નાની, બારીએ કહેતાં બાળાઓ ને બારિલ્યો કેહતાં વાડીની પેઠે, દે બારિ કહેતાં વારિ જે જળ, તે દે-નામ આપીને, એટલે પોષણ કરીને, પાછી બારી કહેતાં બાળી નાંખી તે કઇ રીતે કે બન કહેતાં જે જળ તે વારિ કહેતાં નિવારણ કરીને, એ જાણે બારી કહેતાં સુખ પછી દુખની વારી આવી; જાણે એટલે શું કે રસદાન કરવું બંધ કરીને જનુ કહેતા જાણે શું કે વારીદ કહેતાં જે દુઃખની વારી આવી હોય તેમ. અથવા વારિદ કહેતાં જે મેઘ તે જેમ વરસીને પાછું જળ બંધ કરે, તેમ મેઘરૂપ વનમાળીએ કર્યું. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૫૮. એક મન્મથમોહા નામા ગોપીજન છે, તે પોતાની અટારીએ પીઠ દઇને બેઠી છે, ને તેની સામી અટાલિકાએ શ્રી મદનમનોહરલાલજી પણ પીઠ દઇને વિરાજ્યા છે. તે શા માટે કે અકેકની ઉપર અકેકને વાહાલ તો ઘણું છે ને અન્યોઅન્ય મુખ જેવાની આતુરતા ઘણી છે, પણ દુરીજન ગુરુજનના ડરથી સામસામું ભાળી શકતાં નથી, ને પેલી ગોપીકાને કાંઇ એક વિનતિ કરવી છે, ને પ્રભુ પાસેથી ઉત્તર લેવો છે. તે સમે તેણે વિચાર્યું જે, પ્રભૂ તો મારી સામું લોકલાજથી ભાળતા નથી-જો ભાળતા હોય તો કાંઇએક અણસોર કરીને પણ જણુંઉં-ચતુર છે તે સમજી તો તુરત જાય; તે રીતે પ્રત્યુત્તર પણ જણાવે; પણ પોતે તો પૂઠ કરીને બેઠા છે, ને મોટું દરપણ લઇને પોતાનું શ્રી મુખ જોયા કરે છે, ત્યારે હવે હું તે શું કરું? તે સમે મનમાંથી વિચારીને એક ચતુરાઈ કરીને પોતે પણ એક મોટું દર્પણ લઇને મુખ જોવાને મિશે બેઠી; ને પછી દર્પણ એવી રીતે રાખ્યું જે પોતાના દર્પણનું પ્રતિબિંબ પ્રભૂના દર્પણમાં પડે, ને પ્રભૂના દર્પણનું પ્રતિબિંબ પોતાના દર્પણમાં પણ પડે, એ રીતે રાખ્યું; ત્યારે બંને જણ અવળાં બેઠાં છે, તોએ પણ એક એકનું મુખ સારી પેઠે દીઠામાં આવ્યું. તે સ્રીની ચાતુરતા પ્રભૂ તો તુર્ત સમજી ગયા જે એને મારું દર્શન કરવું છે, ને કાંઇએક કહે પણ છે, માટે એ ચતુરાઇ કરી છે. તે સમજીને શ્રીજીએ પણ બંનેને જોતાં ઠીક પડે તેમ દર્પણ રાખ્યું. તે પેલી નાયકા પણ સમજી ગઇ જે મારી આ યુક્તિ પોતે સમજ્યા છે, એવું જાણીને પોતાને જે વિનતિ કરવી હતી તે થોડાએકમાં શમસ્યા હસ્તવેડ કરી જણાવી. તે શી રીતે કે બે હસ્ત

જાકોં અજ ઈસ અહિસમા, વાંછે પદ રજ કન;
સો તુવ પાય પલ્હોટિઓં, લહિ ફૂલે અલિ મન. ૧૫૯
ઘટી ઘટી ઘટિ કબ ગઈ, અબ આયે પ્રિયપ્રાન;
યત્ન સપત્નિ કરી હરી, ધરી ધરી ઘરિ લ્હાન. ૧૬૦
કરી પરી હી કહત મો, સન્ન આએ બલવીર;
બાત તાત બધુ બિધુમની, થિર રહિયે અતિ ચીર. ૧૬૧

---

જોડીને મસ્તક નમાવ્યું. તેનો ભાવ સમજીને પ્રભુએ સામો પ્રત્યુત્તર દીધો. તે શી રીતે કે ત્રણવાર ચુટકી વગાડી. એટલે તે જોઇને પેલી નાયકાને ઘણો હર્ષ થયો. હવે એનું હારદ શું કે બે હસ્તનો મિલાપ કર્યો તેનો ભાવ એ જે વામ હસ્તને ભાવે વામાંગ જે હું તે દક્ષણ હસ્તને ભાવે દક્ષિણાંગ જે તમે તે તમારો ને મારો મિલાપ થાય તેમ કરો-એ તો બે હસ્ત મેળવવાનો ભાવ. ને મસ્તક નમાવ્યું તે નમન આધીનતાનો ભાવ. હવે તેનો પ્રત્યુત્તર પ્રભૂએ ત્રણ ચુટકી વગાડી દીધો તેનો ભાવ એ કે જે વાત ત્રણ ફેરા કહી તે સાચી જાણવી. ને વળી બીજે ભાવ એકે ત્રણ ચુટકીએ કરીને ત્રણ પ્રહર જણવ્યા, તે કેમકે એક પ્રહર દિવસ બાકી રહ્યો છે, ને અર્ધી રાત્રે પધારીશ. વળી ચુટકીનો ભાવ એકે ત્રુટિકાળ કહેતાં થોડા એકમાં મળીશ. દિવસાંતર નહીં થાય એટલો ભાવ જણાવ્યો. તે સમજીને તે કામીની ઘણો હર્ષ પામી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૫૯. લલિતાજી શ્રી સ્વામિનીજી પ્રત્યે એમ કહે છે જે હે અલી કહેતાં જે સખિ! તું વિચારી જો કે જે પુરુષની ચરણરજનો એક કણ અજ જે બ્રહ્મા, ને ઈશ જે શ્રીમહાદેવજી, ને અહિષ જે શ્રી શેષજી, ને મા કહેતાં શ્રીમહાલક્ષ્મીજી, તેઓ પણ વાંછે કહેતાં ચહાય છે; એવા જે તારા સ્વામિ શ્રીનાથજી, તે તારા ચર્ણ તલાંસવા, લહિ કહેતાં પામીને, મનમાં ફુલે છે, જે મારે આ વસ્તુ ક્યાંથી? એમ માને છે, એવી તું વાહાલી છે, તે પતિ ઉપરનું માન ધરીને અબોલા લઈ બેઠી છે, તે તુને ઘટતું નથી. (ઇત્યધ્યાહાર. ઈતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૬૦. એક કલહંસી નામે ગોપીજન છે તેને મંદિર રાત્રીને સમે શ્રી મદનગોપાળલાલ પધાર્યા. એટલામાં ઘડિયાળ વાગ્યું. તે સુંદરી શ્રી ઠાકુરજી ઉપર ઘણી આશક્ત છે, ને પ્રભૂને મળવાને આતુર છે.-તે દેખતાં માત્રમાં પ્રભૂને લપટાઇ ગઇ, આલિંઘનાદિક સુખ લઇ દઇને શ્રીમુખ નીરખવા લાગી. એટલામાં સુખનો સમય જાણ્યામાં આવ્યો નહીં, પણ ઘડીએક લિતિત થઇ ગઇ, એટલે પાછું ફરીને ઘડીઆળ વાગ્યું. ત્યારે શ્રીજીએ ગોપીને કહ્યું જે સાંભળ, લે હું આવ્યો તેને એક ઘડી થઇ. દુઃખનો કાળ ઘણો પોહોચે ને સુખનો કાળ તો જાણ્યામાં ના આવે. એવું સાંભળીને પ્રભુ પ્રત્યે પેલી ગોપિકા બોલી જે, હે મારા પ્રાણપ્રિય! તમે તો હવડાં તુરતજ પધાર્યા છો, ને એટલામાં ઘટિ કહેતાં ઘડી તે કયારે થઇ? એ તો કંઇ ઘટિ ઘટી, કહેતાં ઘડી ઘટી ગઇ. કહેશો જે કેમ ઘટી જાય? પણ મેં નિશ્ચે જાણ્યું જે કોઇ એક મારી સપત્નિ જે શોક તેણે યત્ન કહેતાં કંઇ યુક્તિવડે કરીને પેલી મોટી ઘડી હુતી તે હરી કહેતાં ચોરી, ને તે ઠેકાણે લહાન કહેતાં નાની ઘડી મૂકી. તે શા માટે કે આપને મારે મંદિર પધારવા

નિજ દૃષ્ટિ પ્રતિબંધ કો, પેં જાનિ રખ્યોં બ્રજેસ;
જ્યોં જ્યોં મેંથી ચિજ જો, ત્યોં ત્યોં મિષ્ટ બિસેસ. ૧૬૨
રસ નાયક નહિ નાયકા, દુતિહુ ન મિલિ ત્રીસંગ;
જેસેં ચૂના પાન અરુ, ખેરસારસહ રંગ. ૧૬૩
જ્યાપેં અપની પ્રીતિ હે, સો અધીન જિહિ નીત;
તાપેં હિત ચિત દીજીયેં, તબ પૈયેં વહ મીત. ૧૬૪
જિમિ આરતિ તિમિ રતિ બઢેં, અતિ યહ હિલગ અનૂપ;
જ્યોં તચાઇયેં ત્યોં અધિક, જ્યોં અષ્ટાપદરૂપ. ૧૬૫

---

જાણ્યા હશે, તે ઇર્ષા ભાવે કરીને; કેમકે ઝટોઝટ ઘડીઓ ઘણી વાગી જાય, તો પ્રભૂ જાણે જે રાત થોડી છે, એમ જાણીને પાછા પોતાને મેહેલ વેહેલા પધારશે તો શોકને ઝાઝું સુખ ના મળે; તે ભાવે કરીને એમ કર્યું છે; બાકી એટલામાં ઘડી તો થઇ નથી. એવી ઘડીઓ ગણીને વેહેલા વેહેલા પધારવાનું ધારતા હશો તે તો નહીં બને, ઘણે દિવસે મળ્યા છો તે જવા નહીં દેઉં. તે સાંભળીને પ્રભુ પ્રસન્ન થઇને મંદ મંદ હસ્યા, ને ક્રીડાનો આરંભ માંડ્યો. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૬૧. એક ચંદ્રિકા નામા વ્રજસુંદરી છે. તેને મંદિર શ્રી ઠાકોરજી અજવાળી રાત્રીએ પધાર્યા છે. તે સ્ત્રી ઘણો આનંદ પામી છે, તે કહ્યામાં આવતો નથી. પણ મનમાં પ્રાતઃકાળ થયાની ઘણી ધડ છે, જે હવડાં વહાણું વાશે, ને પ્રભુ પધારી જશે, તેનો શો ઉપાય કરું? એવું જાણીને પોતે પોતાની અગાસીમાં આવીને ચંદ્રમા સામું ભાળી હસ્ત જોડીને પ્રાર્થના કરે છે, જે હે વિધૂ! કહેતાં જે ચંદ્રમા, તમારા વંશમાં મારો નાથ જે બળભદ્રના ભાઇ પ્રગટ થયા છે, ત્યારે તમે તો મારા શ્વસુર ઠર્યા, ને હું તો તમારી પુત્રવધૂ ઠરી, ત્યારે મારે તો તમારી લજ્જા કરી જોઇએ; તમારી સાથે બોલવું ઘટે નહીં; તોએ પણ અત્યંત વિરહ પ્રેમને દર્દે કરીને, હ્રી કહેતાં જે લજ્જા તે પરી કહેતાં જે વેગળી કરીને કહું છું, જે મારે સદન કહેતાં ઘેર તમારા વંશમણી પધાર્યા છે, માટે હે તાત! મારી વાત એટલી પુત્રવધૂ જાણીને માનો ને અતિ ચીર કહેતાં ઘણા કાળ સુધી મધ્યેના મધ્યે સ્થિર રહો, જે વેહેલો પ્રભાત ન થાય એવું કરો. એવું કહેતી હતી ત્યારે કોઇ એ ઠેકાણે આ શંકા લાવશે કે સઘળા ગોપીજન તો શ્રી કૃષ્ણને નંદ યશોદા પુત્ર જાણે છે, ત્યારે એ ગોપીએ ચંદ્રવંશી કેમ જાણ્યા? તેનું કારણ એ છે કે એ ચંદ્રિકા સખી છે તે શ્રી ચંદ્રાવળીજીનું જુથ જે શ્રુતિરૂપાઓ, તેમાંની એ પણ શ્રુતિરૂપા છે, માટે સઘળું જાણે છે. તેનું પ્રમાણ શ્રીમદ્ભાગવત દશમસ્કંધ મધ્યે ગોપિકા ગીતમાં શ્રુતિરૂપાઓનું વચન છે. શ્લોક—

॥ नखलुगोपिकानंदनोभवानखिलदेहिनामंतरात्मदृक् ॥

(ઇતિ વચનાત્) ॥ એ શ્લોકનો અર્થ એ છે કે જ્યારે પ્રભુ રાસમાંથી અંતર્ધ્યાન થયા ત્યારે શ્રુતિરૂપાઓએ એમ કહ્યું જે, હે ભવાન કહેતાં જે તમે હે નાથ! ખલુ કહેતાં જે નિશ્ચે, ગોપિકા જે શ્રી યશોદાજીના નંદન જે પુત્ર તે નથી. તમો તો સર્વ પ્રાણી માત્રના અંતરયામી

સોરઠા—રતિ આરતિઆગાર, રતિપતિ પિતુબિન જિહિં ભઈ;
યેં રતિ અતિહિ અસાર, પ્યાર રતિહુ કહાં કૃષ્ણ સોં. ૧૬૬
દુહા—બલ્લભ બસ્તુ ન ખટક હૈ, ગ્લાનિ ન ભખત ઉચ્છિષ્ટ;
કયૌંહુ ન ગસ પ્રિયપ્રાનતે, જળજખિ પ્રવર સુદ્દષ્ટિ. ૧૬૭
બન બિહી તજ્યો મીન અસુ, રહિત હોય દરસાય;
બીન જખી હુલખી લે હુત્યો, કંકુરૂપ હો જાય. ૧૬૮
મિત ચિત જાન્યો અનત દુઃખ, દુસહ ન છૂટે ખ્યાલ;
મનગતિ જ્હાં બરજ્યો ન રહિ, જ્યોં રસના મુખ સાલ. ૧૬૯

---

છો, ને અમે શ્રુતિરૂપાઓ છીએ, તે જાણીએ છીએ. એમ કહ્યું છે તે પ્રમાણે અહીંઆં પણ જાણવું. પછી તે સ્ત્રીએ પાછી પ્રભુ પાસે આવીને ક્રીડા કીધી. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૬૨. જ્યાં જ્યાં સ્ત્રી પુરુષને સ્નેહ હોય છે, ત્યાં ત્યાં દુરીજન ગુરૂજનનો નિંદા લજ્જા-રૂપિ પ્રતિબંધ નડે છે, તે સર્વને દુઃખરૂપ લાગે છે; પણ એતો સુખરૂપ છે. તે શામાટે કે સર્વ વિચારી જુઓ જે સઘળા જીવ તો દૂર્બળ પરાધિન છે, માટે પ્રતિબંધ મટાડી શકતા નથી; પણ હરી જે શ્રીકૃષ્ણ તે તો સર્વ વાતે સ્વાધિન સમર્થ પરમેશ્વર છે; તેની ઇષ્ટાઓ જે પ્રિયાઓ, જે ગોપિકાઓ તેમને પ્રતિબંધ કેમ સંભવે? પ્રભુ ટાળે તો ક્ષણમાં ટળે, પણ વ્રજ-નાથજીએ જાણી જોઇને રાખ્યો છે, તે શા માટે? જે પ્રતિબંધે કરીને કયાંહી એક લબકો ઝબકો મળાય તેથી મનને પૂરો સંતોષ થાય નહીં; તેથી મન ત્યાંનું ત્યાં વળગ્યું રહે તે માટે; જે તે સ્નેહી ઘણું વાહાલું લાગે તે મિઠાશનો સ્વાદ અવ્યક્ત છે. તેનું તે મનુષ્ય સદા પોતાના ઘરમાં આવી વસે ત્યારે તેને મળ્યાની પેહેલાંના જેવી આતુરતા તથા મીઠાશ રહે નહીં. તે કોની પેઠે કે કોઇ એક વસ્તુ જેમ મોંઘી લાવીને ખાઇએ, તે જેવી સ્વાદિષ્ટ લાગે, તેવો સ્વાદ તેની તે વસ્તુ સોંઘી થાય ત્યારે તેવી સ્વાદિષ્ટ ન લાગે તેની પેઠે. એ પણ જાણવું. જેમ મોંઘું તેમ મીઠું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૬૩. જે કંઇ રસ છે તે કેવલ નાયકમાં નથી ને કેવળ નાયકામાં પણ નથી, તેમ કેવલ દૂતીમાં પણ નથી. એ પ્રેમરસ તો ત્રણે મળીને છે. તે કોની પેઠે કે, જેમ કંઇ ચૂનો તથા પાન ને ખેરસાર જે કાથો, એ ત્રણે મળીને જેમ કંઇ લાલ રંગ નીકળે છે, તેમ તે પ્રેમરસ જાણવો. એક વસ્તુનું નામ રંગ નથી. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) ૧૬૪. જેની ઉપર આપણી પ્રીત હોય ને તે સદા જેને આધીન હોય, તેની સાથે ચિત્ત દઇને સ્નેહ કપટ રહિત કરીને પ્રસન્ન કરીએ ત્યારે તેના આપ્યાથી પેલા મિત્રને સુખે પામીએ. એ મિત્ર મળવાની રીત છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.) ૧૬૫. જે પ્રીત દુઃખ પામ્યાથી ઘટી જાય તે પ્રીત કંઈ ઉત્તમ નહીં. ઉત્તમ પ્રીત તે કઈ કે પ્રીતિને વિષે જેમ જેમ પીડા પામે તેમ તેમ પ્રીતનો રંગ વધતો જાય. તે કોની પેઠે કે જેમ કાંઇ અષ્ટાપદ જે સોનું, તેને જેમ જેમ તપાઇએ કહેતાં તાપ દઇએ તેમ તેમ તાપે તાપે અધિક અધિકરૂપ નીકળતું જાય, તે રીતે પ્રીત હોય તે સરસ જાણવી. (ઇતિ હાર્દં જ્ઞેયં.)

૧૬૬. રતિ જે પ્રીતિ તે અરતિ જે પીડા તેનું આગાર જે ઘર તે છે. પણ રતિપતિ

નિજ ઈષ્ટા પ્રતિબંધ કા, પૈ જનિ રખ્યોં બ્રજેસ;
જ્યોં જ્યોં મેંધી ચિજ જો, ત્યોં ત્યોં મિષ્ટ બિસેસ. ૧૬૨
રસ નાયક નહિ નાયકા, દુતિહુ ન મિલિ ત્રીસંગ;
જેસેં ચૂના પાન અરુ, ખેરસારસહ રંગ. ૧૬૩
જયાપેં અપની પ્રીતિ હે, સો અધીન જિહિ નીત;
તાપેં હિત ચિત દીજીયેં, તબ પૈયેં વહ મીત. ૧૬૪
જિમિ આરતિ તિમિ રતિ બઢે, અતિ યહ હિલગ અનૂપ;
જ્યોં તચાઇયેં ત્યોં અધિક, જ્યોં અષ્ટાપદરૂપ. ૧૬૫

---

જાણ્યા હશે, તે ઇર્ષા ભાવે કરીને; કેમકે ઝટોઝટ ઘડીઓ ઘણી વાગી જાય, તો પ્રભૂ જાણે જે રાત થોડી છે, એમ જાણીને પાછા પોતાને મેહેલ વેહેલા પધારે તો શોકને ઝાઝું સુખ ના મળે; તે ભાવે કરીને એમ કર્યું છે; બાકી એટલામાં ઘડી તો થઇ નથી. એવી ઘડીઓ ગણીને વેહેલા વેહેલા પધારવાનું ધારતા હશો તે તો નહીં બને, ઘણે દિવસે મળ્યા છો તે જવા નહીં દેઉં. તે સાંભળીને પ્રભુ પ્રસન્ન થઇને મંદ મંદ હસ્યા, ને ક્રીડાનો આરંભ માંડ્યો. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૬૧. એક ચંદ્રિકા નામા વ્રજસુંદરી છે. તેને મંદિર શ્રી ઠાકોરજી અજવાળી રાત્રીએ પધાર્યા છે. તે સ્ત્રી ઘણો આનંદ પામી છે, તે કહ્યામાં આવતો નથી. પણ મનમાં પ્રાતઃકાળ થયાની ઘણી ધડ છે, જે હવડાં વહાણું વાશે, ને પ્રભુ પધારી જશે, તેનો શો ઉપાય કરું? એવું જાણીને પોતે પોતાની અગાસીમાં આવીને ચંદ્રમા સામું ભાળી હસ્ત જોડીને પ્રાર્થના કરે છે, જે હે વિધૂ! કહેતાં જે ચંદ્રમા, તમારા વંશમાં મારો નાથ જે બળભદ્રના ભાઇ પ્રગટ થયા છે, ત્યારે તમે તો મારા શ્વસુર ઠર્યા, ને હું તો તમારી પુત્રવધૂ ઠરી, ત્યારે મારે તો તમારી લજ્જા કરી જોઇએ; તમારી સાથે બોલવું ઘટે નહીં; તોએ પણ અત્યંત વિરહ પ્રેમને દર્દે કરીને, હ્રી કહેતાં જે લજ્જા તે પરી કહેતાં જે વેગળી કરીને કહું છું, જે મારે સદન કહેતાં ઘેર તમારા વંશમણી પધાર્યા છે, માટે હે તાત! મારી વાત એટલી પુત્રવધૂ જાણીને માનો ને અતિ થીર કહેતાં ઘણા કાળ સુધી મધ્યેના મધ્યે સ્થિર રહો, જે વેહેલો પ્રભાત ન થાય એવું કરો. એવું કહેતી હતી ત્યારે કોઇ એ ઠેકાણે આ શંકા લાવશે કે સઘળા ગોપીજન તો શ્રી કૃષ્ણને નંદ યશોદા પુત્ર જાણે છે, ત્યારે એ ગોપીએ ચંદ્રવંશી કેમ જાણ્યા? તેનું કારણ એ છે કે એ ચંદ્રિકા સખી છે તે શ્રી ચંદ્રાવળીજીનું જુથ્થ જે શ્રુતિરૂપાઓ, તેમાંની એ પણ શ્રુતિરૂપા છે, માટે સઘળું જાણે છે. તેનું પ્રમાણ શ્રીમદ્ભાગવત દશમસ્કંધ મધ્યે ગોપિકા ગીતમાં શ્રુતિરૂપાઓનું વચન છે. શ્લોક—

॥ નખલુગોપિકાનંદનોભવાનખિલદેહિનામંતરાત્મદૃક્ ॥

(ઇતિ વચનાત્) ॥ એ શ્લોકનો અર્થ એ છે કે જ્યારે પ્રભુ રાસમાંથી અંતર્ધ્યાન થયા ત્યારે શ્રુતિરૂપાઓએ એમ કહ્યું જે, હે ભવાન કહેતાં જે તમે હે નાથ! ખલુ કહેતાં જે નિશ્ચે, ગોપિકા જે શ્રી યશોદાજીના નંદન જે પુત્ર તે નથી. તમો તો સર્વ પ્રાણી માત્રના અંતરયામી

સોરઠા–રતિ આરતિઆગાર, રતિપતિ પિતુબિન જિહિં ભઈ;
પૈં રતિ અતિહિ અસાર, પ્યાર રતિહુ કહાં કૃષ્ણ સોં. ૧૬૬
દુહા–બલ્લભ બસ્તુ ન ખટક દૈ, ગ્લાનિ ન ભખત ઉચ્છિષ્ટ;
ક્યૌંહુ ન ગસ પ્રિયપ્રાનતે, જળજખિ પ્રવર સુદૃષ્ટિ. ૧૬૭
બન બિહી તજ્યો મીન અસુ, રહિત હોય દરસાય;
બીન જખી હુલખી લે હુત્યો, કંકુરૂપ હો જાય. ૧૬૮
મિત ચિત જાન્યો અનત દુઃખ, દુસહ ન છૂટે ખ્યાલ;
મનગતિ બ્હાં બરજ્યો ન રહિ, જ્યોં રસના મુખ સાલ. ૧૬૯

છો, ને અમે શ્રુતિરૂપાઓ છીએ, તે જાણીએ છીએ. એમ કહ્યું છે તે પ્રમાણે અહીંઆં પણ જાણવું. પછી તે સ્ત્રીએ પાછી પ્રભુ પાસે આવીને ક્રીડા કીધી. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૬૨. જ્યાં જ્યાં સ્ત્રી પુરુષને સ્નેહ હોય છે, ત્યાં ત્યાં દુરીજન ગુરૂજનનો નિંદા લજ્જારૂપિ પ્રતિબંધ નડે છે, તે સર્વને દુઃખરૂપ લાગે છે; પણ એતો સુખરૂપ છે. તે શામાટે કે સર્વ વિચારી જુઓ જે સઘળા જીવ તો દૂર્બળ પરાધિન છે, માટે પ્રતિબંધ મટાડી શકતા નથી; પણ હરી જે શ્રીકૃષ્ણ તે તો સર્વ વાતે સ્વાધિન સમર્થ પરમેશ્વર છે; તેની ઇષ્ટાઓ જે પ્રિયાઓ, જે ગોપિકાઓ તેમને પ્રતિબંધ કેમ સંભવે? પ્રભુ ટાળે તો ક્ષણમાં ટળે, પણ વ્રજનાયજીએ જાણી જોઇને રાખ્યો છે, તે શા માટે? જે પ્રતિબંધે કરીને ક્યાંહી એક લબકો ઝબકો મળાય તેથી મનને પૂરો સંતોષ થાય નહીં; તેથી મન ત્યાંનું ત્યાં વળગ્યું રહે તે માટે; જે તે સ્નેહી ઘણું વાહાલું લાગે તે મિઠાશનો સ્વાદ અવ્યક્ત છે. તેનું તે મનુષ્ય સદા પોતાના ઘરમાં આવી વસે ત્યારે તેને મળ્યાની પેહેલાંના જેવી આતુરતા તથા મીઠાશ રહે નહીં. તે કોની પેઠે કે કોઇ એક વસ્તુ જેમ મોંઘી લાવીને ખાઇએ, તે જેવી સ્વાદિષ્ટ લાગે, તેવો સ્વાદ તેની તે વસ્તુ સોંઘી થાય ત્યારે તેવી સ્વાદિષ્ટ ન લાગે તેની પેઠે. એ પણ જાણવું. જેમ મોંઘું તેમ મીઠું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૬૩. જો કંઇ રસ છે તે કેવલ નાયકમાં નથી ને કેવળ નાયકામાં પણ નથી, તેમ કેવલ દૂતીમાં પણ નથી. એ પ્રેમરસ તો ત્રણે મળીને છે. તે કોની પેઠે કે, જેમ કંઇ ચૂનો તથા પાન ને ખેરસાર જે કાથો, એ ત્રણે મળીને જેમ કંઇ લાલ રંગ નીકળે છે, તેમ તે પ્રેમરસ જાણવો. એક વસ્તુનું નામ રંગ નથી. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.) ૧૬૪. જેની ઊપર આપણી પ્રીત હોય ને તે સદા જેને આધીન હોય, તેની સાથે ચિત્ત દઇને સ્નેહ કપટ રહિત કરીને પ્રસન્ન કરીએ ત્યારે તેના આપ્યાથી પેલા મિત્રને સુખે પામીએ. એ મિત્ર મળવાની રીત છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.) ૧૬૫. જે પ્રીત દુઃખ પામ્યાથી ઘટી જાય તે પ્રીત કઈ ઉત્તમ નહીં. ઉત્તમ પ્રીત તે કઈ કે પ્રીતિને વિષે જેમ જેમ પીડા પામે તેમ તેમ પ્રીતનો રંગ વધતો જાય. તે કોની પેઠે કે જેમ કાંઇ અણપદ જે સોનું, તેને જેમ જેમ તપાઇએ કહેતાં તાપ દઇએ તેમ તેમ તાપે તાપે અધિક અધિકરૂપ નીકળતું જાય, તે રીતે પ્રીત હોય તે સરસ જાણવી. (ઇતિ હારદં જ્ઞેયં.)

૧૬૬. રતિ જે પ્રીતિ તે અરતિ જે પીડા તેનું આગાર જે ઘર તે છે. પણ રતિપતિ

નિજ ઇષ્ટા પ્રતિબંધ કા, પૈં જનિ રખ્ખોં બ્રજેસ;
જ્યોં જ્યોં મેંધી ચિજ જો, ત્યોં ત્યોં મિષ્ટ બિસેસ. ૧૬૨
રસ નાયક નહિ નાયકા, દુતિહુ ન મિલિ ત્રીસંગ;
જેસેં ચૂના પાન અરુ, ખેરસારસહ રંગ. ૧૬૩
જ્યાપેં અપની પ્રીતિ હે, સો અધીન જિહિ નીત;
તાપેં હિત ચિત દીજીયેં, તબ પૈયેં વહ મીત. ૧૬૪
જિમિ આરતિ તિમિ રતિ બઢેં, અતિ યહ હિલગ અનૂપ;
જ્યોં તચાઇયેં ત્યોં અધિક, જ્યોં અષ્ટાપદરૂપ. ૧૬૫

---

જાણ્યા હશે, તે ઇર્ષા ભાવે કરીને; કેમકે ઝટોઝટ ઘડીઓ ઘણી વાગી જાય, તો પ્રભૂ જાણે જે રાત થોડી છે, એમ જાણીને પાછા પોતાને મેહેલ વેહેલા પધારે તો શોકને ઝાઝું સુખ ના મળે; તે ભાવે કરીને એમ કર્યું છે; બાકી એટલામાં ઘડી તો થઇ નથી. એવી ઘડીઓ ગણીને વેહેલા વેહેલા પધારવાનું ધારતા હશો તે તો નહીં બને, ઘણે દિવસે મળ્યા છો તે જવા નહીં દેઉં. તે સાંભળીને પ્રભુ પ્રસન્ન થઇને મંદ મંદ હસ્યા, ને ક્રીડાનો આરંભ માંડ્યો. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૬૧. એક ચંદ્રિકા નામા વ્રજસુંદરી છે. તેને મંદિર શ્રી ઠાકોરજી અજવાળી રાત્રીએ પધાર્યા છે. તે સ્ત્રી ઘણો આનંદ પામી છે, તે કહ્યામાં આવતો નથી. પણ મનમાં પ્રાતઃકાળ થયાની ઘણી ધડ છે, જે હવડાં વહાણું વાશે, ને પ્રભુ પધારી જશે, તેનો શો ઉપાય કરું? એવું જાણીને પોતે પોતાની અગાસીમાં આવીને ચંદ્રમા સામું ભાળી હસ્ત જોડીને પ્રાર્થના કરે છે, જે હે વિધૂ! કહેતાં જે ચંદ્રમા, તમારા વંશમાં મારો નાથ જે બળભદ્રના ભાઇ પ્રગટ થયા છે, ત્યારે તમે તો મારા શ્વસુર ઠર્યા, ને હું તો તમારી પુત્રવધૂ ઠરી, ત્યારે મારે તો તમારી લજ્જા કરી જોઇએ; તમારી સાથે બોલવું ઘટે નહીં; તોએ પણ અત્યંત વિરહ પ્રેમને દર્દે કરીને, હ્રી કહેતાં જે લજ્જા તે પરી કહેતાં જે વેગળી કરીને કહું છું, જે મારે સદન કહેતાં ઘેર તમારા વંશમણી પધાર્યા છે, માટે હે તાત! મારી વાત એટલી પુત્રવધૂ જાણીને માનો ને અતિ ચીર કહેતાં ઘણા કાળ સુધી મધ્યેના મધ્યે સ્થિર રહો, જે વેહેલો પ્રભાત ન થાય એવું કરો. એવું કહેતી હતી ત્યારે કોઇ એ ઠેકાણે આ શંકા લાવશે કે સઘળા ગોપીજન તો શ્રી કૃષ્ણને નંદ યશોદા પુત્ર જાણે છે, ત્યારે એ ગોપીએ ચંદ્રવંશી કેમ જાણ્યા? તેનું કારણ એ છે કે એ ચંદ્રિકા સખી છે તે શ્રી ચંદ્રાવળીજીનું જુથ જે શ્રુતિરૂપાઓ, તેમાંની એ પણ શ્રુતિરૂપા છે, માટે સઘળું જાણે છે. તેનું પ્રમાણ શ્રીમદ્ભાગવત દશમસ્કંધ મધ્યે ગોપિકા ગીતમાં શ્રુતિરૂપાઓનું વચન છે. શ્લોક—

॥ नखलुगोपिकानंदनोभवानखिलदेहिनामंतरात्मदक् ॥

(ઇતિ વચનાત્) ॥ એ શ્લોકનો અર્થ એ છે કે જ્યારે પ્રભુ રાસમાંથી અંતર્ધ્યાન થયા ત્યારે શ્રુતિરૂપાઓએ એમ કહ્યું જે, હે ભવાન કહેતાં જે તમે હે નાથ! ખલુ કહેતાં જે નિશ્ચે, ગોપિકા જે શ્રી યશોદાજીના નંદન જે પુત્ર તે નથી. તમો તો સર્વ પ્રાણી માત્રના અંતરયામી

સોરઠા—રતિ આરતિઆગાર, રતિપતિ પિતુબિન જિહિં ભઈ;
પૈં રતિ અતિહિ અસાર, પ્યાર રતિહુ કહાં કૃષ્ણુ સોં. ૧૬૬
દુહા—બલ્લભ બસ્તુ ન ખટક હૈ, ગ્લાનિ ન ભખત ઉચિષ્ટ;
કયૌંહુ ન ગસ પ્રિયપ્રાનતે, જળજખિ પ્રવર સુદૃષ્ટિ. ૧૬૭
બન બિહી તજ્યો મીન અસુ, રહિત હોય દરસાય;
બીન જખી હુલખી લે હુત્યો, કંકુરૂપ હો જાય. ૧૬૮
મિત ચિત જાન્યો અનત દુઃખ, દુસહ ન છૂટે ખ્યાલ;
મનગતિ વ્હાં બરજ્યો ન રહિ, જ્યોં રસના મુખ સાલ. ૧૬૯

---

છો, ને અમે શ્રુતિરૂપાઓ છીએ, તે જાણીએ છીએ. એમ કહ્યું છે તે પ્રમાણે અહીંઆં પણ જાણવું. પછી તે સ્ત્રીએ પાછી પ્રભુ પાસે આવીને ક્રીડા કીધી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૬૨. જ્યાં જ્યાં સ્ત્રી પુરુષને સ્નેહ હોય છે, ત્યાં ત્યાં દુરીજન ગુરુજનનો નિંદા લજ્જારૂપિ પ્રતિબંધ નડે છે, તે સર્વને દુઃખરૂપ લાગે છે; પણ એતો સુખરૂપ છે. તે શામાટે કે સર્વ વિચારી જુઓ જે સઘળા જીવ તો દૂર્બળ પરાધિન છે, માટે પ્રતિબંધ મટાડી શકતા નથી; પણ હરી જે શ્રીકૃષ્ણ તે તો સર્વ વાતે સ્વાધિન સમર્થ પરમેશ્વર છે; તેની ઇષ્ટાઓ જે પ્રિયાઓ, જે ગોપિકાઓ તેમને પ્રતિબંધ કેમ સંભવે? પ્રભુ ટાળે તો ક્ષણમાં ટળે, પણ વ્રજનાથજીએ જાણી જોઇને રાખ્યો છે, તે શા માટે? જે પ્રતિબંધે કરીને કયાંહી એક લબકો ઝબકો મળાય તેથી મનને પૂરો સંતોષ થાય નહીં; તેથી મન ત્યાંનું ત્યાં વળગ્યું રહે તે માટે; જે તે સ્નેહી ઘણું વાહાલું લાગે તે મિઠાશનો સ્વાદ અવ્યક્ત છે. તેનું તે મનુષ્ય સદા પોતાના ઘરમાં આવી વસે ત્યારે તેને મળ્યાની પેહેલાંના જેવી આતુરતા તથા મીઠાશ રહે નહીં. તે કોની પેઠે કે કોઇ એક વસ્તુ જેમ મોંઘી લાવીને ખાઇએ, તે જેવી સ્વાદિષ્ટ લાગે, તેવો સ્વાદ તેની તે વસ્તુ સોંઘી થાય ત્યારે તેવી સ્વાદિષ્ટ ન લાગે તેની પેઠે. એ પણ જાણવું. જેમ મોંઘું તેમ મીઠું. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૬૩. જે કંઇ રસ છે તે કેવલ નાયકમાં નથી ને કેવળ નાયકામાં પણ નથી, તેમ કેવલ દૂતીમાં પણ નથી. એ પ્રેમરસ તો ત્રણે મળીને છે. તે કોની પેઠે કે, જેમ કંઇ ચૂનો તથા પાન ને ખેરસાર જે કાથો, એ ત્રણે મળીને જેમ કંઇ લાલ રંગ નીકળે છે, તેમ તે પ્રેમરસ જાણવો. એક વસ્તુનું નામ રંગ નથી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.) ૧૬૪. જેની ઊપર આપણી પ્રીત હોય ને તે સદા જેને આધીન હોય, તેની સાથે ચિત્ત દઇને સ્નેહ કપટ રહિત કરીને પ્રસન્ન કરીએ ત્યારે તેના આપ્યાથી પેલા મિત્રને સુખે પામીએ. એ મિત્ર મળવાની રીત છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.) ૧૬૫. જે પ્રીત દુઃખ પામ્યાથી ઘટી જાય તે પ્રીત કંઈ ઉત્તમ નહીં. ઉત્તમ પ્રીત તે કંઈ કે પ્રીતિને વિષે જેમ જેમ પીડા પામે તેમ તેમ પ્રીતનો રંગ વધતો જાય. તે કોની પેઠે કે જેમ કાંઇ અષ્ટાપદ જે સોનું, તેને જેમ જેમ તપાઇએ કહેતાં તાપ દઇએ તેમ તેમ તાપે તાપે અધિક અધિકરૂપ નીકળતું જાય, તે રીતે પ્રીત હોય તે સરસ જાણવી. (ઇતિ હાર્દં જ્ઞેયં.)

૧૬૬. રતિ જે પ્રીતિ તે અરતિ જે પીડા તેનું આગાર જે ઘર તે છે. પણ રતિપતિ

શ્રતિ લોચન લોં મીત હૈ, અપર આત્મ દો દેહ;
સબ ભાંતીસોં ઐક્યતા, ઐસો દુર્લભ નેહ. ૧૭૦

## ક્રિયાવિદગ્ધા ઔર વાકિવદગ્ધા નાયકા.

ખરક સવારોં કર ભરે, ગોબર છુટ ઉર છોર;
ઐંહે બડ કો બાલ તુમ, ઢાંકિય નંદકિશોર. ૧૭૧

---

જે કામદેવ તેનું રૂપ જે પ્રદ્યુમ્ન તેના પિતુ જે શ્રીકૃષ્ણચંદ્ર તે વિના જ્યાં પ્રીતિ થઇ હોય ત્યાં સઘળે દુઃખરૂપ છે; શ્રીકૃષ્ણ સાથે હોય તો સુખરૂપ છે. પણ રતિ કહેતાં જે ભાગ્ય તે અતિ અસાર કહેતાં જે ઘણું ખોટું, તે રતિ કહેતાં જે ચણોઠી, તે બરોબરે પણ રતિ જે પ્રીતિ તે કયાંથી હોય? હરીની કૃપાએ મળે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૬૭. કહેવાની મિત્રાઇ તો સઘળે છે, પણ આટલાં લક્ષણ હોય તેની સાચી જાણવી. જે આપણી અતિશે વલ્લભ જે વાહાલી વસ્તુ હોય તે પણ તેને આપીને હરખાય, પણ લગારેકે મનમાં ખટકે નહીં. ને વળી તેનું ઉચ્છિષ્ટ ખાતાં પણ લગારે મનમાં ગ્લાની જે સૂગ તે ના આવે. ને વળી ગમે તેવું અઘટિત કર્મ કરે વા અઘટિત વાણી બોલે, તોએપણ ગસ જે ક્રોધ તે તેની ઉપર ના આવે, ને પોતાના પ્રાણથકી પણ અતિશે પ્રિય લાગે. ઇત્યાદિક લક્ષણ પરસ્પર હોય તે બે ઇષ્ટ કહેતાં જે મિત્ર તેમની પ્રીત જળ ને ઝખી જે માછલી તેમના કરતાં પણ શ્રેષ્ઠ જાણવી. (ઇત્યર્થ.)

૧૬૮. સર્વ કોઈ એમ કહે છે કે જે જળને ને મત્સને એકંગી પ્રીત છે-મત્સને જળ ઉપર પ્રીત છે, પણ જળને મત્સ ઉપર નથી એમ કહે છે તે સમજતા નથી. બાકી સ્નેહ તો બંનેને પરસ્પર છે. તે જુઓ કે બન જે જલ, તે થકી વિહિન જે રહિત, તે મીન જે માછલું, તે થતા માત્રમાં અસુ જે પ્રાણ, તે રહિત તુરત થઇ જાય તેમાં સંદેહ નહીં. દરસાય કહેતાં તે પ્રમાણે પ્રાણ રહિત દીઠામાં આવે છે; ને કં કહેતાં જે જળ તે પણ ઝખી જે માછલી તે વિના કુરૂપ થઇ જાય. તે કેવું કે પાંચરા (જળમાં થતાં જંતુઓ) પડે ને લીલ પણ થાય, ઇત્યાદિક કુરૂપતા મત્સને વિયોગે થાય; માટે અન્યોઅન્ય પ્રીતિ જાણવી. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૬૯. સ્ત્રી પુરુષને જાર પ્રીત હોય તે બેમાંથી એકનું ચિત્ત કયાંહી અનત કહેતાં બીજે ઠેકાણે લાગે, ને તે વાત પેલું સ્નેહી જાણે ત્યારે તેને દુઃસહ જે ન સહેવાય એવું દુઃખ થાય. તે પોતાના મનને બરજે કહેતાં ઘણુંએક વારે, પણ તેનો ખ્યાલ મન છોડે નહીં. ગતી કહેતાં જે જવું તે ચિત્ત ત્યાંનું ત્યાંજ જાય. તે કોની પેઠે કે જેમ કંઇ રસના જે જિહ્વા તે મુખમાં કંઇ વાગ્યું હોય વા દાંતમાં સાલ કહેતાં જે કંઇ ભરાયું હોય ત્યાંની ત્યાં જીભ વારે વારે જાય, તે નીકળતાં લગી તેની પુંઠ કેમે કરી મૂકે નહીં, તેની પેઠે તે પણ જાણવું. વ્યભિચારમાં પણ હોય, સ્ત્રી પુરુષમાં પણ હોય. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૭૦. શ્રુતિ જે કાન ને લે. તે બબે છે, પણ તેનું જેવું સાંભળવું ઇત્યાદિક ગતી

## વાક્વિદગ્ધા નાયકા.

બીર ચલેંગી તૂં ચલેં, હમ સખ ભાન સુભોંન;
ટેર સુનાઈ સખિન મિસ, સુનિ કલ પરિ પિયકોં ન. ૧૭૨

## ક્રિયાવિદગ્ધા નાયકા.

(૧) રપટયોં પગ ઢિગ કો નહીં, સુનિયેં ગોકુલનાથ;
સાચ કહૂં સમજો સમય, એંચ લેહુ દૃહેં હાથ. ૧૭૩

---

એક છે. તેમ બે મિત્ર હોય ને અપર જે એક આત્મા ને દેહ માત્ર બે હોય, બાકી સઘળી વાતે ઐકયતા હોય એવો સ્નેહ તે ઘણો દુર્લભ છે; કંઇકજ હોય. (ઇત્યર્થ જ્ઞેયં).

૧૭૧. (આ નાયકા ક્રિયાવિદગ્ધા સહ વાક્વિદગ્ધા છે) એક ચિત્રલેખા નામા વ્રજસુંદરી છે. તે ગાયોની ખક કહેતાં શાળા સમારતી હુતી. એટલામાં શ્રી નવનિતપ્રિયલાલજી, ગોપના બાળક સંગે રમતા રમતા તે ઠેકાણે પધાર્યા. તે સમેનું સ્વરૂપ નિરખીને પેલી ગોપિકાને અત્યંત વાહાલા લાગ્યા. પણ સર્વ દેખતાં અંગનો સ્પર્શ કેમ કરાય ને કેમ કરાવાય, ને તે સમે મનતો ઝાલ્યું રહ્યું નહીં, ત્યારે તે ચતુરાએ એક ચતુરાઇ કરી તે શી રીતે કે જાણી જોઇને હૃદય ઉપરથી વસ્ત્રનો છેડો છોડી નાખ્યો. પેલો સરડકો વાળે છે તે ખોસેલો કાઢી નાંખ્યો; ને પોતાના હાથ જાણી જોઇને છાણવડે ખરડયા. પછી તેને મિશે કરીને તે બાળા શ્રી ઠાકોરજીને કહેવા લાગી જે, હે નંદકિશોર! તમે લગારેક ઓરા આવો; હું તો ગોશાળામાં સવારું છું ને મારા હાથ તો ગોબરના ભરેલા છે; ને મારા ઉર કહેતાં જે હૃદય ઉપરનો છોર જે છેડો તે છુટીને ઉઘડી ગયો છે; તે બગડે માટે મારે હાથે તો ખોસાય નહીં, ને કોઇએક મોટા પુરુષ આવી પહોંચશે તો હું નિર્લજ કહેવાઇશ; ને તમારી તો મારે લાજ હોય નહીં; તે શામાટે કે તમે તો નાના બાળક છો, માટે મારી પાસે આવીને મારા હૃદય ઉપર મારો છેડો ઢાંકી જાઓ. ને છે તો બાળક પણ નંદકિશોર કહીને બોલાવ્યા તેનું હારદ એ છે કે કિશોરાવસ્થાના સુખનું દાન માગ્યું. તે પ્રભૂ સમજી ગયા, ને છેડો ઢાંકવાને મિશે હૃદય સ્પર્શાદિક સુખ સારીપેઠે આપ્યું ને બને જણ ઘણાં પ્રસન્ન થયાં. અહીં કોઈ સંદેહ કરે કે બાલ્યાવસ્થામાં કિશોરાવસ્થાનું સુખ કેમ અપાય? તે સંદેહ ન કરવો. તે શામાટે કે શ્રી નવનીતપ્રિયાજીની સ્વરૂપ ભાવનામાં લખ્યું છે કે પ્રભુ છે માટે એક અવસ્થામાં સર્વ અવસ્થાનું સુખ આપે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં)

૧૭૨. એક કનકલતા નામા વ્રજસુંદરી છે તે શ્રી નંદરાયજીના મોહોલ પાસે આવીને ત્યાં એક કાવેરી નામા ગોપીકા રહે છે, તેને ટેર કહેતાં હાંક મારી ને તેને મિશે કરીને ઠાકુરજી સાંભળે એમ આવાં વચન કહ્યાં, જે બીર કહેતાં હે સખી! ચલેંગી કહેતાં તું આવે છે? અમે તો ભાન જે દ્વાદશાદિત્ય ને ભોન જે મંદિર છે, ત્યાં દર્શન કરવા જઇએ છીએ. એમ બોલી, તેને મિશે શ્રી ઠાકુરજીને સંભળાવ્યું. તે સાંભળીને રસીયાજીને પણ કંઇ કલ પડી નહીં. તે સખીના બોલ્યાનું હારદ સમજીને તે શોધવાને મિશે તુરત ધાયા ને સખિએ કહ્યું તે સ્થળે વેહેલા જઇ પહોંચ્યાં. ને એટલામાં પેલી વ્રજરંભાઓ પણ બીજે માર્ગે થઇને ત્યાં આવી પહોંચી. ત્યાં શ્રી નટવરલાલજીને મળીને નાના પ્રકારની રાસક્રીડા કરીને સર્વ ઘણું પ્રસન્ન થયાં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

(૨) મજ્જત મોહન જમુનજલ, લખિ સયૂથ ચલિ બામ;
મિસ કર મેલી કર નઈ, જયકૃષ્ણા કહિ નામ. ૧૭૪

(૩) ચપલા ચમક સઘન ગરજ, સુનિ ડરિ પ્યારી જાનિ;
લાલ લાયલઈ હિય કસી, બની શંક સુખખાનિ. ૧૭૫

(૪) સરકેં ડર દુરિજનતેં, ઈહિ રહેં મો પીઠ;
જક ન પરી બિન લખન મુખ, મુકરમીસ દૈ દીઠ. ૧૭૬

---

૧૭૩. એક કમલાક્ષી નામા ગોપીજન છે તે શ્રી યમુનાના પનઘટ ઉપર જળનું બેડું મસ્તક ઉપર લઇને પાછું જોયું, એટલે શ્રીમજ્જમોહન લાડિલોજી એકલા દીઠા ને તે સમે પનઘટ ઉપર પણ કોઈ બીજું મનુષ્ય નહોતું. એવું જોઇને પેલી વ્રજ લલનાએ વિચાર્યું જે સમો તો સારો છે, પણ પ્રભૂને મારી પાસે શી રીતે તેડું? એવું વિચારીને તેણે એક ચતુરાઇનું વચન કહ્યું; પોતાનો પગ જાણી જોઇને જાણે લપસી ગયો છે, એમ સરકાવ્યો. પછી બોલી જે, હે શ્રીગોકુલનાથ! મારો પગ લપસી જાય છે, ને ઉંચું ચડાતું નથી, ને પડીશ તો મારું બેડું ફુટી જશે, ને માહરી પાસે કોઇ નથી જે મુને હાથ આપે. હું કંઇ હસવાને જુઠું કહેતી નથી. સાચું કહું છું. આ સમો સમજો, ને વેહેલા વેહેલા મારી પાસે આવીને મારો હાથ ઝાલીને મુને ખેંચી લો, જે મેં બારણે નીકળાય. પ્રગટ ભાવ તો એટલો ને બીજો અંતઃકરણનો ભાવ તો એ છે કે એ નાયકાને દુરીજન ગુરૂજનનો પ્રતિબંધ ઘણો છે, તે કોઇ સમે પણ પ્રાણજીવન સાથે કંઇએ પણ બોલાતું નથી ને પરસ્પર અંગ સ્પર્શ તો દુર્લભ છે, ને અન્યોઅન્ય પ્રીત તો ઘણીજ છે. પણ વેગળેથી આંખને અણસારે મળાય તે મળાય, પણ પ્રગટ મળાતું નથી. માટે બંનેને આતુરતા ઘણી છે. તેવામાં એટલોએ સમો એકલાં મળવાનો કેમે કરતાં આવ્યો છે, માટે એ સ્ત્રી પગ લપસ્યાને મિશે કરીને પોતાના અંતરની વાત જણાવે છે કે, ગો જે મારી સર્વ ઇંદ્રિયોના નાથ તો તમે છો, મેં તો ઇંદ્રિયો આદિ સર્વ મન થકી તમને અર્પણ કર્યું છે. માટે હે શ્રીગોકુલનાથ, મારી વિનતી સાંભળોઃ-રપટયો પગ એટલે હું તમે લાયક છું, પણ લૌકિકના ભયને બળે સંસારમાં ફસી જવાય છે, ને ઢિગ કો નહીં, એટલે શો ભાવ કે મારી પાસે એવી કોઇ ખબરદાર સખી નથી કે હાથ ઝાલીને કાઢે ને તમને મેળવે. ને બીજો ભાવ એ કે હવડાં મુને સ્પર્ષ કરશો તો કોઇ દેખનાર નથી, એવો સમો છે, તે સમજી જાઓ ને હાથ ઝાલીને ખેંચી લેવાને મિષે સુખદાન કરો, તથા લો. સમો સમજ્યાનો બીજો અર્થ એ જે મારી આ સોળ વર્ષની અવસ્થા વીતી જશે, તે માટે વેહેલા સમજી જાઓ, એટલે શું કે મુને અંગીકાર કરો. એ વાત હું સાચું કહું છું એટલે મન થકી કહું છું. જે હાથ ઝાલીને ખચી લો, તેનો એ ભાવ કે પાણીગ્રહણ કરો, તે પોતાની સ્ત્રી થઇ, તે રીતે મારો હાથ ઝાલીને મુને તમારી સ્ત્રી કરો. ખેંચી લો એટલે સંસારના પ્રપંચના ભયથી કાઢીને નિર્ભય-પણે કેવળ તમારી કરી લ્યો; પોતાની સત્તાને બળે. એવાં વચન સાંભળીને શ્રીજી અંતરની વાત સઘળી સમજી ગયા, ને પ્રસન્ન થઇને મંદ મંદ સહતા તે સખી પાસે પધાર્યા, ને

## ખંડિતા વિદગ્ધા નાયકા.

બધિ શુન ભુજ ઇત્સન હતી, દિહુ દુજ સનસી લગાય;
કે ઉર સુઘડ ચઢાય મો, ધિજ હર સિર કર લ્યાય. ૧૭૭

## સ્વયંદૂતિકા નાયકા.

જેઠ દુપેરી દુસહ તપ, સુનહુ બટાઉ છેલ;
પુરતેં પર બન સઘનમેં, ધરિ ટકિ ગહિયો ગેલ. ૧૭૮

---

ઘણુંએક સુખ આપ્યું. પેલીએ પ્રાર્થના મનની કરી હુતી તે વાતની મંદ મંદ હસીને હા કહી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૭૪. એક સમયને વિષે શ્રી મોહનલાલજી શ્રીયમુનાજીમાં સ્નાન કરે છે, એવા સમામાં એક રત્નપ્રભા નામે વ્રજસુંદરી પ્રભૂની કૃપાપાત્ર છે, તે ઘણીએક સ્ત્રીઓના જુથ્થ ભેગી કહીંએક જતી હુતી; તેણે શ્રી યમુનાજી ભણી સેહેજ ભાળ્યું, એટલે પ્રીતમલાલજીને મજ્જન કરતા દીઠા; ને પ્રભૂની દ્રષ્ટી પણ તે ચતુરા ઉપર પડી. એટલે પેલી પ્રમદાએ પ્રભૂજીને પ્રણામ કર્યાવિના જવાયું નહીં, ને જો પ્રણામ કરે તો પેલી અજાણી સર્વ સ્ત્રીઓ સમજી જાય; તે પણ કરવું નહીં. અહીં કંઇ જુક્તિ કરવી એમ વિચારીને બે હાથ જોડીને જયકૃષ્ણા એવું મુખથી બોલી, ને મસ્તક નમાવ્યું. એટલે પ્રાણજીવનજીએ તો પ્રણામ માની લીધો, પણ પેલી સંગની સ્ત્રીઓએ પૂછ્યું જે, હે અલી! તારે એ નંદકુંવર સાથે કંઇ સ્નેહ છે કે શું, જે તે જયકૃષ્ણ કહીને પ્રણામ કર્યો? ત્યારે પેલી સખીએ કહ્યું જે. નારે બાઇ! હું તો એ છોકરાને ઓળખતીએ નથી, જે કોનો બાળક છે, મેં તો શ્રીયમુનાજીને કૃષ્ણા એવું કહીને પ્રણામ કર્યો, પણ તમે કૃષ્ણ એવું સેહેજે સમજ્યાં હશો; બાકી હું તો એનું કૃષ્ણનામ એવું જાણતીએ નથી તમે હવડાં કહ્યું, ત્યારે જાણ્યું. એમ કહ્યું ત્યારે પેલી સર્વ સમજીયો તો ખરી, જે એણે વાત ફેરવી. એવું સમજીને હસીને બોલીઓ નહીં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૭૫. એક સમે વ્રષાઋતુમાં બે ચાર સખીઓ સહિત શ્રીલાડિલીજી શ્રી વ્રંદાવનમાં પધારતાં હતાં. એવામાં શ્રી વ્રજરાજ લાડિલોજી શ્રી વ્રંદાવનથી શ્રી ગોકુલ ભણી પધારતા હતા. તે બંનેને અચાનક માર્ગ મધ્યે મિલાપ થઇ ગયો. બંને જણ ઘણો આનંદ પામ્યાં, ને આલિંઘન કરવાનું બંનેને મન તો ઘણું થયું, પણ સાથે સખીઓમાં એક બે અજાણી હુતી, માટે બંનેને કંઇએક લજ્જા ઉપજી, પણ મન તો ઝાલ્યું રહેતું નથી, ને એવામાં વિજળીના ઝબકારા થઇ રહ્યા છે, ને મેઘની ઘાટા થઇ રહી છે, ને પેલી સાથવાળી સખિઓ ઉતાવળ કરવા લાગી કે વરસાદ આવશે માટે વેહેલાં ચાલો, ક્યાંહી સારી છાયા તળે જઇએ, ને કન્હૈયાજી પણ વેહેલા ઘેર પોહોચે. એમ ઉતાવળ કરવા લાગ્યાં ને લગારેક પણ મળાયું તો નહીં. તે સમે ઓચીંતી એક મોટી મેઘની ગર્જના થઇ, ને ચપલા જે વીજળી તેનો એક મોટો ઝબકારો થયો. એવામાં શ્રીરાધિકાજીએ જાણી જોઇને પેલી ગર્જનાથકી જાણે બીક લાગી હોય એમ કંપારો ખાઇને ભય વિકલ થયાં: તે પ્રભૂ તો સમજી ગયા જે પ્યારીએ જાણી જોઇને આ ચતુરાઇ કરી છે. તે સમે પોતે

## અનુસૂયા નાયકા.

તુટયોં સદન સંવારિ કે, સંતન કિયોં નિવાસ;
સુચ માન્યોં સબ સુન લિયો, લલના કાહુ ઉસાસ. ૧૭૯

પણ સમો સંભાળી લીધો. ચતુર શીરોમણી છે માટે બીહીશો માં, કહીને ધાઇને પોતાના હૃદય સંગાતે દાબી લીધાં-કશીને કહેતાં ભચરડીને. બીજાં સર્વ સમજ્યાં જે રાધાજી બીહીનાં માટે હૃદયે દાબ્યાં, પણ એ બંનેને તો શંક જે ભય તે સુખની ખાણ થઇ ગઇ છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૭૬. એક મધુરેક્ષણા નામા ગોપીજન છે તે એક પોતાની અંતરંગ સખી પ્રત્યે પોતાને તે દિવસે વિતેલી વાત છે ને તે કહે છે જે, હે સખી! આજ તો મારે એક વાત થઇ, તે સાંભળ. સાંકડી ગલીમાં હું ને શ્રીઠાકોરજી બંને એકેકને વળગીને વાતો કરતાં હતાં, એટલામાં પેલો જોડે આડો રસ્તો છે કેની, ત્યાંથી બે ચાર મનુષ્ય. કોઇ દુરીજન સરખાંજ હતાં, તેને દેખીને છેક કહેતાં જે મિત્ર મારો વાહાલોજી તો સરકીને કહેતાં ખસીને મારી પીઠને ઓથે જઇને ઉભા રહ્યા, એટલે મારે તો બે દુ:ખ થયાં-કે એક તો દુરીજન દેખે તેનું, ને બીજું શ્રીમુખ નાં દેખાયું, તે દીઠા વિના મુને તો જક જે કલ તે નાં પડી. થોડીએકવાર પણ સહેવાયું નહીં. એટલામાં મેં એક ચતુરાઈ કરી, જે મારી કોટમાં મારો મોટો અરિસો હતો તેમાં મેં મારું મુખ જોવાને મિશે પ્રભૂના મુખારવિંદનું પ્રતિબિંબ માંહે આવ્યું, એમ અરીસો રાખ્યો, ને શ્રીમુખ સામી દીઠ જે દ્રષ્ટી તે દીધી, ત્યારે રહેવાયું. પેલાં ગયા પછી પોતે સન્મુખ પધાર્યા. એવા એ છેલ છબીલોજી ચિતના ચોરનારા છે. લોક ગમે તે કહો, પણ મારે તો એ વિના ક્ષણુંએક ચાલનાર નહીં. એ નાયકામાં પ્રેમગર્વિતાનું લક્ષણ પણ છે. ( ઇતિ ભાવાર્થ જ્ઞેયં ).

૧૭૭. એક સમે શ્રી કૃષ્ણચંદ્ર પ્રાત:કાલને સમે કોઇ એક વ્રજસુંદરીને ત્યાંથી નિશાયે રમીને શ્રીચંદ્રાવળીજીને મંદિરે પધાર્યા છે તે ચંદ્રાવળીજીએ પ્રભૂના શ્રી અંગના ચિન્હ અન્ય સ્ત્રી સંબંધમાં જોઇને રીસ કરીને કહ્યું, જે તમે કોઇ અન્ય સ્ત્રીને ઘેર રાત્રી રમીને આવ્યા છો, ને જુઠું સીદ બોલો છો, જે હું તો કયાંહી નથી ગયો. એવું સાંભળીને પ્રભુ બોલ્યા જે, હું તો સાચો છું તોએ તમે નથી માનતાં ત્યારે, પ્રાણ પ્રિયા! હું તમારો ગુન્હેગાર ઠર્યો ત્યારે મુને જે દંડ દેવો ઘટે તે દો, પણ રીસાવશો નહી. જો મને બાંધવો ચાહો તો તમારા બે ભૂજરૂપી ગુણ જે દોર તે તૈયાર છે, તેવડે મુને જકડીને બાંધો. ને જો મારવો હોય તો તમારા ઇક્ષન જે નેત્ર, તેનાં કટાક્ષ તેરૂપિ બાણ સિદ્ધ છે, તેવટે મારો, ને દુજ કહેતાં જે દાંત ને રૂપી જે સાણસી, તે તમારી પાસે છે, તેવડે મારા અધરને વિષે લગાડો, કહેતાં ચીપટીઓ ભીડો, ને મુને જો કદાપી કિલ્લે ચડાવી મૂકવો હોય તો તમારું ઉર જે હૃદય તે રૂપ સુઘડ જે સુંદર કિલ્લો તે ઉપર મુને ચડાવી રાખો. ને જો કદાપી મારી ધીજપતીજ લેવી હોય તો. હરજે શ્રી મહાદેવજી, તેમની પીંડીસમ આકાર એવા જે તમારા બે કુચ ને શીર કહેતાં તેની ઉપર મારા હસ્ત ધરાવો. જો હું જુઠો હોઇશ તો મેં ધરાશેજ નહી. ને ઝટ તમે ધરો કહેતામાં હું ધરું ત્યારે તો હું સાચો ખરો. એવાં વ્યંગોક્તીનાં વચન સાંભળીને પ્રિયાજીની રીસ તો તુરત ઉતરી ગઇ, ને મંદ મંદ હસી અત્યંત વહાલ ઉપજ્યું. તેણે કરીને હૃદયે લપટાવી દીધા ને કહ્યુ કે તમે સાચા છો, તે તો

# ખંડિતા અધિરા નાયકા.

પ્હેરન પર પલકાન કિય, અલિક સોંહ કિત ખાત;
પેખોં પગિ પલ પીક નિક, સાંચિ કહો કછુ પ્રાત. ૧૮૦

હું જાણુંછું, પણ આવડી અટકચાળી બોલવાની યુક્તિ કઇ નિશાળે ભણી આવ્યા છો? એમ કહીને પ્રાણજીવનજીને મંદિરમાં પધરાવીને ઘણા પ્રસન્ન કર્યા. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

૧૭૮. (નાયકા સ્વયંદૂતિકા તેજ વાક્યવિદગ્ધા કહેવાય છે) એક કંદર્પા નામા વ્રજસુંદરી છે. તે જ્યેષ્ઠ મહિનાના મધ્યાનને સમે યમૂનાજળ ભરીને પોતાના ઘર ભણી જાય છે. એવા સમામાં શ્રીનટવરલાલજી એકલા વન ભણી પધારતા દીઠા. તે જોઇને એ કામનીનું મન મળવા લલચાયું. પણ શું કરે, કોઇ બીજી સખી પણ દૂતત્વ કરે એવી નહોતી, ને ચિત્ત તો ચલાયમાન થયું. તે સમે એ સ્ત્રીએ અજાણી હોય તેમ એક વચન ચાતુર્યતાનું કહ્યું:-સાંભળ બટાઉ, કહેતાં હે વાટના જનાર! છેલ કહેતાં વરણાગિયા! જ્યેષ્ઠ મહિનાના ખરા બપોર છે, ને તડકો તો ઘણો દુ:સહ છે, તે માટે પુરથીપર કહેતાં આ ગામથી વેગળું, સઘન જે વ્રક્ષની ઘટા છે, એવું વન આવશે ત્યાં એક ઘડી માત્ર ટકીને બપોર ગાળીને, ગેલ જે મારગ તે ગહિયો જે, ઝાલજો; નહિ તો કોમળ છો, ને બપોર નહીં ગાળો તો લૂક લાગશે, એવું કહ્યું. એ વચનનું અંતર હારદ એ છે કે, ઘડીએક ટકજો એટલે જળનું બેડું ઘેર પહોંચાડીને હું ત્યાં આવું છું, એમ કહ્યું. તેનો ભાવ તો પ્રભૂ સાંભળતામાં સમજી ગયા, ને કહ્યું જે વારૂ, એમજ કરીશું. એમ કહીને સખિએ કહ્યું તે સ્થળે જઇને બેઠા એટલે પાછળથી તે લલના પણ આવી મળી. પછી બંનેજણ મનગમતું સુખ માણીને પોતપોતાને ઘેર પધાર્યાં. (ઇતિભાવાર્થં જ્ઞેયં.)

૧૭૯. (નાયકા અનુસૂયા.) એક વ્રજસુંદરીને શ્રીઠાકુરજી જોડે મળવાનું એકાંતનું સ્થળ કોઇએકનું ભાંગેલું ઘર હોતું. તે ઘરને શમારીને કોઇએક સાધૂ આવ્યા તેણે ગામના લોકને પૂછીને નિવાસ કર્યો, ત્યાં તે વાત સાંભળીને સઘળા લોકે તો સુખ માન્યું જે સારૂં થયું-કોઇ ચોર ચખાર ભરાઇ રહેશે નહીં. પણ તે વાત સાંભળીને સંકેત સ્થળ જેનું હતું તેણે લીયો ઉસાર કહેતાં નિશાસો મૂકયો, જે હવે પ્રભૂ સાથે કયાં મળાશે. પછી બીજું સ્થળ પેદા કર્યું ત્યાં મળ્યાં. એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૮૦. એક મનોહરા નામા ગોપિકા છે તેને મંદીર કોઇએક સ્ત્રીને ત્યાં રાત રમીને પ્રભૂ પધાર્યા. તે અન્ય સ્ત્રી સંબંધનાં ચિન્હ જોઇને કહે છે કે, હે નાથ! પર જે બીજી, તેની પલિકા જે સજ્જા, ત્યાં પોઢવાના અલિક જે જૂઠા, સોંહ જે સમ, તે કાં ખાઓ છો; એટલે શું કરવા ખાઓ છો? જો ના માનો તો દર્પણ લઇને જુઓ કે તમારી પલ કહેતાં આંખોનાં ટોપચાં, તે પીક જે તાંબુલનો રંગ તેમાં પગ્યાં, કહેતાં પચી રહ્યાં છે; નીક કહેતાં સારી પેઠે, તેમાંથી મેં જાણ્યું તો ખરૂં, ત્યારે તમે જુઠું શીદ બોલોછો? પ્રાત:કાલમાં તો સાચું બોલો. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૮૧. એક સુનંદા નામા ગોપાંગનાને મંદિર શ્રી રસિકરાયજી કહીંએક રજની રમીને પધાર્યા. તે દેખીને મુખ બગાડીને તે સુંદરીએ કહ્યું જે, આ વેળા અહીં આવ્યાનું શું કામ

## ખંડિતા નાયકા.

સબ ઠાંગુનિકે સંગતે, પાવેં સબ સનમાન;
અંગુનવતી ઉરપેં હરી, ક્યોં ન હોઈ અપમાન. ૧૮૧
જિહ્મ ભરે પ્રતિઅંગ પિય, જિહ્મ સોંહ કિત ખાત;
નિપટ જિહ્મ કામો ગિની, પ્રગટ દુરૈયત બાત. ૧૮૨

## ખંડિતા ધીરાધીર.

તોષી મેરી સોંત પિય, મોકોં યહ એસાન;
પ્રત્યુપકાર કરોં કહા, ભેટ કરોંગી પ્રાન. ૧૮૩

---

છે? જ્યાંથી આવ્યા ત્યાં પાછા પધારો, એમ કહ્યું, પણ કાંઇ સન્માન કર્યું નહીં. ત્યારે પ્રભૂએ કહ્યું કે ભૂંડી, એમ શું બોલે છે, તારે ઘેર આવ્યા છીયે, કાંઇ સન્માન તો કર. ત્યારે તે બાળા બોલી કે, જે કોઇ ગુણવાનનો સંગ કરે તે સઘળે ઠેકાણે સન્માન પામે, તે તો તમે કર્યું નથી, તમે તો અંગુનવતી કહેતાં દોરા વની માળા હૃદે ધરી છે. પધાર્યા છો એટલે શું કે તેના હારનાં ચિન્હ પડયાં છે. હે હરી, ગુણ રહિતનો સંગ કરીએ ત્યારે અપમાન કેમ ન થાય? એવું કહીને રીસ ઉતારીને મેળાપ કર્યો; એટલે શું કે સુખ દાન કર્યું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૮૨. (ખંડિતા નાયકા.) એક ગુણાભિરામા નામે ગોપ સુતાને મંદિર અલબેલોજી ક્યહીં રજની રમી આવીને પધાર્યા. ત્યારે તે લલનાએ કહ્યું જે આ વેળા આવાં ચિન્હના ભરેલા ક્યાંથી પધાર્યા? ત્યારે પ્રભૂએ કહ્યું કે અમે તો ઘેરથીજ આવિયે છીએ, જો જુઠું બોલતા હોઇએ તો અમને સમ છે. તે સાંભળીને પાછી આ બાળા બોલી જે અમથા જિહ્મ કહેતાં કપટના સમ શીદ ખાઓ છો. જિહ્મ કહેતાં જે વળી આળસ તેના ભરેલાં સઘળાં અંગ દેખાય છે; એ પ્રગટ વાત દુરૈયત કહેતાં સંતાડો છો તે કેમ નભે? એમ છેક ના સમજું તે શું કંઇ સુને, તમે છેક જિહ્મ-નાદાન જાણી પ્રત્યક્ષમાં વાહો છો. પછી તે વાત જાણી જોઇને પડતી મૂકી બંને જણાંઓ મળીને પ્રસન્નતાએ સુખ લૂટ્યું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૮૩. (અન્ય સંભોગ દુઃખિતા નાયકા) એક સોનજુહા નામા ગોપાંગના છે. તેને મંદિર પ્રભૂ કોઇ એક વ્રજ સ્ત્રી સાથે નિશાયે રમીને પધાર્યા છે. તેણે વ્યક્રોક્તિ કરી, એમ બોલી જે, હે પિઉજી! તમે મારી સોંતી જે શોક્ય તેને તોષી કહેતાં સંતોષ પમાડી, એ વાતનું તો એસાન કહેતાં સપાડું તે મુને છે. પણ હું તમારી રંક દાસી તે એનો પ્રત્યુપકાર શો કરું? જેવો તમે મુને ગુણ કર્યો છે, તેવો તો હું કરી શકીશ નહીં. પણ હું અબળાથી એટલું બની આવશે જે હું મારા પ્રાણ તમને ભેટ કરીશ. એટલે શો ભાવ કે મારી સપત્ની સંગે રંગે રમ્યા છો, માટે હું તમારી ઉપર મરીશ. એવું સાંભળીને પ્રભૂએ વિનય કરીને રીશ ઉતરાવી, હળીમળીને આનંદ કીધો. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૮૪. (અન્ય સંભોગ દુઃખિત ધીરા ખંડિતા) એક સુરંગા નામની વ્રજસુંદરી છે, તેને ઘેર પ્રભૂ પાછલી રાતે અન્ય ગોપીજન જોડે રમીને પધાર્યા. તે સમે તે સ્ત્રીએ દીપિકા

## ખંડિતા ધીરા.

લાલ લખી છબિ આજકી, અનંદ ઉર ન સમાય;
પૈં રતિ અતિ કતાસું અબ, જાનિ જિયોં નહિં જાય. ૧૮૪

## કુલહાંતરિતા નાયકા.

હા હા કર હારે હરી, મૈં ન મની પરિ પાય;
મોલાયેં અબ લાયદેં, કો દૈં લાય લલાય. ૧૮૫

## ઉત્કંઠિતા નાયકા.

છાંહિ ચાંહિ તન છોંહિ પિય, અબ અલિ આવે નાંહિ;
પ્રકત મો અખિ દાહિની, કાહુકી બાંહિ બાંહિ. ૧૮૬

---

લઇને સઘળું શ્રી અંગ નિહાળ્યું તો નખશીખ લગી અટપટાં વસ્ત્રાભરણ તથા સુરત સંગ્રામનાં ચિન્હના ભરેલા દીઠા. તે સમે તેણે પ્રાણાંત દુઃખ થયું. પણ ધીરજ વડે મુખ ઠેકાણે રાખીને જુક્તિ વડે વ્યક્રોક્તિ ક્રરી, એમ બોલી જે, હે લાલ! તમારી આજની છબી લખી કહેતાં જોઇને મારા હૃદેમાં આનંદ તો સમાતો નથી. પણ મુને એમ સૂજે છે જે રતી કહેતાં જે મારૂં ભાગ્ય, તે ઘણું ઓછું છે. તેથી મેં એ મુખને જોર હવે જીવાશે નહીં. એટલે શું કે મુને ઇર્ષા ઘણી આવે છે, માટે હું ઝેર ખાઇને મરીશ, નહીં તો ત્યાં જવું મૂકી દો. એવું સાંભળીને વાહાલાજીએ જેમ તેનું મન માને તેમ મનાવ્યું ને હળીમળીને બંને જણાં પોઢયાં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૮૫. એક સમે શ્રીવ્રષભાનનંદની ગુરૂમાન ધરીને બેઠાં છે. તે માન લલિતાદિકથી તો ના છોડાવાયું, ત્યારે પ્રભૂ પોતે આવીને પગે લાગીને ઘણા કાલાવાલા કરીને થાક્યા, તોહે માન ન મૂક્યું. ત્યારે પ્રભૂજી તો પાછા પધાર્યા. ત્યાર પછી શ્રી સ્વામિનીજી નાથને વિરહે કરીને પશ્ચાત્તાપ કરવા લાગ્યાં. પોતાના મન સાથે એમ કહે છે જે, અરે! મેં આ શું ખોટું કર્યું કે હરી જે મારા સ્વામિ તેણે હાહા કર કહેતાં દીન થઇને ઘણા કાલાવાલા કર્યા, ને નિદાન મારે પાયે પડ્યા, તોએ મેં માન્યું નહીં, તે ઘણી મુર્ખાઇ કરી; હવે મેં તો મારા પિઉ વિના વરેહે અગ્નીને તાપે બળાય છે; હવે એવું કોણ હોય છે જે લાલને લાવીને આપે. જે તે આવીને મારા હૃદયની લાય લાય દે કહેતાં લાય જે અગ્ની તે બાળી દે, કહેતાં લય કરે. એવો પશ્ચાત્તાપ કર્યો, એટલે પ્રભૂ અંતરજામી છે, તે જાણી ગયા. તે તુરત પોતે પધારીને ઘણે માન્યે મનાવી લીધાં, ને પરસ્પર સુખ લૂટયું. સંજોગ કરવા માટે–એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં).

૧૮૬. (નાયકા ઉત્કંઠિતા) એક મનોરમા નામા વ્રજલલના છે તેને, દૂતિ પ્રભૂને કહેથી સંકેતસદનમાં તેડી લાવી છે, ને ત્યાં લાલજીને પધારતાં ઘણીએક વિલંબ લાગી છે. તે સમે અતીશે આતુરતાએ કરીને તે શામા, સખિ પ્રત્યે કહે છે જે, હે અલી કહેતાં સખિ! તું કહેતી હતી તેટલી છાયાનું પ્રમાણ તો વીતી ગયું ને આતો તન જે શરીર તેની છાયા, છાયાએ ચહાઇ કહેતાં ઇચ્છી; એટલે શું કે છાયા બધી શરીરમાં સમાઇ ગઇ, એટલે જે ખરા મધ્યાન

પિય પાંતી આઈ બચી, રચી સચીકી બાત;
બચિ કચિ રતિપતિ પ્રાનકા, જાત પ્રાનહી જાત. ૧૮૭

## રૂપગર્વિતા નાયકા.

અલી અલિક એ બાત બર, જાત દીઠિ પર પાસ;
નિજ નારી મુખ લિખત કબ, મિલત હોંહિ અબકાસ. ૧૮૮

## ક્રિયાવિદગ્ધા નાયકા.

આકપાત સ્ત્રી ફૂલ ધર્યો, મુરલી બનકેં પ્રાન;
ઢિગ બ્હોં જોરી સખિપ્રિયા, કંધ છુબ્હાયો કહાન. ૧૮૯

---

થયા, હવે પિઉજી તો નહીં આવે, ચાલ ઘેર જઇએ. તે શામાટે કે મુને એનું ભવિષ્ય માલમ પડે છે. મારી દહિની કહેતાં જમણી આંખ ફરકવા લાગી છે; ને આ સમે કોઇ એક સ્ત્રીની બાંહિ, બાંહિ કહેતાં ડાબો હાથ ફરકતો હશે, જેની ભણી પ્રભૂએ પધારવાનું ચિત્ત કર્યું હશે. તે એવો વિચાર કરે છે, એટલામાં પ્રાણજીવનજી પધાર્યા. ત્રણેને ઘણું સુખ થયું, એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૮૭. એક રતિરૂપા નામા ગોપીજન છે, તે પોતાની સખીઓ પ્રત્યે વાતને પ્રસંગે કરીને નીકળી છે, ત્યારે એમ બોલી જે, હે સખિઓ! તમે હવડાં વાત કરી જે પેલી આપણી પાડોશણ સખી છે, તેના પતિની પાતિ કહેતાં પત્ર, તે આવી તે સ્ત્રીએ વાંચી, ને રચિ કહેતાં પાછી પતિને લખી; એ વાત તે સાચી હશે કે તમે અમથી કહો છો? મુને તો જૂઠી સરખી લાગે છે. તમો કહેશો જે ના, એ તો વાત સાચી છે, ત્યારે હું જાણું છું જે તે સખીની તેના સ્વામિ જોડે પ્રીત ઘણી કાચી છે, કે તેની જતી વેળા પૂઠ જોઇ ને બચી કહેતાં ઉગરી એ ઘણી વાત. બાકી પિઉને વિયોગે જીવાયજ કેમ? પોતાના પ્રાણ પ્રિય જે પતિ તે વેગળા જતાં માત્રમાંજ શું પ્રાણ ન જાય, જે પાછળથી પત્રી વાંચવા લખવા વેળા આવે? મેં તો શ્રીનંદકુમાર વિના એમ ન જીવાય. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

૧૮૮. (નાયકારૂપગર્વિતા છે.) એક છબિધામા નામે ગોપ ત્રિયા છે. તે પોતાની સાહેલીઓ પ્રત્યે સહજે એમ વાત કરે છે જે, હે બેનો! તમે કહો છો તે વાત તો મુને જૂઠી લાગે છે. શી જે પોતાનો બર કહેતાં જે પતિ તેની દીઠી જે દ્રષ્ટી, તે પરસ્ત્રી ઉપર જાય, ત્યારે મનને કલેશ થાય તે તે, હોયજ કેમ? જે તે પુરુષને પોતાની સ્ત્રીનું મુખ નિહાળતાં અવકાશ ક્યારે મળતો હશે? એટલે શો ભાવ કે પોતાની સ્ત્રીનું એવું શું રૂપ હોય કે તેને જોતાં તૃપ્તી થાય કે કહીં બીજે દ્રષ્ટી નાંખવાની સૂઝ પડે! (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૮૯. (દુતી તથા નાયકા પણ બંને ક્રિયાવિદગ્ધાં છે) એક સમે શ્રીવૃષભાનનંદનીજી પાસે, શ્રી ઠાકોરજીના મોકલેલાં શ્રી લલિતાજી સંકેત સ્થળનો સંદેશો કહેવાને આવ્યાં. પણ ત્યાં શ્રી પ્રીયાજી તો બહુ એક સખિઓ મધ્યે વિરાજ્યાં હતાં. ત્યાં ગુપ્ત વાત પ્રગટ કેમ

## કૃષ્ણાભિસારિકા નાયકા.

કારી સારી કુહુ છપા, છુપત જાત દ્રુમ ઓટ;
દુરિ ન રહે દ્યુતિ દેહ તહુ, જ્યોં સસિ બદરા ગોટ. ૧૯૦

## જ્યોત્સનાભિસારિકા નાયકા.

ચમકી ચહુદિસ ચંદની, ગોરી ધરિ સિત બાસ;
ભુક્ત સક્તિ લોભિલિ ચલી, કુંજ સદન પિઉપાસ. ૧૯૧

## જ્ઞાતઅજ્ઞાતયોવના નાયકા.

કટાછ નોક ચુભિ કીધોં, ગડે ઉરોજ કઠોર;
કે કટિ છોટી મે હિતૂ, રુચિ ન નંદકિશોર. ૧૯૨

---

કહેવાય, ને ઉત્તરનો પ્રત્યુત્તર તો લેવો, તે માટે ત્યાં મધ્યાજીએ એક ચતુરાઇ કરી. તે એમ કે, શ્રી લાડિલીજી આગળ એક આકપાત કહેતાં આકડાનું પાન મુકી, તેની ઉપર શ્રીફળ મૂક્યું ને પ્રભૂની મોરલી, બરકોપાત કહેતાં વડના પાનમાં મૂકી. આગળથી સમજીને લેતાં આવ્યાં હુતાં, તે મૂકીને પછી લલિતાજી બે હાથ જોડીને ઉભાં રહ્યાં. તે જોઇને શ્રી પ્રિયાજીએ પોતાને ખભે કોટ નમાવીને પોતાનો કાન છુવાયો-જે અરકાડયો. તેનો ભાવ સમજીને શ્રીમધ્યાજીએ શ્રી ઠાકુરજી પાસે આવીને પ્રત્યુત્તર કહ્યો જે, તમે કાહાવ્યું તે પ્રમાણે ઠીક છે. એ સઘળી સમશ્યાનો ભાવ એ છે કે આકડાના પાનમાં શ્રીફળ મૂક્યું એટલે એ જણાવ્યું કે અર્ક જે સૂરજ તેના પાનમાં શ્રીફળ મૂક્યું એટલે શું કે, પાન જે હસ્ત તેમાં શ્રીફળ મૂક્યું. જે વિદાયગીરી આપી, એટલે સૂરજ અસ્તાંગત થયા પછી મોરલી જે બંસીબટ જે વટ એ ચાર અક્ષર મળે બંસીબટ થયો; જે તમે બંસીબટ પધારજો ને શ્રી ઠાકુરજી પણ ત્યાં પધારશે. બે હસ્ત જોડયા એટલે એ કે ત્યાં મિલાપ થશે, એમ પ્રભૂએ કહાવ્યું છે. એટલું જણાવ્યું ત્યારે પ્રિયાજીએ માથું ખભા ઉપર નમાવીને કાન અડકાડયો એટલે હા કહી, એમજ કરીશ. તે પ્રમાણે ત્યાં મળીને સુખ લુટ્યું એટલો અધ્યાહાર. ( ઇતિ ભાવાર્થ જ્ઞેયં )

૧૯૦. ( નાયકા કૃષ્ણાભિસારિકા. ) એક સમે શ્રીસ્વામિનીજીને લલિતાજી શ્રીઠાકોરજી પાસે નિકુંજમાં પધરાવી જાય છે. તે સમે શ્રી રાધીકાજીએ કાલી સાડી પેહેરી છે, ને કહ્યું જે અમાવાસ્યાની છપા જે રાત્રી હુતી, ને દ્રુમ જે વૃક્ષ તેની ઔટ જે ઓથ, તેને ઓથે ઓથે સંતાતા જાય છે, તોએ પણ શરીરની દ્યુતી જે સંતાડી રહેતી નથી, તેની આગળ પાછળ ઉજાશ ફેલી રહે છે. તે કોની પેઠે, જેમ કઈ ચંદ્રમા, બદરા જે વાદળના ગોટ, જે ઘાડા ગોળમાં ઉગ્યો હોય તોએ પ્રકાશતો દેખાય તેવી રીતે શ્રી પ્રિયાજીની પ્રકાશતા પણ ફેલી રહે છે. એટલે ઘણાં તેજસ્વી છે. એ રીતે પ્રભૂને નિકુંજમાં જઇ મળ્યાં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૯૧. (એ નાયકા યોત્સનાભિસારિકા છે.) એક સમે ચૈત્ર માસની પૂર્ણીમાની મધ્યરાત્રી સમે, ગોરી જે શ્રી વ્રષભાનસુતા, શરીરે ઘણાં ગોરાં છે, જરી કિનારીની ઉજળી સાડી પહેરી છે, ને પરિપૂરણ ચાંદરણું ચારે દિશાએ ચમકારા કરી રહ્યું છે, તેવા સમામાં એવે

પિય પાંતી આઈ બચી, રચી સચીકી બાત;
બચિ રુચિ રતિપતિ પ્રાનકા, જાત પ્રાનહી જાત. ૧૮૭

## રૂપગર્વિતા નાયકા.

અલી અલિક એ બાત બર, જાત દીઠિ પર પાસ;
નિજ નારી મુખ લિખત કબ, મિલત હોંહિ અબકાસ. ૧૮૮

## ક્રિયાવિદગ્ધા નાયકા.

આકપાત સ્ત્રી ફૂલ ધર્યો, મુરલી બનકે પ્રાન;
ઢિગ બ્હોં જોરી સખિપ્રિયા, કંધ છુબ્હાયો કહાન. ૧૮૯

---

થયા, હવે પિઉજી તો નહીં આવે, ચાલ ઘેર જઇએ. તે શામાટે કે મુને એવું ભવિષ્ય માલમ પડે છે. મારી દહિની કહેતાં જમણી આંખ ફરકવા લાગી છે; ને આ સમે કોઇ એક સ્ત્રીની બાંહિ, બાંહિ કહેતાં ડાબો હાથ ફરકતો હશે, જેની ભણી પ્રભૂએ પધારવાનું ચિત્ત કર્યું હશે. તે એવો વિચાર કરે છે, એટલામાં પ્રાણજીવનજી પધાર્યા. ત્રણેને ઘણું સુખ થયું, એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૮૭. એક રતિરૂપા નામા ગોપીજન છે, તે પોતાની સખીઓ પ્રત્યે વાતને પ્રસંગે કરીને નીકળી છે, ત્યારે એમ બોલી જે, હે સખિઓ! તમે હવડાં વાત કરી જે પેલી આપણી પાડોશણ સખી છે, તેના પતિની પાતિ કહેતાં પત્ર, તે આવી તે સ્ત્રીએ વાંચી, ને રચિ કહેતાં પાછી પતિને લખી; એ વાત તે સાચી હશે કે તમે અમથી કહો છો? મુને તો જુઠી સરખી લાગે છે. તમો કહેશો જે ના, એ તો વાત સાચી છે, ત્યારે હું જાણું છું જે તે સખીની તેના સ્વામિ જોડે પ્રીત ઘણી કાચી છે, કે તેની જતી વેળા પૂઠ જોઇ ને બચી કહેતાં ઉગરી એ ઘણી વાત. બાકી પિઉને વિયોગે જીવાયજ કેમ? પોતાના પ્રાણ પ્રિય જે પતિ તે વેગળા જતાં માત્રમાંજ શું પ્રાણ ન જાય, જે પાછળથી પત્રી વાંચવા લખવા વેળા આવે? મેં તો શ્રીનંદકુમાર વિના એમ ન જીવાય. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

૧૮૮. (નાયકારૂપગર્વિતા છે.) એક છબિધામા નામે ગોપ ત્રિયા છે. તે પોતાની સાહેલીઓ પ્રત્યે સહજે એમ વાત કરે છે જે, હે બેનો! તમે કહો છો તે વાત તો મુને જૂઠી લાગે છે. શી જે પોતાનો બર કહેતાં જે પતિ તેની દીઠી જે દ્રષ્ટી, તે પરસ્ત્રી ઉપર જાય, ત્યારે મનને ક્લેશ થાય તે તે, હોયજ કેમ? જે તે પુરુષને પોતાની સ્ત્રીનું મુખ નિહાળતાં અવકાશ ક્યારે મળતો હશે? એટલે શો ભાવ કે પોતાની સ્ત્રીનું એવું શું રૂપ હોય કે તેને જોતાં તૃપ્તી થાય કે કહીં બીજે દ્રષ્ટી નાંખવાની સૂઝ પડે! (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૮૯. (દુતી તથા નાયકા પણ બંને ક્રિયાવિદગ્ધાં છે) એક સમે શ્રીવૃષભાનનંદનીજી પાસે, શ્રી ઠાકોરજીના મોકલેલાં શ્રી લલિતાજી સંકેત સ્થળનો સંદેશો કહેવાને આવ્યાં. પણ ત્યાં શ્રી પ્રીયાજી તો બહુ એક સખિઓ મધ્યે વિરાજ્યાં હુતાં. ત્યાં ગુપ્ત વાત પ્રગટ કેમ

## કૃષ્ણાભિસારિકા નાયકા.

કારી સારી કુહુ છપા, છુપત જાત દ્રુમ ઓટ;
દુરિ ન રહે દ્યુતિ દેહ તહુ, જ્યોં સસિ બદરા ગોટ. ૧૯૦

## યોત્સનાભિસારિકા નાયકા.

ચમકી ચહુદિસ ચંદની, ગોરી ધરિ સિત બાસ;
ભુક્ત સક્તિ લોભિલિ ચલી, કુંજ સદન પિઉપાસ. ૧૯૧

## જ્ઞાતઅજ્ઞાતયોવના નાયકા.

કટાછ નોક ચુભિ કીધોં, ગડે ઉરોજ કઠોર;
કે કટિ છોટી મે હિતૂ, રુચિ ન નંદકિશોર. ૧૯૨

---

કહેવાય, ને ઉત્તરનો પ્રત્યુત્તર તો લેવો, તે માટે ત્યાં મધ્યાજીએ એક ચતુરાઇ કરી. તે એમ કે, શ્રી લાડિલીજી આગળ એક આકપાત કહેતાં આકડાનું પાન મુકી, તેની ઉપર શ્રીફળ મૂક્યું ને પ્રભૂની મોરલી, બરકોપાત કહેતાં વડના પાનમાં મૂકી. આગળથી સમજીને લેતાં આવ્યાં હુતાં, તે મૂકીને પછી લલિતાજી બે હાથ જોડીને ઊભાં રહ્યાં. તે જોઇને શ્રી પ્રિયાજીએ પોતાને ખભે કોટ નમાવીને પોતાનો કાન છુવાયો-જે અરકાડયો. તેના ભાવ સમજીને શ્રીમધ્યાજીએ શ્રી ઠાકુરજી પાસે આવીને પ્રત્યુત્તર કહ્યો જે, તમે કાહાવ્યું તે પ્રમાણે ઠીક છે. એ સઘળી સમશ્યાનો ભાવ એ છે કે આકડાના પાનમાં શ્રીફળ મૂક્યું એટલે એ જણાવ્યું કે અર્ક જે સૂરજ તેના પાનમાં શ્રીફળ મૂક્યું એટલે શું કે, પાન જે હસ્ત તેમાં શ્રીફળ મૂક્યું. જે વિદાયગીરી આપી, એટલે સૂરજ અસ્તાંગત થયા પછી મોરલી જે બંસીબર જે વટ એ ચાર અક્ષર મળે બંસીબટ થયો; જે તમે બંસીબટ પધારજો ને શ્રી ઠાકુરજી પણ ત્યાં પધારશે. બે હસ્ત જોડયા એટલે એ કે ત્યાં મિલાપ થશે, એમ પ્રભૂએ કહાવ્યું છે. એટલું જણાવ્યું ત્યારે પ્રિયાજીએ માથું ખભા ઉપર નમાવીને કાન અડકાડયો એટલે હા કહી, એમજ કરીશ. તે પ્રમાણે ત્યાં મળીને સુખ લુટયું એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં)

૧૯૦. (નાયકા કૃષ્ણાભિસારિકા.) એક સમે શ્રીસ્વામિનીજીને લલિતાજી શ્રીઠાકોરજી પાસે નિકુંજમાં પધરાવી જાય છે. તે સમે શ્રી રાધીકાજીએ કાલી સાડી પેહેરી છે, ને કહ્યું જે અમાવાસ્યાની છપા જે રાત્રી હુતી, ને દ્રુમ જે વૃક્ષ તેની ઓટ જે ઓથ, તેને ઓથે ઓથે સંતાતા જાય છે, તોએ પણ શરીરની દ્યુતી જે સંતાડી રહેતી નથી, તેની આગળ પાછળ ઉજાશ ફેલી રહે છે. તે કોની પેઠે, જેમ કઈ ચંદ્રમા, બદરા જે વાદળના ગોટ, જે ધાડા ગોળમાં ઉગ્યો હોય તોએ પ્રકાશતો દેખાય તેવી રીતે શ્રી પ્રિયાજીની પ્રકાશતા પણ ફેલી રહે છે. એટલે ઘણાં તેજસ્વી છે. એ રીતે પ્રભૂને નિકુંજમાં જઇ મળ્યાં. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૧૯૧. (એ નાયકા યોત્સનાભિસારિકા છે.) એક સમે ચૈત્ર માસની પૂર્ણીમાની મધ્યરાત્રી સમે, ગોરી જે શ્રી વૃષભાનસુતા, શરીરે ઘણાં ગોરાં છે, જરી કિનારીની ઉજળી સાડી પહેરી છે, ને પરિપૂરણ ચાંદરણું ચારે દિશાએ ચમકારા કરી રહ્યું છે, તેવા સમામાં એવે

## મુગ્ધા નાયકા.

અલિ તનો સંકોચ કા, અજહુ પરસ પિય પાન;
ન્હેચે તોહીતેં ભલે, સંભાલૂકે પાન. ૧૯૭

## વાસકસજ્જા નાયકા.

મલિન નલિન હિય તલ્પ ભો, તલ્પમાલ કુમલાય;
સાજ આજ બિન કાજ મો, અજહુ ન આયે આય; ૧૯૮

## વિપ્રલબ્ધા નાયકા.

લખે ન લાલ સહેટ ગૈ, લલના લલિ અનૂપ;
ભો તનુરંગ અનંગ ડર, જાતરૂપકો રૂપ. ૧૯૯

---

પામી ગઇ. ત્યારે તે સમો વીતવા દીધો. પછી ઘડીએક રહીને મધ્યાજીએ બોલાવી જોઇ, તોએ પ્રફૂલ્લતાએ બોલાયું નહીં, ત્યારે મધ્યાજીએ કહ્યું જે, હે અલી! સખી! પ્રભૂનો પાન જે હસ્ત તે અડકે તો ઘણીવાર થઇ. ભલું તુરત તો લજવાઇ તો લજવાઇ, પણ હનૂ લગી આવડો સંકોચ શો? મેં તો નિશ્ચે જાણ્યું જે તું કરતાં તો પેલાં સંભાલૂ જે લાજાલૂ, જેને લાજૂલાડી કહે છે, તેનાં પાન સારાં, કે તુરત અડકીએ ત્યારે મીંચાઇ જાય, પણ ક્ષણેક પછી પાછાં પ્રફૂલ્લિત થાય. પણ તું તો બે ઘડી થવા આવી તોએ લજ્જા વેગળી કરતી નથી. માટે હે બેહેન! પ્રીતમ જોડે એવડી શરમ ના રાખીએ. એમ સમજાવીને પ્રભૂ સાથે સમાગમ કરાવ્યો એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૯૮. (નાયકા વાસકસજ્જા) એક સુમંદિરા નામા વ્રજલલના છે, તેને મંદિરે પધારવાનું તેને પ્રભુએ કહ્યું છે; તે સ્ત્રી સજ્જા આદે સઘળો સરંજામ સિદ્ધ કરીને કહ્યા કરતાં ઘણીએક વાર સુધી પ્રભૂની વાટ જોઇ, પણ પોતે તો પધાર્યા નહીં, ત્યારે પેલી સ્ત્રી પરિતાપ પામીને પોતાના મન સાથે કહે છે કે, મારા હૃદયનું નલીન જે કમલ, તે વ્રેહેને તાપે કરીને, મલિન કહેતાં સૂકાઈ ગયું, ને તલપ કહેતાં તરફડીને ને વળી તલપ જે સજ્જા તેની ઉપર માલ જે પુષ્પ તે પણ કરમાવા લાગ્યાં. એટલે શું કે પાછલી રાત થઇ ને આજનો સાજ જે સરંજામ તે સઘળો મારો નકામે પડયો, જે હજુલગી મારા અન્ય કેહતાં જે અચુરદારૂપ જે શ્રીનાથજી તે ના આવ્યા. એવું વિચારે છે એટલામાં પ્રભૂ પધાર્યા, ને સર્વ સુખ થયું, એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૧૯૯. (નાયકા વિપ્રલબ્ધા.) એક કલકંઠી નામા ગોપીજન છે, તે દૂતીના કહ્યાથી, પ્રભૂ સંકેત સ્થળમાં પધાર્યા છે એવું જાણીને, પોતે ત્યાં ગઇ, ને સહેટ કહેતાં દીઠા નહીં. એટલામાં જ તે લલના જે સ્ત્રી તેની શરીરની લાલી અનુપમ હુતી તે તત્કાળ વિરહને તાપે કરીને જતી રહી, ને અનંગ જે કામ ઘણો વ્યાપ્યો, તેનો દર જે બીહીક તેણે કરીને શરીરનો રંગ જાતરૂપ જે સોનું, તે તદરૂપ પીતવર્ણનું પ્રભૂને વિજોગે થઈ ગયું. એવું દુઃખ થયું એટલામાં પ્રભૂ પધાર્યા, ને મળતામાં સર્વ સુખ થયું એટલો અધ્યાહાર. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

## વાક્યવિદગ્ધા નાયકા.

તોંસોં પ્યારી ઓર સબ, સબસિ તૂં નહિં પ્યારિ;
સુનિ અસ રસ હરિ બચન બત, બ્હડયો ગઈ બલહારિ. ૨૦૦

## પ્રાવછિત ભૃતિકા નાયકા.

કલકિ ન કલ પલકા ન પલ, પલક લગી અલિ મેરિ;
પ્રાનપ્રાન કલ જાત મો, પ્રાન જાત નહિં ડેરિ. ૨૦૧

## આગમપતિકા નાયકા.

કાગદ કા ગદ રાધિકા, કાગ દએ જો સોન;
સરકત સરકો કંચુકી, પરસન કો પ્રિયપ્રાન. ૨૦૨

---

૨૦૦. (નાયકા અત્યંત પ્રેમ મુગ્ધા. એ શ્લેષરસ છે.) એક સમે શ્રી વૃન્દાવનમાં શ્રી કૃષ્ણચંદ્ર ને શ્રી રાધિકાજી, ને લલિતાજી, એ ઉભાં છે. તે સમે પ્રભૂયે પ્યારીજીને ચતુરાઈ વડે એક વચન કહ્યું કે, હે શામા! બીજી સર્વ ગોપીકાઓ છે તે તું થકી વાહાલી છે; તે સર્વ જેવી તું કાંઈ મુને વાહાલી નથી. એવું કહેતાંમાં પ્યારીજીએ મુગ્ધા ભાવ અંગિકાર કર્યો છે, માટે પોતે તો એમ સમજ્યાં કે હુંથી કહેતાં, હું કરતાં સર્વ ગોપીયો વાહાલી છે, પણ હું સર્વ જેવી વાહાલી નથી, એમ પ્રભૂ વચન સમજ્યાં. માટે હરીનાં વચન-રસ જે ઝેર સરખાં લાગ્યાં. ને બત જે ખેદ તે વાધ્યો ને પોતાનું બળ સઘળું હારી ગયાં-ચિંતાતુર થયાં. એવાં જોઇને લલિતાજી બોલ્યાં જે હે શ્રી લાડલીજી! શ્રીજીએ તમને વચન કહ્યાં તે તો ઘણાં આનંદકારી છે. તે સાંભળીને તમને ખેદ કેમ થયો? ત્યારે જેવું સમજ્યાં હુતાં તેવું પ્યારીજીએ કહ્યું. ત્યારે સખ્યાજીએ કહ્યું કે, એ વચનનો ભાવ પ્રભૂના હૈયામાં તમે સમજ્યાં તેમ નથી. સાંભળો તે હું કહું: કે તમેથી વાહાલી સર્વ કહી, તે એમ કે તમવડે સર્વ વાહાલી છે; એટલે શો ભાવ કે સર્વ ગોપીઓમાં તમારું તે જ છે, માટે. ને તે સર્વ જેવાં વાહાલાં તમે નહીં એમ કહ્યું, તેનો ભાવ એ કે, તમે તે સર્વથી ઘણાં વાહાલાં છો; પ્રભૂએ તો એમ કહ્યું છે. એમ સખ્યાજીએ જ્યારે કહી સમજાવ્યાં ત્યારે તો પ્રિયાજીને પિઉજીનાં વચન, રસ કહેતાં અમૃત જેવાં લાગ્યાં, ને બત જે હર્ષ તે વાધ્યો, ને બલિહારી જાઉં એમ બોલ્યા ને ત્રણે જણ ઘણું પ્રસન્ન થયાં. વિનોદ કરવા માટે વાણીવિલાસ કર્યો. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૦૧. (નાયકા પ્રાવસ્થિત ભૃતિકા.) એકસમે શ્રી દ્વારાવતીમાં શ્રીદ્વારિકાધીશે હસ્તિનાપુર પધારવાનો વિચાર બે દિવસ આગમજ કર્યો છે. તે શ્રી સત્યભામાજીએ જાણ્યું છે ત્યારનું મન પ્રાણેશજીનો વિયોગ થવાનો છે તે માટે વિકલ થઈ ગયું છે. તેવી દશા જોઇને તેમની એક સખી છે તેણે પૂછ્યું કે, તમે આવડાં ચિંતાતુર કેમ દેખાઓ છો? ત્યારે શ્રીપટરાણીજી બોલ્યાં જે, હે સખી! તુને હું શું કહું? આપે હસ્તિનાપુર પધારવાનો વિચાર કાલનો કર્યો છે, ત્યારની મુને કંઇ કલ પડતી નથી ને રાત્રે પલકા જે શય્યા તેની ઉપર સૂતી પણ પલ જે નેત્રની પલક, તે એક પલકમાત્ર પણ મળી નથી. હે અલી! મારા પ્રાણના પ્રાણ જે પ્રભૂ, તે તો

પિયૂ પધારે સુનત તિય, સખે ઉઠી સહ નેમ;
એઠ મન નિજનિલય તન, મનિમંડન જુત હેમ. ૨૦૩

## લક્ષિતા નાયકા.

સ્યામા ભટુ ઘનસ્યામ પેં, દે ધ્વૈ છોટ અનાર;
લિયે ચ્યાર બડ જયાંમફલ, કો જિત કરોં બિચાર. ૨૦૪

---

આવતી કાલે પધારવાના છે; ને મારા પ્રાણ તો હવડાં જવાને તૈયાર થયા છે, નહિ દેરી કહેતાં કંઇ વાર નથી. એવું વિયોગ થવાનું દુ:ખ છે. પછી પ્રભૂને પધારવાનું ના ઠર્યું ને પાછું સુખ થયું એટલો અધ્યાહાર. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

૨૦૨. (નાયકા આગમ પતિકા) એક સમે હસ્તિનાપુરથી શ્રીદ્વારિકાપુર પુરિંધરજીએ શ્રી દ્વારીકાજીમાં, શ્રી રાધિકાજી, પોતાનાં પટરાણીજીને પત્ર મોકલ્યું છે. ત્યારે એ ઠેકાણે કોઈ સંદેહ કરે કે અહીં દ્વારિકામાં શ્રી રાધિકાજી કેમ સંભવે? તે ખરું, પણ એનું કારણ એમ છે કે, એ શ્રી રાધિકાજી તે શ્રી વ્રષભાનનંદની નહોય, એતો એમ છે કે ધૂમ્રકેતુ ઋષીના એતો સોળ હજાર બાળક, દંડકારણ્યમાં શ્રી રઘુનાથજીનું વરદાન પામીને ગોંડ દેશને વિષે સઘળી કન્યાઓ અવતરી હુતી, ને તે સર્વને શ્રી નંદરાય મૂલ ખરચીને વ્રજમાં લાવ્યા હુતા. તે સર્વ કન્યાઓએ શ્રી વ્રજરાજ કુંવરને પતિ કરવા માટે શ્રીકાત્યાયનીજી પાસે વ્રત કરીને એવું માગ્યું હતું, કે નંદ-ગોપના સુત જે શ્રી કૃષ્ણ, તેને અમારા પતિ કરો, હે દેવી! એવું વરદાન માગ્યું છે તે પ્રમાણે કરવા માટે તે સોળે હજારનાં મુખીઆએ શ્રી રાધા સહચરીજી છે. રાસ પંચાધ્યાયમાં પ્રભૂ અંતર્ધ્યાન થયા, તે સમે એક સખીને સંગે રાખી હુતી, તે એ શ્રી રાધિકાજી, તે એમને સ્વ-કિયત્વ સિદ્ધ કરવા માટે પ્રભૂએ રાજધાની વિષે દ્વારાવતીમાં પટરાણી કરી રાખ્યાં છે, તેમને પત્ર આવ્યું છે. એવું જાણીને તેમની એક અંતરંગ સખી છે, તે તેમને પૂછે છે જે હે શ્રી રાધિ-કાજી! કાલે કાગદ જે કાગળ પ્રભૂનો આવ્યો છે, તેમાં વળી કાગદ કહ્યું તે શું કે ગધ જે છાનો સમાચાર કા કહેતાં શો છે? એમ સખિયે પૂછ્યું. ત્યારે પોતે કોઇ સમજે નહીં તે માટે તેને એક સમશ્યાને વચને કરીને સમજાવી, કે કાગદ એ જો સોંન–એટલું કહ્યું એટલે સખી સમજી ગઇ. એટલે શું કે કાગદ એ કહેતાં કાગડે આપ્યા હુતા જે સોંન કહેતાં જે શૂકન, તે વાત કાગળમાં છે. એટલું કહેતાંમાં એ સખિ કેમ સમજી કે પેહેલે દિવસ પ્રભૂ આવવાના શુકન એ બે જણે કાગ પાસે માગ્યા, તે આવ્યા હુતા, તે માટે, એમ સમજીને કહ્યું જે એ વાત ખરી કે તેં જ્યારે પોતે પાસે આવીને ફરીને હળવાં હળવાં એટલું કહ્યું કે આજ મુને શુકન પણ સારા થયા છે, કે મારી કંચુકીને સર કેહતાં જે સેરો, તે રક્ત કહેતાં વારે વારે ઢીલી પડી જાય છે. તે શા માટે કે પિઉજીના પાણ જે હસ્ત તેનો સ્પર્શ થવા માટે, એવા શુકન મુને ઘણી-એક વાર ફળ્યા છે, માટે સાચું માનજે. એ સાંભળી કરીને બન્ને ઘણાં પ્રસન્ન થયાં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૦૩. (પિઉ દર્ષણા અલ્હાદ વિરહ લક્ષણ ત્યાગ નાયકા, સ્વકીયા.) એક સમે શ્રી દ્વારા-વતીમાં હસ્તીનાપુરથી પ્રભૂ પધાર્યા, ત્યાં સોલ હજાર ને અષ્ટ સ્ત્રીઓના મેહેલ જુદા જુદા છે તે સર્વેના મોહો એક કાલાવિચ્છિન્ન તેટલાં રૂપ ધરીને સર્વને મોહોલે પ્રભૂ સાથે પધાર્યા. તે જોઇને અંતરંગ દાસીઓએ પોતાની સ્વામિનીઓને દોડી ખબર કરી. તે સમે શ્રી રુકિમ-

ટર્‍યોં તાપ બરખેં હરખ, ખિલ્યોં અમલ મુખચંદ;
રતિ બઢિ દહિ કજ સોંતિ હિય, ખેલિ રંગ રસકંદ. ૨૦૫

**નાયકા અષ્ટે-મુખ્ય વાસકુસજ્જા નાયકા.**

કહાં સુકવલચખ મુગ્ધ હોં, પ્રભુ સંકેત ન આય;
સેંજસાજ એકાજ ભલ, કલ એ બતિ વ્હાં જાય. ૨૦૬

ણીજી આદે સર્વે રાણીઓ તે સર્વે સાંભળતાં માત્રમાં પોતાના સઘળા નેમ સહિત ઉઠી ઊભી થઇ. એટલે શો ભાવ કે પતિ મળ્યા વિના મારે આટલા આટલા ભોગ ન ભોગવવા; ને પ્રભૂ વેહેલા પધારવાને અર્થે જે જે સાધનના નેમ હુતા તે પોતે તે સમે ઉઠીયો. તેની જોડે ત્યારથી ઉઠયા, કહેતાં મટયા. ને તે સમે સઘળાંનાં મન તે તેનીજ નિલય કહેતાં મણિયુક્ત સોનાનાં ઘરેણાં તે બેઠાં. એટલે શું કે સઘળીઓએ સર્વ શ્રૃંગાર ધારણ કર્યાં, ને પતીને મળ્યાં ને સર્વને અતિ સુખ થયું. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૦૪. (નાયકા પ્રત્યેક દુતીનાં વચન. વાક્યવિદગ્ધાનાયકા-લક્ષીતા.) એક સમે પ્રાતઃ કાલમાં શ્રી રાધિકાજીને આળસનાં ભરેલાં દેખીને હૃદયને વિષે પ્રભૂના નખક્ષત જોઇને, અમો સમજ્યા છીએ એવું પ્યારીજીને જણાવવા માટે, જુક્તિ વચને કરીને વિશાખાજી પ્રત્યે લલિતાજી એમ કહે છે જે ભદ્રૂ કહેતાં હે સખિ! શામા જે સોળ વરસનાં, એવાં જે શ્રી રાધિકાજી તે ઘનશ્યામ જે શ્રી કૃષ્ણચંદ્ર, તેમની પાસેથી બે નાનાં અનાર જે દાઢેમ, તે આપીને મોટાં ચાર જામફળ લીધાં. એ બેમાં કોણ જીત્યું, તે વિચાર કરો. એવું સાંભળીને પ્રિયાજી તેમને સમજ્યાં જાણીને લજ્જા સહિત મંદમંદ હસ્યાં. હવે એ વચનનો ભાવ એ છે કે બે નાંનાં દાઢેમ તે બે કુચ, તે તેમને અર્પણ કરીને ચાર મોટાં જામફળ તે શીતકાળની રાત્રીના ચાર પ્રહર ને ફળરૂપ જે પ્રભૂનું સંજોગ સુખ તે લીધું, એવું કહ્યું. તે સાંભળીને પ્યારીજીના મુખારવિંદ સામું ભાળીને હસીને એમ બોલ્યાં જે હે પ્યારી! બે ફળ નાનાં આપીને ચાર ફળ મોટાં લીધાં, માટે તમો ઘણાં જીત્યાં છો. તે સમે ત્રણે સમજીને ઘણાં પ્રસન્ન થયાં. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૦૫. (નાયકા લક્ષીતા, ખટઋતુ વર્ણન.) એક સુરસેની નામા ગોપીજન છે. તે પ્રાતઃકાલે યમુના જળ ભરવા ગઇ છે. ત્યાં તેને જોઇને તેની સખિઓએ પરીક્ષા કરી, પરસ્પર એમ કહે છે જે આ સૂરસેની સખિ કેટલાએક દિવસ થયાં પ્રભૂના વિરહના તાપે ઉદાસી મુખે ફરતી હતી તે આજ જુઓ, હે સખિ! એનો તે તાપ આજ ટળ્યો દેખાય છે, ને હર્ષ એના હૃદયમાંથી ઉદય થયો છે, તે નેત્રદ્વારા વર્ષતો જાય છે, ને એનું મુખ, અમલ કહેતાં નિર્મળ ચંદ્રમાના જેવું ફુલ્યું છે, ને એની ઉપર પ્રભૂની રતી બેઠી કહેતાં પ્રીતિ વધી દેખાય છે, માટે હવે નિશ્ચે, એણે એની સોંતી જે શોક્યો, તેનાં હિય જે હૃદે, તે રૂપી કજ જે કમલ, તે બાળ્યાં ખરાં. તે શી રીતે કે રસકંદ જે શ્રીકૃષ્ણચંદ્ર, તેમની સંગે રંગે રમી જે રતિક્રીડા કરી. હવે એમાં ષટઋતુ પ્રવર્ત્તે તે તે એમ કે પાછળ કહ્યું જે ટરયોં તાપ એટલે ગ્રીષ્મ ઋતુને બરખેં હરખ તે વૃષા, ને ખિલ્યો અમલ મુખ ચંદ તે શર્દ, ને બઢી રતી કહેતાં રાત મોટી થઈ, તે એટલે હેમંત, ને દહે કજ કહેતાં કમલ બાળ્યાં તે શિશિર, ને ખેલી રંગ તે વસંત ઋતુ-એ ષટ્ ઋતુ પ્રવર્ત્તી. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

## પ્રેમગર્વિતા નાયકા.

જિતનો તનમર્દન તિયા, તિતો બઢ્યો મન મોદ;
સબ સૌતનતેં શતગુનો, ઝલકયો મદ દ્રગકોદ. ૨૦૭

## મુદિતા નાયકા.

કહાંન કહી જો કાંનમેં, કનનમેં કહિ કયાં ન;
કા ન કહેતી વ્હાં અલી, કા ન ન ભાવન જાંન. ૨૦૮

---

૨૦૬. (મુખ્ય નાયકા વાકયવિદગ્ધા, તેની અંતરભૂત અષ્ટ નાયકાનાં લક્ષણ પ્રગટ થાય છે.) એક લોલાક્ષી નામા વ્રજસુંદરી છે. તે નિકુંજમાં સંકેત સ્થળને વિષે પ્રભૂના કહ્યાથી સજ્યાદિક સર્વ સરંજામ સિદ્ધ કરીને પ્રભૂની વાટ જોય છે. ત્યાં ઘણીએક વાર વીતી, પણ પ્રભૂ તો પધાર્યા નહીં. તે સમે પોતાની સખિ પ્રત્યે તે સ્ત્રી એમ કહે છે જે, હે સખિ! હું વાટ જોઉં છું, પણ પિઉજી તો નહીં પધારે. મેં જાણ્યું કે કમલના સરખાં નેત્ર એવા જે પ્રભૂ તે કયાં ને હું કયાં, મુગ્ધ; માટે પ્રભૂ સંકેતમાં ના આવ્યા, ને સજ્યાનો સરંજામ સઘળો નકામો પડયો, તો વારુ, એ વાત કાલે ત્યાં ગયા પછી થશે. હવે એમાંથી અષ્ટે નાયકા નિકળે છે. પાછળ કહ્યું જે તે પ્રભૂ કયાં, એ પ્રોખિતભ્રતિકા; ને કમલના સરખાં લાલ નેત્ર, એટલે ખંડિતા થઈ; ને મુગ્ધ હું કહ્યું, એટલે કલહાંતરીતા થઇ; ને પ્રભૂ સંકેતન એટલે વિપ્રલબ્ધા થઈ; ને કાગગોલ કન્યાએ કરીને એનો એ નકાર આપ જોડે જોડાય ત્યારે નઆય થયું, એટલે સંકેતમાં ન આવ્યા એ ઉત્કંઠિતા થઇ ને સહેજસાજને કાજ એટલે વાસકસજ્યા થઈ; ને ભલું કાલે એ વાત–એ અહંકારની બોલીમાં કહ્યું એ સ્વાધિનપતિકા થઈ. વહાં જાય કહ્યું, એ અભિસારિકા થઇ. એ અષ્ટનાયકા. (ભાવાર્થં જ્ઞેયં.)

૨૦૭. (નાયકા પ્રેમ ગર્વિતા.) શ્રીકૃષ્ણચંદ્રની સંગે નિશાએ રતિ ક્રીડા કરતાં પ્રભૂને ઘણાં વહાલાં છે માટે શ્રીસ્વામિનીજીનું શ્રીઅંગ અતિશે પ્રભૂએ મર્દન કરી નાંખ્યું છે. જેટલું શરીર મર્દાયું છે તેટલો પ્રિયાજીના મનમાં મોદ જે હર્ષ તે વધ્યો છે. પતિનો પ્રેમ ઘણો જાણીને સર્વ શોકયોના કરતાં પોતાના દ્રગ કોદ કહેતાં નેત્રના ખૂણામાં મદ જે ગર્વ તે શત ગણો વા અનંતગણો ઝલકયો છે. (ઈત્યર્થ:)

૨૦૮. (નાયકા વાકયવિદગ્ધા નાયકા પ્રત્યે નાયકા વચન અથવા નાયકા સહ વચન.) એક કિશોર નામા વ્રજલલના છે, તેને શ્રીગોકુલમાં પ્રભૂએ એકલી મળી ત્યારે તેના કાનમાં એટલી વાત કહી જે તું મુને ક્રીડારસનું દાન કર. તે વાત સાંભળીને તે સ્ત્રીએ પાછું લજ્જાસહિત હાસ્ય કરીને પ્રભૂને એમ કહ્યું કે, હે શ્રીકન્હૈયાલાલ! તમે મુને હવડાં જે વાત–કામ કહી, તેની તો હા, પણ અહીં ગામનાં એકાંત વિના તે કેમ બને? હું આજ સવારે કાનન જે વન ત્યાં તમને મળી હુતીજ તો; ને ત્યાં હું એકલી હુતી ત્યારે એ વાત શે ના કહી? ત્યાં થાતજ તો! એમ કહ્યું. તે સાંભળીને પ્રભૂએ પાછું એમ કહ્યું કે, હે અલી! હવડાં અહીં તું મુને તેની "ના ના" કહે છે, તેમ ત્યાં શું "ના ના" ન કહેત? ત્યારે તે સ્ત્રીએ કહ્યું, હે નાથ! તમે અમારા સ્ત્રીઓના "ના ના"નો ભાવાર્થ શો છે, તે શું નથી જાણતા! "ના ના" તે શું કે ના ની ના,

## વાક્યવિદગ્ધાસહ ક્રિયાવિદગ્ધા નાયકા.

મહિ દેંગી મોહન કહ્યો, દોંના દીનો દાર;
માંગ્યો કછુ દીનો કછૂ, રીઝે નંદકુમાર. ૨૦૯

## માનવતી નાયકા.

માંન તજેં જન મૌન તજ, માંન ઇતો બચ મોર;
ભેટ કરી લખિ લલન પ્રિય, મોરપંખપદ તોર. ૨૧૦

---

એટલે હા, એમ જાણવું. ને વળી સ્ત્રીયોના મુખનો નકાર તે તો રતી સમે ઘણો રસોદ્દીપક છે, તે તો તમે જાણો છો. પછી પ્રભૂને પ્રસન્ન કર્યા. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૦૯. (નાયકા નાયક ઉભય, નાયકા માનવતિ પ્રત્યે દૂતિ વચન. વિદગ્ધ વિદગ્ધા.) એક ગતિઉત્તાલિકા નામા ગોપ સુંદરી છે. તે પોતાના મંદિરના દ્વાર આગળ ઉભી છે. તે સમે ત્યાં થઇને શ્રીમદનમોહનલાલજી કહીં પધારતા હુતા. તે દેખીને તે ગોપીએ બોલાવ્યા કે, વાહાલાજી! સીદ પધારો છો? તે સાંભળીને અલબેલોજી હસીને બોલ્યા જે, અમારે તો મીઠું મહી જોઇએ છીએ; તે તારે ઘેર છે? તું આપીશ? એમ કહ્યું. એક બે સખિઓ પાસે હુતી તે માટે પ્રભૂએ ચતુરાઈ કરી. તે પેલી તો સમજી ગઇ, ને તેનો ઉત્તર પાછો સંભવે એવો તે સમે સમશ્યાએ કરીને દીધો. તે કેમકે, એક દોંના કહેતાં પડીઓ ઘરમાંથી લાવીને તે દારા જે સ્ત્રી તેણે કંઈ બોલ્યા વિના પ્રભૂના શ્રીહસ્તમાં આપ્યો. એટલે પેલી પાડોસણો તો એમ સમજી કે આ નંદજીના છઇઆને મીઠું દહીં પીધાની ટેવ છે તે માંગ્યું, ત્યારે ના ન કહેવાય માટે પીવા સારુ પડીઓ આપ્યો, ને હવે દહીં આપશે, તેથી એ તો એના કામમાં લાગી, એમ જાણીને સર્વે પોતપોતાના ઘરમાં ગઇઓ. એટલે પ્રભૂ પણ હસી પ્રસન્ન થઇને તેના મંદિરમાં પધાર્યા. માગ્યું તો મહી જે ગોરસ, ને આપ્યો તો પડીઓ; ને નંદકુમાર રીઝી ગયા, એમ કેમ હશે! એવો સંદેહ સર્વને અહીં આવે. પણ એનું હારદ તો એમ છે કે પ્રભૂએ કાંઈ મહી નથી માગ્યું; મહી જે ગોરસ તે આપીશ; એટલે ગોરસ કહેતાં જે ગો એટલે શરીરકા ને ગો જે ઇંદ્રિયો તેનો રસ જે રતિરસ તે તું અમને આપીશ, એમ કહ્યું. ત્યારે તેણે દોના દીનો, એટલે શું કહ્યું કે દોનાદોના તે બે ફેરા ના, તે શું કે, નાના, અહીંઆં કા કૂ અર્થશાસ્ત્રમાં થાય છે તેમ કરીએ ત્યારે બે ના તે નાની ના એટલે હા; એમ તે સ્ત્રીએ કહ્યું. તે ભાવ સમજી પ્રભૂ રીઝયા. પછી સમો આવે પ્રભૂને પ્રસન્ન કર્યા. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૧૦. એક સમે શ્રીરાધિકાજી ગુમાન ધરીને બેઠાં છે, તે માન દૂતીનું છોડાયું તો ના છૂટ્યું. ત્યારે તે દૂતી પ્રભૂને ત્યાં પધરાવી લાવી. તે સમે પ્રભૂએ શ્રીપ્રિયાજીને પાયે લાગીને મોર મુકુટ ઉતારીને ચરણે મૂકયો. તોએ પોતે બોલ્યાં નહીં. ત્યારે લલિતાજીએ એમ કહ્યું કે, હે પ્યારી! તારા મનમાં ન આવે તો માન રખે તજે; પણ મૌન તો તજ. મારું એટલું વચન તું માન. વારૂ તે પણ રહ્યું, પણ આંખ ઉઘાડીને લગારેક જો તો ખરી. હે લલના! તારે પગે તારે પિઉએ મોર પંખ જે મોર મુકુટ તે ભેટ કરી, કહેતાં મૂકયો છે એવું કહ્યું, તદપિ બોલ્યું પણ નહીં. (ઇત્યર્થઃ)

## પ્રેમગર્વિતા નાયકા.

જિતનો તનમર્દન તિયા, તિતો બઢ્યો મન મોદ;
સબ સૌતનતેં શતગુનો, ઝલક્યો મદ દ્રગકોદ. ૨૦૭

## મુદિતા નાયકા.

કહાંન કહી જો કાંનમેં, કનનમેં કહિ ક્યાં ન;
કા ન કહેતી વ્હાં અલી, કા ન ન ભાવન જાંન. ૨૦૮

---

૨૦૬. (મુખ્ય નાયકા વાક્યવિદગ્ધા, તેની અંતરભૂત અષ્ટ નાયકાનાં લક્ષણ પ્રગટ થાય છે.) એક લીલાક્ષી નામા વ્રજસુંદરી છે. તે નિકુંજમાં સંકેત સ્થળને વિષે પ્રભૂના કહ્યાથી સજ્યાદિક સર્વ સરંજામ સિદ્ધ કરીને પ્રભૂની વાટ જોય છે. ત્યાં ઘણીએક વાર વીતી, પણ પ્રભૂ તો પધાર્યા નહીં. તે સમે પોતાની સખિ પ્રત્યે તે સ્ત્રી એમ કહે છે જે, હે સખિ! હું વાટ જોઉં છું, પણ પિઉજી તો નહીં પધારે. મેં જાણ્યું કે કમલના સરખાં નેત્ર એવા જે પ્રભૂ તે ક્યાં ને હું ક્યાં, મુગ્ધ; માટે પ્રભૂ સંકેતમાં ના આવ્યા, ને સજ્યાનો સરંજામ સઘળો નકામો પડયો, તો વારૂ, એ વાત કાલે ત્યાં ગયા પછી થશે. હવે એમાંથી અષ્ટે નાયકા નિકળે છે. પાછળ કહ્યું જે તે પ્રભૂ ક્યાં, એ પ્રોખિતભ્રતિકા; ને કમલના સરખાં લાલ નેત્ર, એટલે ખંડિતા થઈ; ને મુગ્ધ હું કહું, એટલે કલહાંતરીતા થઇ; ને પ્રભૂ સંકેતન એટલે વિપ્રલબ્ધા થઈ; ને કાગગોલ કન્યાએ કરીને એનો એ નકાર આપ જોડે જોડાય ત્યારે નઆય થયું, એટલે સંકેતમાં ન આવ્યા એ ઉત્કંઠિતા થઇ ને સહેજસાજને કાજ એટલે વાસકસજ્યા થઈ; ને ભલું કાલે એ વાત-એ અહંકારની બોલીમાં કહ્યું એ સ્વાધિનપતિકા થઇ. વહાં જાય કહ્યું, એ અભિસારિકા થઇ. એ અષ્ટનાયકા. (ભાવાર્થં જ્ઞેયં.)

૨૦૭. (નાયકા પ્રેમ ગર્વિતા.) શ્રીકૃષ્ણચંદ્રની સંગે નિશાએ રતિ ક્રીડા કરતાં પ્રભૂને ઘણાં વહાલાં છે માટે શ્રીસ્વામિનીજીનું શ્રીઅંગ અતિશે પ્રભૂએ મર્દન કરી નાંખ્યું છે. જેટલું શરીર મર્દાયું છે તેટલો પ્રિયાજીના મનમાં મોદ જે હર્ષ તે વધ્યો છે. પતિનો પ્રેમ ઘણો જાણીને સર્વ શોકયોના કરતાં પોતાના દ્રગ કોદ કહેતાં નેત્રના ખૂણામાં મદ જે ગર્વ તે શત ગણો વા અનંતગણો ઝલક્યો છે. (ઈત્યર્થ:)

૨૦૮. (નાયકા વાક્યવિદગ્ધા નાયકા પ્રત્યે નાયકા વચન અથવા નાયકા સહ વચન.) એક કિશોર નામા વ્રજલલના છે, તેને શ્રીગોકુલમાં પ્રભૂએ એકલી મળી ત્યારે તેના કાનમાં એટલી વાત કહી જે તું મુને ક્રીડારસનું દાન કર. તે વાત સાંભળીને તે સ્ત્રીએ પાછું લજ્જાસહિત હાસ્ય કરીને પ્રભૂને એમ કહ્યું કે, હે શ્રીકન્હૈયાલાલ! તમે મુને હવડાં જે વાત-કામ કહી, તેની તો હા, પણ અહીં ગામનાં એકાંત વિના તે કેમ બને? હું આજ સવારે કાનન જે વન ત્યાં તમને મળી હુતીજ તો; ને ત્યાં હું એકલી હુતી ત્યારે એ વાત શે ના કહી? ત્યાં થાતજ તો! એમ કહ્યું. તે સાંભળીને પ્રભૂએ પાછું એમ કહ્યું કે, હે અલી! હવડાં અહીં તું મુને તેની "ના ના" કહે છે, તેમ ત્યાં શું "ના ના" ન કહેત? ત્યારે તે સ્ત્રીએ કહ્યું, હે નાથ! તમે અમારા સ્ત્રીઓના "ના ના"નો ભાવાર્થ શો છે, તે શું નથી જાણતા! "ના ના" તે શું કે ના ની ના,

## વાકયવિદગ્ધાસહ ક્રિયાવિદગ્ધા નાયકા.

મહિ દૈંગી મોહન કહ્યો, દોંના દીનો દાર;
માંગ્યો કછુ દીનો કછૂ, રીઝે નંદકુમાર. ૨૦૯

## માનવતી નાયકા.

માંન તજૈ જન મૌન તજ, માંન ઇતી બચ મોર;
ભેટ કરી લખિ લલન પ્રિય, મોરપંખપદ તોર. ૨૧૦

---

એટલે હા, એમ જાણવું. ને વળી સ્ત્રીયોના મુખનો નકાર તે તો રતી સમે ઘણો રસોદ્ધક છે, તે તો તમે જાણો છો. પછી પ્રભૂને પ્રસન્ન કર્યા. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૦૯. (નાયકા નાયક ઉભય, નાયકા માનવતિ પ્રત્યે દૂતિ વચન. વિદગ્ધ વિદગ્ધા.) એક ગતિઉત્તાલિકા નામા ગોપ સુંદરી છે. તે પોતાના મંદિરના દ્વાર આગળ ઉભી છે. તે સમે ત્યાં થઇને શ્રીમદનમોહનલાલજી કહીં પધારતા હુતા. તે દેખીને તે ગોપીએ બોલાવ્યા કે, વાહાલાજી! સીદ પધારો છો? તે સાંભળીને અલબેલોજી હસીને બોલ્યા જે, અમારે તો મીઠું મહી જોઇએ છીએ; તે તારે ઘેર છે? તું આપીશ? એમ કહ્યું. એક બે સખિઓ પાસે હુતી તે માટે પ્રભૂએ ચતુરાઈ કરી. તે પેલી તો સમજી ગઇ, ને તેનો ઉત્તર પાછો સંભવે એવો તે સમે સમશ્યાએ કરીને દીધો. તે કેમકે, એક દોંના કહેતાં પડીઓ ઘરમાંથી લાવીને તે દારા જે સ્ત્રી તેણે કંઈ બોલ્યા વિના પ્રભૂના શ્રીહસ્તમાં આપ્યો. એટલે પેલી પાડોસણો તો એમ સમજી કે આ નંદજીના છઇઆને મીઠું દહીં પીધાની ટેવ છે તે માંગ્યું, ત્યારે ના ન કહેવાય માટે પીવા સારુ પડીઓ આપ્યો, ને હવે દહીં આપશે, તેથી એ તો એના કામમાં લાગી, એમ જાણીને સર્વે પોતપોતાના ઘરમાં ગઇઓ. એટલે પ્રભૂ પણ હસી પ્રસન્ન થઇને તેના મંદિરમાં પધાર્યા. માગ્યું તો મહી જે ગોરસ, ને આપ્યો તો પડીઓ; ને નંદકુમાર રીઝી ગયા, એમ કેમ હશે! એવો સંદેહ સર્વને અહીં આવે. પણ એનું હારદ તો એમ છે કે પ્રભૂએ કાંઈ મહી નથી માગ્યું; મહી જે ગોરસ તે આપીશ; એટલે ગોરસ કહેતાં જે ગો એટલે શરીરકા ને ગો જે ઇંદ્રિયો તેનો રસ જે રતિરસ તે તું અમને આપીશ, એમ કહ્યું. ત્યારે તેણે દોના દીનો, એટલે શું કહ્યું કે દોનાદોના તે બે ફેરા ના, તે શું કે, નાના, અહીંઆં કા કૂ અર્થશાસ્ત્રમાં થાય છે તેમ કરીએ ત્યારે બે ના તે નાની ના એટલે હા; એમ તે સ્ત્રીએ કહ્યું. તે ભાવ સમજી પ્રભૂ રીઝયા. પછી સમો આવે પ્રભૂને પ્રસન્ન કર્યા. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૧૦. એક સમે શ્રીરાધિકાજી ગુમાન ધરીને બેઠાં છે, તે માન દૂતીનું છોડાયું તો ના છૂટયું. ત્યારે તે દૂતી પ્રભૂને ત્યાં પધરાવી લાવી. તે સમે પ્રભૂએ શ્રીપ્રિયાજીને પાયે લાગીને મોર મુકુટ ઉતારીને ચરણે મૂકયો. તોએ પોતે બોલ્યાં નહીં. ત્યારે લલિતાજીએ એમ કહ્યું કે, હે પ્યારી! તારા મનમાં ન આવે તો માન રખે તજે; પણ મૌન તો તજ. મારું એટલું વચન તું માન. વારૂ તે પણ રહ્યું, પણ આંખ ઉઘાડીને લગારેક જો તો ખરી. હે લલના! તારે પગે તારે પિઉએ મોર પંખ જે મોર મુકુટ તે ભેટ કરી, કહેતાં મૂકયો છે એવું કહ્યું, તદપિ ભાળ્યું પણ નહીં. (ઇત્યર્થઃ)

## ક્રિયાવિદગ્ધ નાયક ઔર નાયકા માનવતી.

માંન ન એહૂ ના ટર્‌યોં, કા મનપ્રીતિ બિસારી;
કૈતબ છિંકા ખાઈ પિય, દુત નથ પ્હેરી પ્યારિ. ૨૧૧

## માનવતી નાયકા.

રાધે છબ પિય હીયમેં, આનનહેં તુવ નામ;
સોઇ ઉલટ દ્રગતેં ચલેં, સમુઝ સયાંની બાંમ. ૨૧૨
બ્રથા બ્યથાકોં દેત બલિ, પ્યારી પ્રીતમ પ્રાંન;
ન્હેચેં તેરોં આજ તોં, અમર બેલિસો માંન. ૨૧૩
સ્યામા આનન આર તિય, લખન ન દેતિ સ્યામ;
અબ ન અરિસ્યા ઉર બસી, તાકે ચિંત્તા બાંમ. ૨૧૪

---

૨૧૧. (એ નાયક નાયકા ઉભય ક્રિયાવિદગ્ધ વિદગ્ધા.) પ્રભૂએ વિચાર્યું કે નમ્યાથી પણ માન ન મળ્યું ત્યારે શું પ્યારીજીએ કંઈ મારી ઉપરથી મનની પ્રીત વિસારી શું? એવી ચિંતા થઈ ત્યારે તે સમે પ્યારીજી ના બોલે તોએ પણ મનમાં પ્રીત છે કે નથી, તે જાણ્યામાં આવવા માટે એક ચતુરાઈ કરી કે કૈતબ જે કપટે કરીને પ્રભૂએ જુઠી છીંક ખાધી. એટલામાં શ્રી પ્રિયાજીએ દુત કેહેતાં ઉતાવળી નથ, જે વાળી, તે પેહેરી લીધી. તે દેખીને તુરત પ્રભૂની ચિંતા મટી કે એના મનમાં તો પ્રીત દેખું-માન તો છૂટશે, તેની કંઇ ફિકર નથી. હવે છીંક ખાધાનો ને નથ પેહેર્યાનો ભાવ એટલો છે કે, પ્રભૂએ વિચાર્યું કે હું છીક ખાઇશ ત્યારે મનમાં મારી ઉપર વાહાલ હશે તો મારી આરોગ્યતાનું ચિન્હ કાંઇ જણાવશે, એવું જાણ્યું હતું, તેજ પ્રમાણે પ્યારીજીએ કર્યું. ને વાળી પેહેરી એટલે એ ભાવ કે મારું સૌભાગ્ય અખંડ રહો, એટલે પિઉજી ચિરંજીવ રહો, એમ ઇચ્છ્યું. પછી માન મટ્યું, ને જુગલસ્વરૂપ મળ્યાં. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૧૨. (નાયકા માનવતી પ્રત્યે દૂતી વચન-વાકય વિદગ્ધા.) એક સમે શ્રી રાધિકાજી માનધરીને બેઠાં છે, ત્યાં શ્રી ઠાકોરજી પાસેથી લલિતાજી આવ્યાં છે. તે એમ કહે છે કે, હે શ્રીરાધે! તારી છબી પ્રભૂએ હૃદયમાં ધરી રાખી છે, ને મુખે રાધાનામનું રટણ કરે છે, તેની ઉલટી નેત્રથી ચાલે છે, એમ કહ્યું, તે શું કે રાધા એ અક્ષર ઉલટા વાંચીએ ત્યારે ધારા થાય, તે ધારા આંસુની દ્રગ કહેતાં નેત્રમાંથી ચાલે છે, એટલે તું વિના રૂદન કરે છે. હે ડાહી સ્રી! તું સમજ. એમ કહેતામાં માન મૂકીને પ્રભુને જઇ મળ્યાં. (ઇત્યર્થઃ) ૨૧૩. (નાયકા માનવતી પ્રત્યે મધ્યાવચન.) એક સમે શ્રીરાધાજીએ માન ધર્યું છે, ત્યાં દૂતી મનાવા આવી છે;-જે હે પ્યારી! તું તારા પ્રાણપતિને મિથ્યા વ્યથા જે પીડા તે શીદ દે છે? હું તારી બલિહારી જાઉં, આજ તો નિશ્ચે અમરવેલ જે નમૂળીના વેલા, તે જેવું તારી નથનું માન છે, માટે ખરું જોતાં કંઈ કારણ નથી, એમ કહીને માન છોડાવીને મેળવ્યાં એટલો અધ્યાહાર (ઇત્યર્થઃ)

૨૧૪. (નાયકા માનવતી પ્રત્યે મધ્યાવચન) શ્રીરાધા માનવતી પ્રત્યે વિશાખાજી એમ કહે છે કે, હે શ્યામા! તું તો પેહેલી શ્યામ જે તારા પિઉ તેને અન્ય સ્રીનું આનન જે મુખ, તે જોવા ના

માલ્યેં કહતી હાર પિય, પઘિયાં કહેતી પ્હાગ;
વાકે ઉર પ્હેઆગિ બસિ, કિત અસુયા ગૈ ભાગ. ૨૧૫

એરી દેરી મત કરેં, મેરી કહિ તું માન;
કહા પકયેં રસ બઢેગોં, માંન આહિ કછુ પાંન. ૨૧૬

ચલિ કહાં બોલેં કોંન પિય, કયોં તો બિન કલ નાંહિ;
ઘનિહેં રૂમિ નહિ મૌલિ રખિ, રાધે વે તુવ છાંહિ. ૨૧૭

રે મન મેરો માન તૂં, રહન ન દેત ધરીજુ;
પિય મનાય બિનમિલે કા, તોહિ કુબાંન પરીજુ. ૨૧૮

મન અધીન અલિ રસિક સબ, સો રસિકેસ મિલ્યોજુ;
ગર્વ ધરી ઇક હોં રહી, મેરોં કછુ ન ચલ્યોંજુ. ૨૧૯

---

કહેતી. તારી હવડાં ઇર્ષા ક્યાં ગઈ જે તે પતિના હૃદયમાં ચિંતારૂપિ સ્ત્રી આવી બેઠી છે, તેને તું કાઢતી નથી? એ અચરજ મોટું છે. એવું સાંભળીને પ્રભૂને જઈ મળ્યાં. (ઇત્યર્થ:)

૨૧૫. (નાયકા માનવતી પ્રત્યે દૂતી વચન.) શ્રી રાધા માનમતી પ્રત્યે ચંદ્રભાગાજી કહે છે જે, શ્રીરાધે! તારી રીત તો હું આજ લગી એ દેખતી જે તારા પિઉ જે શ્રીકૃષ્ણચંદ્ર તેમની કોટે ફુલની માલા દેખતી ત્યારે તેનું નામ તું હાર કહેતી. પણ સ્ત્રી નામ આવે માટે માળા ના કહેતી. તેજ રીતે પાઘડીનું નામ પણ પાઘ કહેતી. એમ જેનું સ્ત્રીલિંગે નામ તેનો સંબંધ પતિને શ્રીઅંગે તે ન ખમાતો, તે આજ તારી વિરહાગ્નિરૂપી સ્ત્રી, પ્રભૂને નખ શિખ લગી રહી છે, તે તે કેમ સહેવાય છે? તે અસુયા જે તારી ઇર્ષા ક્યાં નાશી ગઈ છે? એવું સાંભળીને પ્રભૂને જઇ મળ્યાં. (ઇત્યર્થ:)

૨૧૬. (નાયકા માનવતી પ્રત્યે દૂતી વચન.) શ્રીરાધે માનવતી પ્રત્યે સખ્યાજી કહે છે જે, હે અલી રાધે! દેરી કહેતાં વાર ના કરીશ, મારું એટલું કહ્યું તું માનજે. એ બંનેનું દુઃખ મટે એ માન તે શું નાગરવેલનું પાન છે, કે જેમ જેમ પાકશે તેમ તેમ રસ વધવાનો છે? એ તો થોડુંજ સારું. એમ કહી મનાવીને મેળવ્યાં. (ઇત્યર્થ:)

૨૧૭ (શ્રીરાધા માનવતીનાં ને સખ્યાનાં પરસ્પર વચન છે.) પ્યારીજીને દૂતીએ કહ્યું જે, તું ચાલ. ત્યારે પ્યારીએ કહ્યું જે ક્યાં? ત્યારે તેણે કહ્યું જે બોલે કહેતાં તેડે છે, ત્યારે પોતે કહ્યું જે કોણ? ત્યારે તેણે કહ્યું જે તારો પિઉ. ત્યારે પોતે કહ્યું કેમ? ત્યારે તેણે કહ્યું તું વિના કલ પડતી નથી. ત્યારે પોતે કહ્યું, બીજીઓ ઘણીઓએ છે. ત્યારે તેણે કહ્યું, તે કોઈ ઉપર રૂચિ નથી. ત્યારે પોતે કહ્યું જે પેલી મૌલી જે મુગટમાં રાખી છે તે ઉપર તો રૂચિ છે. ત્યારે તેણે કહ્યું જે તેતો તેં તારું મુગટમાં પ્રતિબિંબ દીઠું છે, બીજી કોઈ નથી. એવું સાંભળીને આવી મળ્યાં. (ઇત્યર્થ:)

૨૧૮ (નાયકા માનવતીનો પોતાના મનપ્રત્યે ઠબકો છે.) એક હરીવદની નામા ગોપીજન છે. તેણે માન ધર્યું હતું. તેને મનાવવાને કાજે મોહનલાલજી પધાર્યા. તે રૂપ જોતા માત્રમાં તે નાયકાને મને ધીરજ રહી નહીં, ને હસી દેવાયું. પછી બંને મળ્યાં. એ લઘુમાન જાણવું

સોરઠા–તદપિ લાલસોં લગ્ન, જયઘપિ મનહૈં નપુંસક;
કયોં ન માન હુઈ ભગ્ન, વે નટબર હોં કામિની. ૨૨૦

મિસરી માંન સમાંન, પરસત દરસ કઠોર કછું;
પૈં રસરૂપહિ જાંન, બદન સમુઝમેં ડારિયેં. ૨૨૧

દુહા–બિરહાનલ અતિ દુસહ દુખ, અખિલ કષ્ટકો ભોન;
જોં સબ મનિકો શિરમની, ચિંતામની સમ કોન. ૨૨૨

---

પછી તે સ્ત્રી પ્રભૂ પધાર્યા પછી પોતાના મનને ઠપકો દે છે કે, હે મન! તું મારું માન ઘડીએક પણ રહેવા દેતું નથી. પિયુના મનાવ્યાવિના ને મુને પૂછયા વિના તું તારી મેળેજ જઈ મળે છે, એ તુને શી કુટેવ આવીને પડી છે? (ઇત્યર્થ:)

૨૧૯. (નાયકા માનવતીનું પોતાની સખિ પ્રત્યે વચન છે.) એક સુગંધરા નામા ગોપીજન છે, ને ગંગા નામા એક સખી છે, તેણે તેને એમ કહ્યું જે, હે અલી! તું તો કહેતી હુતી જે મારે માન ઘણી વાર રાખવું છે, તે, તેં તુરત પ્રભૂને દેખતાં માત્રમાં કેમ છોડી દીધું? ત્યારે તેણે કહ્યું જે, રસિક જે ઇંદ્રિયો તે તો સઘળી મનને વશ છે, ને તે મન તો જઇને હૃષીકેશ જે પ્રભૂ તેમને જઇને મળ્યું છે. એકલી હું જ માન ધરીને બેસી રહી તેથી મારું કંઈ ચાલ્યું નહીં; માન મૂકીને મળી જવાયું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૨૦. (નાયકા માનવતીનું દૂતી પ્રત્યે વચન છે.) એક રસભદ્રા નામે વ્રજસુંદરી છે. તેને ગુલાબી નામા એક સખી છે. તેણે તેને એમ કહ્યું જે, હે અલી! તું તો ઘણી ધીરી છે, ને તૂરત પિઉને દેખતા માત્રમાં માન કેમ મૂકી દીધું? ત્યારે તેણે કહ્યું જે, અલી! મારો વાંક તું સીદ કાઢે છે? એ પિઉના રૂપની કુટડાશ તો તું જો, જેને જોતાંમાં નપુંસક જે મન તેને પણ લગન લાગ્યું છે, તો મારું માન ભંગ કેમ ના થાય? તે નટવરરૂપ છે ને હું એથી કામ અપેક્ષાવાળી કામિની છું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૨૧. (સુઘડ પુરુષ પ્રત્યે કોઈ ધારણ સમજુએ પ્રશ્ન કર્યો તેનો ઉત્તર સુઘડે કર્યો.) કોઇએક રસશાસ્ત્રમાં પ્રવીણ છે, તે પ્રત્યે કોઇએ પ્રશ્ન પૂછ્યું જે, નાયક ઉપર નાયકાને સ્નેહ ઘણો હોય છે, તે નાયકા પણ તેની ઉપર મહા કઠોર એવું માન, રસા ભંગ થવાને કેમ ધરે છે? ત્યારે તેણે કહ્યું કે, તું કહે છે તેમ નથી; માનતો કેવળ રસાત્મક મીસરી સરખું છે. તે મિસરી જેમ અડકતાં કઠીણ લાગે, પણ મોંમાં નાંખીએ ત્યારે સ્વાદ લાગે, ને ઘણી રસરૂપ જાણ્યામાં આવે, તેમ માન પણ કંઇએક દીઠામાં કઠોર લાગે, પણ સમજણમાં લાવીએ ત્યારે એનો સ્વાદ માલુમ પડે. માટે માનને પણ રસરૂપ જાણવું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૨૨. (આ વિરહ દુઃખ સર્વોત્કર્ષતા વર્ણન છે.) સર્વ દુઃખ કરતાં વિરહરૂપ અગ્નિનું અતીશે દુઃસહ દુઃખ છે, સઘળા કષ્ટ માત્રનું ભોંવન જે ઘર છે. તે જેમ સર્વ મણી માત્રનો શિરોમણી ચિંતામણી છે, તે સમાન કોઈ નહીં, તેમ જાણવું (ઇત્યર્થ:)

૨૨૩. (પ્રિય વિયોગીજનને અવર જેટલાં સુખ તેટલાં દુઃખ રૂપ છે.) પોતાનું વલ્લભ જે વહાલું સ્નેહી, તેને વિયોગે વિરહીને બીજું સઘલું સુખ હોય તોએ તેની પેડે લાગે છે.

બિન બલ્લભ બિરહિ હિયેં, સબ સુખ તાકી નાંહિ;
તચ્યૌ ઘાંમ જિમિ ભેક જયોં, લહિ સુચ ફનિફન છાંઇ. ૨૨૩

## પ્રોષિતભૃતિકા નાયકા.

બીર બિરહદુખ અતિ દુસહ, જિન દે કો જુગદીશ;
ઔર કષ્ટકી કા ચલી, મરણ મન્યોં આસીશ. ૨૨૪
તાતી બ્યાર ન લગી સહેં, ઐસોં જ્યાપૈ પ્યાર;
અહુ નિજ બિરહાનલ બરત, બહ સુનિ મોદ અપાર. ૨૨૫
બુજવે ઓર ન બ્રિહઅગન, બિન પ્રિયદરસન તોય;
સબ તબપૈ કછુ નિજ દિસા, સુનિ વાકી ઘટિ હોય. ૨૨૬

---

જાણવું કે જેમ કંઈ ફણી જે સાપ, તે ફેણ માંડીને બેઠો હોય તે ફેણની છાયામાં તડકાનો બળેલો ભેક જે દેડકો, તે નાસીને બેસે, ને જેવું સુખ પામે તેવું તેને પણ જાણવું, એટલે શું કે તડકાના તાપથી દેડકાને પેલી ફેણનીની છાયાનો તાપ ઘણો થાય, તેમ વિરહીને પણ બીજે સુખે સામું ઘણું દુઃખ થાય છે. મિત્રના મિલાપ વિના સુખ છે જ નહીં. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૨૨૪. (નાયકા વિરહણીનું સખી પ્રત્યે વચન.) એક બહુલાશ્વની નામા ગોપીજન છે, તે પોતાની એક હરષા નામા સખી છે તે પ્રત્યે એમ કહે છે કે, બીર કહેતાં જે, હે સખી! વિરહનું દુઃખ તો અતિશે જ દુઃસહ છે–તે હું અનુભવે કરીને જાણું છું, જે જુગદીશ રખે કોઇને આપે. તે શા માટે કે એ આગળ બીજા કષ્ટનું તો શું લેખું? મરણને પણ હું તો આશિર્વાદરૂપ માનું છું એવો વિરહ દુઃખદાયક છે. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

૨૨૫. (પોતાના સ્નેહીનો પોતાની ઉપર વિરહ તાપ સાંભળે સુખ થાય એ મોટું આશ્ચર્યરૂપ છે.) જેને ઊનો વાયુ લાગ્યો પણ ન સહેવાય એવું જેની ઉપર વહાલ હોય, એવું જે પોતાનું સ્નેહી, પણ ત્યાં અહો! કહેતાં એક આશ્ચર્ય છે; તે જૂઓ કે કોઇ આવીને એમ કહે કે પેલું તમારું સ્નેહી તમારા વિરહરૂપી અગ્નિએ બળે છે; તે સાંભળીને પોતાને અપાર કહેતાં પારવનાનો હર્ષ થાય. (ઇત્યર્થઃ)

૨૨૬. (પૂર્વોક્ત વિધિ સમજવી.) વિરહરૂપી અગ્નિને ઓલવવાને પોતાના પ્રિયનાં દર્શનરૂપી જળ વિના બીજું કોઇ જળ સમર્થ નથી. પણ એ દુઃખ કંઇએક ઘટવાનો એક ઉપાય છે. તે કયો કે પોતાને વિરહે તાપનું જેવું દુઃખ હોય, તેવી દિશા તે સ્નેહીની સાંભળીએ ત્યારે આપણું દુઃખ કંઈએક ઘટે. બાકી સઘળું તો તે મળ્યાથી જ ઘટે. (ઇત્યર્થઃ)

૨૨૭. (નાયકા વિરહણી તથા હરિભક્ત વિષે પણ અર્થ લાગે છે. એ શ્લેષ છે.) એક તનમધ્ય નામા ગોપીજન છે. તેને તેની સખી કહે છે કે, તું નાકમાં મોતીની વાળી પેહેર. ત્યારે તેણે કહ્યું જે, પ્રભૂને વિજોગે નાકમાં તો મોતી પેહેરવાં ગમતાં નથી, મારું મન તો લાલ જે શ્રીકૃષ્ણ તેમાં લાગી રહ્યું છે. પ્રિય કહેતાં, હે મારી વહાલી! તે ઘનશ્યામ મુને મળતા નથી–ત્યાં મથુરામાં શોક્યને સર્વ સુખ આપે છે; તે મુને આગ લાગે છે. હવે એનો બીજો અર્થ. કોઇએક પ્રેમી ભગવદ્ સ્વરૂપા શક્તિવાળા ભકતજન છે. તેની પરીક્ષા જોવા માટે પ્રભૂએ સ્વરૂપાંતરે કરીને પોતાના રૂપવિના બીજાં ફળનો લોભ દેખાડવા માંડયો, કે ગમે તો સ્વર્ગ લો, ને જો ગમે તો મુક્તિ

અલિ તેરે પાની છુયો, પાંનિ પરસહી લાગિ;
સુહુ સદ્કારી ભૈ દહી, અગન હુ તેરી આગિ, ૨૩૫

હે સ્મર હર ધોંખે ન હરિ, બિરહી હતિ સર દેખિ;
ગોરેપેં ગોરી કહાં, હનિ સુખેન ઢિગ પેખિ. ૨૩૬

બિરહ દરદ નટસાલસોં, સાલતહેં હિય માંહિ;
નિકસેં ઓર ઉપાય ઇહ, બિન પિયુ ચુંબક નાહિ. ૨૩૭

બિના બીરહ અનુભોં દઇત, અતિ રતિ ઉપજે નાંહિ;
જિમિ બિનુ આતપ તતુ તયેં, મિષ્ટ ન લગે દ્રુમછાંહિ. ૨૩૮

---

૨૩૪. (નાયકા વિરહિણી.) પ્રભૂનો વિરહાગ્નિ હૃદયમાં ધીકી રહ્યો છે. એવા સમામાં બાળા જે શ્રી રાધિકાજી, તેમને એક સખિએ ઘનસાર જે કપૂર (તેના) મણકાની દામ જે માળા, તે બરબટ કહેતાં હઠ કરીને કંઠમાં પેહેરાવી. તેણે કરીને એમના હૃદયમાં તો હોલી જેવડે ભડકો ઉઠયો—પહેલાં પ્રભૂના સંજોગ સમે એ માળા પહેરી હુતી તે સાંભર્યું છે માટે, ને તે અગ્નીનો સંબંધ પેલા કપૂરના મણકાને થયો એટલે સઘળા હારે હારે દીપમાળની પેઠે દીવા થઇ ગયા. તે જાણે એક વચ—જે હોલી તે દીવાળી થઈ છે એવું જણાયું (ઇતિ ભાવાર્થ જ્ઞેયં)

૨૩૫. એક સમે હેમંતઋતુમાં નિધુમ્ર અંગારાની અંગીઠી તાપવા માટે, કોઇએક સખિએ લાવીને શ્રી પ્રિયાજી પાસે ના ના કહતાં મૂકી—અહિયાં પોતાના શરીરમાં તો પિઉનો વિરહાગ્નિ વ્યાપ્યો છે, તે અંગીઠી રુચી નહીં, ને તે ભાવ સખી તો સમજતી નથી, ત્યારે પોતે એક જળનું ભરેલું પાત્ર પાસે હું તે રેડીને અગ્ની હોલવી નાખ્યો; તેથી દેવતા તો કોયલા થઈ ગયા. તે સમે એક સખિ ચતુર છે તેણે અતિશેં વિરહનો તાપ છે તે જણાવવા માટે, પ્યારીજી પ્રત્યે એક જુક્તિવચન કહ્યું:—જે, હે શ્રી રાધે! તારો પાણી જે હસ્ત તેનું અડકેલું જે પાણી તે આગને લાગ્યું તે માટે તત્કાળ આગ પણ બળીને કાળી થઈ ગઇ! આગ તો સર્વને બાળે છે, પણ તારા વિરહની આગે તો તે આગને પણ બાળી!—એટલે અત્યંત ગ્રેહે તાપ છે. (ઇતિ જીવનં જ્ઞેયં).

૨૩૬. (નાયકા વિરહ સખિ વર્ણન કરે છે.) એક સમે શ્રી સ્વામિનીજીને વિરહે શ્રીકૃષ્ણચંદ્રનું શ્રીઅંગ ચિંતાએ કરી ઉજળું પડી ગયું છે. ને કામની પીડા ઘણી વ્યાપી છે—તે સમે કામ પ્રત્યે એમ વચન કહેવા લાગ્યા જેઃ—હે સ્મર કહેતાં હે કામ! હર જે શ્રીમહાદેવજી તેને ધોંખે, ગોરા જાણીને હરીને બાણ ન માર; એ તો હવડાં પ્રિયાજીનો વિરહ છે, માટે ગોરા લાગે છે—નું જે; ગોરા તો છે, પણ ગોરી જે પાર્વતી તે એ સંગે ક્યાં છે? તે કરતાં બાણ મારવું, હોય તો ઢિગ કહેતાં પાસે જે ગોરી જે શ્રીરાધિકાજી દેખે તે સમે સુખેન કહેતાં કરારે મારજે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૩૭. (નાયકા વિરહિણી.) એક ચંદ્રિકલા નામા ગોપીજન છે. તે પ્રભૂના વિરહને દુઃખે ઘણી દુખિત છે. તે પોતાની સખિ પ્રત્યે એમ કહે છે જેઃ—હે અલી! વિરહનું દરદ તે નટસાલ,

પીર બિનાં પ્રીતિ કહૂં, ચિતઇ ન સુનિ અદ્યાપ;
તાપ બિહિન ત્રષ્ણા ન જિમિ, બિનત્રષ્ણ ન સંતાપ. ૨૩૯

બિરહારતિતેં રતિ બઢૈ, પૈં રૂચિ બઢન ન કોય;
પ્યાસો જખમી જિયેં તહૂં, લહ્યો ન ત્યાગેં તોય. ૨૪૦

મીત મર્યો સુ જિયો જિયોં, મર્યો અબલ ભૌ એક;
વાકો મિલિ દૂનો બન્યો, દુ:ખબલ બઢયો અનેક. ૨૪૧

સોરઠા-પ્રીય પ્રાનસમ હોય, મેરે ભાય ન સબ કહે;
પ્રિય બિછ્રત દુ:ખ હોય, પ્રાન ગયે પાછેં ન સો. ૨૪૨

---

જે બાણનો ભાગેલો કડકો સળકે, તેમ હૃદયમાં સાલે છે. તે પિઉજીરૂપી ચુંબક, જે ચમક પાષાણ તે દીઠા વિના તે સાલ નીકળવાનું નથી. બીજા લાખો ઉપાયથી પણ ના નીકળે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૩૮. દૈત જે પોતાનું પ્રિય તેના વિરહનો અનુભવ ભોગવ્યા વિના અતીશે પ્રીત ઉપજે નહીં. જેમ કાંઇ આતપ જે તડકો, તેમાં સારી પેઠે શરીર તવાયા વિના દ્રુમ જે વૃક્ષ તેની છાયા ઘણી મીષ્ટ ન લાગે તેમ. (ઇત્યર્થ:)

૨૩૯. (વિરહ વર્ણન) પિડા વિના પ્રીત હોય એવું ક્યાંહીં હવણાં લગી જોયું નથી ને સાંભલ્યું નથી. એટલે શું કે પિડા વિના પ્રીત હોયજ નહિ, જેમ તાપ વિના તૃષ્ણા નહીં, ને તૃષ્ણા વિના સંતાપ નહીં, તેમ (ઇત્યર્થ:)

૨૪૦. વિરહની પીડા જેમ જેમ ઝાઝી, તેમ તેમ પ્રીત વૃદ્ધિ પામે, એ ઉપાય સાચો છે, ને પ્રીતની વૃદ્ધી સારી પણ વધારવાની રૂચિ તે દરદને મારે કોઇને રહે જ નહીં—જેમ કોઈ જખમી, જખમ લાગતામાં તર્સ્યો ઘણોજ થાય છે; પણ તે તૃષાનું દુ:ખ વેઠે તો જીવે—પણ ન મળે ત્યારે જ રહે, બાકી મળેલું તોય જે જળ તે મરવું કબુલ કરે પણ મૂકે નહિ તેમ. (ઈત્યર્થ:)

૨૪૧. (વિરહઆધિક્યતાવર્ણન.) બે મિત્ર હોય તેમાંથી જે મૃત્યુ પામ્યો તે તો જીવ્યો ને જે જીવ્યો તે મૃત્યુ પામ્યો. તે શામાટે કે એકલો રહ્યો તે નિર્બળ થયો. ને દુ:ખ તો પેલા મુવેલા મિત્રનું મળીને બમણું થાય, એટલે તે દુ:ખનું બળ તો અનેક ગણું વધ્યું. (ઇત્યર્થ:)

૨૪૨. સર્વ વ્રજસુંદરી કહે છે જે, હે મધુકર! સર્વ એમ કહે છે જે પ્રાણસમાન પોતાનું પ્રિયજન છે; પણ અમારે ભાય કહેતાં નસિબમાં તો એમ નથી. તે શા માટે કે વહાલાંને વિયોગે તો દુ:ખ થાય છે ને પ્રાણ ગયા પછી તો તે નથી થતું, માટે પ્રાણ થકી સ્નેહી ઘણું વહાલું. (ઇતિ જીવનં જ્ઞેયં.)

મિલન પ્રીય પ્રતિબંધ, કોરિ કૃતાંતહુતેં દુખદ;
દુગનો અન્ય સમંધ, જાસું હિલગ તાંકોં ભયો. ૨૪૩
જિતો બિરહ સંતાપ, તિતો પ્રેમ પરમાનિયેં;
યહ સનેહકો માપ, સમુઝ લેહુ અનુમાનતેં ૨૪૪
બીરહબ્યથા જાસૂં કહૂં, તપેં તાહુકો તન;
અહો બસે હિય તહું રહે, સીરે મનમોહન. ૨૪૫
ગોપી ગોપીનાથકોં, બિરહ ઓરહી જાતિ;
જ્યોં લુહારકી સાંનસી, છિનુ સીતલ છિનુ તાતિ. ૨૪૬
બેર કોરિ કરજોરિ કહું, હા હા ખૈ ઘસિ નાસ;
મ્હાબિયોગ મત ચિત્તકોં, દિહુ દયાલ બડ ત્રાસ. ૨૪૭

---

૨૪૩ (પ્રિય મિલન પ્રતિબંધ કાલાધિક્ય છે.) પોતાનું પ્રિય છે તેના મિલાપમાં જે પ્રતિબંધ રૂપ છે તે કરોડ કૃતાંત જે કાળ, તે કરતાં પણ ઘણું દુઃખદાયક છે; ને વળી પોતાનું જે સાથે હિલગ કહેતાં લગન લાગ્યું હોય, ને તેને કહીં અન્ય જાડે સંબંધ થયો, તે દુઃખ પેલા દુઃખથી બમણું છે. તે માટે ચાલતા લગી એ દુઃખ કોઇને દેવું નહીં. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં)

૨૪૪ જેટલો વિરહનો સંતાપ તેટલો પ્રેમ જાણવો. પ્રેમ એ સ્નેહનું માપ છે. એ સર્વ અનુમાન જે બુદ્ધિને વિચારે સમજી લો. (ઇત્યર્થઃ)

૨૪૫ (નાયકા વિરહણીનો પિયુ પ્રત્યે ઠબકો.) એક દુર્વા નામા ગોપીજન છે, તે પોતાની સખિ પ્રત્યે પોતાના વ્રેહે તાપનું દુઃખ કહે છે જેઃ–અલી! મારા વિરહની વ્યથા જે પીડા, તેજેને હું કહું છું તે સાંભળતાં તેનું શરીર તપી જાય છે. ત્યારે મારા હૃદેના તાપનું શું કહેવું? પણ અહો કહેતાં એક મોટું આશ્ચર્ય છે, જે તે હૃદયમાં સદા મનમોહન જે નંદલાલ તે વસે છે; તોએ પણ સીરે કહેતાં ટાઢા રહ્યા; એટલે શો ભાવ કે જો તપતા હોય તો આવીને દર્શન કેમ ન આપે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૨૪૬ (ભિન્ન વિરહતા વર્ણન) એ સર્વ ગોપીજન ને શ્રી ગોપીનાથજીનો વિરહ છે, તે કોઇ-એક જુદી તરેહનો છે. તે કોઇએક વિરલા ભગવદીજ જાણે; કેમકે ભાવાત્મક શ્રીકૃષ્ણ સદા સર્વદા એ ગોપીજનના હૃદયમાં વિરાજમાન છે, ને અત્યંત વિરહવડે દર્શનની પ્રાપ્તી થાય ને પાછું વ્યવહારમાં ચિત્ત જાય, ત્યારે જાણે–જે પ્રભૂ પધાર્યા છે. માટે એમને સંયોગ વિયોગ બંને અનુભવ છે તે જેમ લુવારની સાણશીને જળમાં બોળ્યે ટાઢી ને અગ્નિમાં ઘાલ્યે પાછી તાતી, એ બંનેનો સંબંધ ક્ષણક્ષણમાં થાય છે, એ દ્રષ્ટાંતે એ પણ સમજવું. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં).

૨૪૭ હે દયાળુ શ્રીનાથજી! તમને કોટીવાર હાથ જોડીને હાહા ખૈ કહેતાં ટળીને, કાલા-વાલા કરીને, નાક ઘસીને એ વિનતિ કરું છું કે, કોઇને પોતાના મિત્રનો મહા વિયોગ, જે કોઈ સમે મળવુંજ નહીં, તે ના આપશો–એ દુઃખનો મુને મોટો ત્રાસ છે. (ઇત્યર્થઃ)

ઠારે અંગન લાલ મો, મન ડરપે લલચાય;
આજે એકમસો ન કછુ, આઉ જાઉ કહિ જાય. ૨૪૮

## અથ રૂપવર્ણન.

### દુહા.

સ્યામા તૂં જિન જાઈ સર, બિન ઘૂંઘટ પટ ઘોસ;
પરિહૈં તેરો બદન લખિ, ભોંર કોક મુખ સોસ. ૨૪૯
સ્યામા આનન સખિ લખન, ચકોર તરસત નાહ;
માનપરબ કેતો અજ્યોં, ટરત ન ઘૂંઘટ રાહ. ૨૫૦
ઇચ્છન સેલ રુ ભોં અસી, જનુ ગોલક ગહિ ઢાલ;
રાધે તેરે નેનનેં, કીને લાલ બિહાલ. ૨૫૧

---

૨૪૮. (નાયકા પ્રગલ્ભાસકતા.) એક મંજુકી નામા ગોપીજન છે, તેને દ્વારે કંઈ એક મિશે, દિવસે પ્રભૂ ઊભા છે, ને ઘરમાં પોતે એકલી છે. તેવો સમો જોઇને તે ઘરમાં ડરપે છે, ને લલચાય પણ છે, ને મન સાથે વિચારે છે કે આ સમે હું શું કરું, લાલ જે શ્રીનંદલાલ, તે તો હું માટે સમજીને ઊભા છે, ને મારાં વચનની વાટ જૂએ છે. પણ મેં આ સમે આવો કે જાઓ કંઈ કહેવાતું નથી. આજે એકમ કહેતાં બીજ પડવાની પેઠે એ નાયકાને પ્રેમ તથા લજ્જા બંને સમાન છે. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૪૯. (પ્રિયામુખ ચંદ્ર સદ્રશ વર્ણન.) એક સમે શ્રી રાધિકાજી ને લલિતાજી એમ કહે છે જે:-હે શ્યામા! તું કદાપિ દિવસે ઘુંઘટો ખેંચ્યાવિના સર જે સરોવર તેની તીરે જીન જાય કહેતાં રખે જાય. તે શા માટે કે તારું વદન જે મુખ તે ચંદ્રમા સદ્રશ છે. તે દેખીને ભોંર જે ભમરા, ને કોક જે ચકવા ચકવી તેના મુખમાં શોષ પડશે કે શું ચંદ્રમા ઉગ્યો, ને રાત્રી થઈ! ને હવે અમારે પ્રિયનો વિયોગ થશે! (ઈત્યભિપ્રાયં જ્ઞેયં.)

૨૫૦. (નાયકા માનમતિ પ્રત્યે દૂતિ વચન) એક સમે શ્રી વ્રષભાનનંદનીજીએ માન ધર્યું છે, માટે મુખ ઉપર ઘુંઘટો ખેંચીને બેઠાં છે. ત્યાં પ્રભૂ પધાર્યા છે. તેમના કહ્યાથી લલિતાજી શ્રી પ્રિયાજી પ્રત્યે એમ કહે છે જે:-હે શ્યામા! તમારું આન જે મૂખ, તે રૂપ ચંદ્રમા, લખન કહેતાં જોવાને, નાહ જે તમારા સ્વામી, તે રૂપ જે ચકોર, તે તરસે છે; ને મુને કહે છે જે માનરૂપી પરવનું જે ગ્રહણનું હજી કેટલુંએક છે; જે મુખચંદ્ર ઉપરથી નીલાંબરના ઘુંઘટરૂપી રાહુ ખસતો નથી! એમ કહે છે. માટે ઘુંઘટો લઈને પિઉને તમારું સુંદર ચંદ્રમા સરખું મુખ દેખાડો. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૨૫૧. (શ્રીરાધિકા સુંદરીની નેત્રસૌંદર્યતા વર્ણન.) શ્રીપ્રભાવતી પુત્રી પ્રત્યે ચંદ્રભાગાજી એમ કહે છે જે:-હે શ્રીરાધે! તારાં નેત્ર ઇક્ષણ જે કટાક્ષ-તે રૂપિ સેલ જે બરછિ, ને ભોં જે ભ્રગુટિ-તે રૂપ અસિ જે ખડ્ગ, ને ગોળક કહેતાં જે નેત્રના ડોળા વચ્ચે કાળો ચાંદલો છે, તે રૂપ તો જાણે ઢાલ; તે લઇને લાલ જે શ્રીકૃષ્ણ-તેમને તેવડે બેહાલ કર્યા છે. એવાં તારાં સુંદર નેત્ર મારણશકિતથી ભરેલાં છે. (ઇતિ જીવનં જ્ઞેયં.)

લિપટે પિયકોં પાનિબિન, બાંતીબિન કહે બાત;
અહો સલોંને દ્રગ અલી, કરે શસ્ત્રબિનુ ઘાત. ૨૫૨

લલના લોચન સિત અસિત, ગોલક ડોરે લાલ;
યહ ત્રિબેનિમજ્જન લહી, મુક્તિ બિરહ ગોપાલ. ૨૫૩

અભિબિધ રસ, રતિ, તરલતા, કૃપા ત્રપા રૂચિ માન;
ઇત્યાદિક ગુનસદન શ્રી, લોચન ઉપમા કાન. ૨૫૪

પ્યારી તેરો અધરરસ, ક્યોં બિસરે ગોપાલ;
બેસર નિરમલ મુક્તાહૂ, જિહિં પરસત ભો લાલ. ૨૫૫

---

૨૫૨. (એ પણ પ્રિયાજીનાં નેત્ર ને કૌતુકતા.) શ્રી કિરતી કુંવરી પ્રત્યે વિશાખાજી એમ કહે છે જે:-હે શ્રીરાધે! તમારાં નેત્રમાં એક મોટું આશ્ચર્ય છે; કે તમારા પિઉ જે શ્રીકૃષ્ણચંદ્ર, તેમને, તમારાં દ્રગન જે નેત્ર તે, પાણિ કહેતાં હસ્ત વિના, લપટે કહેતાં વળગી જાય છે તેને વાણી નથી, પણ વાત કહી આપે છે, ને એની પાસે એક હથિયાર નથી તે ઘાત પણ કરે છે- એવાં તમારાં નેત્ર છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં.)

૨૫૩. (એ શ્રીપ્રિયાજીનાં નેત્રને ત્રિવેણી રૂપે વર્ણન કર્યાં છે.) શ્રીલાડલીજી પ્રત્યે લલિતાજી એમ કહે છે કે, હે લલના! તારાં લોચન સિત કહેતાં ઉજળાં, ને અસિત કહેતાં કાળાં-એ બંને રંગવાળાં છે, તે તો જાણે શ્રીગંગાજી ને શ્રીયમુનાજી છે, ને મધ્યે લાલ દોરા છે, તે જાણે શ્રી સરસ્વતિજી છે. એટલે ત્રિવેણી સંગમ થયો, તેમાં નહાતાં મુક્તિ મળે. એ ત્રિવેણીમાં મજ્જન કહેતાં નહાતાંમાં જ ગોપાલ શ્રીકૃષ્ણ તેણે વિરહથકી મુક્તિ લહિ કહેતાં પામી, એટલે શું કે વિરહથી મૂકાય. (ઈતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૫૪. (વળી શ્રીપ્રિયાજીનાં નેત્રની સૌંદર્યતા અનિર્વચનીય વર્ણન છે.) લલિતાજી કહે છે જે શ્રી કહેતાં, હે શ્રીરાધિકે! તારાં લોચનની ઉપમા તે હું કોને આપું? એટલા ગુણ કોઈના નેત્રમાં નથી. તે કયા કયા, તે કંઇએક કહું-કે એક તો અમી જે અમૃત, ને રસ જે ઝેર-તેનો ભાવ એ કે પતિ જોડે અન્ય નાયકાનો સંબંધ સહી ના શકે; ને વળી એ નેત્રરસનું પાન પિઉને કરાવતામાં બેભાન કરી નાંખે ઇત્યાદિક ભાવે ઝેર કહ્યું છે, ને વિધ જે વેધકપણું-બાણુની પેઠે-ને રતી જે પ્રીતિરસ, ને ક્રીડારસ, ને તરલતા જે ચપલતા, ને કૃપા ને ત્રપા જે લજ્જા ને રૂચિ, જે સર્વને ગમે એવાં અતિ સુંદરતા, ને માન જે મદ વિઘુર્ણીતતા ઇત્યાદિક ગુણનાં સદન જે ધામ છે, તે તારાં એ નેત્રની ઉપમા તે એ-નેત્રને જ છે. (ઇતિ જીવનં જ્ઞેયં.)

૨૫૫. (શ્રીપ્રિયાજીના અધરની આરક્તાનું વર્ણન છે.) લલિતાજી શ્રી પ્રિયાજીને કહે છે જે, હે પ્યારી! તારા અધરનો રસ, તે ગોપાળ જે તારા પિયુ, તેમને કેમ વિસરે? કે વેસરનું મુક્ત જે મોતી, નિર્મળ જે ઉજળું વિકારરહિત છે તે પણ જે અધરનો સ્પર્શ કરતામાં લાલ થઇ ગયું! એટલે લાલ તે અનુરાગી પ્રીતવાળું. તો તેથી ગોપાળ જે ઇંદ્રિયોના પાળ તેની પ્રીત કેમ છોડું? એવો તારો અધરરસ છે. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

મ્હાવર તૂં સાચો ઠર્યો, પાય ખડન પદધામ;
સબ બર બર નટબરહુસો, તો પદ કરતં પ્રનામ. ૨૫૬
હરિકેસો મુખ નયન હરિ, કચ કુચ કટિ કર પાય;
હરિ સુબરન ગતિ બેનિ છબ, રાધા હરિ સુખદાય. ૨૫૭
કટિસો મદ રતિ બેનિ અલિ, ચખસિ બડાઈ ધારિ;
કુચસે બચ અખિ ઓઠ ભો, મગ ગતિ મતિહિ બિસારિ. ૨૫૮
જાતી સ્યામા હરિતકી, બિકલ ભયે શ્રીરગ;
ચલ દલ દુખ સુકુમાર પિય, કરિ કેલી કામાંગ. ૨૫૯

---

૨૫૬ શ્રીપ્રિયાજીનાં ચરણારવિન્દની સહજારક્તતા વર્ણન છે.) મહાવર કહેતાં હે અલતા! તારું નામ મહાવર જે મહાશ્રેષ્ઠ, તે તું સાચો ઠર્યો. તે શા માટે કે મહા મોટાં જે શ્રીરાધિકાજી, તેમનાં ચરણારવિન્દરૂપી ધામ પામ્યો. તે માટે તું જે પદ પામ્યો છે, તે પદ કેવું મોટું છે કે અખિલ બ્રહ્માંડમાં જેટલા વર શ્રેષ્ઠ કહેવાય છે તે સર્વના વર જે ધણી–શ્રેષ્ઠ, અગ્રભોક્તા તે નવટર જે શ્રીકૃષ્ણચંદ્ર તે પણ તારું પદ જે શ્રી સ્વામિનીજીનાં ચરણારવિન્દ તેને પ્રણામ કરે છે, તે માટે તું મહાશ્રેષ્ઠ તે ખરો છે. (ઈત્યભિપ્રાયં જ્ઞેયં).

૨૫૭. (શ્રીપ્રિયાજી પ્રત્યે મધ્યા વચન. શ્રીઅંગની સૌંદર્યતાવર્ણન ચાતુર્થતા) શ્રીવૃંદાવનેશ્વરી પ્રત્યે લલિતાજી કહે છે જે, હે શ્રીરાધે! તારા પિયુ જે શ્રીહરી તે તુને ઘણા પ્રિય છે, તે માટે તે તારા શરીરના સઘળા અવયવની શોભા સઘળી હરીના સરખી રાખી છે–એટલે હરી સદ્રશ. ને વળી બીજો અર્થ એમ છે કે હરિ કેસો મુખ તે કેમકે, હરિ જે ચંદ્રમા તે સરખું મુખારવિંદ છે, ને હરી જે મૃગ તેના સરખાં નેત્ર, ને હરી જે ભ્રમર તેના સરખા શામકચ જે કેશ, ને જે ગીરી તદાકાર કુચ, ને હરી જે સિંહ તેના સરખી કટિ, ને હરી જે કમલ તેના સરખા હસ્ત ને ચરણ ને હરી જે નાગ તેના સરખી વેણી જે ચોટલો, ને હરી જે હસ્તી તેના સરખી ગતી જે ચાલવું, ને હરી જે સોનું, તેના સરખો શ્રીઅંગનો વર્ણ જે રંગ, ને હરી જે કામ તેના સરખી છબી, જે સુરૂપ સુંદરતા; એવી જે તું શ્રીરાધિકા તે શ્રીહરી જે શ્રીકૃષ્ણ, તેમને સુખદાયક છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં)

૨૫૮. (નાયકા માનમતી પ્રત્યે દૂતી વચન) શ્રી ઠકુરાણીજી પ્રત્યે લલિતાજીએ માનસમે આવું વચન કહ્યું કે, જેમાં શિક્ષા ને અંગની સૌંદર્યતાનું વર્ણન બંને થાય. એમ કહ્યું કે હે શ્રી રાધિકે! તું મદ જે માન ધરે તો તારી કટી જેવું સુક્ષ્મ ધર, ને પિઉ જોડે રતિ જે પ્રીતી કરે તે તું તારી વેણી જેવી વિસ્તારે કર ને તું મોટાઇ તારાં નેત્ર જેવી રાખ, તે શોભશે; ને તારા કુચ છે તેવા કઠોર વચ જે વચન ના બોલીશ; ને તારા હોઠ જે અધર લાલ છે, તેવાં નેત્ર ન કરીશ; ને જેવી તારી ભો જે ભ્રગુટી વાંકી છે, તેવે મગ જે મારગે ડગલું ના દઇશ; ને જેવી તારી ગતિ મંદ છે, તેવી મતિ જે બુદ્ધિ, તે તો વિસારી જ મૂક, જે તે નહિ શોભે (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૨૫૯. (નાયકા રૂપવતી પ્રત્યે મધ્યા વચન. પ્રાર્થના મિશે નવ વનસ્પતિ નામ વર્ણન છે.

મિલન સમય મંડન ન્હા, સુ તન ઢપે લગિ સાલ;
ફિરિ આછેં બપુ વરમલોં, તનક દૂર જખ લાલ. ૨૬૦
રહી મો સંસે યહ સદા, કાપેં ભંજ્યે જાય;
પ્રિયા તનક તન અતુલ ભા, સો કસ રહી સમાય ૨૬૧
સહજ ગતી સૂધી ચલેં, તિરછે પર જિય લેન;
ભે બુધબલકે પદાતી, પ્યારે ત્હારે નેન. ૨૬૨
ધન્ય રતી તેરી કૃતી, હિય રાધા મુખ સ્યામ.
અનુરાગિ લહિ રતિપતિ, પિતુ રતિ કરિ કરિ દામ. ૨૬૩

---

એ શ્લેષાર્થ.) એક સમે શ્રીલાડિલીજીને લલિતાજી એમ કહે છે જે, હે શ્રી રાધે! તું કાલે શ્રી વૃંદાવનમાં સખિઓ સાથે મલપતી જતી હુતી, તે તુને જતી શ્રીરંગે-શ્રીકૃષ્ણચંદ્રે તકી કહેતાં તકાસી છે; એટલે જોઇને આંખમાં આણી છે. ત્યારથી તારા રૂપનો મોહ લાગ્યો છે, ને વિકલ થઈ ગયા છે, તે માટે તું ત્યાં વેહેલી ચાલ, ને તેમના દુઃખને દળ કહેતાં મર્દી નાંખ. તે શી રીતે કે કામાંગકેલી જે પરિપૂર્ણ કામક્રીડા, તે કરીને. તે વાહાલોજી ઘણા સુકુમાર છે, માટે તાપ સહેવાશે નહીં. એમ કહીને પ્રભૂને મેળવ્યા. (ઇત્યર્થઃ) હવે એ વૃક્ષબંધ દુહો છે. એમાંથી નવ વૃક્ષનાં નામ નીકલે છે. તે ક્યાં ક્યાં કે, જાતી કહેતાં ચમેલી, ને શામાં કહેતાં પાટલ, ને હરીતકી કહેતાં હરડે, ને શ્રીરંગ જે લવિંગ, ને ચલદલ જે પીપળો, ને સકુમાર જે ચંપો, ને પ્રિય જે કદંબ, ને કેલી જે કેલ, ને કામાંગ જે આંબો-એ નવ વૃક્ષનાં નામ (ઇતિભાવાર્થં જ્ઞેયં.)

૨૬૦. (શ્રી પ્રિયાજીના શ્રી અંગની સૌંદર્યતા વર્ણન.) એક સમે શ્રી નાગરીજી શ્રૃંગાર સજતાં હુતાં ત્યાં પ્રભુની આતુરતા જાણીને લલિતાજીએ એક જુક્તિ વચન કહ્યું, તે વાર ન લાગે ને પ્રસન્નતા ઉપજે એવું હતુંઃ-હે શ્રી રાધે! પ્રભૂના મિલાપ સમે તારે મંડન જે આભૂષણ તે શીદ ધર્યાં જોઇએ! કે તારા શરીરની સુંદરતાને તે તો સામાં ઢાંકેછે ને પિઉને સાલ સરખાં લાગે માટે આ સમે નહીં જોઇયે; પ્રભૂ લગારેક વેગળા હોય તે સમે ધરજે. પછી તે સારા ગુણકારી કે વરમ જે કવચ તેની પેઠે દુષ્ટ જનની દ્રષ્ટીને બાળે-પણ તારા શ્રીઅંગ ઉપર આવવા ન દે. એમ સમજાવીને તાત્કાલ પ્રભૂને મેળવ્યા. (ઇત્યર્થઃ)

૨૬૧. (શ્રીનાયકા રૂપવંતી પ્રત્યે મધ્યા વચન.) એક સમે શ્રી પટરાણીજીને લલિતાજી, અતુલ શોભા જોઇને કહે છેઃ-હે અલી! મારી પ્રિયા! મુને સદા એક સંશય રહેછે, તે કોની પાસે જઇને ભાણું? માટે તું મુને કહે કે, તારું શરીર તો અતિશે સૂક્ષ્મ સુકુમાર છે, અને તેમાં આવડી અતુલિત શોભા તે કેમ સમાઇ રહી છે! તે તું મુને કહે. એવું સાંભળીને લજ્જા સહિત મંદમંદ હસ્યાં. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૨૬૨. (શ્રી કૃષ્ણચંદ્રના નેત્રની મોહન શક્તિવર્ણનપર ક્રિયા વચન.) એક નૃત્યકળામાં વ્રજ-સુંદરી છે, તે શ્રી ઠાકુરજીના કટાક્ષથી ઘણી શિથિલ થઈ છે, તે પ્રભૂ પ્રત્યે એમ કહે છે જે, હે વહાલાજી! તમારાં નેત્ર સહજે તો સુધી ગતી કેહતાં પાંસરું ભાળે છે; અને જ્યારે કોઇએકનો જીવ લેવો હોય છે, ત્યારે તિરછે કહેતાં વાંકું ભાળે છે; ત્યારે એ કંઇ નેત્ર નહીં, એ તો બુધબળ

કુલહિ લાલ પિત ઉપરના, નિલ તનુ નંદકુમાર;
પ્રેમ લપટિ અનુરાગ સિર, માંનું મુરતિ શૃંગાર. ૨૬૪
કૃષ્ણસુ રાધા રાધિકા, કૃષ્ણ યથા શબ્દાર્થ;
ક્યોં સંભવતા બિલગતા, કહે બિયોગ સુવ્યર્થ. ૨૬૫
અલી અદરદી હરિ ભયે, બિરહ દરદ હોં ચૂર:
કપુર ન રહિ બિન મિર્ચ જ્યોં, મિર્ચ ન ચાહિ કપૂર. ૨૬૬
તરસેં દુહુ મન મિલનકોં, ગહ્યો દોઉ ધન માન;
સહી ક્રોધ મિલયે દુતી, દુહુ પ્રિય લગિ પ્રિયપ્રાન. ૨૬૭

---

જે શતરંજ, તેનાં પદાતિ જે પ્યાદલ કર્યાં, જે ચાલે પાંસરું, અને મારે વાંકું, તેની પેઠે તમારાં નેત્ર કરે છે. (ઈત્યર્થ:)

૨૬૩. (શ્રીજીની ગુંજમાળાનું વર્ણન) કોઇ એક વ્રજભકત છે. તે પ્રભૂના શ્રીકંઠમાં ગુંજની માળા છે તે પ્રત્યે કહે છે:-રતી કહેતાં હે ગુંજા ! તારી કૃતીને ધન્ય છે કે, તું તારા હૃદયમાં તો શ્રી રાધિકાજીને રાખે છે—એટલે અંતરમાં પીળો રંગ તે જાણે શ્રી રાધિકાજી, અને મુખે શામતા છે, તે જાણે શ્રીકૃષ્ણ વસી રહ્યા છે; અને તારું શરીર લાલ છે તે જાણે જુગલરૂપને પ્રીત કરતાં કરતાં પ્રીતરૂપ અરુણતા આવી ગઈ છે; એવી અનુરાગી જે પ્રીતવાળી તુને લહી કહેતાં જાણીને, રતિપતિ જે પ્રધુમ્ન, તેના પિતુ જે શ્રી કૃષ્ણ, તેણે તુને પ્રીતે કરીને દામ કહેતાં માળા કરી છે. (ઇત્યર્થ:).

૨૬૪. એક સમે પ્રભૂનું સ્વરૂપ જોઇને તે સમેની શોભા પોતાની સખિ પ્રત્યે એક સખિ કહે છે:-જે નંદકુમાર પોતે અંગે ઘનશ્યામ છે, અને લાલ કહુલે (કેસુડો) પાઘ બાંધ્યો છે, અને પીળો ઉપરણો ઓઢયો છે, તેણે કરીને કેવા શોભે છે કે જાણે મૂર્ત્તિમાન્ શૃંગારરસ પ્રેમરૂપિ વસ્ત્રમાં લપટાઇને અનુરાગ જે પ્રીતિ તે મસ્તક ઉપર ધરી છે. એના ભાવ તો ઘણા છે, પણ થોડામાં સમજવું. (ઇતિ ભાવર્થં જ્ઞેયં.)

૨૬૫, (શ્રીરાધાકૃષ્ણની ઐકયતાવર્ણન.) શ્રીકૃષ્ણ છે તે જ શ્રી રાધા, ને રાધા છે તે જ શ્રીકૃષ્ણ. નામ બે, પણ વસ્તુત: એ બંને એક છે. તે જેમ શબ્દ અને અર્થમાં બે નામ પણ વસ્તુ એક જ; શબ્દમાં અર્થ અને અર્થમાં શબ્દ; તેમ શ્રીકૃષ્ણમય રાધા, અને રાધામય શ્રીકૃષ્ણ. (ઇત્યર્થ:).

૨૬૬. (નાયકા વિરહિણી સખિ પ્રત્યે વચન. પિયુને ઉરાંતો.) કોઈએક ગોપીજન શ્રીકૃષ્ણના વિરહાગ્નીથી વિકલ થયાં થકાં પોતાની સખી પ્રત્યે એમ કહે છે જે, હે અલી! શ્રીહરી તો છેક દર્દ વિનાના થઈ ગયા; અને હું તો સદા વિરહના દર્દમાં ચક્ચૂર થઇ ગઈ છું. અને હું વિના તે તો સદા સુખમાં છે, બાકી શું હજુ લગી આવે નહીં? હું તો તે વિના નહિ રહી શકું તે નિશ્ચે. જેમ કાંઇ મરિ વિના બરાસ તો રહી શક્તું નથી; ઉડી જાય છે તેમ. અને મરીને કપૂર, તે બરાસ તે વિના સુખે રહેવું થાય છે; તેની કંઈ ચાહના નથી. (ઇત્યર્થ:)

૨૬૭. (દંપતી તથા મસ્યાનો પરસ્પર અનિર્વચનીય સ્નેહ વર્ણન છે) એક સમે શ્રીકૃષ્ણચંદ્રે રાને

## અથ હીરાવેધપ્રકરનબરનનં.

### દુહા.

મિનકેતુ રહા કવિ પર્યો; જીવબુદ્ધિ ગહિ મંદ;
મંગલમય તટ તરનિજા, બસિ ન ભજે બ્રજચંદ. ૨૬૮

અભય કૃષ્ણ આરાધિ કા, ઔર દેવકી આસ;
જામેં નહિ બલભદ્રકો, જમના ભાજે ત્રાસ. ૨૬૯

સાસ ગવાય બઢાય દો, પુત્રબધૂ નિજ પાયં;
કૃષ્ણસ્વસાસુત વારિ મોં, લ્યો મગભ્રાત ચલાય. ૨૭૦

---

રાધિકાજી બંને પરસ્પર રીસાયાં છે, અને ઘન કહેતાં દૃઢ માન ઝાલ્યું છે, પણ બંનેનું મન તો મળવાને પરસ્પર ઘણું તલસે છે; પણ માન મૂકાતું નથી. તે અંતરનું હારદ સમજીને લલિતાજીએ બંનેના ક્રોધ સહન કરીને મેળવ્યાં, ત્યાર પછી બંનેના મનમાં લલિતાજી પ્રાણ થકી પણ ઘણાં પ્રિય લાગ્યાં, એ અનિર્વચની કોઇના કહ્યામાં ન આવે, એવી સમજણ છે. અનુભવી જાણે (ઇત્યર્થ.)

૨૬૮. (આ દુહો નવગ્રહબંધ છે.) ગુરુ શિષ્યને કહે છે જે, હે શિષ્ય! તું કવિ કહેતાં જ્ઞાની થઇને મીનકેતું જે કામ, તેનો રાહ જે માર્ગ તેમાં પડયો; અને અલ્યા! જીવ બુદ્ધિ જે મંદ તે તેં ઝાલી; અને મંગલમય જે કલ્યાણરૂપ તરનિજા, કહેતાં તરની જે સૂર્ય, તેની જા જે પુત્રી, એવાં જે શ્રીયમુનાજી, તેના તટ ઉપર વસીને વ્રજના ચંદ્રમા જે શ્રીકૃષ્ણ, તેમને તેં ન ભજ્યા, માટે સર્વ તજીને તેને ભજ. હવે નવગ્રહ તેમાં પ્રવર્ત્તે છે તેનાં નામ. ૧–કેતૂ; ૨–રાહા જે રાહુ; ૩–કવિ જે શુક્ર; ૪–જીવ જે ગુરુ; ૫–મંદ જે શની; ૬–તરની જે રવિ; ૭–બુદ્ધિ જે બુદ્ધ; ૮–મંગલ; ૯–ચંદ્ર જે સોમ. (ઈત્યર્થઃ)

૨૬૯. હે મન! સર્વ વાતે અભય જે નિર્ભય, એવા જે શ્રીકૃષ્ણ તેમને તું આરાધ, બીજા દેવની આશાએ શું થવાનું છે? જેમાં ભદ્ર જે કલ્યાણ તે કરવાનું બળ તો છે નહીં, અને વળી જેથકી જમનો ત્રાસ તો ભાંગે નહીં, અથવા તેનો ત્રાસ માનીને જમ નાસે નહીં, ત્યારે તે તે શું? એમાં કૃષ્ણ સંબંધી પાંચ નામ છે. ૧–કૃષ્ણ, ૨–રાધિકા, ૩–દેવકી, ૪–બળભદ્ર, ૫–યમુનાજી. (ઇત્યર્થઃ)

૨૭૦. હે શ્રી કૃષ્ણ ચંદ્ર! તમારાં સાસૂ જે કીર્ત્તિજી તે તમે તમારી, મારી પાસે ગવરાવો; અને તમારા પુત્ર જે પ્રદ્યુમ્ન, તેની સ્ત્રી રતિ જે પ્રીતિ, તે તમારે ચરણે, મારી વધારો અને તમારાં સ્વસા જે બેહેન સુભદ્રાજી, તેનો સુત જે અભિમન્યુ તેને વારો કેહેતાં અભિમાન જે ગર્વ વા અભિમન્યુ કહેતાં મોટો ક્રોધ, તે મારો કેહેતાં નિવારણ કરો, અને તમારા ભાઇ જે બલભદ્ર કહેતાં અત્યંત કલ્યાણ, તેનો મગ જે માર્ગ તેમાં મુને ચાલવા દો. એમાં નવલતા એટલી છે કે કૃષ્ણના કુટુંબને નામે પ્રાર્થના કીધી. (ઇત્યર્થઃ)

શ્રવન અનૂ રાધા કરો, કહે બિસાખા બાત;
હસ્તઅરન લખિ, બોલિ તો, રોહિનિસુતકે ભ્રાત. ૨૭૧

સુનિ કન્યા બ્રખભાનકી, તુલા ન તેરી કોય;
મીનકેતુ દુખ દેતુ પિય, મિથુન મિલહુ સુખ હોય. ૨૭૨

મે ના કહું ઇક શુકહુ યહ, નીલકંઠ, દુરગાહુ;
હરિ ભજિયેં સારિંગધર, દુજે ન પરભ્રત કાહુ. ૨૭૩

ઇંદ્ર રૂ બ્રહ્મા શિવ ભજે, તાસું પ્રીતિ કરિ વૃદ્ધિ;
આયુશમાન સુભાગ્ય ધ્રુવ, હરખ નવિન શુભ સિદ્ધિ. ૨૭૪

---

૨૭૧. (નાયકા દૂતી પ્રગલ્ભા.) એક સમે શ્રી સ્વામિનીજી અને લલિતાજી બેઠાં છે, એટલામાં ત્યાં વિશાખાજી પ્રભૂનો સંદેશો અને હસ્તાક્ષર લઈને આવ્યાં; અને સંદેશો કહ્યો. પણ પોતે કંઇએક રીસમાં છે તેથી તે વાત કાને દીધી નહીં, ત્યારે લલિતાજી કહે છે જે, હે શ્રી રાધા! અનુ કહેતાં લગારેક આ વિશાખાજી વાત કહે છે તે શ્રવણ કરો. પછી સાંભળવા માંડયું. ત્યારે વિશાખાજીએ કહ્યું જે, રોહિણીના પુત્ર જે બળરામ તેમના ભ્રાત જે તારા સ્વામિ શ્રીકૃષ્ણ તેણે તુને તેડી છે-જો ન માને તો તેમના હસ્તાક્ષર જો. પછી માન મૂકીને જઈ મળ્યાં. એમાં પાંચ નક્ષત્રનાં નામ છે. એક તો શ્રવણ, ૨-અનુરાધા, ૩-હસ્ત, ૪-વિશાખા,-૫ રોહિણી. (ઈત્યર્થ:)

૨૭૨. લલિતાજી શ્રીલાડિલીજીને કહે છે, જે હે શ્રી વૃષભાનુજીની કન્યા જે પુત્રી! તારી તુલાએ કોઇ છે નહીં. મીનકેતુ જે કામ, પિઉને દુ:ખ દે છે, માટે તમે બે મળો, જેથી સુખ થાય. પછી જઈ મળ્યાં. એમાં ચાર રાશી છે. ૧-કન્યા, ૨-તુલા, ૩-મીન, ૪-મિથુન. (ઇત્યર્થ:)

૨૭૩. કવિજન પોતાના જીવાત્માને કહે છે જે, હે જીવ! એકલો હું નથી કહેતો, શ્રી શુકજી પણ એ જ કહે છે, ને નીલકંઠ જે શ્રીમહાદેવજી, અને દુર્ગા જે પાર્વતીજી, તેઓ પણ એજ કહે છે જે સારિંગ ધનુષ્યના અથવા જે પદ્મ, તેના ધરનાર જે શ્રીહરી, એક તેને ભજીએ, તે પરભ્રત કહેતાં પર જે બીજા કોઈના, ભ્રત કહેતાં દાસ તે ન થઇએ. હવે એમાંથી સાત પક્ષીનાં નામ નીકળે છે. એક તો મેનાં, શુક જે પોપટ, અને નીલકંઠ જે ચાસ, અને દુર્ગા ચક્લી, અને હરી જે ભ્રમર, અને સારિંગ જે મયુર, અને પરભ્રત જે કોકિલા. (ઇત્યર્થ:)

૨૭૪. કવિજન પોતાના મનને કહે છે જે, હે મન! જેને ઇંદ્ર, બ્રહ્મા, અને શિવજી સરખા પણ ભજે છે, એવા જે શ્રીકૃષ્ણ તેથી તું પણ પ્રીતિની વૃદ્ધિ કર, તેથી તુને ઘણા આયુની, સૌભાગ્યતાની, નિત્ય નવનવા હર્ષની, અને શુભપણાની, ધ્રુવ કહેતાં નિશ્ચે સીદ્ધિ થશે. એમાં એકાદશ યોગના નામ છે. એક તો ઇંદ્ર, બ્રહ્મા, શિવ, પ્રીતિ, વૃદ્ધિ, આયુષ્માન, સૌભાગ્ય, ધ્રુવ, હર્ષણ, શુભ ને સિદ્ધિ. (ઈત્યર્થ:)

૨૭૫. કવિજન કહે છે જે, હે મન! અથવા હે જીવ! તુને છેક વૃદ્ધાવસ્થા આવી ગઈ છે, તે અશક્તિએ તું ધર્મથી ભ્રષ્ટ થઈ ગયો છે; અને ઇંદ્રિયો વિકલ થઇ છે અને રદ કહેતાં જે

ભવરસ મન આસક્ત સોં, વિપતીપદ સદ પાય;
બત નિમગ્ન રહેં કામના, અદાસ પ્રિય બન જાય. ૨૮૩

મેં ન હુતી સુરભીસમે, લખતી લાલ ગુપાલ;
બિત્યો ભાન રતિરુઝ બઢી, કહાંનમિલન વહિ કાલ. ૨૮૪

## પ્રોષિતભૃતિકા નાયકા. ઓર અર્થસોં મુદિતા નાયકા.

કાજળ ને નામે અહો, કલ નાંહી કછુ એસિ;
કા પ્યોં આવે ન સદનમે, બૂજત હોં કહે કેસિ. ૨૮૫

---

ચંદ્રમા; અને બંને શુભ કંચન વર્ણ છે. અને દ્વિજરાજ કહેતાં દ્વિજ જે પક્ષી તેના રાજા ગરુડજી; અને દ્વિજરાજ જે બ્રાહ્મણ તેના રાજા ચંદ્ર, એ બંનેને ભગવદ્દાસ જાણીને નમું છું. (ઇત્યર્થ:)

૨૮૨. (આ દુહાનો અર્થ શ્રીમહાદેવજી તથા મયૂર બંને પ્રત્યે સંભવે છે.) ગીરિ ઉપર નિવાસ બંનેનો છે, અને માધોં જે ભગવાન્ પ્રિય એવા જે શ્રીમહાદેવજી અને માધોં જે મેઘ પ્રિય તે મયૂર; અને નિકટ ત્રિયા જે પાર્વતીજી અર્ધાંગે છે અને ઢેલ પાસે છે એવો જે મયૂર અને એ બંનેએ કામ જીત્યો છે; અને એ બંનેનું નામ નીલકંઠ છે; અને-કાલ જે મૃત્યુ તેનાં કાળ શ્રીમહાદેવજી, અને કાલ જે સર્પ તેનો કાલ મયૂર અને છબ જે શોભા તેનું ધામ બંને છે. (ઇતિ દ્વિયાર્થં જ્ઞેયં.)

૨૮૩. (આ દુહાનો અર્થ ભક્ત તથા અભક્ત એ બંને પરત્વે સંભવે છે.) ભવ કહેતાં શિવજી, વા કલ્યાણ, તેનો રસ જે ભગવદ્ભક્તિ રસ, તેમાં જેનું મન આસક્ત હોય તે વિપતી કહેતાં વિ જે ગરુડજી, વા વિ જે જ્ઞાન, તેના પતિ જે ભગવાન્, તેના પદ જે ચરણારવિન્દ અથવા પદ જે વૈકુંઠ ધામ તેને તે તત્કાળ પામે; અને બત જે હર્ષ તેમાં બૂડી રહે, અને વળી ભવ જે સંસાર તેનો રસ જે વિષય રસ તેમાં જેનું મન આસક્ત છે, તે વિપત્તિ જે પીડા તેનું પદ જે નર્ક તેને તે સદ્ય પામે. અને વત કહેતાં જે ખેદ તેમાં બૂડી રહે, અને પેલાને કામના વ્યાપે નહિ અને અદસ પ્રિય બન જાય, કહેતાં અ જે વિષ્ણુ તેના દ્વાર વહાલા થઈ જાય અને પેલાને અદાસ કહેતાં નાદાસ જે બહિર્મુખ તે વહાલા થઈ જાય. (ઇતિ દ્વયાર્થં જ્ઞેયં.)

૨૮૪. (નાયકા પ્રગલ્ભા. આ દ્વયાર્થ છે.) એક કૃષ્ણાવેસની નામા ગોપીજન છે. તેણે સવારથી ધારી મૂક્યું હતું જે આજ ગાયો ચારીને આવતાં પ્રભૂને મારે નીરખવા છે, પછી પ્રભૂ તો તે સમે પધારી ગયા, તે બીજી સર્વ સખિઓએ તો નિરખ્યા; પણ તે સખિએ તો તે સમે આવી ન પહોંચાયું-સૂર્ય અસ્તાંગત થયા પછી આવી પહોંચી અને પેલી સખિઓને પૂછ્યું, ત્યારે તે સખિઓએ કહ્યું જે પ્રભૂ તો મંદિરમાં પધાર્યા; ત્યારે તેણે પશ્ચાત્તાપ કરીને આવું વચન કહ્યું જે, હું સુરભી સમે કહેતાં ગાયો આવતી વેળાએ નહોતી; જો હોત તો શ્રીગોપાલલાલજીને લખતી, કહેતાં જોતી. હવે તો ભાન જે સૂર્ય તે વીત્યો, કહેતા અસ્તાંગત થયો. અને રતિ જે રાત પડી અને પીડા તો વધી અને કાંહાનનું મળવું તો પાછું કાલે, ગાયો સમે થશે. પછી બીજે દિવસે દર્શન થયાં. હવે એનો બીજો અર્થ એક બંદીનામા ગોપીજન છે તે

જમુનાપરસ ન તૂં કરે, જમુ ના પરસેં પાસ;
અવીનાસ ચરન ન ભજે, કયાં ન હોય અબિ નાસ. ૨૮૬
મૈંનરિપૂસોં રતિ કરી, મૈંનતાતસોં તોરિ;
કેસો સમુઝો નહિ કછૂ, તો સિરપેં બડ ખોરિ. ૨૮૭
આત્મા બામ કૃતાંત રસ, બત માયા વૃખ સાર;
હરિ હરિ ઇતનો દીજિયેં, કે ભવ બલ અરુ માર. ૨૮૮
કુમારજનક ઉમાપતી, પન્નગધર નિધનેશ;
શંખબરન શિવનામ ધર, બરનન યહી બ્રજેશ. ૨૮૯

---

પોતાની એક સખિ પ્રત્યે કહે છે જે, હે સખિ! શ્રીગોપાલલાલજી સુરભી કહેતાં વસંત રમતા હુતા, તે સમે હું લખતી કહેતાં જોતી હુતી. તે સમે મૈંન જે કામ તેણે મને પુષ્પ બાણવડે હંતી કહેતાં હણી; એટલે બીત્યોભાન કહેતાં મારું સઘળું ભાન જતું રહ્યું. અને રતિ રુજ કહેતાં પ્રીતની પીડા વધી. તેવી મુને વિકળ દેખીને કાનકુંવર મુને વેહીકલ કહેતાં તેને તે સમે જ એકાંતમાં મળ્યાં, અને મ્રેહે પીડા મટાડી. એવા એ ચતુર સુખદાયક છે. (ઇતિ દ્વિતીયાર્થં જ્ઞેયં.)

૨૮૫. (નાયકા વિપ્રલબ્ધા તથા સંજોગની. દ્વયાર્થશ્લેષ.) એક કોઈ વ્રજ વનિતા છે. તેણે પ્રભુવિના એક ક્ષણમાત્ર પણ રહેવાતું નથી એવી પ્રીત થઈ છે. અને ઘણી એકવાર થઈ મળાયું નથી, તે મ્રેહેને દુઃખે તે સમે આંસૂ ભર્યાં હુતાં. તે દેખીને તેની સખિએ એ વાત સમજ્યા વિના બીજે ભાવે પૂછ્યું જે, હે સખી! કા જલ કહેતાં આંખોમાં જલ શું? અહો કહેતાં એ તો આશ્ચર્યે જ તો. કાંઈ કલ ના હોય એવી કંઈ દેખાય છે, તે શું પિયુ તારે ઘેર આવે ના કહેતાં આવતા નથી? હું તને પૂછું છું. કહેની કેમ છે? (અન્ય અર્થ) એક છબિસિંધુ નામા ગોપીજન છે. તે, પ્રભુને સારી પેઠે મળીને સુખદાન ન થતું માટે કજ્જળાદિક શૃંગાર ધરતી નહીં. પછી સારી પેઠે મેળાપ થવા માંડયો ત્યારે કાજળ આદે સર્વ ધર્યું છે. તેવું દેખીને તેની એક સખિ છે, તે કહે છે જે, હે સખિ! તારાં લોચનમાં આજ કાજળ દેખાય છે, કાલે તો તું કંઈ આવી તરેહ નહોતી, એ મુને તો અચરત લાગે છે–જે શું પ્યૌ જે શ્રીકૃષ્ણ પીયુનું તારે ઘેર આવવું થવા માંડયું કે શું? હું તુને પૂછું છું; કહેની કેમ છે? ત્યારે તે સખિએ હસીને કહ્યું, જે હે સખિ! તું કહે છે તેમ જ છે. તે પોતે કહીને અને પેલી સાંભળીને બંને પ્રસન્ન થયાં. (ઇતિ દ્વિતીયાર્થં જ્ઞેયં.)

૨૮૬ (દ્વયાર્થ શ્લેષ) હે જીવ! તું શ્રીયમુનાજીનો તો સ્પર્શ નથી કરતો, એટલે તેં હજુ યમુનાપાન નથી કર્યું; ત્યારે તુને જમનાપાશ જે બાંધવાનાં બંધન તે પરસે કહેતાં કેમ ન વળગે? વળગે જ. અને અવિનાસી જે શ્રીકૃષ્ણ તેમનાં ચર્ણ નથી ભજતો ત્યારે તારો અબી કહેતાં હવડાંનો હવડાં નાશ કેમ નહિ થાય? થશે જ. (આનો બીજો અર્થ) કવિજન એમ કહે છે જે, હે જીવ! તું શ્રીયમુનાજીને પ્રસન્ન કરે તો તુને જમના પાશ ના અડકે. અવિનાશી જે શ્રીકૃષ્ણ તેમનાં ચર્ણ કહેતાં બંને ચર્ણારવિંદને ભજ્યાથી અથવા કૃષ્ણના ચર જે સેવક તેથી ન ભજે કહેતાં ન નાસે, એટલે સદા સત્સંગ કરેથી અવિનાશી જે ભગવદ્દરૂપ કેમ ન થાય! વા અવિનાશ જે કો કાળે પણ વિનાશ નહીં, એટલે ધ્રુવજી જેવો ભક્ત થાય જ. (ઇતિ દ્વિતીયાર્થં જ્ઞેયં.)

દધિસુતધર ભૂધરધરન, ભૂતનાથ પશુપાલ;
સ્માર્ત કહે શંકર ભયે, વૈષ્ણો કહે નંદલાલ. ૨૯૦
મનન કરે કેશવકથા, કૃષ્ણનામ નહિ ગાય;
ધન સાધૂકો લે ભજે, સો હરિ દરસન પાય. ૨૯૧

---

૨૮૭. (ચતુરાર્થાકવિ વાક્યવિદગ્ધ.) કોઇ એક પુરુષ શીવજીને ભજે છે, અને ભગવાન્ જોડે વૈરભાવ રાખે છે. તેને કોઇ એક સમજુ પુરુષ છે તે કહે છે જે, તેં, મેંન જે કામ, તેના રિપુ જે શ્રીમહાદેવજી તેમનાથી પ્રીતિ કરી છે. અને મેંન તાત જે પ્રદ્યુમ્નના તાત જે શ્રીકૃષ્ણ, તેમની સાથે તોડી, ત્યારે તું સમજ્યો તે કેવો? કંઈએ નથી સમજ્યો. હરિને નિંદે છે ત્યારે તારે માથે મોટી ખોડ છે. (અન્યાર્થ) મેંનરિપુ કહેતાં કામના રિપુ જે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, પ્રેમ તે સાથે તેં રતિ કહેતાં પ્રીતિ કરી, તે તો ઘણું સારું કર્યું. હે જીવ! અને તે વળી મેંન તાત જે કામનો પિતા મન, તેથી તોડી. એટલે મનનો સ્વભાવ વિષય પ્રત્યે પ્રેરવાનો છે, તેનું તેં ન માન્યું, તે પણ સારું કર્યું. અને કેસોં કહેતાં જે કેશવ, એટલે કે જે બ્રહ્મા, અને શ જે શિવજી, અને વ જે વિષ્ણુ એ ત્રિગુણાત્મ એવા ત્રણેના પણ ઈશ્વર કેશવ જે શ્રીકૃષ્ણ તેને તું સમજ્યો, કહેતાં ઓળખ્યા. એટલે જેણે હરીને નથી ઓળખ્યા, તેને માથે મોટી ખોડ છે. (ઇતિ દ્વિતીયાર્થ.) (હવે એનો ત્રીજો અર્થ.) અજામિલને જ્યારે ભગવદ્ભક્તનાં દર્શન થયાં, ત્યાર પછી જ્ઞાન ઉદે થયું. ત્યારપછી અજામિલ પોતાના મન સાથે કહે છે જે, મેં નારી જે સ્ત્રી તેનું પૂ જે નર્કદ્વાર, તેથી રતિ જે પ્રીતિ વા ક્રીડા તે કરી. અને મેંન તાત સોં તોરી, કહેતાં મેં શું મારા પિતાથી નથી પ્રીત તોડી! એટલે તોડી છે; અને કેશવ જે શ્રીકૃષ્ણ તે મેં થોડા પણ જાણ્યા નહીં ત્યારે, હે જીવાત્મા! તારે માથે એ મોટી ખોડ, તે તું મારજ ખાય તો. એમ વિચારીને હરીદ્વારા જઇને હરી ભજીને શ્રીહરીને પામ્યો. (ઇતિ તૃતીયાર્થ) (વળી એનો ચોથો અર્થ.) શ્રીપ્રહ્લાદજી પ્રત્યે ગુરુપુત્ર જે સંડામર્ક તે એમ કહે છે જે, હે પ્રહ્લાદજી! તમને સર્વ એમ કહે છે જે, પિતાના શત્રુ તે પુત્રના પણ શત્રુ જાણવા. તે તમારા પિતાના શત્રુ જે વિષ્ણુ તેમની સાથે તમે પ્રીત કરી, અને પિતાની સાથે તોડી છે. એવું તે ગુરુપુત્રનું વચન સાંભળી તે પ્રત્યે પ્રહ્લાદજી બોલ્યા જે, ગુરુપુત્ર! મેં ન રિપૂસો રતિ કરી, કહેતાં મેં રિપુ જોડે પ્રીતિ નથી કરી. મેં તો મારા પર્મ પ્રિય જે શ્રીકૃષ્ણ તેથી પ્રીતિ કરી છે. અને મેંન તાતસોં તોરી કહેતા, મેં પિતા જોડે દ્વેષ નથી કર્યો; તેણે સામો મારો દ્વેષ કર્યો છે. માટે અસુર લોક જે અવળું બોલે છે ને એમ કહે છે, તેણે કંઈ સમજ્યું નથી; અને તેને મિશે જો તું કહે છે તો તારે માથે પણ મોટી ખોડ છે. (ઇતિચતુર્થાર્થ તથા ભાવાર્થ જ્ઞેયં.)

૨૮૮ (કવિવાક્ય વિદગ્ધ. અકેક શબ્દનો દ્વયાર્થ.) આ દોહામાં કવિજન કહે છે જે, શ્રીહરિ મેં બાર પદાર્થ કહ્યા, તે મુને આપો. અને એના એ શબ્દો પાછા બાર હશે તે શી રીતે, કે આત્મા કહેતાં ધર્મ અને બુદ્ધિ તે આપો; અને આત્માજ અહંકાર તે ટાળો અને બામ જે શિવ જે કલ્યાણ, અને મનોહરતા તે આપો; અને બામ જે કામ અને કુટિલતા તે ટાળો. અને કૃતાંત કહેતાં સિદ્ધાંત તે આપો; અને કૃતાંત કહેતાં કાળ તેને ટાળો. અને રસ જે અમૃત તે આપો; અને વળી રસ જે પ્રેમરસ તેણી આપો; અને રસ કહેતાં વિષ અને વિરુદ્ધ તે ટાળો. અને બત જે હર્ષ તે આપો; અને બત જે ખેર તે ટાળો, અને માયા કહેતાં તમારી કૃપા અને

રસના રસ નાહે કહૂ, જેસો એસો એહ;
રસ બલ બધત સનેહ વે, રસબલ બધત સનેહ. ૨૯૨
જોબનમેં હરિતેં ભજો, સો વૈભવકી આસ;
બિલગ ગયો મન માય બત, યહ કરતબ અબિનાસ. ૨૯૩

પ્રીતિ આપો; અને માયા જે અવિદ્યા અને છળ તે ટાળો. અને વ્રષ જે સુધર્મ તે આપો; અને વ્રષ જે કર્મ તે ટાળો. અને સાર કહેતાં ધર્મ અને ધીરજ તે આપો; અને સાર જે વજ્ર તે સરખી કઠોરતા તે ટાળો. અને કં જે સુખ તેને આપો; અને કં જે કામ તે ટાળો. અને ભવ જે શંકર-જે સુખ કરવાપણું અને કલ્યાણ તે આપો; અને ભવ જે સંસારનું જનમ મરણ તે ટાળો. અને બળ જે ધિરજ અને સુબલ તે આપો; અને બળ જે સાહસ તે ટાળો. અને માર જે અમૃતતા તે આપો; અને માર જે વિષતા તે ટાળો. (ઇત્યર્થ:)

૨૮૯. આ દુહામાં પાંચ નામ શ્રી મહાદેવજીનાં છે, તેમાંથી નામે નામે ધરબરતન કહેતાં આગલો-પ્રથમનો અક્ષર કાઢી નાંખતા જઇએ ત્યારે એનાં એ નામ વ્રજેશ જે શ્રીકૃષ્ણ તેમનાં થાય. તે કેમજે કુમાર જે સ્વામિકાર્તિક તેના જનક જે પિતા તે શ્રીમહાદેવજી. અને કુ કાઢી નાંખ્યું ત્યારે માર જે કામ જે પ્રધુમ્ન, તેમના પિતા જે શ્રી કૃષ્ણચંદ્ર. અને ઉમા જે શ્રી પાર્વતીજી તેમના પતિ શીવજી; અને ઊ કાઢ્યું ત્યારે મા જે લક્ષ્મીજી તેના પતિ શ્રી કૃષ્ણ. અને પન્નગ જે સર્પ ધરતા શિવજી, અને પ કાઢતાં નગ જે ગોવરધન પર્વતને ધર્યો, એવા જે શ્રી કૃષ્ણ. અને નિધનેશ કહેતાં નિધન જે ભૂત પ્રેત, તેના ઈશ જે શિવજી; અને ની કાઢતાં ધનેશ જે ધનના ઈશ શ્રીકૃષ્ણ. અને શંખના સરખા ગૌર જે શિવજી અને શં કાઢતાં ખ જે આકાશ સરખા ઘનશ્યામ શ્રી કૃષ્ણ-એમ દ્વિઅર્થ થાય છે (ઇતિ દ્વયાર્થં જ્ઞેયં.)

૨૯૦. (હરી હર પ્રત્યે એક દોહરાના બંને અર્થ લાગે છે.) દધિ જે સમુદ્ર સુત ચંદ્રના ધરતાર શિવજી અને દધિ જે ગોરસ સુત માંખણધર શ્રીકૃષ્ણજી; અને ભૂધર કહેતાં કૈલાશ પર્વત ધર્યા છે એવા જે શિવજી; અને ભૂધર જે ગોવરધન ધરન શ્રીકૃષ્ણ; અને ભૂત જે ભૂતોના નાથ તે શિવજી; અને ભૂત જે પ્રાણી માત્ર તેના નાથ શ્રીકૃષ્ણ. અને પશુ જે વ્રષભપાલ શિવજી; અને પશૂ જે ગાયોના પાલક શ્રીકૃષ્ણજી. એટલે સ્માર્ત અને વૈષ્ણવ બંને સાચા પડ્યા. (ઇતિ દ્વયાર્થં જ્ઞેયં.)

૨૯૧. ગુરુ શિષ્યને શિખામણ દે છે તે સમે પાસે બે શિષ્ય હતા. તે બંને ગુરુના વચનનો જૂદો જૂદો અર્થ સમજ્યા; અને તે શિક્ષાથી બંનેને હરિદર્શન થયું. એક તો એ વચનનો અર્થ એમ સમજ્યો જે, મન જે ધ્યાન-વિચાર હરિ કથાનો જ જે કરે; અને નાના પ્રકારનાં નામ પણ કૃષ્ણનાં જ જે ગાય; અને વળી સાધુનું ધન તે પણ શ્રીકૃષ્ણ ગ્રહણ કરીને ભજે, તે શ્રીહરિનું દર્શન પામે. એક તો એમ સમજીને એ પ્રમાણે કર્યું અને ભગવદ્પ્રાપ્તિ થઈ. અને બીજો હુંતો તે આ પ્રમાણે સમજ્યો કે, જે કેશવની કથાનું મન ના કરે; અને જે કૃષ્ણનું નામ ન ગાય, અને જે સાધુનું દ્રવ્ય લઇને નાસે, તે હરીનું દરસ જે જોવું તે ન પામે; એમ સમજી તેટલી વસ્તુ મનથકી મૂકીને પ્રભૂ ભજ્યા, તેથી તેને પણ ભગવદ્ પ્રાપ્તિ થઇ. (ઇતિ દ્વયાર્થં જ્ઞેયં.)

૨૯૨. રસના જે જીહ્વા તેના રસ જે વિષ, જે વિષ સરખું વચન, તે રૂપી વિષ બરોબર ક્યાંહી પણ એકે વિષ છે જ નહીં. તે શા માટે, કે જૂઓ કે એક તો વછનાગ, અફીણ, સોમલ

અજ્ઞાની અતરાજિતેં, હોઇ બત રુ ગત શોખ;
દરિદ્રકો દારિદ્ર ભર, દોખ મનન રુચિ મોખ. ૨૯૪

સર્પનું વિષ ઇત્યાદિક વિષનું બળ તો બધત કહેતાં વધ કરે છે. તે કારણ કહેતાં સ્નેહ, કહેતાં જે ઘ્રત તે. અને તે જિહ્વાના વચનરૂપી વિષ તો ઘ્રતરૂપ જે સ્નેહ અને વહાલરૂપી સ્નેહ એ બંનેનું બળ બધત કહેતાં વધ કરે છે, એટલે છેદે છે. તે કેમ કે કટુક વચનવડે ઘ્રત ભોજનાદિકનો વ્યવહાર પણ ભાગે, અને પ્રીત પણ ભાગે. (અન્ય અર્થ) રસના જે જિહ્વા તેમાં મિષ્ટ વચનરૂપી રસ જે અમૃત જેવું છે, તેવું અમૃત સાક્ષાત્કાર પણ નથી, કવિજન એમ કહે છે. તે શા માટે કે આ સાક્ષાત્ અમૃત જે છે તે તો સ્નેહનું બળ બધત કહેતાં વધ કરે છે. તે કહેશો કે કેમ? તે જુઓ કે એ અમૃત માટે ઘણા ઘણાના સ્નેહ ભંગ થયા છે, અને વૈર પડ્યાં છે. તે જુઓ કે ચંદ્ર સૂર્યને અને રાહૂને; તથા ગરુડ સાથે ઇંદ્રને, તથા દેવતાને અને દૈત્યને, તથા પરસ્પર માંહોમાંહે પણ અસુરને; ઈત્યાદિક ઘણાં નેચ-સ્નેહ ભંગ વૈર થયાં છે, માટે; અને તે મિષ્ટ વચનરૂપી અમૃતે તો સ્નેહનું બળ બધત કહેતાં વધે છે. માટે જે સારું ઇચ્છે તેને સદા મીઠું વચન જે ભાષણ તે કરવું, પણ કદાપિ કટુક વચન ના બોલવું. (ઇતિ દ્વયાર્થ તત્વાર્થ જ્ઞેયં.)

૨૯૩. આ દોહાના અર્થ તો અનેક થાય છે, પણ ગુરુ શ્રી વલ્લભાચાર્યના પ્રતાપબળથી પાંચ પ્રકટ ખોળીને લખ્યા છે. એનો પ્રથમ અર્થ તો એમ છે કે, જે સમે રાસપંચાધ્યાયીમાં પ્રભૂ અંતર્ધ્યાન થયા છે, તે સમે અત્યંત સ્નેહે કરીને ગોપીજન પ્રેહે વ્યાકુલ થયાં છે. માટે પ્રભૂને તુંકારા કરીને એમ કહે છે જે, "જોબનમેં હરિ તેં ભજ્યો," કહેતાં હે નાથ! તારું હરી નામ તો સર્વનાં દુ:ખ માત્ર હરવા માટે છે; અને તેથી વળી અમે તો તારા જ કહેવાયાં છીએ; અને વળી અબળા સ્ત્રી મનુષ્ય છીએ; માટે અમારું દુ:ખ તો સર્વથા ટાળવું ઘટે. તેને બદલે તું સામું દે છે. તે કેમ છે, કે જોબનમેં હરિ તેં ભજ્યો. કહેતાં હરી થઇને અમને જોબનમાં મૂકીને નાઠો; ત્યારે હવે અમને સો કહેતાં તે રાસ રમણના વૈભવની શી આશા? ત્યારે તમે કદાપિ એમ કહેશો કે, ના આશા પડતી હોય તો ઘેર જાઓ. પણ તે તો નહી થાય. તે શા માટે કે "બિલગ ગયો મન માય બત," કહેતાં અમારું મન તો તારી માયા જે સ્નેહ તેમાં વળગી ગયું છે. એવાં જે અમે તેને બત કહેતાં ખેદ દોછો, તે "યહ કરતબ" કહેતાં આ કરવું ઘટે છે? તે વળી તમોને જ? માટે હે પ્રાણપતિ! તમારા વિરહનું દુ:ખ અબિનાશ કહેતાં હવડાંનું હવડાં નાશ કરીને દર્શન આપો. તે સાંભળીને પ્રભૂ પ્રકટ થયા, ને સઘળું સુખ આપ્યું. (અન્ય અર્થ) સૌભરિ ઋષિ દુ:સંગના ભયથી યમુનાજીના જળમાં પેસીને તપ કરતા હતા, ત્યાં મત્સનો સંગ જોઇને હરીચ્છાએ કામ વાસના ઉપની. તેથી માંધાતા રાજાની પચાસ કન્યાઓનું પાણીગ્રહણ કર્યું, ને ગૃહસ્થાશ્રમ પરિપૂર્ણ ભોગવ્યો. પછી અંત સમે પશ્ચાત્તાપ થયો કે, મેં તપબળની હાની કરીને આ શું કામ કર્યું? પછી પોતે પોતાની મેળે જ ભવિષ્ય વિચારીને ગુરુભાવે પોતાના આત્માનું સમાધાન કર્યું કે, હે આત્મા! જોબનમેં હરિ તેં ભજે, એટલે જોબન કહેતાં જે જળમાં પેસીને હરી જે પરમાત્મા તે ભજ્યો, ત્યારે તુને સંસાર સુખની તૃષ્ણા તો ન જ ઠરી ને સો કહેતાં તે, વૈ કહેતાં નિશ્ચે, ભવ કહેતાં કલ્યાણની જ આશા ઠરી. અને દુ:સંગનો ભય એવો હતો જે જઇને જળમાં પેઠા, તદપિ વિજાતી સંગ દોષ લાગ્યો; અને આટલું માયામાં મન વળગી ગયું. તેનો બત કહેતાં

તેરો ધર વિત જાન મતિ, તેરો ધર વિતજાન;
હરિ હરિ હરિ ભજબો ચલ્યો, કયો ન હોય હરમાન. ૨૯૫

ખેદ તું ના કર. એ કર્તવ્ય અવિનાશી જે ભગવાન્ તેમની ઈચ્છા જ જાણ્યામાં આવી. પછી હરી ભજીને પામી ગયા. (ઇતિ દ્વિતીયાર્થ.) (અથ તૃતીયાર્થ) કોઈ એક પુરુષે યુવાવસ્થામાં હરી ભજ્યા. તેને કોઇ મોટા હરિભક્ત વખાણ કરીને એમ કહે છે કે, જોબન મેંને કહેતાં યુવાવસ્થામાં તેં હરી ભજ્યા, તે સો વૈભવ કહેતાં વૈકુંઠના વૈભવની આશાએ, અને આ વિષયને તેં તુચ્છ જાણ્યો, તુને ધન્ય છે! આ અવસ્થામાં તારું મન માયાથી બિલગ કહેતાં વેગળું થયું, તે બત કહેતાં મોટો હર્ષ માનવો. પણ એ કર્તવ્ય અવિનાશીનું છે, બાકી એવું થાય જ નહીં. (ઇતિ તૃતીયાર્થ જ્ઞેયં.) (અથ ચતુર્થાર્થ.) કોઈ એક પુરુષ પોતાના ગુરુમુખથી જ્ઞાનવારતા સાંભળીને અપક્વતામાં સંસાર વૈભવ છોડીને તુરત વનમાં હરી ભજવાને ગયો તો ખરો, પણ મન સ્થિર રહ્યું નહીં; તે ધીરે ધીરે પ્રપંચમાં પડી સ્ત્રી આદે સંપાદન કરીને રહ્યો છે. જ્યાં તે ઠર્યો તો તે ઠેકાણે કોઇએક સમયને વિષે પેલા એના ગુરુ હતા તે જ અચાનક આવી ચડ્યા. તેમણે તેને માયામાં બૂડયો દેખી ઠપકો દેવા માંડયો:-જે હે મૂર્ખ! તેં જોબનમાં મેહેરી કહેતાં જે તેં આ વનમાં આવીને પાછી સ્ત્રી સાંપડી, ત્યારે સો કહેતાં જે તારે પેહેલો વૈભવ હુતો તે મૂકીને તું શી આશાએ ભજ્યો? કહેતાં નાઠો? અને અલ્યા તારું વિલગ ગયો કહેતાં વિ જે જ્ઞાન તે તારું લ કહેતાં શું લય પામ્યું? કે શું ગ જે ગગન તેમાં ગયો? કે શું ઉડી ગયું? જે તારું મન માયામાં પડયું? તં તો બત કહેતાં ખેદ કરવા યોગ્ય, યહ કરતબ કહેતાં એ કામ કર્યું. પણ હવે એનો નાશ કર કહેતાં છોડી દે. અને ફરીને તુને અ કહેતાં જે વિષ્ણુ તે સંબંધી વિ જે જ્ઞાન તે કહું, તે સાંભળ. પછી તેણે સમજીને હરી ભજ્યા. (ઇતિ ચતુર્થાર્થં જ્ઞેયં.) (અથ પંચમાર્થ:) કોઇ એક સતસંગી વિવેકી પુરુષ છે, તેનું મન માયાના બળથી સ્ત્રી દ્રવ્યાદિકમાં લોભાવા માંડયું. પછી તે જ્ઞાન વિચારીને જીવાત્માને શીખામણ દે છે, જે હે જીવ! આ જોબન હરીને ભજવાનો સમય તેમાં ઉલટો હરીથી ભાગ્યો કહેતાં નાઠો, અને હરિ જે કામ તથા કંચન જે દ્રવ્ય, તે તેં ભજ્યો કહેતાં સેવવા માડયું, ત્યારે મેં નિશ્ચે જાણ્યું કે ત્યારે તાહારે, ભવ જે સંસાર અને જન્મ મર્ણ તેમાં હજૂ આશા દેખાય છે. બાકી માય બત કહેતાં માયાની વાત, વિલગ કહેતાં ભૂંડી, તેમાં તારું મન ગયું તે જાય નહીં. પણ હે મૂર્ખ મનુષ્ય! જન્મ પામીને હરી ભજવા તે દુર્લભ છે. બાકી યહ કહેતાં જે આ તું કરે છે, તે એ કર્તવ્ય તો અવિનાશ કહેતાં નથી વિનાશ પામવાનું-જન્મોજન્મ છે જ. માટે વેહલો સમજીને હરીને ભજ. (ઈતિ પંચમાર્થં જ્ઞેયં.)

૨૯૪. અજ્ઞાની અતરા, કહેતાં, અ જે વિષ્ણુજી ને તેનું જ્ઞાન હોય એવા જે હરિભક્ત તેમને, અચરાજી કહેતાં ઘણી પ્રસન્નતાએ કરીને, જીવને બત કહેતાં હર્ષ પ્રાપ્તિ થાય, અને શોષ તે ગત કેહેતાં જાય, એટલે શોષ જે પરિતાપ તે જાય. અને દરિદ્રનું દારિદ્ર જે દરિદ્રતાનો નાશ એટલે સંપતિનો ભર, અને મનમાં દોષ નહી એટલે નિર્મળ મન થાય. અને મોષ જે કલ્યાણ તે ઉપર રુચિ ઉપજે. (ઇતિ પ્રથમાર્થ:) (અથ દ્વિતીયાર્થ:) અજ્ઞાની જે હરિથી વિમુખ, તેની અતરાજી કહેતાં અતિ પ્રસન્નતા વા અ જ્ઞાની જે પેલા વિષ્ણુના જ્ઞાનવાળા તેમની અતરાજી કહેતાં અપ્રસન્નતા એ બત કહેતાં ખેદ થાય. અને શોખ જે મોજ હોય, તે પણ ગત કહેતાં નાશ થઈ જાય;

## અથ સંગવર્ણન.

### દુહા.

મહિમા બડો સુસંગકો, મૂરખ લહે ન કોય;
હોત મિલાપ દકારકો, કાગ સુ કાગદ હોય. ૨૯૬
યોંહિ અધમકે સંગતેં, બડે છોટપન પાય;
પરસત નષ્ટ નકાર સદ, યવ સુ યવન વ્હે જાય. ૨૯૭
સુધો કુટિલકે સંગતેં, દેન સિખે પર પીર;
દેખહુ મિલી કમાન જ્યોં, દોરિ હતત હેં તીર. ૨૯૮

---

અને ઘરમાં સદા દરિદ્રનું દરિદ્ર જ ભરાતું જાય; ને સંપત્તિ મળે નહી અને દોષરૂપ મન કહેતા મન દોષરૂપ થઈ જાય. (ઇતિ દ્વિતીયાર્થં જ્ઞેયં.)

૨૯૫. (દ્વયાર્થ શબ્દ શ્લેષ વિના) એક સંસારાસક્ત અને એક હરિઆસક્ત, બે પુત્ર છે; તેમને તેમનો પિતા સમજુ છે તે કહે છે:-પ્રથમ પેલા સંસારાસક્તને કહે છે કે, હે પુત્ર! આં ઘરબાર ને વિત્ત કહેતાં જે દ્રવ્ય ઉપર તારું ચિત્ત છે, પણ એ પૈસા ને ઘર તું તારું ના જાણીશ. તારું ઘર તો વિનત કહતાં તેણી પાસા છે, જે જ્યાં ગયાથી જાન હાની છે, એવું જે નર્ક તે છે, શા માટે કે, હરીથી બુદ્ધિ, હેરી કહેતાં ખેંચીને, હરી જે સોનું તથા કામ તેને તેં જન્મથી જ ભજવું કહેતાં સેવવું ચહાયું છે; ત્યારે તારું માન જે ગર્વ તે કેમ, હર કહેતાં નાશ ન થાય? એટલે થાય જ. એવો ભય દેખાડીને હરી ભજાવ્યા. (ઇતિ પ્રથમાર્થ:) (અથદ્વિતીયાર્થ:) પિતાએ એમ કહ્યું ત્યારે પેલા સાધૂપુત્રે સાંભળ્યું. ત્યારે પિતાએ એનાં એ વચનનો બીજો અર્થ કરીને તેને કહ્યું જે, હે પુત્ર! તેરો ઘર વિત જાન મતિ કહેતાં તારું ઘર મેં પેલાને બતાવ્યું તેણી પાસા ના જાણીશ, તારું ઘર તો વિત કહેતાં તેણી પાસા છે, તે કેણી પાસા કે જાન જે વૈમાન તેમાં બેસીને જવાય છે, એવું જે વૈકુંઠ છે ત્યાં, વા જાન કહેતાં જ્ઞાનીઓની ગતી જે બ્રહ્મ લીનતા, વા જાન જે રથે બેસીને જવાય છે એવું જે ગોલોક ત્યાં, છે; તે શા માટે કે તેં તારા જન્મથીજ હરિ, હરિ, હરિ, ભજવું ઇચ્છ્યું છે. ત્યારે તુને હર જે હરીનું માન તે કેમ ના ગાય, એટલે પ્રભૂ સન્માન કરે. (ઇતિ દ્વિતીયાર્થં જ્ઞેયં.)

૨૯૬. સત્સંગનો મહિમા મોટો છે, પણ કોઈ મૂરખ જાણતા નથી. તે જૂઓ કે દકાર દાન વાચક છે, માટે સજ્જન ગણવો. તેનો મિલાપ થતા માત્રમાં કાગ જે કાગડો તે કાગદ કહેતાં કાગળ જેવો ઉજળો થઈ જાય, તે રીતે સત્સંગ જાણવો. (ઇતિ સુસંગાર્થં જ્ઞેયં.)

૨૯૭. ઉપર કહ્યું તેજ રીતે અધમ જે નીચ તેના સંગે મોટા પણ નાનમ પામી જાય; તે કોની પેઠે, કે જેમ કાંઈ જવ એટલો શબ્દ છે, તે મહા પવિત્ર છે; તેની સંગે નિષેધ વાચક જે નીચ વાચક એહેવો જે નકાર તેને જોડતાં માત્રમાં, જવ શબ્દ છે તેનો જવન થઈ જાય છે, જે મહા અપવિત્ર છે. એવો દુ:સંગ ખોટો જાણવો. (ઇત્યર્થ:)

૨૯૮. જે કોઈ સૂધો હોય તે પણ કુટિલ જે વાંકો તેના સંગથી બીજાને દુ:ખ દેવું શીખે. તે જેમ કંઇ કમાન વાંકી છે, માટે તેને મળીને તીર પાંસરો છે, પણ સામાને કેતા પર દોડીને હણે છે તેમ. (ઇત્યર્થ:

અધમ ઊંચ્યકે સંગતેં, સદ્ય સદ્રશતા પાય;
પત્તન બિથિ ઉદ અસુચિ મિલિ, ગંગ ગંગ વ્હેજાય. ૨૯૯
કલુખ કોરિ મ્હા ભસ્મ હુઈ, પરસત સુરસરિ ભૂત;
અસ્ત હસ્ત ગોતા લિયે, અગનિત બને ન પૂત. ૩૦૦
દુર્જિન સજ્જન અષ્ટનો, પ્રીતિ રીતિ પહિચાંન;
દુગને તિગને ચતુસ્સમ, ઇત ઉત હાંનહિ હાંન. ૩૦૧
પ્રાતહિતે દુહુપ્હેર લોં, દુષ્ટપ્રીતિ લોં છાંહિ;
સજ્જનકી ફિરિ સાંઝિ લગ, બઢત ઘટત ઉત જાંહિ. ૩૦૨

---

૨૯૯. જે કોઇ મહા અધમ હોય તે પણ ઉત્તમના સંગથી તત્કાળ તેની બરોબરતાને પામે. તે જેમ કંઈ પત્તનં જે નગર, તેની બીથી જે શેરીયો, તેનું અસુચિ જે અપવિત્ર, ઉદક જે પાણી, તે શ્રી ગંગાજીમાં મળતા માત્રમાં ગંગારૂપ થઈ જાય છે, તેમ. (ઇત્યર્થ:)

૩૦૦. કલુશ કહેતાં જે પાપ, તે કોરી કહેતાં કોટી, મહા કહેતાં મોટાં, તે પણ ભસ્મ થઈ જાય છે, જેમ ભૂત કહેતાં પ્રાણીની સુરસરી જે શ્રીગંગાજી તેનો સ્પર્શ કરતા માત્રમાં જ—એવો મહિમા છે. પણ જો અસ્ત જે હાડકું, તે હાથમાં ઝાલીને ગોતાં જે ડબકિયા તે અગણીત મારે, પણ પૂત જેનો કહેતાં પવિત્ર જેમ ન થાય તેમ દુષ્ટ આચરણ મૂકયા વિના મોટાં મોટાં સાધનથી પણ પાવન ન થાય; તે મૂકી દીધે તત્કાળ થાય. (ઇત્યર્થ:)

૩૦૧. દુર્જિનની આઠ સરખી અને સજ્જનની નવ સરખી પ્રીતની રીત જાણવી. કંઈ રીતે કહેતાં આણી પાસ સજ્જનની પ્રીત તે આવી જાણવી કે નવડાને બમણો કરીએ ત્યારે અઢાર થાય. એ એકડો અને આઠડો મેળવીએ ત્યારે એકને આઠ નવના નવ અને ત્રણગણે સતાવીશ, તે પણ બેને સાત નવના નવ. અને ચોગણો છત્રીશ, તોએ પણ ત્રણને છ નવના નવ થાય. એમ ગમે ત્યાં લગી ગણીએ તોએ પણ નવજ થાય. એમ સજ્જનની પ્રીત જ્યારે જુઓ ત્યારે તેવીની તેવીજ હોય, પણ ઘટવા પામે નહીં. એવી તો સજ્જનની પ્રીત જાણવી. અને દુર્જિન કહેતાં પેલી પાસા આઠ સરખી જાણવી. તે આઠડાની પેઠે દિવસે દિવસે પ્રીત ઘટતી જાય. તે કેમકે આઠડાને બમણો કરીએ ત્યારે સોળ થાય. તે એકડાને છગડાને મેળવતાં એક ને છ સાત થયા. અને ત્રણગણો કરતાં ચોવીશ થાય એટલે ચાર ને બે છ રહ્યા. એ પ્રમાણે ઘટતાજ જાય. એવી દુર્જિનની પ્રીત તે ઘટતીજ જાય. પછી છેક મીડું વળી એટલે છેક જતી રહે. સજ્જન અને દુર્જિનની પ્રીતની રીત એવી છે. (ઇત્યર્થ:)

૩૦૨. પ્રાતઃકાળથી તે બપોર સુધી છાયા ઘટતી જાય, તેમ તો દુષ્ટની પ્રીતની રીત જાણવી, અને બપોરથી પાછી સાંજ લગી જેમ વધતી જાય છે, તેમ સજ્જનની પ્રીતિ જાણવી (ઇત્યર્થ:)

૩૦૩. જેનું હૃદય જિન્જિયાકરસ કહેતાં ઘણાં છિદ્રના ગરબાનો ઘડો હોય તેવું દુઃસંગે થઈ ગયું હોય, તેમાં રસ જે જળરૂપ, સદ્ કહેતાં સત્પુરુષ, તેનાં વચન તે કેમ રહે? નજ રહે, કોટી પ્રકારે પણ નજ રહે. પણ એક ઉપાય થકી રહે, કે જોત દીપ જે તાદ્રસી મોટા ભગ-

હિરદે ઝિઝિયાકરસસો, કર્યો હરિ રસ સદબેન;
તદિય વ્રંદસર મગ્ન હુઈ, પુરન રહે નિકસે ન. ૩૦૩
સજ્જન દુરિજન એકસે, કછુક બીચ બિય બિચ્ય;
ઇક બિછરત અસુ લેત સદ, એક મિલત હુઈ મીચ. ૩૦૪
દૌઉ દેવ પરિ ઉરધ અધ, ગતી બીચ બડ બીચ;
ચ્યઢિ અનંત રજ મરુત મિલિ, હોઇ મીલત કં કીચ. ૩૦૫
ગંગ પાપ શશિ તાપ અરુ, દરિદ કલ્પદ્રુમ નાસ;
ઇત્યાદિક ઓરહૂ હને, મિલત દાસઅબિનાસ. ૩૦૬

## અથ ભકિતપ્રકરન.

સબતેં ભક્તિ પ્રતાપ બડ, સબ કરિ લેહુ બિચાર;
બિમુખ દાસ દસકંધ તઉં, બસ બરત્યો સંસાર. ૩૦૭

---

વદી, તેનાં વ્રંદ જે સભાઓ, તે રૂપી રસ જે સરોવર, તેમાં મગ્ન કહેતાં ખુડયાં જ રહેવાય ત્યારે ભર્યોનો ભર્યો જ રહે; પેલું ઉપદેશરૂપી જળ નિકળવા ન પામે. (ઇત્યર્થ:)

૩૦૪. સજ્જન અને દુરિજન બંને બરોબર લાગે છે. પણ કંઈ એક બિય કહેતાં બે વચ્ચે, બિચ કહેતાં ફેર છે, કે એક તો બિછરત કહેતાં વેગળું જતામાં જ પ્રાણ લે છે, તે સજ્જન, અને એક તો મળતાંમાં જ મીચ કહેતાં મૃત્યુ થાય છે તે દુષ્ટથી તે દુરિજન. (ઇત્યર્થ:)

૩૦૫. વાયુ તથા જળ બંને દેવતા છે, પણ જુઓ કે બંનેની ગતિ વચ્ચે બીચ કહેતાં મોટો ફેર છે. જે મરુત કહેતાં વાયુ તે ઉર્ધ કહેતાં ઉંચી ગતીવાળો છે, તેનો સંબંધ રજ જે ધૂળને થાય છે, ત્યારે આકાશ લગી ઉંચી ચડે છે. તે ધૂળને પાછું કે જે જળ નીચી ગતી વાળું છે, તેનો સંબંધ થાય છે, ત્યારે તે કીચડ થઈ જાય છે. એ દ્રષ્ટાંતે ઉંચની અને નીચની સંગતીનું ફળ જાણવું. જાતી જાતી ઉંચી નીચીનો કંઈ મેળ નહીં, તેના ઉંચા નીચા લક્ષણનો મેળ જોવો. (ઇત્યર્થ:)

૩૦૬. શ્રીગંગાજી દરશન કરતામાં પાપ હણે; અને ચંદ્રમા તાપને નાશ કરે; અને કલ્પ-વૃક્ષની છાયાએ જઇએ ત્યારે દારિદ્રનો નાશ કરે. એ ત્રણે એકેકું નાશ કરે, પણ અવિનાશી જે શ્રીકૃષ્ણ તેમના જે દાસ તે તો એ ત્રણે આદે લઇને જેટલાં અશુભ માત્ર તેટલાં બધાંનો મળતા માત્રમાં નાશ કરી નાંખે. (ઇત્યર્થ:)

૩૦૭. સર્વ કરતાં ભગવદ્ભક્તિનો પ્રતાપ મોટો છે. તે સર્વ વિચાર કરી લો કે દશકંધ જે રાવણ તે જય નામે વૈકુંઠમાં પ્રભૂનો ભક્ત હુતો, તે શ્રાપ દોષે હરીથી વિમુખતા પામીને પૃથ્વી ઉપર અસુર થઇને અવતર્યો, તદપિ પૂર્વ ભક્તિનો પ્રતાપ જુઓ કે બધો સંસાર જેને વશ વરત્યો, ત્યારે હરીથી સન્મુખ હોય તે ભક્તના પ્રતાપનો પાર શો! (ઇત્યર્થ:)

૩૦૮. ધાતા જે બ્રહ્મા, તેમના સૂનૂ જે પુત્ર-જે સપ્ત ઋષિ છે, અને ધ્રુવજી તો ક્ષત્રીના બાળક છે, પણ એ ધ્રુવજીની તે સપ્તઋષિ પરિક્રમા કરે છે; માટે સર્વથકી ગોપાલ જે શ્રીકૃષ્ણ તેમની ભક્તિ જ મોટી (ઇતિ રહસ્યં જ્ઞેયં).

ધાતાકે સુતુ સત રુખી, દ્રુવ છત્રીકે બાક્ષ;
દેવે યાહિ પરિક્રમા, ભક્તી બડ ગોપાલ. ૩૦૮

મુનિ માની ભુરિ તપસ્વી, બંદે જગ શબ પાય;
સો સબરી હરિભક્તકે, અંઘ્રીઉદ ઓધાય. ૩૦૯

રુદ્રઅંસ અજબંસમનિ, દુર્બાસા તપખાનિ;
સો નૃપ અંબિખ ભક્તપદ્દ, ન યે ક્રોધિ બડ માનિ. ૩૧૦

ગ્યાનિ ભક્તસોં કયોં લરત, બિના કિયે અનુમાન;
કૃષ્ણ આપ ફલ ભક્તિ દે, વાહિ મુક્તિકો દાન. ૩૧૧

અતિ દુર્લભજ્ઞાની અમૃત, ભક્ત સહજ હરિ પાવ;
નોનિત ઘ્રતલોં ભક્તિ પ્રભુ, સાંખ્ય ધુનાક્ષર ન્યાય. ૩૧૨

---

૩૦૯. મોટા માની મુનીજન, અને ભૂરી કહેતાં મોટા તપસ્વી, જે સર્વ જગત જેના પગ વંદે તે સરખા પણ હરીની ભક્ત જે શબરી જે ભીલડી, તેના અંઘ્રિ જે ચરણ, તે સંબંધી ઉદક જે જળ, તેમાં ઓધાય કહેતાં નહાય છે; એવો ભગવદ્દ ભક્તિનો પ્રતાપ છે. (ઈત્યભિપ્રાયં જ્ઞેયં.)

૩૧૦. દુર્વાસાઋષિ પોતે મહારુદ્રનો અંશાવતાર, અજ જે બ્રાહ્મણ તેનાં વંશના મણીરૂપ અને તપોબળની ખાણ, અને મહા ક્રોધી, અને મહા અભિમાની, તે સરખા પણ અમ્બરીષ રાજાના ચર્ણારવિંદમાં મસ્તક મૂકીને નમ્યા, એવા શ્રી હરિ ભક્ત મોટા છે. (ઇતિ સિદ્ધાંતં જ્ઞેયં.)

૩૧૧. હે જ્ઞાનીઓ! મનમાં વિચાર કર્યા વિના હરિભક્ત સાથે શું કરવા વઢો છો? વિચારે કે ભક્તને તો શ્રીકૃષ્ણ પોતાના સ્વરૂપનું દાન કરે છે, એટલે ભક્તને આધીન થઈ જાય છે. અને તમને તો મુક્તિ આપે છે; ત્યારે કોણ મોટું તે વિચારી જુઓ. ( ઇતિ ભાવાર્થં જ્ઞેયં. )

૩૧૨. જ્ઞાનીને અમૃત જે મોક્ષ તે પણ ઘણું દુર્લભ છે, કે મહા દુઃખે પામવા યોગ્ય છે. અને ભક્ત તો મોક્ષના આપનાર જે શ્રીહરી તેમને પણ સહજ પામે છે, થોડેક શ્રમે; તે જેમ માખણનું ઘી કરતાં જેટલો શ્રમ તેની પેઠે. ભક્તિ એ દાસને પ્રભૂ છે, અને સાંખ્યા જે સાંખ્ય યોગ મારગ, જે આત્મજ્ઞાની તેને મુક્તિની પ્રાપ્તી. પણ તે વળી ધુણાક્ષર ન્યાયે છે, કે તે ધુણાક્ષર ન્યાય તે કેમકે ધુણ જે લાકડામાં જીવડો થાય છે, તે લાકડું કોરીને સ્વાભાવિક લાકડાની માંહે અગડા બગડા સરખા કોરીને લીટા પાડે છે, તે મળતો કોઇએક સમે દૈવોગતીથી ભગવદ્ નામના અક્ષર અનુક્રમે ખોદાય ત્યારે તે જીવને મોક્ષ સંભવે, તેવું એ પણ કઠીણ જાણવું. માટે સર્વથી શ્રી હરીની ભક્તિ જ મોટી છે. ( ઇતિ રહસ્યં જ્ઞેયં. )

૩૧૩. પ્રધાન જે માયા તે ભક્તને પીડતી નથી; તે શા માટે કે શ્રી ભક્તિ મહારાણીજી ભક્તના હૃદયમાં વિરાજે છે. તે માટે જેને જેનો આશ્રય હોય તેને તે રૂપ જાણવા. માટે સ્ત્રીને સ્ત્રીથી મોહ ન થાય; અને યોગ, જ્ઞાન અને વૈરાગ્ય એ તો ત્રણે પુરુષ છે, માટે તેના આશ્રીતને માયા સ્ત્રી મોહ પમાડે છે, ને ભ્રષ્ટ કરે છે; માટે ભક્તિ વિના જ્ઞાનાદિકમાં ફળ થોડું, અને શ્રમ ઘણો અને ભય ઘણો; માટે સર્વથી ભક્તિ મોટી. ( ઇત્યર્થઃ )

પીર પ્રધાન ન ભક્ત દે, સ્વામિનિ ભક્તિ હીય;
યોગ ગ્યાન બૈરાગ નર, દમે તદાશ્રિત તીય. ૩૧૩
હરિ તુરિ ગહ્યો ન છાંડહી, યહે અનાદી ચાલ;
ભક્ત દ્રગનકોં પિરતહીં, દોઉ તજે તતકાલ. ૩૧૪
ભક્ત બાલ બડ ગ્યાનિ સુત, જુગ્મ જાનિ જદુરાઇ;
પૈં ન પ્યાર બાછલ્ય બ્હાં, સિસુપૈં અતિ અધિકાઇ. ૩૧૫
પ્રતિકુલ સાચે ભક્તકોં, સુઇ અનુકુલ નિરધાર;
મનુ વહ તારી ખુલનકી, જન જસ મનિભંડાર. ૩૧૬
દોષ દિખેં નહીં દૈતકો, નાથ ન જૂઠી કોઇ;
બાલિ હત્યો જિંહિં પાપ કરિ, બિભિખન સુગ્રીવ સોઇ. ૩૧૭

---

૩૧૪. એક તો શ્રીહરીએ જેનો હસ્ત ઝાલ્યો તેને મૂકે જ નહીં. અને તુરી જે ઘોડો, તે પણ બચકું ભર્યું મૂકે નહીં, પણ તેની આંખમાં આંગળી ઘાલીએ ત્યારે મૂકી દે. તેમ શ્રી હરી પણ પોતાનાં દ્રગન જે નેત્ર, તે રૂપ જે પોતાના ભક્ત તેને પીડીએ તો તત્કાળ મૂકી દે; એવા પોતાના ભક્ત વહાલા છે. (ઇત્યર્થઃ)

૩૧૫. જદુરાય જે શ્રી કૃષ્ણ તેમના જ્ઞાની અને ભક્ત બને પુત્ર છે. પણ જ્ઞાની છે તે સમજણો છે માટે મોટો કહેવાય અને ભક્ત તો શિશુ કહેતાં છેક નાહાનો બાળક છે, માટે શ્રી હરી પિતાને તે નાહાનાની ઉપર વહાલ-વાત્સલ્ય ભાવ, પેલા કરતાં ઘણો છે; એટલી ભક્તમાં અધિકતા છે. (ઇત્યર્થઃ)

૩૧૬. સાચા સંત તે ભક્ત, તેમને પ્રતિકુળ જે પીડનારાં, તેઓ પણ હું તો જાણું છું જે નિશ્ચે અનુકુળ કહેતાં સુખકારી છે. તે કેમકે, તે જ્યારે પીડે ત્યારે ભક્ત માટે ભગવાનને પ્રતાપ દેખાડવો પડે છે, ત્યારે ભક્તનો યશ પ્રકાશ થાય. ત્યારે પેલાં દુષ્ટ તો જાણે ભક્તના યશનો ભંડાર તેને ઉઘાડવાની તારી કહેતાં કુંચી રૂપ ઠર્યાં, માટે અનુકૂલ જાણવા. (ઇતિ જીવનં જ્ઞેયં.)

૩૧૭. હે શ્રીનાથજી! દૈત જે પોતાનું વહાલું તેના દોષ કોઇને ભાસે નહીં, એમ કહેવાય છે, તે વાત કંઇ જુઠી નહીં, તે મેં જાણ્યું કે જે પાપે વાળીને તમે માર્યો તેની તે જ કૃતી સુગ્રીવે તથા બિભીષણે પણ કરી, એટલે કે ભ્રાત વધુનો સંબંધ કર્યો, પણ તમને તેમના દોષ ન ભાસ્યા, તે ભક્તિ; માટે એવા ભક્ત વહાલા છે. (ઇત્યર્થઃ)

૩૧૮. શ્રીહરીની ભક્તિ વિના દ્વિજ જે બ્રાહ્મણ તે પણ દ્વિજ જે પક્ષી તેના જેવા જનાવર જાણવા; અને ખગ જે પક્ષી છે, તદાપિ જો શ્રીહરીની ભક્તિ સહિત છે, તો ખગ જે સૂર્ય ચંદ્રાદિ દેવ બરોબર જાણવા-કાગ ભુશંડીજી, અને શ્રીગરુડજી, અને જટાયુ આદિ દેવથી મોટા કહેવાયા, તો બરોબરતામાં આશ્ચર્ય શું! અને સઘળાં કૃતાંત જે સિદ્ધાંત તે ભક્તિ રહિત જો હોય તો કૃતાંત જે કાળ તે સરખાં જાણવાં; અને જો પ્રભૂ સાથે આસક્તિ ના હોય તો કં જે સુખ તે તેનાં સઘળાં કં જે અગ્નિ, તે જેવાં જાણવાં. માટે ભક્તિ સર્વથી મોટી. (ઇતિ તત્વં જ્ઞેયં.)

દ્વિજ દ્વિજસે હરિ ભક્તિ બિન, ખગ ખગસે જુત ભક્ત;
સકલ કૃતાંત કૃતાંત સમ, કે કે પ્રભુ નાસક્ત. ૩૧૮
સાધુ પરસપદ પરસસોં, ઉલટ પરસ ખલ મૂખ;
પરસ પરસ ફલ નરમ વિત, વ્યલય નરમ સદૃખ. ૩૧૯
અવયવ સબ જન સંત સમ, પરિ પ્રભાવ ન સમાન;
જસ ધ્રૂવ ઉડ ઉડ સકલસો, પેં બલ અચલ મહાન. ૩૨૦
ગ્યાનિ, ભ્રત્ય અસ ઇસકો, કરહુ બિદગ્ધ બિચાર;
મગ્ન લગ્ન અધઊર્ધ ગતિ, જેસે બરન રકાર. ૩૨૧
ફનિ નિવાસ, દિવિ, સિંધુ મેં, સુધા નાહિં બિધુમૂખ;
ગરલ, પાત, અરુ ક્ષાર, ક્ષય, પતિ મૃત કંઠ પિયૂખ. ૩૨૨

---

૩૧૯. સાધુના પદ કહેતાં ચર્ણ તેનો સ્પર્શ તે પર કહેતાં જે ઈશ્વરના ચર્ણ, તેના પરસ કહેતાં બરોબર જાણવા; અને ખલના તો મુખનો પણ સ્પર્શ તે ઉલટા, પરસ જેવા, એટલે પરસ એ ત્રણ અક્ષર ઉલટા કહેતાં સરપ થયો, તેના મુખ જેવો છે. અને તે સાધુના ચર્ણ સ્પર્શનું ફળ તો ઇશ્વર સંબંધી નર્મ કહેતાં સુખ છે; અને વિત કહેતાં તેણી પાસા ખળના મુખસ્પર્શનું ફળ તો વિલય કહેતાં અવળું નરમ જે મરન-મૃત્યુ છે-સર્પ મુખ સરખું, માટે સર્પના મુખમાં વિષ, અને તે ખલના મુખમાં વિષવચન, તે પણ મૃત્યુ કરે. (ઇત્યર્થઃ)

૩૨૦. અવયવ જે શરીરના આકાર હસ્તચર્ણાદિકના તે તો સર્વ મનુષ્યના બરોબર. હરિભક્તને, પણ પ્રભાવ જે મહિમા, ભક્તના બરોબર પેલાં સર્વનો ન જાણવો. તે કોની પેઠે કે, જેમ કંઈ ધ્રુવજીનો તારો જોતાં તો પેલા બીજા સઘળા તારા જેવો દેખાય છે, પણ ધ્રુવજીના જેટલી અચળતા અને મહાનતા જે મોટમ તે પેલા તારાઓમાં નથી, તેમ તે પણ એવું આકાર ક્રતી દેખીને ભૂલવું નહીં. (ઇત્યર્થઃ)

૩૨૧. એક તો જ્ઞાની, અને એક તો ભ્રત્ય જે દાસ, તે બંને ઇશ્વરને મન એ રીતે છે, તે વિદ્ગ્દ કહેતાં હે પંડિતો! તમો વિચારી જૂઓઃ-જ્ઞાની તો ઇશ્વરમાં મગ્ન કહેતાં મળીને રહે છે, અને દાસ તો લગ્ન કહેતાં જૂદો રહી સમીપે રહે છે, તેની ઉંચી ગતી છે; અને પેલો જ્ઞાની મળી ગયો છે, તેની નીચી ગતિ છે. તે જેમ વરણ જે અક્ષર તેને વિષે જેવો રકાર છે, તો જે રકાર કોઈ અક્ષરમાં મળેલો હોય છે તેનું રૂપ તળે ફાંકડું કરીને થાય છે; અને જે રકાર લગારેક જૂદો બોલે છે, તેને રેફ થાય છે, તે અક્ષરના માથા ઉપર થાય છે; તેમ ભક્તને પ્રભૂ માથા ઉપર રાખે છે. (ઇતિ સારાંશં જ્ઞેયં.)

૩૨૨. પંડિતોની સભામાં એ પ્રશ્ન નીકળ્યો કે નિશ્ચે અમૃત તે ક્યાં હશે? ત્યારે સર્વ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે બોલ્યાઃ-એકે કહ્યું જે દિવિ કહેતાં સ્વર્ગમાં છે. અને એકે કહ્યું જે સમુદ્રમાં છે; અને એકે કહ્યું જે વિધુ જે ચંદ્રમા તેમાં છે, અને વળી એકે કહ્યું જે સ્ત્રીના અધરમાં છે. એમ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે બોલ્યા; ત્યારે તે સમે એક સિદ્ધાંતવાદી પંડિતે સર્વને દૂષણ દઈને જૂઠા પાડ્યા, અને કહ્યું જે પિયુષ જે અમૃત તે તો એક હરીજનના કંઠમાં જ છે. એ સિદ્ધાં

બઢે સંત ભગવંતતેં, પૈ બલ અધિકો દાસ;
ધગ્યો લોહ જાઈ ન ગહ્યો, જ્યો કછુ સરલ હુતાસ. ૩૨૩

હરિજનકે સુત દુબિધિ જગ, બંદક નિંદાસક્ત;
લે ધન સુકૃત રુ પાપ રુન, સદા અમલ હે ભક્ત. ૩૨૪

બ્રહ્મજ્ઞાનતેં ભક્તિ બડ, કુરુ કોબિદ અનુમાન;
નિજાનંદિ શુકઆતમા, એંચ્યો હરિગુનગાન. ૩૨૫

માર, મન્યુ લય લોભ કિય, હરિ ન ભજે ધરિ ટેક;
મો મન ભયો અધિક તૂં, કિલબ, કુજ, અજગર એક. ૩૨૬

---

નિશ્ચે કર્યું અને સર્વેને દુષણ એમ દીધાં કે, પાતાળમાં અમૃત છે, તો સર્પના મુખમાં વિષ કેમ છે? અને જો સ્વર્ગમાં છે, તો પાછું પડાય છે કેમ? અને સમુદ્રમાં છે, તો જળ ખારું કેમ છે? અને ચંદ્રમાં છે તો તેને ક્ષયી રોગ કેમ છે? અને સ્ત્રીના મુખમાં છે તો તેનો પતિ મરવો કેમ સંભવે? માટે નિશ્ચે હરિજનમાં જ છે. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

૩૨૩. પ્રથમ સંત વધ્યા તો ભગવાનના વધાર્યાથી, પણ ભગવાનનાથી બળ તો દાસનું વધતું; તે જેમ કંઈ લોઢાનો ગોળો તપે છે તો અગ્નીવડે, પણ તેને ઝાલીએ તો બાળ્યા વિના મૂકેજ નહીં, તે કરતાં હુતાશન જે અગ્ની તે ઝાલવો સહેલો કે કંઈ થોડું બાળે; એટલે ભાવાર્થ કે હરિ કરતાં હરિજનનો અપરાધ ઘણો મોટો. (ઇત્યર્થઃ)

૩૨૪. જગતમાં હરીજનના પુત્ર બે પ્રકારના છે, કે કેટલાએક નિંદનારા છે, અને કેટલાએક નિંદામાંજ આસક્ત છે, એમ બે પ્રકારના છે. તેમાં એક પિતાના ધનના લેનાર છે, અને એક રુણના લેનાર છે. પેલા નમન તથા સ્તુતિના કરનાર તો પુણ્યરૂપી ધન લે છે, અને પેલા નિંદક તે પાપ રૂપી કરજ લે છે. અને હરીજન સદા નિર્મલ નિર્લેપ છે. (ઇતિ હાર્દં જ્ઞેયં.)

૩૨૫. બ્રહ્મજ્ઞાન કરતાં ભક્તિ મોટી છે, તે કોવિદ કહેતાં હે પંડિતો! તમે ન માનો તો મનમાં અનુમાન કરી જૂઓ કે શ્રી શુકદેવજીનો આત્મા નિજાનંદમાં કહેતાં પોતાના આત્માના આનંદમાં મગ્ન થયો હુતો. પણ ત્યાં થકી હરીના ગુણગાનને આનંદે ખેંચીને બારણે આણ્યો. તે શી રીતે કે, શ્રી વેદ વ્યાસજીની આજ્ઞાથી, જૈમુનિએ શ્રી ભાગવત દશમસ્કંધના બે શ્લોક પક્ષી રૂપે સંભળાવ્યા. તે ક્યા, अहोबकांयास्तनकालकूटं ॥ ઇત્યાદિક શ્રી કૃષ્ણની દયાળતા જાણવી; અને बर्हापीडं नटवरवपुःकर्णयोःकर्णिकारं ॥ ઇત્યાદિક શ્રી કૃષ્ણના શ્રી અંગની સૌંદર્યતા જણાવી. તેણે કરીને પ્રેમાનંદમાં નિમગ્ન થયા; માટે પ્રેમલક્ષણા ભક્તિ મોટી. (ઇત્યભિપ્રાયં જ્ઞેયં.)

૩૨૬. હે જીવ! તેં કદાપિ મહાશ્રમ કરીને માર જે કામ અને મન્યુ જે ક્રોધ અને લોભ ઇત્યાદિક જો લય કહેતાં નાશ કર્યા તો ખરા, પણ જો એક ટેક ધરીને શ્રી કૃષ્ણને ન ભજ્યા, ત્યારે તું તારે મનથી તો ફૂલ, પણ મારે મન તો કામ રહિત થયો, ત્યારે કિલબ કહેતાં હિજડો વધ્યો, અને ક્રોધ નથી તો કુજ કહેતાં એ વૃક્ષ વધ્યો, અને લોભ તજ્યો તો એક તું અજગર વધ્યો. એટલે ભકિત વિના સઘળા શ્રમસાધન વ્રથા છે. (ઇત્યર્થઃ)

કૃષ્ણભજનબિન કર્મ સબ, તનક ભ્રષ્ટ ફલહાન;
અફલ સફલ શ્રમ સુઘરતા, જસ મૃદંગિ ગતમાન. ૩૨૭
નોંનિતતેંહૂ મ્હા મૃદૂ, સદા સંતકો ઊર;
વે પિઘરત પાવકપરસ, યે સુનિ પરદુખ દૂર. ૩૨૮
હરિ હરિજન બિન કોન અસ, પૂંછે પરચખતોય;
આગિ લગી પ્રતિસદન પુર, કો કાકી રુજ ખોય. ૩૨૯

## અથ વાદપ્રકરણ.

દોહા.–નિરાકાર સબકો કહે, પૈં પ્રભુહે સાકાર;
જો અવયવ નહિ ઈસ તો, લહ્યો કહાં સંસાર. ૩૩૦

---

૩૨૭. શ્રીકૃષ્ણનું ભજન જે સેવા તે વિના સઘળાં કર્મમાં તો તનક કહેતાં કિંચિત્ પણ ભ્રષ્ટતા થાય, તો ફલનો નાશ થઈ જાય; તે જેમ કંઈ લગારેક તાલનું માન ચૂકવાથી મૃંદગીનો સઘળો શ્રમ અને ચતુરાઈ તુરત અફળ થઈ જાય તેમ. (ઇત્યર્થ:)

૩૨૮. નવનિત જે માખણ તે થકી પણ સંતનું હૃદય સદા ઘણું કોમલ છે. તે શા માટે કે પેલું માખણ તો અગ્નીનો સંબંધ થાય છે ત્યારે વિઘરે કહેતાં ઓગળે છે; અને ભગવદીનું હૃદય તો દૂર થકી કોઈનું દુ:ખ સાંભળીને તે તાપ થકી ઓગળી જાય; એટલે મતલબ કે ભગવદી અતિ દયાળુ હોય. (ઇત્યર્થ:)

૩૨૯. એક શ્રીહરી, અને હરીજન એ બે વિના એવું કોઈ નથી જે, બીજાની આંખોનું જળ લોહોય. તે શામાટે કે જે શેહેરમાં ઘર ઘર પ્રત્યે આગ લાગી, ત્યારે કોણ કોનું ઘર ઓલવવા જાય? એટલે શ્રીહરી અને હરિજન વિના સર્વ પોતપોતાની રુજ જે પીડ તેમાં ભરપૂર છે માટે. (ઇત્યર્થ:)

૩૩૦. પરમેશ્વરને ઘણાએક એમ કહેછે જે આકાર નથી, એવા નિરાકાર છે. પણ નિરાકાર નથી; પ્રભૂ તો સાકાર કહેતાં સદા આકાર સહિત છે. અવયવ જે હસ્ત પદાદિક જો ઈશ્વરને નથી તો આ સર્વ સંસાર ક્યાંથી પામ્યો છે? પિતાને આકારે પુત્ર હોય તે પ્રત્યક્ષ દેખાય છે, તેને પ્રમાણેજ જોઇએ. (ઇત્યર્થ:)

૩૩૧. કેટલાએક બ્રહ્મને ગોલાકાર કહે છે; તેજનો ઢગલો એમ બદે કહેતાં કહે છે, વા માને છે, તે દૂરના રહેનારા જાણો. પાસેવાળા તો સ્વરૂપ દેખે છે. તેજ પણ તેજસ્વી વિના સંભવે નહીં. તે કોની પેઠે–જેમ કાંઈ સર્વ પૃથ્વિના લોક સૂર્યને વર્તૂલ કહેતાં ગોળા સરખા તેજોમય કહે છે, તે વેગળેથી દેખે છે માટે. પણ અરુણ સારથી સૂર્યનારાયણના શરીરની સઘળી સૌંદર્યતા દેખે છે, તે સૂરજ વિના તેજ કોનું સંભવે? તે પણ એ રીતે જાણવું. (ઈત્યર્થ:)

૩૩૨. પાણી કહેતાં હસ્ત અને પાદ કહેતાં ચરણાદિક નથી, અને ગ્રહે કહેતાં ઝાલે છે, અને ગતી કહેતાં ચાલે છે, એ રીતે સઘળા બેદ જે બ્રહ્મ તેને કહે છે. पाणिपादौयवनौग्रहित्वा ॥ ઈત્યાદિક શ્રુતે: તે શ્રુતિઓના કહ્યાનો બ્રહ્મ જે રહસ્ય, તે એટલું છે કે હસ્ત નથી અને ઝાલે

બ્રહ્મ સુ ગોલાકાર યોં, બદે નિવાસી દૂર;
બરતુલસે સબ જ્યોં કહે, અરુન લખે છબિ સૂર. ૩૩૧
પાંનિ પાય ન ગ્રહે ગતી, યહ બિધિ સબ કહિ બ્રહ્મ;
પ્રાકૃત નહિ અવયવ અખિલ, આનંદમય શ્રુતિ ગ્રહ્મ. ૩૩૨
**સોરઠો.**–જો ન રુપ જગધામ, કયોં સંભવ કરતવ્યતા;
એકોહં બહુસામ, શ્રુતિનિષેધ કરત ન બને. ૩૩૩
**દુહા.**–કછૂ કહે કો કછુ કહે, ભિન્ન સકલ કે દેસ;
સો સબ સંભવ જાહિકો, વેહિ પૂરન પરમેસ. ૩૩૪
ભયો બ્રહ્મતેં જીવ ફિરિ, બ્રહ્મ હોય કહિ મુગ્ધ;
જ્યોં દધિ પયસોં હોત સો, બહુરિ બને નહિ દુગ્ધ. ૩૩૫

## અથ નામમહાત્મ.

**દુહા.**–ચિત્તભાવ બિનુ ચરસિયા, સહજ પુકારે રામ;
વાકો પદપય પિબત બહુ, લખિ પ્રતાપ હરિનામ. ૩૩૬

---

છે, અને ચર્ણ નથી ને ગતિ કહી, એટલે અવયવ જે આકાર તે સઘળા છે પણ પ્રાકૃત કહેતાં માયાજનિત નથી, કેવળ આનંદમય છે. ॥ आनंदमात्रकरपादमुखोदरादि ઇતિસ્મૃતિ વાક્યત્વાત. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૩૩૩. જગતના ધામ રૂપ જે પુરુષોત્તમ તેમને જો રૂપ નથી, એમ કહીએ તો કરતવ્યતા જે કરવાપણું તે ના સંભવે. અને વળી કરતાપણું પણ નથી, એમ કહીએ તો एकोऽहं बहुस्याम् કહેતાં હું એક છું તે બહુ થાઉં, એમ પરમાત્માએ કહ્યું; એ શ્રુતિવચન છે, ત્યારે કર્તાપણાનો નિષેધ જેનામાં છે, તે પણ ન બને. માટે રૂપ છે, એ નિશ્ચે. (ઇતિ સિદ્ધાંત જ્ઞેયં.)

૩૩૪. કોઈ કંઇ કહે છે, અને કોઈ કંઈ કહે છે; તે ભિન્ન કહેતાં જૂદા જૂદા સમજવાના માર્ગ છે, પણ તે કહે છે તે સઘળું જેને વિષે સંભવે છે, તે પૂર્ણ પરમેશ્વર છે. (ઇત્યર્થઃ)

૩૩૫. બ્રહ્મથી જીવ થયો તે ફરી બ્રહ્મરૂપ થાય જ નહીં. કેટલાક કહે છે જે થાય. પણ તે મુગ્ધ કહેતાં અજ્ઞાની છે. કેમ જે જેમ પય જે દૂધ તેથી દહી થાય, પણ બહોર કહેતાં ફરીને તે પાછું દૂધ ન થાય, તેમ એ પણ જાણવું. (ઇત્યર્થઃ)

૩૩૬. ચિત્તના ભાવ વિના ચરસિયા કહેતાં કોસીયો તે સમજણ વિના આવ્યા રામ રામ એવો શબ્દ કહે છે. અને કોસ પોતાના પગ ઉપર ઢોળે છે, તે જળ ઘણાએક લોક પીએ છે; એ હરી નામનો પ્રતાપ જૂઓ કે વિના સમજણ પણ ભગવત નામ લે છે, તદપિ તેના પગનું જળ સર્વ પીએ છે. (ઇત્યર્થઃ)

૩૩૭. જે અંતકાળે પણ હરિ નામ લે છે તે હાર્યો થકો પણ જીત્યો જાણવો, જે દોષ માત્રને બાળીને મોક્ષ પામે. તે કોની પેઠે કે, જેમ કાંઇ ગંજીફાના ખેલમાં આખરી મારે છે તે હાર્યો થકો પણ જીત્યો ઠરે છે, અને સઘળી બૂજ્યો શોખ કરે છે તેમ. (ઈત્યર્થઃ)

જીત્યો જો હરિ અંત કહિ, દોખ દહી લહિ મોખ;
જિમિ ગંજિફા આખરી, હતત બૂજ સબ સોખ. ૩૩૭
બૂરે બોરે ગ્રાવ સો, સો ભય નાવ કહા ભાવ;
લખિલે કેવલ નામ શ્રી, રામ પ્રગટ સુપ્રભાવ. ૩૩૮
ચિત્ત ન રહ્યો થિર તહુ કહા, રટિબો કીજે રામ;
બિમન જૈસી જાય છુધ, ત્યો વેહૂ સિધ કામ. ૩૩૯
કહત લહત હી પિસુન મલ, બલહુ ન હોત પ્રકાસ;
અસ લખ લખ ભવકેહુ હરિ, ગહત નાઉ પદ નાસ. ૩૪૦
ટરૈં ન શ્રીહરિનાંઉસોં, એસો અઘ નહિં કોય;
એસી બસ્તુ ન હોય જો, નભ નિમગ્ન નહિ કોય. ૩૪૧
બલ જે તો હરિનામ ઇક, દહન પાપકો આહિ;
કોટિ કલપ કરિ કરનકો, તિતો ઓજ જિય નાહિ. ૩૪૨

---

૩૩૮. ગ્રાવ જે પાષાણ તે બૂડે, અને જે વળગે તેને બોલે, એવો જેનો સ્વભાવ છે, તે સરખા પણ, એક શ્રી રામચંદ્રજીના સુંદર નામના પ્રતાપથી, પોતે તર્યા અને વાનરને તાર્યા, એવા નાવ રૂપ થયા; તેને ભાવ ક્યાં હુતો? ભાવ વિના પણ હરી નામ તો તારે જ. અહીં તો વસ્તુતા મહાત્મ્ય જાણવું. (ઇત્યર્થ:)

૩૩૯. જો કદાપિ ચિત્ત ઠેકાણે ન રહ્યું તોએ શું થયું. પણ શ્રીરામ નામ તો રટયા જ કરીએ; તેથી કલ્યાણ આદિ સર્વ કામની સિદ્ધી થાય જ. તે જેમ કંઇ મન વિના પણ ભોજન કરિએ, તદપિ ક્ષુધા જાય. (ઇત્યર્થ:)

૩૪૦. જે પાપની ચાડી કરતાં પિસુન જે ચાડીયો, તે પણ હરી જે લજ્જા તે લહત કહેતાં પામે છે. અને બલ કહેતાં સાહસ કરીને કહેવું ધારે છે, તદપિ પ્રકાશ નથી થતો, એવો તે દુષ્ટ છે, તદપિ કહેતાં તે લજ્જા પામે છે. એવાં અકથિત મહામોટાં જે પાપ, તે લાખો જન્મનાં પણ લાખો લાખ તે સઘળાં પણ હરી નામનો પદ કહેતાં ચોથો ભાગ પણ ગ્રહણ કરતા માત્રમાં જ, તત્કાળ નાશ પામી જાય. (ઇત્યર્થ:).

૩૪૧. શ્રી હરીના નામથી ન ટળે એવું એકે પાપ જ નથી. તે જેમ ન ભજે આકાશ તેમાં નિમગ્ન કહેતાં બૂડે નહીં એવી વસ્તુ એકે ન હોય તેમ. (ઇત્યર્થ:)

૩૪૨. એક હરિનામને જેટલાં પાપ બાળવાનું સામર્થ્ય છે, તેટલાં પાપ કોટી કલ્પે કરીને પણ જીવને કરવાનું આજે જે બળ નથી.

૩૪૩. પ્રભૂનો આશ્રય જો નર મૂકી દે તો તેનું સર્વસ્વ ગયું ને તે દુ:ખ પામે; જે એનાં પોષણ કરનાર ને એનાં પ્રિય તેનાં તે જ પ્રાણ લે. જેમ કાંઈ નલિન જે કમલ તેનું ભૂ જે પૃથ્વી, તેથી મૂળ છુટે ત્યારે એનું પોષક જે જળ તે કોહોવરાવી દે, અને જો બારણે પડે તો તેનો પ્રિય જે સૂર્ય તે પણ બાળી દે તેમ. (ઇત્યર્થ:)

## અથ આશ્રય.

દુહા.–પ્રભુ ભૂ આશ્રય મુલ છુટિ, નર નલીન દુખ પાય;
પોખક પ્રિય સુહુ પ્રાન લે, દેત સડાય જલાય. ૩૪૩
લખિ હરિ સુરસો હે ચલી, માય છાય ચલિઆય;
પીઠિ તાહિ દે જો ગહે, તે વો ભાજી જાય. ૩૪૪
આશ્રે ધન ઘનસ્યામ જિહિં, સો કછુ બનિ ન નિરાસ;
જલદ અનાવ્રષ્ટીહુમેં, બુજવત ચાતકપ્યાસ. ૩૪૫
રે જન જન જિન ત્રષ્ણુ ધર, ધર ધર ધર ધર આસ;
શૃંગિ શૃંગસાખી હરે, ઉપબનપત્રિ ઉદાસ. ૩૪૬
રટત રામ તજિ અહાર, ઉદ, સતત અજબ ગુલમ્હેરિ;
પુચ્છ કરભમુખ કેકિપદ, કિન હરિ કિન સુમરેરિ. ૩૪૭

---

૩૪૪. સૂરજને દ્રષ્ટાંતે શ્રી હરીની રીતિ જોઈ લે કે સૂરજની સામું ચાલીને જો કે માયારૂપ છાયા તારી પૂંઠે દોડી આવશે. અને તેમને પીઠ દઇને જો ઝાલવા જઈશ તો માયારૂપ છાયા નાસતીજ જશે. માટે ભગવદ્ આશ્રય ન મૂકવો.

૩૪૫. ઘનશ્યામ જે શ્રીકૃષ્ણ તેમનો જેને ધન કહેતાં દ્રઢ આશ્રય હોય તે કદાપિ નિરાશ ન થાય, તે જેમ અનાવ્રષ્ટી જે વરસાદ મૂળગો ન વરસે, તેવામાં પણ જલદ જે મેઘ તે ચાતક જે બપૈયા તેની તૃષા તો ઓલવે જ તેમ. (ઇત્યર્થઃ)

૩૪૬. હે જન! કહેતાં મનુષ્ય! તું જન કહેતાં મનુષ્યની તૃષ્ણા, જિન કહેતા રખે ધરતો. ધર કેહતાં પૃથ્વી તેણે ધર્યા છે, વા પૃથ્વીને જેણે ધરી છે; એવા જે પર્વત, તે પર્વત જેણે ધર્યો એવા જે શ્રી ગોવર્ધનધર શ્રીકૃષ્ણ, તેમની જ એક આશા ધર, તે સઘળી વાતે પૂર્ણ કરવાને સમર્થ છે; બાકી મનુષ્યનું કાંઈ ચાલતું નથી. તે જો કે શૃંગી જે પર્વત તેનું શૃંગ જે શિખર તે ઉપર ઊગ્યા છે; સાખી જે વ્રક્ષ તેને એક શ્રી હરીની જ આશા છે. માટે તે સદા હરે કહેતાં લીલાં જ રહે છે, ત્યાં હરી કૃપા વિના બીજું જળ આઠ માસ તો સંભેવજ નહીં; અને ઉપવન જે વાટિકાઓ તેમાંનાં પત્રી જે વૃક્ષ તે ન સિંચાય તો ઉદાસ કહેતાં કરમાઈ જાય, વા સૂકાઈ જાય. તે શામાટે કે તેને મનુષ્યની જળ સિંચ્યાની તૃષ્ણા છે માટે સૂકાય છે. એટલા માટે મનુષની આશા છોડીને પ્રભૂનો જ દ્રઢ આશ્રય રાખવો. (ઇતિ તત્વાર્થં જ્ઞેયં.)

૩૪૭. એક અજબ ગુલમેહેરી નામે જળમાં પક્ષી હોય છે. તેનું મુખ સ્ત્રીના સરખું હોય છે, તે અહાર અને ઉદક જે જળ તે તજીને મુખે અહર્નિશ રામ નામનું રટણ કર્યા કરે છે. ત્યારે પ્રભૂની દયાળતા જુઓ કે, પ્રભૂએ વિચાર્યું કે ખાનપાન વિના એની દેહ કેમ ટકશે, તેથી પ્રભૂએ એ યુક્તિ કરી છે કે તેને ચાર પગે તો કેકી જે મયુર તેનાં મુખ પ્રગટ કર્યાં, જે તે ચાલે ને ચરે, બંને કરે; અને તેને પૂંછડે કરભ કહેતાં જે ઊંટ તેનું મોઢું જળ પીવા સારૂ કર્યું. એવા કૃપાળ જે શ્રીહરી તેમને તું કેમ નથી સમરતો. (ઇત્યર્થઃ)

ચિંતા તૂં ચિત ક્યૌં કરે, બિશ્વંભર બ્રજપાલ;
સક્કર સક્કરખોર કોં, દધિમધિ દેત દયાલ. ૩૪૮
હરિ આશ્રય બાંનો સુબડ, કેવલ કૃતિહિ ન સત્ય;
બૈલ દુખી બલિવર્દ્દ સુખ, જિમિ દેખહુ દુહુ કૃત્ય. ૩૪૯
બડ આશ્રય સોઈ બડો, જાનહુ જદ્યપિ રંક;
લખિ ચકોર બલ ચંદ્રકે, અગન ખાત નિસ્સંક. ૩૫૦

## અથ વિવેક શિક્ષા.

મનન કરો કંસારિ છબ, મન ન કરો સંસાર;
હરિ ન વારિ સો છાર વે, હરિ વારિધિ સબ સાર. ૩૫૧
આજ સુ કાલિ ન અબ સુ ધરિ, યહે ચાલ જગખ્યાલ;
નભમેં નભ જ્યોં પ્રથક પલ, સિત અસીત પિત લાલ. ૩૫૨

---

૩૪૮. હે ચિત્ત! તું વ્રથા ચિંતા શાને કરે છે? વ્રજપાળ એવા જે શ્રીકૃષ્ણ, તે તો વિશ્વંભર છે, તે તુને શું નહીં પાળે? તું વિશ્વાસ રાખ કે એક સક્કરખોરા પક્ષીની જાતિ હોય છે, તે સાકર જ ખાય છે, અને વળી સમુદ્રની મધ્યે બેટમાં રહે છે, તેને ત્યાં પણ પ્રભૂ સાકર મેળવે છે, તો તે એક તારી જ સંભાળ નહીં રાખે? (ઇત્યર્થઃ)

૩૪૯. શ્રીહરિનો આશ્રય અને ચાનું તે મોટું, કેવળ કૃતિ જ સાચી એમ છેક નહીં. તે કોની પેઠે કે જેમ બળદની કૃતિ તો બ્રહ્મચારીના જેવી છે, અને તાણ્યા, ખેડયા આદિ દુઃખ તો ઘણું પામે છે; અને બલિવર્દ્દ જે સાંઢ તેની કૃતિ તો ગ્રહસ્થના જેવી છે, પણ ચક્ર ત્રિશૂળ હરિહરનું બાનું છે, અને આશ્રય પણ એક શ્રીહરિનો જ છે. બળદની પેઠે મનુષ્યની આશા નથી, માટે મહા સુખી છે તેમ એ પણ જાણવું. તેનું ભાગવતમાં પ્રમાણ છેઃ ભરથજી શુદ્ધ ભગવદી હતા, પણ ભગવાનના બાના વિના રહુગણ રાજાની સુખપાલ ઉઠાવવી પડી, માટે ત્રણે વસ્તુ જોઇએ. (ઇત્યર્થઃ)

૩૫૦. જેને મોટાનો આશ્રય હોય, તે કદાપિ રંક હોય, તદપિ તેને મોટો જાણવો. જેમકે કંઈ ચંદ્રમા અમૃતરૂપ છે, તેથી તેનો આશ્રિત જે ચકોર તે તેના બળથી અગ્નિ ભક્ષણ કરતાં લગાર પણ બીહીતો નથી. (ઇત્યર્થઃ)

૩૫૧. હે જીવ! કંસારિ જે શ્રીકૃષ્ણ તેમના સ્વરૂપનું મનન જે ચિંતવન તે કરો, પણ સંસારનું મન ના કરશોઃ સંસાર તુચ્છ છે. તે જૂઓ કે હરિ ન ધારિ જે મૃગતૃષ્ણાનું જળ, જે ઝાંઝવાં, તેનું જળ છેજ નહીં, પણ જૂઠું દેખાય છે, તેવો તારો માનેલો તુચ્છ સંસાર સુખરૂપ છે; અને હરિ તો સર્વ સારના વારિધિ કહેતાં સમુદ્ર છે. (ઇત્યર્થઃ)

૩૫૨ જે આજ તે કાલે નથી, અને હવડાં તે ઘડી પછી નથી. એ જગતના તમાસાનો ચાલ છે. તે જેમ કાંઈ નભ જે ભાદરવા મહિનામાં-નભ જે આકાશ તેનો રંગ પળે પળે જૂદો; જે લગારેકમાં તો સીત કહેતાં ધોળો, અને લગારમાં અસિત કહેતાં જે કાળો, અને લગારેકમાં પીળો, અને લગારમાં લાલ ઇત્યાદિક, તે રીતે. (ઇત્યર્થઃ)

મનકો ગુરુ જો હોઇ મન, પલટે સદ્ય સુભાઉ;
હિરા હિરાતેં જ્યોં બિંધે, લગિ નહિ ઓર ઉપાઉ. ૩૫૩
લહુ સુખ કુમગિ રુ દુખ કછુ, તહૂ તજિ સુચ સોચ;
બુરી તરિ બ્હરિ સુ સયાન જ્યોં, સાહસ પેર કુપોચ. ૩૫૪
રે મન યોં રહિ ભવ બિખે, ભગવતપથ તૂં લીન;
જિમિ કુપાર મધિ ધાર નિત, યમુના ખેલત મીન. ૩૫૫
કરિ કષ્ટા કિય અમલ ઉર, કૃષ્ણનામ નહિ લેત;
ફૂલ ન કછૂ જ્યોં બોય બિન, ઉગે ન સુધર્યો ખેત. ૩૫૬
તમિ તરુના તમ અસિતતા, કચગત ભૈ સિત પ્રાત;
અબ વે કૃતિ મન બિલગ કરિ, ભજ હરિપદ જલજાત. ૩૫૭

---

૩૫૩. મનનો ગુરુ જો મન થાય તો તુરત સ્વભાવ બદલાય. તે જેમ કંઈ હીરો છે, તે હીરાથી જ વેધાય, બીજાં શસ્ત્રનો ઉપાય ચાલતો જ નથી તેમ. (ઇત્યર્થઃ)

૩૫૪. કુમાર્ગી જે અવળા મારગનાજ ચાલનાર તે કદાપિ સુખ પામે, અને સુમાર્ગી જે સુધે મારગે ચાલે છે, તે કદાપિ દુખ પામે, તદપિ તેણે હર્ષશોક ના ધરવો. તે જેમ તરી જે નાવ, તેણે બેસીને પાર ઉતરતાં કદાપિ બુડે, તદપિ તે શ્યાન કહેતાં ડાહ્યું કહેવાય; અને જે સાહસ કહેતાં વગર વિચારે ભરી નદીમાં તરીને કદાપિ પાર ગયો, તદપિ તે પોચ કહેતાં ખોટો અને વળી મૂર્ખ જાણવો, તે રીતે. માટે કદાપિ સમાર્ગે ચાલતાં દુઃખ પામીએ, તદપિ સુમાર્ગેજ ચાલવું. (ઇતિ વિવેકં જ્ઞેયં.)

૩૫૫. હે મન! તું સંસારસમુદ્રમાં વસીને ભગવાનના માર્ગમાં એ રીતે લીન રહેજે, જેમ કંઈ કુપાર જે સમુદ્ર તેની મધ્યે શ્રી યમુનાજીની ધારા વહે છે, તે ધારામાંનાં માછલાં તે તેની તે જ ધારામાં રમે છે, પણ મૃત્યુની બીહીકે ખારા જળમાં જતાં નથી, તેમ (ઇત્યર્થઃ)

૩૫૬. મહાકષ્ટે કરીને નિર્મળ હૃદય કદાપિ કર્યું, અને જો શ્રીકૃષ્ણ નામ ના લીધું, ત્યારે પેલો સઘળો શ્રમ વૃથા જાણવોઃ કંઇએ ફળ મળે નહીં. તે જેમ કંઈ સુધારેલું ખેતર હોય પણ તેમાં કંઇએ વાવ્યા વિના ઉગે નહીં, તેમ. (ઇત્યર્થઃ)

૩૫૭. તમી જે રાત્રી, તે રૂપ, તરુના જે જુવાની, અને તમ જે અંધકાર તે રૂપી; કચ કહેતાં જે કેશ તેની અસિતતા જે શ્યામતા, તે ગત કહેતાં હવે ગઈ; અને પ્રાતઃકાળ રૂપ સીત જે સુપેતી થઈ; માટે હવે તો તે નિશારૂપી મન વેગળું કરીને, હે જીવ! શ્રી હરિનાં ચર્ણ કમલને ભજી લે. (ઇતિ હેતુ જ્ઞેયં.)

૩૫૮. કુરંગ જે મૃગ, તેનું કં જે જળ, એટલે મૃગ તૃષ્ણાનું જળ, તેના જેવું વૃથા સંસારનું સુખ છેઃ એટલે જોયામાં આવે છે પણ નહીં અને વૃથાભ્રમ થાય છે, તેથી પેલો મૃગ દોડે છે, તેથી શ્રમિત થાય છે, તેમ તૃષ્ણા વધતી જાય છે, તેમ તું સમજી લે; અને ન માને તો નેત્રે જો. (ઇત્યર્થઃ)

કં કુરંગ સંસારસુખ, દિખે સહી પૈ હૈ ન;
ભ્રમતેં શ્રમ તાસોં ત્રષા, અધિક સમુઝિ લખિ નૈન. ૩૫૮
કબહુ કૃષ્ણઈત્સા બિના, ડોલે નહિ ઈક પાત;
એહિ દ્રઢ ચિત રાખિયો, લક્ષ્ બાતકી બાત. ૩૫૯
બિન બિબેક કીજે ન કછુ, તાપૈં જો ફિર હોય;
વહ ઇત્સા ભગબંતકી, અપનો દોખ ન કોય; ૩૬૦
બિબેક સોં ભાવિ ન ટરે, સોચ કરો મત કોય;
ગુન બિચારકો હે ઈતો, પાછેં તાપ ન હોય. ૩૬૧
સીલ સિલીમુખ સુપ ગહૈ, છન્ની માખિ ન રાખિ;
તજિ ગુણ સૌરભ, સાર જિમ, દોખ છહર લુહુ ચાખિ. ૩૬૨

---

૩૫૯. શ્રી કૃષ્ણની ઇચ્છા વિના કદાપિ પણ એક પાંદડું પણ હાલતું નથી, એ જ ચિત્તમાં દ્રઢ રાખજો; એ લાખ વાતની એક વાત છે. (ઇત્યર્થ:)

૩૬૦. વિવેકવિના કદાપિ કંઇએ પણ કરીએ નહીં. તે ઉપરાંત પછી જે થાય તે ભગવતની ઇચ્છા જાણવી; તેમાં કંઈ આપણો દોષ ન માનવો. (ઇત્યર્થ:)

૩૬૧. વિવેકથી કંઈ ભાવી પદાર્થ તો મટતો નથી; તેમાં તો કોઈ શોચ કરશો નહીં. પણ વિચારનો એટલો ગુણ છે કે, પાછળથી પશ્ચાત્તાપ ન થાય, જે એમ કર્યું હોત તો એમ થાત માટે. (ઇત્યર્થ:)

૩૬૨. હે જીવ! તું શાળીમુખ જે ભ્રમર, અને સૂપડું જે તેનો શીલ જે સ્વભાવ, તે ગ્રહણ કર. અને છન્ની જે ચાયણી, અને માખ તેનો સ્વભાવ ન રાખીશ. તે શા માટે કે સર્વ મુકીને ભમરો છે તે સૌરભ જે સુગંધી તે સઘળેથી લે છે, અને સૂપડું પણ સર્વ તુચ્છ પદાર્થ ત્યાગ કરીને સાર કણ રાખે છે; તેમ તું પણ સઘળેથી સાર સાર લે. અને ચાયણી ને માખનો ગુણ તો ઘણો જ ખોટો છે, કે ચાયણી સાર વસ્તુનો ત્યાગ કરીને તુચ્છ ચાળણ ગ્રહણ કરે છે; અને માખ સારી વસ્તુ સુગંધીનો ત્યાગ કરીને રૂધિરાદિક ગ્રહણ કરે છે. તેની પેઠે તું સર્વના દોષ ન લઇશ, અને પેલા બે ગુણ તજીશ મા. (ઇત્યર્થ:)

૩૬૩. મોટાની વચ જે વાણી, તે નફેરીએ કહેતાં ઉથ્થાપીએ નહીં. સમલ કહેતાં દેખીતી તો પાપ થાય એવી હોય, તદપિ તે અમલ કહેતાં નિર્મલ થઈ જાય. તે જેમ કૃષ્ણ જે અર્જુન, તેણે શ્રીકૃષ્ણની આયસ જે આજ્ઞા તે પાળીને સઘળા કુળનો દ્રોહ કર્યો, તોએ અનઘ કહેતાં નિશ્ચય-પાપરહિત રહ્યા. ગીતામાં શ્રીમુખે અર્જુનને અનઘ સંબોધન કીધું છે, પણ મોટા તે એક શ્રીહરી કે હરિજેવા સંત હોય તે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં.)

૩૬૪. હે અધમ જીવ! છેક આંખો મીંચીને, એટલે કશું વિચાર્યા વિના શું ચાલે છે, પ્રભુથી તો કંઈ ડરીને ચાલ; મિથ્યા અભિમાન તું શીદ કરે છે, તે હવડાં ચાવી જ નાંખશે. (ઇત્યર્થ:)

બચ ન ફેરિયે બડનકી, અમલ સમલ તહું હોહિ;
કૃષ્ણ કૃષ્ણઆયસુ કરી, અનઘ રહે કુળદ્રોહિ, ૩૬૩
પ્રભુતેં તો કછુ ડરિ કહો, નિપટ ચલે દ્રગ મીચ;
અરે નીચ અભિમાન તજિ, પર્યો રીચમુખ બીચ. ૩૬૪
બાઢયો બન ધન નાવ નર, ડારે જાકો વાંહિ;
નાંતર બૂરે દોઉ વે, સરિ હરિ દે બચ જાંહિ. ૩૬૫
લોભિ હોઇ બસ દામતેં, સ્તબ્ધ જોરિયે પાનિ;
જડ અનુવૃત્તિકે ચલેં, બિબુધ સત્ય બદિ બાનિ. ૩૬૬
દારા, નિંદા, સંપદા, પરજન જિન કરિ પ્યાર;
પ્યારી સોઈ પ્રાન લે, જેસી ભાટકટાર. ૩૬૭
બુરે બિચારૈ ઓરકો, ભલો આપકો ચ્હાઇ;
રજ ડારે જિમિ સૂરપેં, પરે સુ નિજમુખ આઇ. ૩૬૮
અતિ હઠકરિ જો પર બુરે-કરે, ન લહિ સુખ સોઇ;
આઈ નિજકે સાર હતિ, સ્વપકી કચ્ચી હોઇ. ૩૬૯

---

૩૬૫. વન જે જળ તે નાવમાં, અને દ્રવ્ય નર પાસે, એ બે જ્યારે વધે ત્યારે તે બુડે. તે પાણી અને પૈસો તે જેતું છે, તેને અર્પણ કરે, તો બંને ઊગરે, ને નાવમાં પાણી ભરાય છે તે પાછું સરી જે નદી, તેતું છે, તે પાછું નદીમાં ઉચેલી નાંખે; અને દ્રવ્ય હરિનું છે તે હરિ નિમિત્ત ખરચે. (ઈત્યર્થઃ)

૩૬૬. જગતમાં ચાર પ્રકારના જીવ છે, તેને વશ કરવાના ઉપાય ચાર પ્રકારના છે, કે લોભીઆને તો દામ આપીએ ત્યારે વશ થાય; અને સ્તબ્ધ જે અભિમાની જે કોઇને નમે જ નહીં એવા તે તો પાણી જે હાથ તે જોડ્યા થકી; અને જડ જે મૂર્ખ તે તો તેની મરજી માફક ચાલ્યાથી; અને પંડિત તે તો સાચું બોલ્યા થકી વશ થાય. (ઇત્યર્થઃ)

૩૬૭. પારકી દારા જે સ્ત્રી, અને નિંદા, અને સંપદા, એ ત્રણેને કોઈ વહાલી ના કરશો. એ વાહાલીઓ તે જ કોઈ દહાડો પ્રાણ લે, તે જેમ કંઈ ભાટની કટારી તેમ. (ઇત્યર્થઃ)

૩૬૮. બીજાનું ભૂંડું વિચારે અને પોતાનું સારું જે ચહાય, પણ પોતાનું જ ભૂંડું થાય. તે જેમ સૂરજ સામી ઉંચી ધુળ નાંખીએ તે પાછી આવીને પોતાના મોંઢા ઉપરજ પડે તેમ. (ઇત્યર્થઃ)

૩૬૯. અતીશે હઠ કરીને જે પારકું ભૂંડું કરે, તેનું તેથી બમણું ભૂંડું થાય, તે જેમ ચોપટના ખેલમાં પોતાને ઘેર આવેલી પાકી સાર જે સોગઠી, તેને હઠ કરીને એટલે પોતાની પાકી સોગઠી વડે જો મારે, તો પોતાની પણ કાચી થાય. (તેની પેઠે.)

૩૭૦. જ્યાં મુક્તિ ત્યાં માયા નહિ, અને માયા ત્યાં મુક્તિ નહીં. તે જેમ કંઈ અજવાળું અને તિમિર જે અંધારું તે બંને કદાપિ એકઠાં હોય એવું ક્યાંહી દીઠું તથા સાંભળ્યું પણ નથી. (ઇત્યર્થઃ)

૩૭૧. જે વાત પ્રભુને કર્તવ્ય છે તે કોઇ મટાડી શકતું નથી; અને જે પ્રભુને નથી કરવાની વસ્તુ, તે કેમે કરીને પણ કોઇથીએ નહીં થાય, એ નિશ્ચે. (ઇત્યર્થઃ)

મુક્તી જ્હાં માયા નહીં, માયા જ્યાં નહિ મુક્ત;
સુને ન દેખે કહું કછૂ, તેજ તિમિર દ્વૈ યુક્ત. ૩૭૦
જો કરની પ્રભુ સો કછૂ, મેટિ સકે નહિ કોઇ;
નહિ કરિએકિ કયોંહુ કરિ, કાહૂ સોં નહિ હોઇ. ૩૭૧
શિશુ, રનભટ, સુરસ્તુતિ, સહૃદ, નૃપાસીસ નિજ દાર;
ઇતને થલ દોખ ન કછૂ, જો કીજે તૂંકાર. ૩૭૨
સુખ કહાં બિના મિલાપ હરિ, હરિ કહાં બિન પ્રહતાપ;
તાપ કહાં બિન શુદ્ધ રતિ, રતિ કહાં બિન સદછાપ. ૩૭૩
બિના સમુઝ જો સુખ કરે, સો સુખ દુખ વ્હે જાય;
જબ લ્હો લપટયોં ચમકસોં, તબ જયોં પરસ છુવાય. ૩૭૪
કરતા સબકે સ્વયંભૂ, કોન જાકિ સમ સીસ;
શેશ, રમા, શિવ, બેદ, બિધિ, પતિ સુ અનાદિ ઇસ. ૩૭૫
બડે નામતેં કા ભયો, કાજ બડો નહિ હોત;
કહે અરક સબ આકકૂં, પેં ન હોત ઉદ્યોત. ૩૭૬

---

૩૭૨. એક તો શિશુ જે બાળક, અને સંગ્રામને વિષે ભટ કહેતા યોદ્ધાને, અને સ્તુતિ કરતાં દેવતાને, સુહૃદ જે પોતાનાં વાહાલાં હોય તેને, અને આશીર્વાદ દેતાં રાજાને, અને પોતાની સ્ત્રીને એટલે ઠેકાણે ટુંકારો કરીને બોલાવતાં કદાપી દોષ નથી. (ઇત્યર્થઃ)

૩૭૩. શ્રીહરિના મેળાપ વિના સુખ ક્યાં, અને હરિનો મેળાપ પ્રેહેતાપ વિના ક્યાં, અને તે પ્રેહેતાપ શુદ્ધ પ્રીતિ વિના ક્યાં, અને સત્પુરુષના વચનરૂપી છાપ હૃદયમાં ચોટયા વિના તે શુદ્ધ પ્રીતિ પણ ક્યાં? માટે સુખનો હેતુ તે એક સત્સંગ જ છે. (ઇત્યર્થઃ)

૩૭૪. સમજણ વિના જે સુખ કરે, તે સુખ પણ દુઃખરૂપ થઈ જાય. તે જેમ લોઢું પોતાના મિત્ર ચમક પાષાણને લપટાયું હોય તે સમે જેમ સ્પર્શમણિ અરકાડીએ ત્યારે સોનું થાય, એટલું સુખ તો ખરું, પણ મિત્રનો વિયોગ થાય, એ મોટું દુઃખ; માટે સુખ પણ સમય સમજીને કરવું. (ઇત્યર્થઃ)

૩૭૫. સર્વના કરતા પુરુષ અને પોતે સ્વયંભૂ કહેતાં પોતાની મેળે જ થએલા, અને કોઇ જેની બરાબરી તથા અધિક ન મળે, અને જેને શેષજી, તથા લક્ષ્મીજી, તથા શિવજી, અને વેદ અને બ્રહ્માદિક વંદે છે અને તે સર્વના જે પતિ કહેવાય છે, તે અનાદિ ઈશ્વર જાણવા. (ઇત્યર્થઃ)

૩૭૬. મોટું કામ ન થયું, ત્યારે મોટ નામથી શું થયું? ત્યારે તે નામ તે વ્રથા. તે જેમ આકડાનું નામ સર્વ અર્ક કહે છે, પણ અર્ક જે સૂરજ, તેની પેઠે પ્રકાશ તો નથી થતો ત્યારે એ નામ શા કામનું? (ઇત્યર્થઃ)

૩૭૭. કદાપિ મોટો ગુણ મળ્યો હોય તેને અભિમાન કર્યા વિના પચવે, અને સ્ત્રીના કટાક્ષથી શીથિલ ન થાય, અને સભામાં રાજા આદે સર્વ મોટાનું સન્માન પામે, તેથકી ઉલટા પોતાના મનમાં કાતર કહેતાં દીનતા પામે, એવા તો જગતમાં વિરલા કોઈ એક જ હોય. (ઇત્યર્થઃ)

પચએં ગુન અભિમાન બિન, તિયદ્રગ અદ્રઢ ન હોઇ;
કાતર ભડ સનમાન લહિ, અસ જુગ બિરલા કોઇ. ૩૭૭
બડે કરે સબ સમુઝિકેં, ભુલે નહિ કો ઠોર;
બિધિ બેટીપેં ચિત ધર્યો, નહિ કછુ કારન ઓર. ૩૭૮
હોનહાર હુઇ સો મતી, પ્રાપ્ત પ્રથમતેં હોઇ;
ઢાંપે ઉરબિન ઉરજહુ, કન્યા જિમિ નર જોઇ. ૩૭૯
હોનહાર હિયમેં બસે, ચતિઉ બરહિકે બત્સ;
ચલત અંબુ પ્રતિપલ લખત, પ્રષ્ટ જદપિ નહિ પુત્સ. ૩૮૦
કરબિ ખરી બડબૈખરી, કરની કરનિ ન સંત;
રખભબાનિ મનિ શ્રે લહ્યો, અશિવ કૃતી અરિહંત. ૩૮૧
પ્રાપ્ત કલેસ કુસીલકો, મેટિ સકે નહિં કોઇ;
જિમિ અંજનકી અસિતતા, જાય ન કાપેં ધોઇ. ૩૮૨

---

૩૭૮. મોટા હોય તે જે કરે તે સર્વ કામ સમજીને જ કરે, કોઈ ઠેકાણે પણ ભૂલે નહીં, ત્યારે કોઈ કહેશે કે બ્રહ્માજીએ મોટા થઇને પોતાની પુત્રી જે સરસ્વતીજી તે ઉપર કુદૃષ્ટિ કેમ કરી? પણ બ્રહ્માજીએ કુદૃષ્ટિ નથી કરી. એતું કારણ તો એમ છે કે શ્રીસરસ્વતિજીનું અતિશય સ્વરૂપ જોઇને બ્રહ્માજી ભગવદ્‌ભક્ત છે, માટે પોતાના મનથકી ભગવાનને અર્પણ કર્યાં; એટલે બ્રહ્માજીના હૃદયમાં ભગવદાવેશ થઈ ગયો, તે ભગવાન્ બ્રહ્માના શરીરમાં રહીને સરસ્વતીજી પછવાડે દોડ્યા છે; એમાં બ્રહ્માજીનો કશો અપરાધ નથી. તેમ મોટાનું હારદ કોઇના સમજ્યામાં આવે નહીં, પણ ઠીક જ હોય. (ઇતિ હારદં જ્ઞેયં.)

૩૭૯. જેવું આગળ થવાનું હોય તેવી જ બુદ્ધિ એની મેળે પ્રથમથી જ પ્રાપ્ત થાય. તે જેમ કંઈ કન્યા જે નાની બાળકી સાત વરસની હોય છે તેને કંઈ ઉરજ તે પ્રગટ તો થયાં નથી, પણ આગળ થનાર છે માટે પ્રથમથી જ લજ્જા પ્રાપ્ત થઈ છે; તે જેમ કંઈ પુરુષને દેખીને ઓઢણીવડે પોતાનું હૃદય સ્થળ સહેજ ઢાંકે છે તેમ. (ઇત્યર્થઃ)

૩૮૦. વળી જેવું આગળ થવાનું હોય તેવું જ હૈયામાં વસે. કોની પેઠે કે જેમ બરહી જે મયૂર, તેનાં વત્સ જે બચ્ચાં, તેની ગતી ચતિઉ કહેતાં જૂઓ, કે મયૂરનાં બે ચારેક બચ્ચાંને રાજા લોકને ત્યાં તમાસો જોવાને લાવે છે, તેમને એક મોટી પરાતમાં પાણી ભરીને ચલાવી જુએ છે, તે સમે જે ઢેલ હોય છે તે તો પાંસરી ચાલી જ જાય છે, અને જે મયૂર હોય છે તે તો પાણીમાં પળે પળે પાછું જોતો જોતો ચાલે છે; તે શા માટે કે પિચ્છ આવ્યાં તો નથી, પણ આવવાનાં છે, તે પલળવાની બીક પ્રથમથી જ મનમાં પેઠી છે તેમ. (ઇત્યર્થઃ)

૩૮૧. મોટાંની વૈખરી જે વાણી, તે તો કરવી ખરી, એટલે તે માનવી. પણ તે મોટા સંતની કરણી જોઇને તે પ્રમાણે આપણે ના કરવી. તે જૂઓ કે ઋષભદેવજીની કૃતિ તે તો શ્રેય કહેતાં કલ્યાણકારી હતી તે કલ્યાણ પામી, પણ તેમની પેઠે આચરણ હારદ સમજ્યા વિના અરિહંત રાજાએ કર્યું, તે તો અશિવ કહેતાં અકલ્યાણ પામ્યો; જેણે જૈન માર્ગ ચલાવ્યો તે. (ઇત્યર્થઃ)

દિયો સંતસંતાપ ભલ, બુરો દુષ્ટસનમાન;
સુર તચિ બહુ જલદાન દે, ખલ જખ ભખ લે પ્રાન. ૩૮૩
તેરો તન હરિ લેખિલે, પ્રતિબિમ્બ તો સુર્ત;
જો કછુ અરપે ઇસિ સો, તોહિ મિલે લખિ તુર્ત, ૩૮૪
ક્રોધ કરે તો ક્રોધપેં, નિંદે તો નિજ દેહ;
દ્રોહ કરે તો અધર્મકો, કરિ તો હરિસોં નેહ. ૩૮૫
દારુપુતરી જંત્રશુક, મરકટ પરબસ બાલ;
તૈસે હરિબસ જક્ત સબ, કરે કરાએ ખ્યાલ, ૩૮૬
મરુતદેશ યા પુરટનગ, ભાગ્યમાન ફલ હોય;
સિંધુ, કૂપ, સરિ કહું ભરો, મિલે પાત્ર સમ તોય. ૩૮૭
કિયો ભૂત સો અબ લહ્યો, અબ કૃતિ આગે જાનિ;
ભૈ ભવિસકી તો દિખે, કરલે જો મનમાનિ. ૩૮૮

---

૩૮૨. ખોટા સ્વભાવથી પ્રાપ્ત થયો જે ક્લેશ, તે કોઈ મટાડી શકે નહીં; તે જેમ કંઈ અંજન જે કાજળ, તેની અસિતતા જે કાલાશ, તે કોઇથી ધોવાય નહીં તેમ. (ઇત્યર્થઃ)

૩૮૩. સંત જનનો સંતાપ દીધેલો પણ સારો; અને દુષ્ટ હોય ને તે સન્માન દે, તે પણ ખોટું. તે જેમ કંઈ સૂરજ ઘણો તપે ત્યારે વૃષ્ટી રૂપ જળનું દાન વેહેલું પ્રાપ્ત થાય છે; અને ખલ જે દુષ્ટ, તે જખ જે માછલાંને ભક્ષણ આપીને પ્રાણ લે છે તેમ. (ઇત્યર્થઃ)

૩૮૪. તારા શરીરને ઠેકાણે તો તું હરિને ગણ, અને દર્પણમાં પ્રતિબિંબનું સ્વરૂપ તેનું તે તારું ગણી લે. પછી તું જો કે આ શરીરને જે જે ધરીશ તે તે તુરત પેલા પ્રતિબિંબને પહોંચ્યું દેખીશ. તેમ તું જે વસ્તુ હરિને નિમિત્ત અર્પણ કરીશ, તે તુને મળી જ જાણજે. (ઇત્યર્થઃ)

૩૮૫. હે જીવ! તું ક્રોધ કરે, તે તો ક્રોધ ઉપર જ કર; અને નિંદે તો તારા ગંદા શરીરનેજ નિંદ; અને જો દ્રોહ કરે તો અધર્મનો જ કર; અને જો સ્નેહ કરે તો શ્રીકૃષ્ણ સાથે જ કર, તો જે અવગુણ તે પણ ગુણરૂપ થઈ જશે. (ઇત્યર્થઃ)

૩૮૬. દારુ કહેતાં જે લાકડું તેની પુતળી, અને જંત્ર, અને પોપટ, અને માંકડું, અને બાળક ઇત્યાદિક પરવશ છે. તેમ શ્રીહરિને વશ સઘળો સંસાર છે; તે જેમ તમાસા કરાવે છે, તેમ કરે છે, એટલે કોઇનો દોષ માનવો નહીં. સઘળે હરિ પ્રેરક જાણવા. (ઇત્યર્થઃ)

૩૮૭. મરુત જે મારવાડ દેશમાં કે જ્યાં પુરટનગ કહેતાં સોનાનો મેરુ પર્વત છે ત્યાં જાઓ, પણ ભાગ્ય પ્રમાણે ફળની પ્રાપ્તિ થાય. તે જેમ સમુદ્રમાં કે નદીમાં કે કુવામાં આદે કોઈ ઠેકાણેથી ભરો, પણ પાત્ર પ્રમાણે જ તોય જે જળ તે મળે. (ઇત્યર્થઃ)

૩૮૮. ભૂત કહેતાં પૂર્વે તેં જે કર્યું હતું, તેનું હવડાં પામ્યો છે; અને વળી હવડાં જે કરીશ તે આગળ પામવું છે; અને થવાતું છે તે થાય જ છે, એ બંને તુંને જેયામાં આવે છે; પછી જેમ તારું મન માને તે કૃતિ હવડાં કરી લે. (ઇત્યર્થઃ)

૩૮૯. આ માગણ આવે છે તે કંઇ માગવાને આવે છે એમ ન સમજ, પણ શિખામણ

જાચક જાચન નહિ અયે, અયે દેન મતુ સીખ;
સમુઝો પુરવ ન હમ દિયો, સો અબ માગે ભીખ. ૩૮૯

નરવિહારવરનન અશ્રે, સો સ્વસ્તિદ શ્રીરંગ;
જુરિધૃત ત્રિવહિ જિમિ અમી, હોઈ જુરાંકુસ સંગ. ૩૯૦

જો પ્રભુ પ્રિય તો તપ કહા, પ્રિય ન તોહુ તપ વ્યર્થ;
કપુત કિધોં જિમિ સપુત તહું, સંચયોહિ પિતુ અર્થ. ૩૯૧

બિન બિબેક કો ના ફ્લે, રંક કિધોં હુઈ ભૂપ;
નારી નવલ જ્યોં નક બિહિન, લગે સુરૂપ કરૂપ. ૩૯૨

અહાર, ગુડા, ભીતી, વિષય, સકલ દેહિ યહ ચાર;
નર બર અધિક બિબેકસોં, જો ન તોસું અનુહાર. ૩૯૩

---

દેવા આવે છે, જે હમે પૂર્વે નથી આપ્યું, તે હવડાં ભીખ માગીએ છીએ; માટે જો તમે પણ નહીં આપો તો તમારી પણ આ ગતિ થશે. (ઈત્યર્થ:)

૩૯૦. મનુષ્યના વિહાર વર્ણન કર્યાથી અકલ્યાણ થાય, એટલે ચિત્ત વિષયી થાય; તે રીતે શ્રીહરિના વિહારમાં ભય ન રાખવો, તે તો નિર્મળ મને વર્ણન કરીએ તો સામું સ્વસ્તિદ કહેતાં કલ્યાણ આપે. તે કોની પેઠે કે જેમ કંઈ જુરી કહેતાં તાવવાળાને ઘૃત તે ગર કહેતાં વિષરૂપ છે. તેનું તેજ ઘી જ્વરાંકુશની ગોળીને સંબંધે અમી કહેતાં અમૃત રૂપ થઇ જાય છે. તેમ તે વિહાર હરીને સંબંધે કલ્યાણરૂપ થાય, એમ શ્રી ભાગવતમાં કહ્યું છે. (ઈત્યર્થ:)

૩૯૧. જો પ્રભૂ વહાલા નથી તો તપ કરે શું થવાનું છે, અને વહાલા છે તો તપ વ્યર્થ છે કેમકે જેને મણી મળે તેને કોડી માટે શ્રમ ઘટે નહીં. અને કુપુત્ર વા સુપુત્ર બંનેને કાજે દુઃખ વેઠીને પિતાને અર્થ કહેતાં દ્રવ્ય મેળવવું, તે ચોંહી કહેતાં નકામું છે. જો સુપુત્ર હોય તો મેળવીને ખાય, અને કુપુત્ર હોય તો કફેલ ઠરીને સામું હોય તે પણ ખોઇ નાંખે. (ઇત્યર્થ:)

૩૯૨. વિવેક વિના રાંક અથવા રાજા કોઇએ પણ શોભે નહીં; તે જેમ સુંદર નવિન યૌવનવાળી સ્ત્રી, તે વળી ઘણી સુરૂપવાન્ હોય અને વળી વસ્ત્ર તથા આભૂષણ સહિત હોય, તદપિ તેને એક નાક માત્ર ન હોય તો તે મહા કરૂપી લાગે; તેમ વિવેક વિના સઘળું ખોટું જાણવું. (ઇતિ વિવેકં જ્ઞેયં.)

૩૯૩. એક તો અહાર, અને ગુડા જે નિંદ્રા, અને ભીતિ જે ભય, અને વિષય, તે સર્વ દેહી કહેતાં પ્રાણી માત્રને એ ચાર વસ્તુ છે; પણ તેમાં નર જે મનુષ્ય તે વર કહેતાં શ્રેષ્ઠ જાણવો; તે શા માટે કે, એમાં વિવેક એ પાંચમી વસ્તુ અધિક છે, માટે. અને વિવેક નથી તે તો સૂ કહેતાં પેલા સર્વ બરોબર જાણવો. (ઇત્યર્થ:)

૩૯૪. વિર્ય જે પરાક્રમ તે જેમાં મોટું, તેજ મોટો-બાકી વિગ્રહ કહેતાં શરીર મોટું તે મોટો નહીં. તે જેમ દીર્ઘ કહેતાં મોટો દેહ તો સર્વનાથી કરી કહેતાં હસ્તીનો છે, અને હરી કહેતાં જે સિંહ તે તો નાનો સરખો હોય છે, પણ એક પલકમાં હાથીના પ્રાણ લે છે, ત્યારે કોવિદ કહેતાં હે પંડિત, તમે વિચારી જુઓ કે કોણ મોટું ઠર્યું? (ઇત્યર્થ:)

બડો બીર્યે બિગ્રહ નહી, કુરુ કોબિદ અનુમાન;
દીર્ઘદેહ સબતેં કરી, હરી લેત પલ પ્રાન. ૩૯૪

જન કલંક યોંહિ હરિ, જાનિ દિવાયે જાત;
કમનિયબંત કુમાર જ્યોં, દેત દિઠોનો માંત. ૩૯૫

બિન બિબેક બસુ બ્યય કિયેં, શોભા કોઉ ન પાય;
ફુંકી બસુરી રસ ન જ્યોં, અંગુરિ બિના લગાય. ૩૯૬

સંપતિ બીપતિ પાયકેં, અસ ગતિ હુઈ બડ છુદ્ર;
જેસે બરખા ગ્રીષ્મ લહિ, છોટ સરી રુ સમુદ્ર. ૩૯૭

જાકો જાહિ અગુન બસ્યો, વે ગુન ક્યોંહુ ન માન;
નબદોં નબદોં જ્યોં કહે, નટિ પ્રયત્ન કેદાન. ૩૯૮

---

૩૯૫. શ્રીહરી પોતાના ભક્તને કંઈએક જૂઠું કલંક જાણી જોઇને પણ જગત પાસે દેવરાવતા જાય છે, તેમાં તેને ગુણ છે માટે. તે જેમ કમનીયવંત જે ઘણો સુરૂપવાન્ છોકરો હોય, તેને તેની માતા જાણી જોઇને દીઠોનો કહેતાં નજરીયું, જે કાળું મેશનું ટપકું, તેને ગાલે કરે છે, તે રીતે. (ઇત્યર્થ:)

૩૯૬. વિવેક વિના વસુ જે દ્રવ્ય, તેનો વ્યય કહેતાં ખર્ચ ઘણો કરે, પણ તેથી શોભા ન પામે. જેમ વાંશળીમાં ફુંકે કરીને વાયુ ઘણોએક પૂરીએ, પણ વિવેકે તેનાં છિદ્ર ઉપર આંગળીઓની ચાલવણી કર્યા શિવાય રસ કહેતાં જે અમૃત જેવો મીઠો નાદ તે ન નીકળે, તેમ. (ઈત્યર્થ:)

૩૯૭. સંપતિ ને વિપતિ બંને પામીને મોટાની અને અતિ છુદ્ર કહેતાં તુચ્છ જનની એવી ગતિ થાય. તે કેવી કે ચોમાસામાં સમુદ્રમાં હજારો નદીઓનું જળ વિશેષ આવે છે, અને ઉષ્ણકાળમાં તેટલું નથી આવતું; પણ તે થકી સમુદ્ર કદાપી ફુલતો હુલતો નથી, એ તે મોટાંની ગતિ છે; અને વૃષાઋતુમાં વિશેષ જલ પામીને તુરત નાની સરી જે નદીઓ, તે ઘણાંક જીવનો બિગાડ કરે છે, ખેંચી નાંખે છે-બૂડાડે છે, ઇત્યાદિ; અને ગ્રીષ્મ જે ઉનાળો આવે ત્યારે તેમાં જળનું ટીપું મળે નહીં; અને પાછી ધુળ ઉડે છે. એવી ઓછું પાત્ર જે છુદ્ર, જે નીચ, તેની ગતિ જાણવી. (ઈત્યર્થ:)

૩૯૮. જેને જેનો અવગુણ જ આવી વસ્યો તેનો કેમે કર્યો ગુણ ન માને. તે કોની પેઠે કે જેમ નટણી વાંસ ઉપર ચઢીને ઘણુંએક પ્રયત્ન કરે છે, પણ પેલો કેદાન જે તેના ઢોલનો વગાડનારો છે, તે તેટલા ઊપરે પણ નબદું નબદું કહેતાં નમાનું નમાનું એમ કહે છે તેમ. (ઇત્યર્થ:)

૩૯૯. શ્રીકૃષ્ણનું નામ વિશ્વંભર છે, માટે હે મન! તુ રંચ કહેતાં રજકો પણ, જિન કહેતાં રખે ચિંતા કરતો, તું હેવો દ્રઢ નિશ્ચય કર જે શ્રી હરીએ સુગની જે ખાવાનું તે પ્રથમથી સ્થીને પછી ચંચ કહેતાં મોઢું કર્યું છે. (ઇત્યર્થ:)

૪૦૦. ગર્થ જે દ્રવ્ય તે વિના પણ સંસાર છેક વ્રથા છે અને અતિશે અર્થ જે દ્રવ્ય તે પણ અમૃતનો આપનાર છે; તે જેમ અન્ન વિના શરીર ટકે પણ નહીં, અને ભ્રશ કહેતાં અતિશે ભોજન કરવાથી પણ મુરછી થાય અને જીવ જાય, માટે સાધારણ જ સારું. (ઈત્યર્થ:)

નામ બિસંભર કૃષ્ણકો, જિન મન સાચે રંચ;
હેચેં ધ્રેડ ધર કરિ હરી, યુગના રચિકે ચંચ. ૩૯૯
ગર્થ ન તો ભવ વ્યર્થ અતિ, અર્થહુ અનૃત દાય;
જ્યોં તન અન બિનહુ ન રહે, ભ્રશભોજન જિય જાય. ૪૦૦
સો ખદ સો સોખદ ભયે, યહ દિન બિન ન પ્રભાવ;
ઓર ઓર અનુપાન તેં, ભેષજ જ્યોં હિયભાવ. ૪૦૧
દુખ સુખ પચવન દોહુકો, યેહીહેં ઉપચાર,
અધિકો લખિએ આપ તેં, કલેશ ગરવ સંહાર. ૪૦૨
સહજ લહે સુખરૂપ દુહું, સુંદરિ અરુ સનમાન;
બિરસ હોઈ બરજોરિતેં, જેસે અરિકો દાન. ૪૦૩
લઘુતામેં પ્રભુતા બસે, પ્રભુતા લઘુતાભોન;
દૂબ ધરે સિર વાનવા, તાલખડાઉ કોન. ૪૦૪

---

૪૦૧. સોખદ જે સુખના આપનાર, તેના તેજ જ્યારે શોષદ કહેતાં શોષના આપનાર થાય ત્યારે દિવસ ફરયા જાણવા–વિન કહેતાં તેમનો કંઈ પ્રભાવ જે મહિમા તે નથી. તે જેમ ભેષજ જે ઔષધ તેનો જેમ જૂદે જૂદે અનુપાને જુદો જુદો ગુણ બદલાય છે તેમ. હઇઆનો ભાવ પણ દિવસને મેલે બદલાય છે. (ઇત્યર્થઃ)

૪૦૨. દુઃખ અને સુખ બંને જેરવવાનો એકજ ઉપાય છે કે પોતાના થકી દુઃખીઓ વા સુખીઓ અધિક જોઇએ ત્યારે આપણા કલેશનો અને ગર્વનો સંહાર કહેતાં નાશ થાય. (ઇત્યર્થઃ)

૪૦૩. એક તો સુંદરી જે સ્ત્રી, અને એક સન્માન એ બંને સાહજે મળ્યાં તેજ સુખરૂપ છે; બાકી જો જોરાવરી કરવા જઇએ તો વિરસ થઈ જાય, કોની પેઠે કે જેમ કાંઈ મલંગ દુકાનેથી ભીખ લે છે તેવું. (ઇત્યર્થઃ)

૪૦૪. લઘુતા જે નમ્રતા, તેમાં સદા પ્રભૂતા જે પ્રતાપ, જે મોટમ, તે રહે છે, અને પોતાની મેળે જે મોટાઈ કરે છે તેમાં સદા લઘુતા કહેતાં જે નાનમ તે રહે છે. તે જેમ દુબ જે દરો તે નાની થઈ છે ત્યારે વાનવા જે ગણપતિ આદે પૂજ્ય, તેણે પણ પોતાને મસ્તકે ચઢાવી છે, અને તાલ જે તાડ તેનાં ખડાઉ જે પાવડાં તે કરાવીને કોઇ પગ તળે પણ નથી ઘાલતું–તે ઉંચો છે માટે. (ઇત્યર્થઃ)

૪૦૫. રહસ્ય, જે નાહના જે જાણી જોઇને રહ્યા છે, તેને સર્વ રસની પ્રાપ્તિ થાય છે, અને જે એલ્યે, જે આપ મેળે, દીર્ઘ કહેતાં મોટા થયા છે, તેને કદાપિ કિંચિત્ સુખની પ્રાપ્તી થાય; તે જેમ કંજ જે કમળ, તેનાં દલ જે પાંખડીઓ, તે મોટી હોય તે છેક છેલ્લી હોય, અને છેક નાહનાથી નાહની તે તે કમલના દોડાને છેક અડીને રહે છે, તેને તેના મકરંદનો સ્વાદ સારી પેઠે સંપૂર્ણ મળે છે, અને પેલાં પત્ર તો કંઈએક સ્વાદ પામે વા ન પામે તેમ. (ઇત્યર્થઃ)

૪૦૬. શ્રીહરિને વીસરીને અને મણી સરખું માન તજીને, કોઈ દીન થઇને, હે મહાન્ પુરુષો ! એમ કહીને, કોઇને જાચવાની નીચ બુદ્ધિ રખે કરતા. તે શા માટે કે જેમ વિના માગ્યું

રસ રહસ્યકો મિલતુ સબ, દિર્ઘે પ્રાપ્ત સુખ મંદ;
બડ દલ દૂર અદૂર લઘુ, લહે કંજ મકરંદ. ૪૦૫
હરિ બિસરી મનિ માન તજિ, જિન મતિ કુરુ કો નીચ;
મિલિહે ત્યોં સુખસંપદા, જ્યોં અયાચ્ય દુખમીચ. ૪૦૬
ઢપેં દોખ ગુન પ્રુટ કરે, પરહરિ જન યહ ચાલ;
લખિ શિવ દુહુ દધિતેં લહે, ગરલ ગિલ્યો શશિભાલ. ૪૦૭
દુખમેં દુખ, સુખ સુખનમેં, દિનદિન બઢતહિ જાય;
અપની અપની જાતમેં, સબકોં જાત સુહાય. ૪૦૮
ભયો એહિ ધ્રુવ જાહિમેં, હરિકો અરુ હરિ મોર;
બાધક સાધક અહં મમ, સહજ બલાવા ચોર. ૪૦૯
કરમ કાલ અરુ સીલ, ગ્રહ, કોઉ ન સુખદુખદાય;
એકહિ હરિ જ્યોં હરમિગિરિ, કહૂં બસિ મહિ કહિ જાય. ૪૧૦

---

દુખ ને મીચ જે મૃત્યુ, તે જેમ સમે આવી પહોંચે છે, તેમ સુખ ને સંપદા પણ સમય થશે ત્યારે અનાયાસે એની મેળે જ આવશે; માટે એક શ્રીહરીનો જ વિશ્વાસ રાખવો. (ઇત્યર્થઃ)

૪૦૭. જે હરિજન હોય તે પારકા અવગુણને ઢાંકે અને ગુણને પ્રૂટ કહેતાં પ્રકાશ કરે. તે જુઓ કે શ્રી મહાદેવજી મોટા ભગવદી છે, તેમનો સ્વભાવ જુઓ કે ગરલ જે વિષ, દોષરૂપ સમુદ્રનું, અને ચંદ્રમા સમુદ્રનો ગુણરૂપ, એ બંને વસ્તુ સમુદ્રથી પામ્યા છે; પણ વિષ દોષરૂપને ગુપ્ત કરવા માટે ગળી ગયા, અને ચંદ્રને ગુણ પ્રકાશ કરવા માટે પોતે લલાટને વિષે ધર્યો. (ઇત્યર્થઃ)

૪૦૮. એવું સઘળે દેખાય છે કે જ્યારે દુઃખ આવ્યું ત્યારે તેમાં દિવસે દિવસે દુઃખ જ ઉમેરાતું જાય; અને એ રીતે સુખમાં સુખ પણ ઉમેરાતું જાય; તેનું કારણ એ છે કે, પોતપોતાની જાતમાં જવું સર્વને સારું લાગે તેમ, એ યુક્તિવચન છે. ( ઇત્યર્થઃ )

૪૦૯. એવું જેને મનથી નિશ્ચે થયું છે કે, હું શ્રીહરિનો છું, અને મારા એક શ્રીહરિ છે; એટલે અહંતા અને મમતા, જે હું ને મારું, એ બે મોટાં બાધક સર્વને જન્મ મરણનાં કારણરૂપ છે, તે હરિ સંબંધે સેહેજે સાધક થયાં; એટલે મટાડવાં ન પડ્યાં; જે ચોર હુતાં તે વળાવારૂપ થઇ ગયાં. (ઇત્યર્થઃ)

૪૧૦. સુખદુખના કરનાર કોઈ કર્મને કહે છે અને કોઈ કાલને, અને કોઈ સ્વભાવને, અને કોઇ નવગ્રહને પણ કહે છે. પણ મૂળે વિચારી જોતાં સુખ દુઃખના દાયક એ કોઈ નથી, એક શ્રીહરિ જ છે. તેનું દ્રષ્ટાંત કે જેમ કંઇ હરિમી જે, મેડીએ ચઢે, વા પર્વત ઉપર ચઢે, વા વૃક્ષ ઉપર ચઢે, વા હિંડોળે ચઢે, ઈત્યાદિક કહ્યું, પણ ચડે તે પૃથ્વિથી વેગલો જણાય, પણ તેનો બોજ વિચારી જોતાં પૃથ્વિની ઉપર જ છે. માટે સર્વ મહી કહેતાં પૃથ્વી જ કહેવાય, તે રીતે સર્વનાં પ્રેરક આધાર એક શ્રી હરિ જ છે. માટે હરિ કહેવાય પણ તેની તો આ સર્વ લીલા છે; તેને કાંઇ ગુણ દોષ નથી. ( ઇત્યર્થઃ)

૪૧૧. જાણુંછું જે માતા પિતાના કરતાં પણ નિંદાના કરનારને ઘણો સ્નેહ છે એમ કવિ-

માનૂ માતપિતાહુતેં, નિંદિકકો અતિ નેહુ;
વે ધોવે મલમૂત્રકર, યહ રસના લખિલેહુ. ૪૧૧
નિરસ સોઉ રસમાન બનિ, કિયે જતન અભ્યાસ;
દેખહુ શ્રીમતેં હોત જિમિ, ઉખ અરરી જો કાસ. ૪૧૨
તજત કુવ્યસન રુ દેત રુન, સુતા મરત તતકાલ;
કલેશ પાનઓખદ કરત, પરિ પરિનામ ખુસાલ. ૪૧૩
ગુનનિકેત, અવદાત, રુઝ, સહિ કરિ પરદુખ નાસ;
ઢાંપતહેં પરગુહ્યકોં, શ્રીહરિદાસ કપાસ. ૪૧૪
ગઇ સુ ગઈ ગહિલે રહી, હરિગુન મનમનિ પોય;
મહુરતમેં ખટવાંગલોં, બહિહૂ સહિસી હોય. ૪૧૫

જન કહે છે. તે શા માટે કે તે માત પિતા તો તેનું મલમૂત્ર તો હાથવડે ધૂએ છે, અને એ નિંદિક તો જીભ વડે ધૂએ છે. તે જૂઓ કે નિન્દા કરવી તેના મલમૂત્ર ધોઇને પવિત્ર કરવો; અને પોતાને અપવિત્ર થવું, એ વ્યંગોક્તિ છે. માટે કોઇની નિંદા ન કરવી. (ઇત્યર્થઃ)

૪૧૨. જે કોઇ રસ રહિત પદાર્થ હોય તે પણ ઉપાયનો અભ્યાસ કર્યાથી રસવાન્ થાય છે, તે જેમ કંઇ શેરડીનું બીજ ગયું હોય છે, ત્યારે કાસને વાવીને સીંચે છે, અને એમ ફરી ફરીને વાવતાં સીચતાં બારમે વરસ પેલો કાસ નિરસ છે, પણ તેની મીઠી રસિક કહેતા રસવાળી, ઉષ કહેતા શેરડી થાય છે તેમ. (ઇત્યર્થઃ)

૪૧૩. એક તો ખોટુ વ્યસન પડયું હોય તે મૂકતાં, અને રૂણ આપતાં અને પુત્રી મરતાં, અને ઔષધ પીતાં, તુરત તો કલેશ થાય, પણ પરિણામે ઘણી પ્રસન્નતા થાય. (ઇત્યર્થઃ)

૪૧૪. કપાસને દ્રષ્ટાંતે કવિજન હરિભકતના સ્વભાવનું વર્ણન કરે છે, કે હરિભક્ત કેવા કે ગુનનિકેત કહેતાં ગુણના ધામરૂપ, અને ગુણ જે દોરા તેના ઘરરૂપ કપાસ, અને અવદાત જે ઉજ્વળ એટલે હરિજન તો ઉજ્વળ જે પવિત્ર અને કપાસ રંગે ઉજળો અને બંને રુજ કહેતાં પીડા સહીને પણ પારકું દુઃખ ટાળે ને પારકું ગુહ્ય કહેતાં છિદ્ર તેને ઢાંકે; અને પોતે સીત તથા તડકો સહી બીજાને સુખ પમાડે. કપાસ ચુંડાય, લોઢાય, પીંજાય, કંતાય, વણાય અને વસ્ત્રરૂપ થાય; અને સીત તડકો સહીને સંત તથા કપાસ એ બંને પરને સુખ આપે એવા છે. અને પારકી જ્ઞાતા કહેતા એબ ઢાંકે. માટે જેને હરિભક્ત થવું હોય, તે મન થકી કપટ રહિત એવો સ્વભાવ ગ્રહણ કરજો. (ઇત્યર્થઃ)

૪૧૫. જેટલો કાળ હરિભજન વિના વહી ગયો, તે તો ગયો; પણ રહ્યો છે તેટલાને તો સંભાળ. હરિરૂપી ગુણ જે દોરો તેમાં તારા મનરૂપી મણિ પ્રોઇને મૂહૂર્ત કહેતાં બે ઘડીમાં ખટ્વાંગ રાજા જેમ હરિ ભજીને હરિને પામ્યો એવું મન લગ્ન કર્યું, તેની પેઠે તું પણ ચેતી લે તો બહિ કહેતાં વહી ગયેલી જે વેળા, તેપણ સહી કહેતાં સુફળ જેવી થાય. (ઇત્યર્થઃ)

૪૧૬. હરિસ્મરણનો કાળ જે સમય, જે જુવાની, તે તો જતી રહી; પણ તે જે મરણનો કાળ છે, તે તો મટવાનો નથી. પાપે આવ્યો એટલે વૃદ્ધ થયો; તદપિ હજી તારું કાલે, કાલે,

સુમરનકાલ સુ ટર ગયો, સુ મરનકાલ ટરેં ન;
કાલકાલ સુમરેં ન હરિ, કાલકાલ સુ થરેં ન. ૪૧૬
જિતોં જતન નિજ તતુ રખન, તિતોં તનુજતન મ્હોન;
કનકકસ્યપુ યોંહી પચ્યો, કરિ હરિ ધારી સો ન. ૪૧૭
જાતી બરન બિચિત્ર પૈં, સબ ઘટ ઇક ઘનસ્યામ;
હરિત અરુન સિત પિત અસિત, સબ પરછાયોં સ્યામ. ૪૧૮
સરનિમગ્ન સિર સલિલ અતિ, તાકો તનક ન ભાર;
અપની કરિ ઇક ગગરિ લઇ, લગત ગરિષ્ટ અપાર. ૪૧૯
સહસા, માયા, નિર્દયા, અસુચિ, અનૃત, જડ, લોભ;
ઇતે દોખ તિય સ્વભાવિક, કયોં ન સંગ તસ છોહ. ૪૨૦

---

કરવું તો મટતું નથી, એટલે મરવું નથી, ને મરવું જાણતો નથી. માટે હે જીવાત્મા! કાળના કાળ જે શ્રીહરિ તેમને સમરતો નથી, પણ મૃત્યુ તો આવ્યું તે ટળવું નથી; માટે હરિ સમરી લે. (ઇત્યર્થઃ)

૪૧૭. હિરણ્યકશ્યપુએ પોતાનું શરીર રાખવાને જેટલું પ્રયત્ન કર્યું, તેટલું પાછું પોતાના તનુજ જે પુત્ર-પ્રલ્હાદજી, તેમનું તન જે શરીર, તે ખોવા માટે કર્યું, પણ કંઇ થયું નહી; અમથો પચ્યો કહેતાં ફૂટી મુઓ; અને સામું અવળું થયું; પુત્રને સાટે પોતે જ મૂઓ; અને પોતાની અમરતા પુત્રને ગઈ. હરિનું ધારેલું એના શ્રમથી ટળ્યું નહીં. તેમ જીવનો શ્રમ વૃથા જાણવો, શ્રીહરિ કરે તેજ સાચું. (ઈત્યર્થઃ)

૪૧૮. સર્વ પ્રાણી માત્રની જાતી અને બ્રાહ્મણાદિક વર્ણ, જે વિચિત્રતા કહેતાં જુદા જુદા પ્રકારની છે, પણ સર્વના ઘટમાં ઘનશ્યામ જે શ્રીકૃષ્ણ, તે તો અંતર્યામિરૂપ સઘળે એક જ સમજી લેવા. તે જેમ હરિત કહેતાં લીલો, અને અરૂન કહેતાં જે લાલ, અને સીત કહેતાં ઉજ્વળ, અને પીત કહેતાં પીળો, અને અસિત કહેતાં કાળો ઇત્યાદિક રંગના પદાર્થ જૂદા જૂદા હોય, પણ સર્વની છાયા તે તો એક કાળી જ પડે તેમ. (ઇત્યર્થઃ)

૪૧૯. સર જે સરોવર, તેમાં નિમગ્ન કહેતાં ડૂબકી જ્યારે મારીએ ત્યારે માથા ઉપર હજારો મણ સલિલ જે જળ તે આવે છે; તેનો તક કહેતાં લગારેક પણ ભાર નથી લાગતો, અને પોતાની કરીને એક ગાગર લઇએ છીએ પણ તે ગરિષ્ટ કહેતાં ભારી લાગે છે; માટે પોતાનાપણું છે તે જ દુઃખદાયક છે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં)

૪૨૦. એક તો સાહસપણું, જે વગર વિચારે કરવું, અને માયા, જે કપટ, તથા છલ, અને નિર્દયતા, અને અપવિત્રતા અને અનૃત કહેતાં જુઠું અને જડ જે મૂર્ખાઇ, અને લોભ, એટલા સાત દોષ તો સ્ત્રીમાં સ્વભાવિક છે; ત્યારે તેના સંગથી ક્ષોભ કેમ ન થાય? એટલે માન જ્ઞાની થાય જ. (ઇત્યર્થઃ)

૪૨૧. ધરમી, જે શ્રીહરી તેમના હિત માટે અધર્મ કરે તે પણ ધર્મ જાણવો. અને હરિનું અહિત થાય ને ધર્મ કરે તે પણ અધર્મ થઈ જાય. તે જુઓ કે વસુદેવજીએ શ્રીકૃષ્ણના હિત માટે પોતાનું વચન જે કંસ સાથે બોલ્યા હુતા તે જૂઠું પડવા દીધું, એ અધર્મ કર્યો; તે પણ

ધરમીહિત અધરમ ધરમ, અહિત ધરમ સુ અધર્મ;
બસૂદેવ દસરથ લખોં, પાએ સુખ દુઃખ પર્મ. ૪૨૧
સોભા બડપન સબનકોં, જા બિચ સબ બિશ્રામ;
એસેહે શ્રીકૃષ્ણજૂ, તાતેં શ્રીજી નામ. ૪૨૨
જિય બિંદૂ દુરિ અંકેક, સંગ સુ લેખો હોય;
નાતર સુન્ય સુન્ય સમ, પરસ કરે નહિં કોય. ૪૨૩
રે જિય તો ભો કિત ગહ્યો, કયોં ન ચલે અબ ઊઠિ;
તૂંજ કર્યો નિજ મુર્ખતા, જસ કિસ કરસહિ મૂઠિ. ૪૨૪
તૂંહિ અપનપોં બિસરિ જિય, યોંહી પૈયતુ પીર;
સપર ગિધાય ગહ્યો ગયો, જયોં નલિનિકો કીર. ૪૨૫

---

ધર્મરૂપ થઈ ગયો ને ધર્મ સુખ પામ્યા, અને દશરથ રાજાએ પોતાનું વચન પ્રમાણ પાડયું, એ ધર્મ કર્યો, પણ શ્રી રઘુનાથજીને વનમાં જવું પડયું, એ અહિત થયું; માટે જુઓ કે સઘળું અયોધ્યાનગર વૈકુંઠ પામ્યું, અને દશરથ એકલા સ્વર્ગ પામ્યા; તે પણ પ્રભૂદયાળ માટે. તેનું પ્રમાણ ભરદ્વાજ સંહિતામાં ભગવદ્‌વાક્ય છે. ॥ मन्निमित्तं कृतं पापं अपि धर्माय कल्पते ॥ मामनादृत्य धर्मोपि पापं स्यात्मत्प्रभावत: ॥ १ ॥ (ઇત્યર્થઃ)

૪૨૨. કવિજન કહે છે જે અમારા પ્રભૂનું નામ શ્રીજી છે, તે એટલામાટે છે કે શ્રી છે તે સર્વની શોભારૂપ છે, અને અંતે જીકાર દેવો તે મોટમનું રૂપ છે. આદેશ્રી, અને અંત્યે જી, જે નામ દઇએ તો શોભા અને ઇશ્વરતા પમાય, અને કેવળ નામને કંઇએ નહીં. માટે સર્વની શોભા ને મોટમ તો શ્રીજી એ બે અક્ષરમાં છે; અને સઘળું નામ એ બે અક્ષરમાં રહે છે; એટલે સર્વ શ્રીજીના પેટમાં છે. આદે શ્રી અને અંત્યે જી એટલા માટે શ્રીકૃષ્ણનું નામ શ્રીજી છે. (ઈતિ કવિ તથા ટિકાકારસ્ય સિદ્ધાંતં જ્ઞેયં)

૪૨૩. જીવરૂપ મીંડું છે તે શ્રી હરી રૂપ અંકને સંબંધે લેખામાં આવે; અને જો હરિ રૂપી અંકના સંબંધે વિના એકલું જીવરૂપી શૂન્ય તે શુન્ય, જે શ્વાન કૂતરૂ તેની બરોબર જીવને અધમ જાણવો; કોઈ સ્પર્શ પણ નકરે. માટે જીવની મોટાઇ તે શ્રીહરીનો સંબંધ હોય ત્યારે જ જાણવી. (ઇત્યર્થઃ)

૪૨૪. હે જીવ! તું કહે છે જે હું હરી ભજવાને કયાં જાઉં, સંસારમાં ઘેરાયો છું; પણ તું વિચારી જો કે તુને ભોં જે સંસાર, તેણે કયાં ઝાલ્યો છે? તું તો તારી મૂર્ખાઇએ જકડાઇ રહ્યો છે. તે જેમ કંઇ કીસ કહેતાં જે વાનર, કરસ કહેતાં ઘડામાં, બે ચાર પાંચ સંઘાથે હાથ ઘાલીને ચણાનો મૂઠો ભરે છે, પછી હાથ નીકળતા નથી ત્યારે પોતાની મેળેજ ઝલાઈ રહે છે તેમ. જો પેલી મૂઠ મૂકી દે તો કોઇના ઝલાયામાં આવે નહિ. પણ મૂર્ખાઇ પોતાની છે. તેમ તુને પણ છે. બાકી મન-ચકી જ હરી ભજવા જવું હોય તો હવડાં ઉઠીને કેમ નથી ચાલતો—કોઇએ તને ઝાલતું નથી. (ઈત્યર્થઃ)

૪૨૫. હે જીવ! તું તો ભગવદ અંશ છે, પણ તું જ તારું રૂપ વિસરીને દુઃખ પામે છે. જો તું તારું રૂપ વિચારે તો તુને કાંઇ બંધન નથી. તે જેમ કંઇ નલીની કહેતાં ભૂંગળીને સંબંધે.

સુગુરૂબાનિ ભીંતી જટે, બિન મન થિરત ન પાઇ;
ઇત ઉત અતિ રૂરકત ફિરે, મગરોરાકી નાંઇ. ૪૨૬
એસે પ્યારે ચાહિયેં, સંતતિ અંબ રુ તાત;
દહિ તુસાર અહિબેલિપત, શત કોસહૂ જરજાત. ૪૨૭
છયો મન્યુ મન જબ લગે, ઊંચ નીચ સમ રૂપ;
જિમિ કુહુ મ્હાનિસિ વય દિખેં, સબ સમાંન નગકૂપ. ૪૨૮
પિય અપ્રિય તિય પ્રસવવય, શુક્રખલિત નરનારિ;
અસ ધી ઉભય અચલ રહે, તો ન દૂર ગિરિધારિ. ૪૨૯
જેસો ચિત સમશાન ગત, પ્રાન દેખી કે ઓર;
એસો નિતિ રહિ હરિ કહે, વહ ન પરે ભવ બ્હોર. ૪૩૦

પોપટ ઝલાય છે તેમ. તે કેમકે પારધી એક લાંબી દોરી બાંધીને ભૂંગળીનો સંચો રાખે છે, અને તેને ખાવાનું બાંધે છે, અને જોડે બીજા કાગળના પોપટ કરીને બેસાડે છે; તેથી તેમાં આવીને પેલો પોપટ બેસે છે, એટલે પેલી દોરી ફરી જાય છે. ત્યારે પોપટ ઉંધો થઈ જાય છે. ત્યારે ગિધાય કહેતાં ગભરાઇને સપર કહેતાં પાંખોવાળો છે, તદપિ ઉડવું ભૂલી જાય છે, ને પછી ઝલાઈ પડે છે. તેમ તું પણ ઝલાયો છે. (ઇત્યર્થઃ)

૪૨૬. સુંદર ગુરુનાં વચનરૂપી ભીંતમાં જડાયાવિના, તારા મનરૂપી મગ કહેતાં રસ્તાનું રોડું તે સ્થિરતા નહીં પામે. માર્ગના રોડાંને જેમ કંઈ આવતું અને જતું સર્વ ઠોકરે અબડાવે તેમ, હે જીવ! તારું મન પણ ઘણાંનાં વચન સાંભળીને ગડબડતું રહેશે; માટે સદગુરુનાં વચન, મનરૂપી ભીંતમાં જડીને રાખ. (ઇત્યર્થઃ)

૪૨૭. સંતતિ જે પ્રજા તેને પોતાનાં માતા પિતા એવાં વહાલાં જોઇએ કે જેમ કંઈ તુસાર જે હીમ, તે અહિવેલી જે નાગરવેલ તેને બાળે છે, ત્યારે તેનાં પત જે પાન, તે સો કોશ ઉપર ગયાં હોય તોએ ત્યાં બળી જાય છે, એવી પોતાના વેલાની દાઝ છે તેમ. (ઇત્યર્થઃ)

૪૨૮. મન્યૂ કહેતાં જે ક્રોધ, તે મનમાં છયો કહેતાં પરિપૂર્ણ જ્યારે વ્યાપ્યો હોય, તે સમે ઊંચ કહેતાં મોટું, અને નીચ જે નાહનું, તે બરોબર રૂપ દેખાય, તે સમે મોટાઇ ભાસે નહીં. તે કોની પેઠે કે જેમ કાંઈ કુહુ જે અમાસ, તેની મહાનિશી જે મધ્યરાત્રી, તેના અંધારામાં જ્યારે જોઇયે ત્યારે નગ કહેતાં જે પર્વત અને કૂવો સઘળું બરોબર લાગે—જૂદું રૂપ લાગે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૪૨૯. સ્ત્રીને બાળક પ્રસવતે સમે પિય જે સ્વામિ તે જેવો અકારો લાગે છે, અને સ્ત્રી પુરુષને, શુક્ર કહેતાં વીર્યસ્ખલિત સમે જેવી અકારી લાગે છે, એટલે તે સમે બંનેની વિષય બુદ્ધિ જતી રહે છે. એવી બુદ્ધિ ઉભય કહેતાં બંનેને જો અચલ રહે તો ગીરિધારી જે શ્રીકૃષ્ણ તે કંઈ વેગળા નથી. (ઈત્યર્થઃ)

૪૩૦. જેવું ચિત્ત સ્મશાનમાં કોઇના પ્રાણ ગયા દેખીને વૈરાગ્યવાન થાય છે, તેવું જો સદા રહે, અને હરી નામ જપે, તો તે બહોર કહેતાં ફરીને, ભવ કહેતાં સંસારના જન્મ મરણમાં ના પડે. માટે હે જીવ! એવો વૈરાગ્ય ચિત્તમાં રાખીને હરી ભજ. (ઈત્યર્થઃ)

પુત્રજન્મ લખિં જન્મદુખ, તાતમરન ગતિ મર્ન;
સમુઝિ આપકો એહિ બિધિ, સર્ન ગહે ગિરિધર્ન. ૪૩૧
કછુ દુખ સુખબહુ સુખ કછુક, દુખઅતિ કૃતિ સબઠોર;
પે મત્સરિકો કહું ન સુચ, કલેશ અબે ફિરિ બ્હોર. ૪૩૨
ગ્રહબાગુર રચિ કકિ ગયો, મ્હૂર ન અબ નિકસાય;
જેસે કીટ કુસીટકો, આપ મુરઝિ મર જાય. ૪૩૩
કેકિ પતત્રી પંછ અધમ, શીશ ધરે નંદલાલ;
તબ નિરવિશઈ જનનકો, પ્રિય કરિ કરે ન ન્હોલ. ૪૩૪
અરી મીત અધરમ ધરમ, પથ્ય હુઈ મ્હા બીખ;
બિપરિત સુપરિત સબ સદા, જો પ્રસીદ જુગદીશ. ૪૩૫

---

૪૩૧. હે જીવ! પુત્રનો જન્મ જોઇને જન્મ સમયનું દુ:ખ, અને પિતાનું મરણ જોઇને મરણ સમયનું દુ:ખ, એ વિધિએ બંને પોતાનાં સમજીને જો, એ દુ:ખમાં ફરીને ના પડવું હોય તો એક શ્રી કૃષ્ણનું જ શરણ ગ્રહણ કર. (ઇત્યર્થ:)

૪૩૨. કોઈએક કૃતિમાં તો થોડું એક દુ:ખ, અને સુખ ઘણું હોય છે; અને કોઈએક કૃતિમાં સુખ થોડું, અને દુ:ખ ઘણું, એવું તો સઘળે હોય જ. વિષયાદિકમાં પણ મત્સરી જે અદેખો તેને તો કોઇની અદેખાઇ કરતાં તે સમે પણ કલેશ બળવું, અને તેનું ફળ જે નર્કદ્વાર ત્યાં પણ પાછું દુ:ખ છે. કયાંહીએજે પણ સુચ કહેતાં સંતોષ ના મળે; માટે કોઇની ઇર્ષા ના કરવી. (ઇત્યર્થ:)

૪૩૩. હે મૂઢ જીવ! ઘરરૂપી બાગુર જે ફાંદો, તે તેં જ રચ્યો, તેમાં તુંનો તુંજ ઘેરાઈ ગયો, ને હવે નીકળાતું નથી. તે કોની પેઠે કે જેમ કોશેટાનો જીવડો કકિ જે કોશેટો, તે ઘર કરીને પોતાની મેળે ગયો, તે માંહેનો માંહે નીકળવાના દ્વાર વિના મુરઝીને કહેતાં અકળાઇ અકળાઇને મરી જાય છે તેમ. માટે જે પડયા વિનાના હોય તે પડશો નહીં, અને પડેલા સત્સંગ કરજો, એ નીકળવાનું દ્વાર છે. (ઇત્યર્થ:)

૪૩૪. કેકી જે મયૂર તે પતત્રી કહેતાં પંખી છે, અને પચ્છ જે તેનાં પીછ તે તો તેથી પણ ઘણાં અધમ છે; તદપિ તે નિર્વિષયી જનાવર છે, માટે તેની પીછ શ્રીકૃષ્ણ મસ્તક ઉપર ધરે છે. ત્યારે નિર્વિષયી જન જે પોતાનાં દાસ, તેને પ્રિય કરીને નિહાલ કેમ ના કરે? એટલે પ્રભૂ નિહાલ કરેજ. (ઈત્યર્થ:)

૪૩૫. જુગદીશ જે શ્રીકૃષ્ણ તે જો પ્રસીદ કહેતાં પ્રસન્ન હોય તો, અરિ જે શત્રુ તે પણ મિત્ર થઈ જાય. તે જેમ મરૂતગણ જે ઓગણપચાશ વાયુ જેમ ઇંદ્રને થયા તેમ; અને અધર્મ હોય તે પણ ધર્મ થઈ જાય તે જેમ પાંડવને તથા વાસુદેવજીને થયો તેમ. અને મહા વિષ હોય તે પણ પથ્ય કહેતાં સુખકારી થઈ જાય, તે જેમ પ્રહ્લાદ, ને મીરાંબાઇ આદેને થયું છે તેમ; અને વિપરીત જે અવળું તે પણ સઘળું સુપરીત કહેતાં સવળું થઇ જાય, તે જેમ ચંદ્રહાસને વિષની વિષયા થઇ ગઇ તેમ; માટે જેમ પ્રભૂ પ્રસન્ન રહે તેમ કરવું. (ઇતિ શિક્ષાર્થં ક્ષેયં.)

હોંહોંહોં રાખભ કહે, બોજ ઢોય લહિ પ્રહાર;
મેન નામહી માત્ર સબ, સ્મરકે બસ સંસાર. ૪૩૬
કામ, ક્રોધ, મદ, મોહ સો, છુધલોં પ્રકટ રુ શાંત;
કબહૂ લોભ અકાશલોં, ધાવત મિલે ન અંત. ૪૩૭
તૂન દુષ્ટ ઉર સરાસન, રસના છુટિ બચ બાન;
છમા કોટકી ઓટ ગ્હે, તૂં ઉબરેગો કયોં ન. ૪૩૮
આસ અગન બૂજી નહી, કહા ધની ધનકોશ;
સાંચે ધનિ સો સંત જિહિં, અખુટ ધન સુખ તોસ. ૪૩૯
દીઠ દિખત સબ જાતહે, ગએ ધન્ન તન છાંડિ;
રે જિય તું કા અચલ હેં, બેઠો માયા માંડિ. ૪૪૦

---

૪૩૬. હું હું હું એ અહંકાર શબ્દ છે, તે સમજ્યા વિના પણ રાસભ જે ગધેડો, તે કહે છે; તદપિ તેનું ફળ જુઓ કે બોજ ઢોય કહેતાં ભાર વહે છે, તદપિ માર પામે છે; અને સ્મર જે કામ તેનું નામ સહજ સહજે મેંન એવું છે; એટલે મેં કહેતાં જે હુંપણું તે ન કહેતાં નથી, એટલામાં જ સઘળો સંસાર વશ થઈ ગયો છે. માટે અહંકાર તજીને દીનતા રાખવી. (ઇત્યર્થઃ)

૪૩૭. કામ, ક્રોધ, મદ, મોહ ઇત્યાદિકનો ક્ષુધાની પેઠે ઉદય થાય, અને તેનું ભક્ષ પામે ત્યારે પાછી શાંતિ પામે. પણ આકાશરૂપી લોભનો તો ધરાંતાં કદી પણ અંત જ ના મળે; માટે સર્વથા લોભ તજવો. (ઇત્યર્થઃ)

૪૩૮. દુષ્ટના હૃદયરૂપ તો તૂન કહેતાં જે ભાથો, અને તેની જીભરૂપ તો શરાસન કહેતાં ધનુષ્ય છે, તેથી કટુક વચનરૂપી બાણ છૂટે છે. તેથી હે સજ્જન! તું શાંને બીહે છે? ક્ષમારૂપી કોટનું ઓથું લઇશ તો તું કેમ નહીં બચે? એટલે બચીશ; માટે ક્ષમા રાખ. (ઇત્યર્થઃ)

૪૩૯. આશારૂપી આગ તો ઓલાઇ નથી ત્યારે ધનનો કોષ જે ભંડાર સાંપડયો, તેણે ધની કહેતાં ધનવાન તે શા ના? કંઇ નહીં. એક સાચા ધનવાન તો સજ્જન છે, કે જેને સંતોષનું સુખરૂપી અખૂટ ધન સાંપડયું છે માટે. (ઇત્યર્થઃ)

૪૪૦. દૃષ્ટીએ જોત જોતામાં ધન અને તન છોડીને ઘણાએક ગયા, ને અરે જીવ! તું તે શું કંઇ અચલ છે જે માયા બાંધીને બેઠો છે? માટે વહેલો ચેત, ને ભગવદ્ભજન કરી લે; નહિ તો તુને પણ કાળ ઝપેટીને લેશે. (ઇત્યર્થઃ)

૪૪૧. જદ્યપિ કોઇ મોટું દુઃખ પામીએ, તદ્યપિ મનથકી દયા ન છોડીએ. તે કોની પેઠે કે તું જોઈ લે કે જિનલગી કહેતાં જે માટે, ભરતજીએ બે જન્મ ધર્યા, પણ દયા પાળી. (ઇત્યર્થઃ)

૪૪૨. અગ જે સ્થાવર અને જગ જે જંગમના જીવ તે રૂપ તો મીચ કહેતાં જે કાળ, તેનું ચવેણું છે. અને અંડ કહેતાં જે બ્રહ્માંડ તે રૂપી, ગોદી કહેતાં તેને ખોળો છે; તેમાંથી લઈ લઇને પેલું ચવેણું ખાય છે. તે કેટલુંએક તો તોંડ કહેતાં મોઢામાં છે, અને કેટલુંએક હાથમાં છે, તેમાંથી મીહિ કહેતાં ઝીણા ઝીણા દાણારૂપ હરિજન, તે તો આંગળીનાં છેટાંમાંથી ગરી પડે છે. એટલે અભિમાન રહિત દીનતાવાળા હરિજન જે ઝીણા તે મૃત્યુના ખાધામાં આવતા નથી. (ઇત્યર્થઃ)

દયા ન દિલતેં છાંડિયે, જદ્યપિ પૈયેં પીર;
લખિલે જિન્ લગિ ભર્તને, ધારે જુગ્મ શરીર. ૪૪૧
અગ જગ જિય મિચચપેનો, અંડગોદિતેં ખાય;
કિતો તુંડ કછુ હાથ કન, મિહિ હરિજન ગિરિજાય. ૪૪૨
નિંદે હરિ હરકો ભજે, કિયો પુણ્ય બડ પાપ;
ભવ પાયે તહું પ્રેત હે, યહ પ્રભુદ્વેષ પ્રતાપ. ૪૪૩
કરની કરની ચુપ છુપી, તિતની બદ કહિ બેદ;
સમુઝો સબ અનુમાનસોં, પ્રકટ ન ભાખે ભેદ. ૪૪૪
અરુનસીખ જતુ ટેરિ કહિ, ચુટકી બજાઇ ગુલાબ;
અરિ અંતક શિર તહું ન કયોં, હરિજપ કરે સતાબ. ૪૪૫
સાહસ કછૂ ન કીજિયે, હોઇ પુનઃ પરિતાપ;
ભયો બિચારે બિનહિ જ્યોં, ગહે છછુંદર સાપ. ૪૪૬

---

૪૪૩. જેણે શ્રીહરીને નિંધા છે; અને હર જે શ્રીમહાદેવજી તેમને ભજ્યા છે, તેણે પુણ્ય અને પાપ બંને મોટાં કર્યાં–કે ભવ જે શિવજી તેમને પામ્યા તે તો ભજ્યાનું ફળ; અને પામ્યા તદપિ પ્રેત રહ્યા તે પ્રભૂના દ્વેષના પ્રતાપ. એનું પ્રમાણ હરિવંશમાં લખ્યું છે..(ઇત્યર્થઃ)

૪૪૪. જેટલું કામ છાનાંમાનાં સંતાઇને કરવું, તેટલું બદ કહેતાં નીચ એવું વેદ કહે છે. તે તમારાં મનમાં સમજીને અનુમાન કરો. જુદું પાડીને કહ્યું નથી, પણ ચોરી, નિંદા, અન્યાય, મદ્યપાનાદિક જાણવું. (ઇત્યર્થઃ)

૪૪૫. અરુનસીખ જે મરઘડો, તે ટેર દે કહેતાં હાક મારીને કહે છે, અને ચુટકી વગાડીને જાણે ગુલાબની કલીઓ કહે છે–કળી ફુલતા તડાક તડાક શબ્દ થાય છે–તે જાણે જણાવે છે કે પ્રાતઃકાળ થયો, તારે માથે અંતકઅરી કહેતાં કાળરૂપ શત્રુ છે, તોએ તું ઉતાવળો જાગીને હરી નામનો જપ નથી કરતો એટલે શું? કે વેહલો વેહલો હરી ભજી લે. (ઇત્યર્થઃ)

૪૪૬. સાહસ–જે વિના વિચાર્યું કામ કદી કરીએ જ નહીં. તેણે પાછલથી પરિતાપ થાય છે. તે જેમ નિશ્ચે ઓળખ્યા વિના ઉંદરને ધોખે, વગર વિચારે સાપ છછુંદરને ઝાલ્યા પછી, જેમ પસ્તાય તેમ, કે જો ગળે તો મરે, અને મૂકે તો તેનો શબ્દ સાંભળીને આંધળો થાય. (ઇત્યર્થઃ)

૪૪૭. એક તો કોઇ અન્યાય કરીને ગુનેગાર થયો હોય–રાજાના દંડ મારની બીકે, અથવા કોઇ દરિદ્રી હોય, વા કોઇ કરજવાન હોય, ઇત્યાદિક દુઃખને મારે જઇને ભગવાનનું એક બાનું માત્ર જ ધરીમે વૈરાગી થઈ જાય, એટલામાં જ પેલાં સર્વ દુઃખ ટળી જાય, તો મને કરીને હરી ગાય તો શું ન થાય? સર્વ થાય. (ઇત્યર્થઃ)

૪૪૮. કવિજન કહે છે જે, હે જીવાત્મા! તું કદાપિ સુખમાં બેઠો હોય અથવા દુઃખમાં બેઠો હોય, તદપિ તું એમ જ વિચાર્યા કર કે આ કંઈ સદાકાળ રહેવાનું નથી. તે કેમકે પેહેલાં જે સમો હુતો તે બદલાયો, ત્યારે આ સમો પણ બદલાશે. એમ ક્ષણ ક્ષણ પ્રત્યે વિચારવું.

ધ્રુનેધાર, દારિદ્દ રુની, ભો બૈરાગી જાય;
જાકે ભ્હાંતે દુખ ટર્યો, કા ન હોઇ હરિ ગાય. ૪૪૭
સદાકાલ યહ નહિ રહે, યોં બિચારિ પ્રતિછન્ન;
હરખ શોખ બ્યાપે નહીં, રહે એક રસ મન્ન. ૪૪૮
જીવતલોં ભચ્છન અરુ, મરન ટારિ દે તાપ;
અહાર યોગ રચ્છન મરમ, કરિહેં આયુર આપ. ૪૪૯
કરનીકે બસ સંગતી, સંગતકે બસ મન;
મનહિકે બસ રસિક સબ, રસિકનકે બસ તન્ન. ૪૫૦
આછો અગ્યાની કિયોં, નીકો પૂરન ગ્યાન;
બુરો જુ સંકરજાતિ સો, જાનહુ ખરો અજાન. ૪૫૧
દાનો દુસમનહૂ ભલો, બુરો મીત નાદાન;
અહિતહુમેં હિત સુગ્ય કે, લે જડ કો હિતપ્રાન. ૪૫૨

---

ત્યારે અંતરમાં હર્ષ કે શોક કાંઈ વ્યાપે નહી; અને તારું મન સદા એકરસ કહેતાં સરખેનું સરખું જ રહે. (ઇત્યર્થઃ)

૪૪૯. હે જીવ! તું જીવતા લગી ખાનપાનાદિકની, ને અકાલ મૃત્યુની એ બે ચિંતાઓ ટાળી નાંખ. તે શા માટે કે જેટલાં વરસ લગી આયુરદાને રહેવું સરજ્યું છે, ત્યાં લગી નિર્વાહનો સંયોગ અને મરમ કેહેતાં મરણનું સ્થાનક, જે, જે થયે મરાય, તેનું રક્ષણ પોતાની મેળે એ આયુરદા કરશે-અવધિ પૂરી થતાં લગી. (ઇત્યર્થઃ)

૪૫૦. પૂર્વજન્મે ભલી કે ભુંડી જેવી કરણી કરી હોય તેવી જ સંગતી મળે; અને જેવી સંગતી મળે, તેવું મન થાય. અને મનને વશ સઘળી ઇદ્રિયો છે માટે તે પણ તેવા જ માર્ગે ચાલે. અને તે ઇદ્રિયોને વશ શરીર છે, તે પણ તેની સંગે જ જાય. માટે ઉત્તમ કરણી જ કરવી, કે જેથી કલ્યાણ થાય. (ઇત્યર્થઃ)

૪૫૧. કોઇ પૂરો અજ્ઞાની હોય તે સારો કે શીખવ્યું કામ કરે; અથવા તો પૂરા જ્ઞાનવાળો હોય તે નીકો, કહેતાં સારો, કે સઘળું સમજીને સારું જ કરે. પણ સંકરજાતી જે માતા પિતા જૂદી જૂદી જાતનાં હોય તેથી ઉપજ્યો હોય તે વર્ણસંકર કહેવાય; તેમાં બે ગુણ હોય કે માતા કોઈ શૂદ્રી હોય તેની કંઇક અધમતા, અને પિતા બ્રાહ્મણ હોય તેની કાંઈ ઉત્તમતા-એટલે તે એકે વર્ણમાં નહીં. તે જેવો પેલો દાધાબળી અકલવાળો જાણવો કે જેને કંઈ જ્ઞાન પણ ખરું, અને અજ્ઞાન પણ ખરું, તે મહાદુઃખ દે. માટે ચાલતા લગી તેવાથી કશો વ્યવહાર ન રાખવો. (ઇત્યર્થઃ)

૪૫૨. દાનો કહેતાં ડાહ્યો-વિચારવાળો તે દુશ્મન પણ સારો; પણ નાદાન મિત્ર હોય તદપિ તે ખોટો. તે શા માટે કે સુજ્ઞ હોય તે અહિતમાં પણ હિત કરે; અને નાદાન મિત્રના હિતમાં પણ પ્રાણ જાય. તે કોની પેઠે કે જેમ કંઇ નારદજીએ નલકુબર ને મણીગ્રીવ કુબેરના

જતન કિયો સંમ્યક પ્રથમ, સબ કૃતિમાંજ સુજાન;
રુકયો ન રહિ ફિરિ ગુલ્મ જ્યોં, બરિ બરિયાન કમાન. ૪૫૩
સમય સમુઝિ સુખકર સુઘર, સદા સુખદ ઇક નાંહિ;
ઉષ્ણુ સીત સિત ઉષ્ણુદા, જિમિ કુપઅપ બરછાંહિ. ૪૫૪
સિમલસુમન, સ્ત્રી, સૈલ લગિ, રમ્ય સમરબત દૂર;
કૃષ્ણુ સુસમ સરવત્ર ઇક, લખિ અસમીપ હજૂર. ૪૫૫
તનક બુરાઈ તુરત ભલ, જામે શાંત પરિનામ;
કંઠ કાટ કટુ ના કહે, સો ન સયાનો કામ. ૪૫૬
હરિહોંનો કરને હરી, હરિ યહુ બાતે સૈલ;
પેં મનક્રમબચ હરિ હરિ, બનનોં સો મુશકેલ. ૪૫૭

---

પુત્રને યમલાર્જુન વ્રક્ષ અવતર્યાં, પણ શ્રી ગોકુળમાં અવતર્યાં; પછી ભગવદ્ સંબંધ કરાવીને કલ્યાણ કરાવ્યું તેમ. એ તો દાના દુષ્મનનું લક્ષણ. અને નાદાન ને સંસારી મિત્ર હોય તે ભગવદ્ જ્ઞાનશૂન્ય હોય તે એકાદશી આદે મહા કલ્યાણકારી વ્રત તે છોડાવીને એકાદશા આદે પ્રેતાન્ન ભોજન કરાવીને હિત કરે છે. પણ તેથી નર્ક પ્રાપ્તિ થાય છે. તે પ્રાણ લીધાથી પણ અધિક દુઃખ દીધું જાણવું. એ તો નાદાન મિત્રનું લક્ષણ. (ઇત્યર્થઃ)

૪૫૩. કવિજન કહે છે જે, હે સુજાણ પુરુષો, જે કૃતિ આપણે આગળ કરવી હોય તેનું જતન કહેતાં સાધન પ્રથમથી કરી મૂકવું, તે સમ્યક્ કહેતાં સારું છે, પછી તે સમે કરવા જઇએ તો તે વાત આપણા હાથમાં રહે નહીં, એટલે રોકાય નહીં. તે કોની પેઠે કે જેમ કમાન કહેતાં જે તોપ, તેનો ગુલ્મ જે ગોળો, તેનું બરિયાન સળગ્યા પછી રોકાય નહીં, તેમ. (ઇત્યર્થઃ)

૪૫૪. જે કોઇ સમય સમજીને સુખ કરે છે, તે સુઘડ કહેતાં ચતુર જાણવો. સદા કોઇ એક વસ્તુ સુખકારી નથી. જે કાળે જેવી વસ્તુવડે સુખ થાય તેમ કરવું. તે જેમ કંઇ કૂવાનું અપ જે જળ અને વડની છાયા એ બે સીત કાળમાં ઉષ્ણતા અને ઉષ્ણુકાળમાં સીતલતા પોતાને વિષે પ્રકટ કરીને સર્વને સુખ આપે છે, તેમ. (ઇત્યર્થઃ)

૪૫૫. એક તો સીમેળ જે સીમલો, તેનું સુમન જે પુષ્પ, અને સ્ત્રી, અને શૈલ જે પર્વત, અને સમર જે સંગ્રામ, તેની બત કહેતાં વારતા તે દૂર થકી જ રમ્ય કહેતાં સુંદર લાગે, પણ પાસે ગયાથી ખોટાં છે. અસમીપ જે વેગળેથી, અને હજુર કહેતાં પાસેથી, સર્વત્ર કહેતાં સઘળે જુઓ ત્યાં સુસમ કહેતાં સુંદર તો એક શ્રીકૃષ્ણુ જ છે, તેથી પ્રીત કરો. (ઇત્યર્થઃ)

૪૫૬. જે કારણને વિષે તુરત ના બોલ્યાથી પરિણામે ઘણી ભૂંડાશ થવી જાણીએ, ત્યારે તુરત થોડી ભૂંડાશથી તે શાંતે તે સારું. પણ જેમ કાંઇ નિદાન કંઠ છેદે, અને તુરત મોઢે કડવું વચન ન કહે, તે કાંઇ ડાહ્યું કામ નહીં. (ઇત્યર્થઃ)

૪૫૭. હરિ હોનો કહેતાં આત્મજ્ઞાન વિચારવડે એમ માનવું જ કે હું પણ હરીરૂપ છું, અને હરીને હરી કરવા–એટલે શો ભાવ કે હે શ્રી હરી! હું દાસ છું, અને તમે હરી છો માટે મારાં સર્વ દુઃખ હરો, એમ માગવું, ઈત્યાદિક વાક્ય તો હું જાણું છું, જે સેહલીયો જ છે.

ગો પાલન લલચાઇ તું, ગોપાલ ન ચિત ચાહિ;
ગો પાલન ભૈ નાંહિ અબ, ગોપાલ ન ગહિ બાંહિ. ૪૫૮
હરિસત્તાસોં ભલ અભલ, ક્રુતિ સબહીતેં હોઇ;
પન જિમિ દિનમનિ દીપ લોં, અલગ ઉભય ફલ સોઇ. ૪૫૯
ચિત્ત એક દ્વૈ યેંન દે, કોઉ ન લહિયતુ ચ્હૈંન;
ગંડ ફુલૈંબો ગાયબો, દુહુ જસ સંગ બને ન. ૪૬૦
પરદુ:ખ દે અસ લેત સુખ, પર સુખ દે અસ દૂખ;
પી પાની દે રુધિર વે, લે પય પલટિ પિયૂખ. ૪૬૧
સાધ્ય અસાધ્યહુ હોય કિ, કિયે સમુઝિ અભ્યાસ;
હરી અતિ અજિતહુ બસ કરે, પ્રેમભજનતેં દાસ. ૪૬૨

---

પણ મન ક્રમ વચનવડે હરીનું રૂપ થવું, ઘણું કઠિણ છે. તે એટલે હરીના હરીરૂપ થવું તે શું કે, બાલવાત્સલ્યના ભાવથી સેવા કરીને પ્રભૂને સુખી કરવા; અને કંઈ દુ:ખી થવા દેવા નહીં. અને પોતાનું કશું દુ:ખ પ્રભૂ આગળ કહેવું નહીં. એવું થવું તે ઘણું કઠીણ છે. એ પુષ્ટિમાર્ગની રીત છે. (ઇત્યર્થ:)

૪૫૮. ગો જે ઇંદ્રિયો, તેમને પાળવાને તું લલચાય છે, અને વળી ગો જે ધન તેનું પાલણ કરવું, તેની ચિત્તમાં ચાહેના કર્યા કરે છે. પણ માતાના ઉદરને વિષે પ્રભૂ આગળ ગો જે વાણી તે બોલી આવ્યો છે, જે હે પ્રભૂ! આ કષ્ટથી મુને એક પાર મૂકાવો, હું અવતાર ધરીને તમારું ભજન કરીશ, તે વાણી સાચી ના પાડી તો ગોપાળ જે શ્રીકૃષ્ણ તે તારો બાંહિ કહેતાં હાથ તે હવેને ફેરે નહિ ઝાલે, માટે સમજીને વેહેલો વેહેલો હરી ભજી લે. (ઈત્યર્થ:)

૪૫૯. સારી તથા નરસી કૃતિ તે હરીની સત્તાવડે સર્વથી થાય છે, પણ તે ઉભય કહેતાં બંનેના ફળ, જે પુણ્ય અને પાપ તે કંઇ હરિને લાગતું નથી!-જેમ દિનમણિ જે સૂર્ય અને દિપક, તેના પ્રકાશવડે બધું દીગંત મનમાં આવે તેવાં કર્મ કરે છે; પણ ફળના [illegible] ફળ નથી. ફળ તો કર્મના કરતા ભોગવે છે, ને તે તો વેગળાના વેગળા રહે છે. (ઇત્યર્થ:)

૪૬૦. એક ચિત્ત અને દ્વે ચૈન કહેતાં બે ઠેકાણે દઇને કોઇ સુખ [illegible] કંઇ ગાલ ફુલાવવા ને ગાવું, એ બે કંઇ સાથે ના બને, તેમ. (ઇત્યર્થ:)

૪૬૧. બીજાને દુ:ખ દઇને સુખ લેવું તે એવું જાણજો કે તેને [illegible] તેટલું સાટે પોતાના શરીરનું રુધિર કાઢી આપતાં કષ્ટ થાય [illegible] સુખ કરીને જે દુ:ખ લેવું, તે એવું જાણવું કે પય જે દૂધ [illegible] લેવું; એવું આગળ ફળ છે. માટે કોઇને દુ:ખદાઈ થવું જ નહીં. [illegible] સુખ થાય તે કરવું. (ઈત્યર્થ:)

૪૬૨. જે કંઈ અસાધ્ય કહેતાં વશ ન થાય [illegible] હારદ સમજીને નિત્ય અભ્યાસ કરીએ તો તેપણ હાથ [illegible] છે, પણ તેમના દાસ પ્રેમભજન વડે તેમને વશ કરે છે [illegible]

## સોરઠો.

જબ તરુવરકી ફૂલ, તબ વાકો ફળ હોત હે;
વે લખિ નર મત ભૂલ, જો ફૂલ્યો તો ફલ ગયો. ૪૬૩

## દોહરા.

ગુનિ રિપુ ઓગુનતેં ન મરિ, ગુન અમિ ઓર મિલંત;
ઘ્રત મધુ સમ સંજોગ ગર, ત્યોં મનુવે મનિયંત. ૪૬૪
પ્રાકૃત ફલદા ધરમ સો, સુદ્ધ ફાંસિ એ માનિ
બિખ મોદિક દે રાજસુખ, બ્હોર કર્કે અસુહાનિ. ૪૬૫
સોચ પોચ જિય ક્યોં કરે, હરિ કૃતિ સબ સુખદાય;
તુરત ઉલટ સમુઝ ન પરે, અતિહિ ગુપ્ત અભિપ્રાય. ૪૬૬

---

૪૬૩. તરુવર જે વૃક્ષ તે જ્યારે ફૂલે છે ત્યારે તેને ફળ થાય છે. પણ તે જોઇને, હે નર! તું ભૂલીને ફૂલીશ નહીં. જો ભૂલીને ફૂલીશ તો ફળ ગયું જ જાણજે. (ઇત્યર્થઃ)

૪૬૪. જે કોઇ ગુણવાન શત્રુ હોય તે અવગુણ કર્યાથી મરે નહીં, એટલે હાર ન પામે. તે તો ગુણ કર્યાથી જ મરે. તે કેમકે ગુણ તો અમૃતરૂપ છે. તે મારે નહીં, પણ પોતાની પાસે ગુણરૂપ એક અમૃત તો છે, તેમાં આપણા ગુણરૂપી બીજું અમૃત મળતાં વિષરૂપ થયું, એટલે પોતાનો અંત માન્યો. એટલે શું કે તે શત્રુ સામું ફરીને બોલાય નહીં. બે અમૃત મળતાં વિષ થાય. તે કોની પેઠે કે જેમ કંઇ ઘી અને મધ એ બે અમૃત કહેવાય છે. તે બંને સમાન મળતાં વિષરૂપ થાય. તે જે ખાય તે મરે, એવું વૈદ્યક શાસ્ત્રમાં કહ્યું છે તેમ. (ઇત્યર્થઃ)

૪૬૫. પ્રાકૃત કહેતાં માયા ફળના આપનાર જે ધર્મ તે ખરેખરા ફાંસિયા છે. હે જીવ! તું એમ માનજે. તે શા માટે કે ઝેરના લાડુરૂપ રાજ્યાદિકનું સુખ તે આપીને બહોર કેહતાં ફરીને, અસુ જે પ્રાણ તેની હાનીરૂપ નર્ક પ્રાપ્તી કરાવે છે તે માટે. (ઇત્યર્થઃ)

૪૬૬ પોચ કહેતાં, હે નઠારા જીવ! તું શોચના શીદ કરે છે? શ્રી હરીની કૃતિ તો સઘળી સર્વને સુખદાયક છે. જે કરશે તે સઘળું તારા સારાને જ માટે. તુને તુરત અવળાં લાગે છે તે શાં માટે કે પ્રભૂના કર્તવ્યનો અભિપ્રાય અતિશે ઊંડો છે, તે તારા સમજ્યામાં આવતો નથી. (ઇત્યર્થઃ)

૪૬૭. જે ભલો હોય તેને સર્વ ભલું જ ભાસે, તેમ ભૂંડાને ભૂંડું ભાસે. તે જેમ બધા હસ્તિનાપુર મધ્યે શોધી જોતાં યુધિષ્ઠિરને કોઈ દુષ્ટ ના જડયો; તેમ સુયોધન જે દુર્યોધન તેને કોઇ સાધૂ ના મળ્યો. (ઇત્યર્થઃ)

૪૬૮. સજ્જન છે તે ઘણો કોમલ છે, તે દુર્જન જે કઠોર તે જોડે ભીડી કહેતા વઢતાં કદાપિ પણ જીત ના પામે. તે ન્યાયે વા અન્યાયે પણ તે જ જીતે. તે જેમ કંઇ ચીભડાની કાકડી ઉપર છરી પડે તોયે કાકડીને કાપે; અથવા છરી ઉપર કાકડી પડે તદપિ કાકડીજ કપાય. (ઇત્યર્થઃ)

૪૬૯. જે નીચ હોય તે કાને લાગ્યો સારો નહીં; તે મોટાંને પણ દુઃખદાયક છે. તે જેમ

# અથ શિક્ષા વિવેક.

દુહા—ભલો ભલેકા સબ દિખે, બુરો બુરેકોં હોઇ;
દુષ્ટ યુધિષ્ઠિર ના મિલ્યો, સાધુ સુયોધન કોઇ. ૪૬૭

સજ્જન દુરિજનસોં ભિડી, કબહૂ બિજે ન પાય;
ક્યોંહૂ છુરિ ઊંચે નીચે, કકરી કાટી જાય. ૪૬૮

નીચ ન નીકો શ્રુતિ લગ્યો, બડેહુકોં દુખદાય;
કીસ તુપક જ્યોં કરન લગિ, ઊદર ઉઠાવે લાય. ૪૬૯

પુષ્ટ રહે પર કષ્ટમેં, એહી દુષ્ટ સુભાય;
આક જવાસા ગ્રીસ્મમેં, હરે ઓર દુખ પાય. ૪૭૦

---

તુપક જે બંદુક તેને કિસ જે વાંદરો તેને કાને લગાડ્યાથી પોતાના પેટમાં આગ લગાડે છે તેમ. (ઇત્યર્થ:)

૪૭૦. બીજાંને કષ્ટ પડે ત્યારે પોતે પુષ્ટ થાય, એવો દુષ્ટનો સ્વભાવજ છે. તે જેમ ગ્રીષ્મ રુતુ જે ઊનાળાં તેમાં વનસ્પતિ માત્ર તાપે બળીને સૂકાય, અને તે સમે આકડો અને જવાસો, એ બે હરે કહેતાં લીલા રહે; અને ચોમાસામાં વનસ્પતિ સઘળી સુખ પામે ત્યારે એ બે બળી જાય છે તેમ. (ઇત્યર્થ:)

૪૭૧. જેમાં પોતાનો સ્વાર્થ કંઈ ન મળે, તદપિ પોતે શ્રમ કરીને પણ પારકો બિગાડ કરે, એવા જગતમાં બે જ છે:—એક તો મૂસા કહેતાં ઊંદર, અને બીજો ગુલામ જે પ્યાજી, તે. (ઇત્યર્થ:)

૪૭૨. એવો ગુણ મળ્યો કંઈ સારો નહીં; તે કેવો કે કરી જે હસ્તી તેને મુક્તાફળરૂપી; અને અહી જે સર્પ તેને મણિરૂપી; અને ગો જે ગાય તેને ચમરરૂપ પુચ્છ; અને મૃગને કસ્તુરીરૂપ, અને શૂરાને શૂરરૂપ. એવા ગુણવાળાને એ ગુણથી કંઈ સુખ તો છે નહીં, અથવા કોઇએકને છે, તે પણ નહીં સરખું. તે શા માટે કે જે શરીર ચૂર કહેતાં હણાઇને પ્રાણની હાની થાય છે. (ઇત્યર્થ:)

૪૭૩. પ્રિય જે પોતાનું કોઈ અત્યંત વહાલું હોય તેને પોતાના સ્વભાવના મેળે, અથવા કોઇની શીખવણીથી, વા કંઈ અપરાધે, વા દૈવગતિથી કોઇએક રીતે પણ દુ:સહ દુ:ખ કદાપિ દેવાઈ જવાયું, અને તત્કાળ તેનો મહાવિયોગ કહેતાં મૃત્યુ થયું, પછી પેલું તેણે દુ:ખ દેવાયું હોય, અને તે સજન હોય તો તેનું કદન જે દુ:ખ તેની ઉપર અર્બ ખર્બ કહેતાં અબ્જ અને ખર્વ ખરેણ એટલે અગણીત ક્ષઇના રોગનું દુ:ખ પણ વારી નાંખું, એવું પેલું દુ:ખ છે; તે કોઇને હોશો જ નહીં. (ઇત્યર્થ:)

૪૭૪. જે પદાર્થ સર્વને સુખદાયક છે, તે દુષ્ટને દુ:ખદાયક લાગે છે. જેમ ઝ્યોન નિશિ જે ચાંદરણી રાત્રી તેથી ઝ્યોન કહેતાં બધા સંસારને આનંદ ઉપજે છે; અને દસ્યૂ જે ચોર તે તેને જોતાં દુખાય કહેતાં દુ:ખ માને છે તેમ. (ઇત્યર્થ:)

સ્વારથબિનહૂ શ્રમ કરી, ઓર બિગારે કામ;
એસે જગમેં દોઇહેં, મૂસા ઓર ગુલામ. ૪૭૧
એસો ગુન ન મિલ્યો ભલો, કરિ, અહિ, ગો, મૃગ, સૂર;
જાતેં સુખ કછુ હે ન ગુનિ, પ્રાનહાનિ તન ચૂર. ૪૭૨
દિયો ગિયો પ્રિય દુસહ દુખ, તતછન મહા બિયોગ;
વારો તાકે કદનપેં, અરબ ખરબ ક્ષૈરોગ. ૪૭૩
સુખદાયક જો સબનકોં, દુષ્ટ લગે દુખદાય;
હોત ઝયોંન સુખ ઝયોંનનિસિ, દસ્યુ દિખત દુલખાય. ૪૭૪
નિબલ હોય બડ બાત કહિ, સો કાહૂ ન પત્યાય;
નભ થાંબનકોં કુરરિ જસ, રાખેં ઊંચે પાય. ૪૭૫
ગુનપેં ગુન સબ કરતુ હે, યહ જગ રીત પ્રકાસ;
પેં ઓગુનપેં ગુન કરે, હરિ કૈંધોં હરિદાસ. ૪૭૬
ધન, તિય, નિંદ, કલંકપર, પંગુ, ક્લીબ, મુખ, અંધ;
બિરલા જાનિ હોત જગ, જાકો સતસમંધ. ૪૭૭

---

૪૭૫. જે કોઈ દુર્બલ હોય તે મોટી મોટી વાતો કહે, પણ તે ઉપર કોઇને પ્રતિતિ ના ઉપજે–કોની પેઠે કે જેમ કંઈ કુરરી જે ટિટોડી તે પોતાના માળામાં સૂએ છે ત્યારે ઊંચા પગ રાખે છે. તે શું સમજીને કે નભ જે આકાશ તે કદાપિ તૂટી પડશે તો હું થંભાવી રાખીશ, તે કોઇના માન્યામાં ન આવે તેમ. (ઇત્યર્થ:)

૪૭૬. ગુણની ઉપર તો ગુણ સર્વ કરે છે, એ રીત તો સંસારમાં સઘળે પ્રકટ છે; પણ અવગુણ કર્યા ઉપર જે ગુણ કરે, તે તો એક શ્રી હરી કે શ્રી હરીના દાસ. (ઇત્યર્થ:)

૪૭૭. પારકું ધન લેવાને તો જે કોઈ જાણી જોઇને પાંગળા થાય છે, અને પારકી સ્ત્રી સાથે તો ક્લિબ કહેતાં હીજડા સરખા થાય છે, અને પારકી નિંદા કરવાને તો મૂક કહેતાં મુંગા થાય છે, અને પારકું કલંક જોવાને તો આંધળા થાય છે (જાણીને), એવા પુરુષ તો જગતમાં કોઈ એક વિરલા, જેને સંગ સારો થયો હોય તે હોય છે. (ઇત્યર્થ:)

૪૭૮. દુષ્ટના હૃદયમાંથી કપટ, કદાપિ સત્સંગ થાય તદપિ ટળે નહીં. તે જેમ કંઈ પાહન જે પાષાણ, તે હજારો વર્ષ પર્યંત જળમાં નિમગ્ન કહેતાં બૂડ્યો રહે, તદપિ બારણે કાડીને જ્યારે ટાંકીએ ત્યારે અંતરમાંથી અગ્ની નીકળે તેમ. (ઇત્યર્થ:)

૪૭૯. બીજા સર્વનું અજ્ઞાન તો બુધ કહેતાં જે પંડિત તે ટાળે. પણ તે પંડિતે પોતાનું પોતાનાથી ન ટળે. તે ક્યારે ટળે કે તેને જ્યારે કોઈ બીજો પંડિત મળે તેથી ટળે; અને સામાનું એનાથી ટળે. તે જેમ કંઈ સામસામી બે દીપક જ્યારે મૂકીએ ત્યારે બંનેની પછવાડેનું તિમિર જે અંધારું, તે પરસ્પર ટાળે છે.

દુષ્ટ હ્રદૈતેં કપટ કશુ, ટરે ન સતસંગ લાગિ;
જલ નિભગ્ન નિતિ તહુઁ રહે, પાહન ઉર જસઆગિ. ૪૭૮
હરે ઓર અજ્ઞાન બુધ, તાકોં ફિર બુધ ઓર;
મિલત દીપ જ્યોં પરસ્પર, ટરે તિમિર દુહું ઠોર. ૪૭૯
કરે એક ભલ અભલ કૃતિ, દુઃખ સુખ અતિ જિય હોય;
ભગિરથ અરુ જ્યોં શક્રકૃતિ, ગંગા, હત્યા દોય. ૪૮૦
દે સો પાવે બેદ બચ, પેં ક્યોં કહિયેં સત્ય;
બકિ માધો માહુર દયો, કસ પાઈ સુભ ગત્ય. ૪૮૧
બ્રહ્મ કહે ભગબંતહૂ, દે ફલ ભાવ પ્રમાન;
હરિયે સરકી બ્યાધ દે, લહ્યો સતન સુરથન. ૪૮૨
સો બડ સૂધે મગ ચલે, કુટિલ ગતી મતિમંદ;
લખિ લેહૂ શતરંજ જ્યોં, સૂતર ઓર ગયંદ. ૪૮૩
હરિ ન ગડે ઉર બડે સો, એસે જગમેં જાનિ;
સબ જ્યોં કહત બડો ભયો, હોત દીપ જબ હાનિ. ૪૮૪

---

૪૮૦. કોઇ એક જણ સારી કૃતિ કરે છે, અને એક ભૂંડી કરે છે, પણ તેનાં ફળ જે સુખ દુઃખ તે તો ઘણાએક જીવને થાય છે. તે જેમ ભગિરથ રાજાએ એકલે શ્રી ગંગાજીને ભૂતળ ઉપર આણ્યાં, પણ તેથી ઘણાએક જીવ કલ્યાણરૂપ સુખ પામ્યા. અને શક્ર જે ઇંદ્ર તેણે એકલે બ્રહ્મહત્યા કરી, પણ તેનું ફળ જે દુઃખ તે જળ, તથા વૃક્ષ, તથા પૃથ્વિ, તથા સ્ત્રીજાતી-રજસ્વળાદિક દુઃખ અદ્યાપિ ભોગવે છે તેમ. (ઇત્યર્થઃ)

૪૮૧. એ વેદનું વચન છે કે જેવું આપે તેવું પામે. પણ તે કઈ રીતે સાચું કહીએ? જૂઓ કે બકી જે પૂતના, તેણે માધો જે શ્રીકૃષ્ણ, તેમને માહુર કહેતાં વિષ, તેનું દાન કર્યું, ત્યારે તે શુભગતિ કેમ પામી? સંભવે તો નહીં, પણ હરિ ઇચ્છા આગળ કશું પ્રમાણ ન ચાલે. (ઇત્યર્થઃ)

૪૮૨. બ્રહ્મ જે વેદ તે એમ કહે છે કે ભગવાન્ પણ સર્વને ભાવ પ્રમાણે ફળ આપે છે. તેનું પ્રમાણઃ-यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी॥ ઇત્યાદિ વચનો શાસ્ત્રમાં છે. પણ જૂઓ કે હરિયે કહેતાં હરીને, વ્યાધ જે પારધી તેણે બાણુને ચોટ ચર્ણારવિંદમાં સ્પર્ષ કરાવ્યો, ત્યારે શત્રુ ભાવ ઠર્યો. તોએ તે પ્રભૂની કૃપાલુતા જૂવો કે સતન કહેતાં શરીર સહિત, સુરથાન જે સ્વર્ગ તે પામ્યો. માટે હરિ ઇચ્છા બળવાન્ છે. (ઇત્યર્થઃ)

૪૮૩. તે મોટા કે જે પાંશરે માર્ગે ચાલે. અને જે મંદ બુદ્ધિવાળા નીચ હોય તે કુટિલ કહેતાં વાંકી ગતિ કરે. તે કોની પેઠે કે જેમ સતરંજના ખેલમાં ગયંદ જે હસ્તિ તેની ચાલ સુધી અને સૂતર કહેતાં જે ઉંટ તેની ચાલ વાંકી તેમ. (ઇત્યર્થઃ)

૪૮૪. શ્રીહરી જેના હૃદયમાં પેઠા નથી ને જગતમાં જે મોટા કહેવાય છે, તે એવા વડા જાણવા કે જેમ કંઇ દીપકનો જે સમે નાશ થાય છે, તે સમે સર્વ કોઇ એમ કહે છે જે દીવો વડો કહેતાં મોટો, તે થયો. તેમ જે મોટાં કહેવાય તે મૂઆ જાણવા. (ઇત્યર્થઃ)

જંબિરરસ હરિજન બચન, છતસોં કછુક કુબાન;
લગેં દુસહ બ્હોં સકલ તન, સીતલ સુરભિ સમાન. ૪૮૫
સુખદ સકલ ઇક દુઃખદકોં, પોચ કહેં અજ્ઞાન;
આજ અખિલ આનંદકર, જ્યોં કુપથ્ય જુરમાન. ૪૮૬
ગુન સો સબકોં જીઉ હેં, અગુને મૃતક સમાન;
બિના જિયારી જંત્ર જ્યોં, ફીકો રુચે ન કાન. ૪૮૭
કિસબ બડો તિહું લોકમેં, પૈયેં દે જુગદીશ;
જ્યોં પાયેં પઘરીત્રિયા, ચઢી મરદકે શીશ. ૪૮૮
સૌભરિકો ઉદવાહ કા, કિત ગુનિકા કિત ગ્યાન;
પાતપારખદ, શ્રેય બકિ, હરિ ઇત્સા બલવાન. ૪૮૯

---

૪૮૫. જંબીર જે લીંબુ, તેના રસરૂપ હરીજનનું વચન જાણવું. તે કેમકે ક્ષત કહેતાં કંઈ ઘાવ તથા ચાંદૂ પડયું હોય ત્યાં લીંબુનો રસ ઘણો ચચરે તો ખરો, પણ જો સહન કરે તો રુજવી દે; અને બીજું શરીર તો સુરભી કહેતાં ચંદનના જેવી શિતળતા કરે. જેમ સજ્જનનું વચન પણ કુંબાન કહેતાં કુટેવ હોય ત્યારે દુઃસહ લાગે; પણ જો તે માની લે તો તે કુટેવ જાય. અને સુલક્ષણવાળા સઘળાંને તો તે વચન મહાસુખકારી લાગે તેમ. (ઇત્યર્થઃ)

૪૮૬. જે કોઈ સર્વને સુખનું આપનાર છે, તેણે કોઇને પોતાના દોષથી કદાપિ દુઃખરૂપ થવાય તો તેનો દોષ નહીં. તેને કોઈ પોચ કહેતાં નઠારું કહે તે અજ્ઞાન જાણવું. તે જેમ કંઈ આજ્ય જે ઘૃત તે સર્વને આનંદ કરે કહેતાં પુષ્ટી કરતા છે; પણ પોતાના દોષ થકી એક જુરમાન કહેતાં તાવવાળાને કુપથ્ય કહેતાં અવગુણકારી છે, પણ ખોટું ન કહેવાય તેમ. (ઇત્યર્થઃ)

૪૮૭. જે સારો ગુણ છે તે સર્વનો જીવરૂપ છે; અને જે કોઇ ગુણ રહિત જીવ છે, તે મૂએલા સરખા જાણવા. તે જેમ કંઇ તંબૂરો તે પણ ગુણ જે દોરો તેની જીવાળી વિના તે ફિકો લાગે છે-કાને સાંભળવો ગમતો નથી તેમ. (ઇત્યર્થઃ)

૪૮૮. કિસબ જે સારો હુન્નર તે ત્રણે લોકમાં પણ મોટો છે. પણ જગદીશ જે શ્રી કૃષ્ણ તે જો કૃપા કરીને આપે તો પામીએ. તે જેમ કંઈ કિસબ એવું નામ માત્ર પાઘડીના તલ્લાનું છે, એટલામાં તે પામ્યાથી પાઘડી છે તે સ્ત્રીરૂપ છે, પણ મર્દના મસ્તક ઉપર ચઢી બેઠી છે. ત્યારે સાચો કિસબ જેને મળે, તે શું ન કરે! (ઇત્યર્થઃ)

૪૮૯. સૌભરિ ઋષિ જળમાં પેસીને તપ કરતા, એવા દુઃસંગથી ડરતા, તેમને ઉદવાહ કહેતાં લગ્ન, પંચાશ સ્ત્રીઓનું કેમ સંભવે? અને પિંગળા ગુણીકા ક્યાં ને આત્મજ્ઞાન ક્યાં?-સંભવે નહીં, તે થયું. અને જય વિજય પાર્ષદને વૈકુંઠમાંથી પડવું શું, અને બકી જે પૂતના તેનું શ્રેય કહેતાં કલ્યાણ શું? ઘટે જ નહિ, તે થયું. માટે સર્વથી બળવાન્ એક હરિ ઇચ્છા જાણવી. (ઇત્યર્થઃ)

૪૯૦. હે શ્રી કૃષ્ણચંદ્ર! આજ કોઇ એવું સંસારમાં નથી જે તમારા નામને અહાર આપીને તૃપ્ત પમાડે. તમારા નામનો અહાર તો પાપ છે, પણ તમારું નામ તૃપ્ત થાય, એટલું પાપ

આજ ન એસો કૃષ્ણ કો, ત્રપ્ત કરે તુવ નામ;
અઘ અઘાયકેં જિયેગેં, પઠઓ મોં ઉરધામ. ૪૯૦
સુર્યો તારો આપ બલ, તબ તારન સત નામ,
ચાહિ ઉપલ ઉદ્ધર્નકોં, પ્લવ તુમ્બા કોં કામ. ૪૯૧
સાધનબલ હોં તરુંગો, પ્રભુ કા તુમ એસાન;
કરિહોં તારન બરદ કા, ડારિ સિધાંનો લોંન. ૪૯૨
કુશ્ચિત કૃતિ જાની બની, એહિ અબિદ્યા જોર;
નટ નારિ બનિ લેત યોં, જાનહુકો ચિત ચોર. ૪૯૩
જસ જાને હરિ હોઈ તસ, યહ ન્હેંચે નિસંશ;
ભાવ માન ભાસે સબન, રંગસ્થળ ગ્રહ કંસ. ૪૯૪

---

ક્યાંહી છે નહીં, પણ એક મારા હૃદયરૂપી ધામ છે, ત્યાં તમારા નામને મોકલો. ત્યાં અઘ જે પાપ તે અઘાઇને કહેતાં ધરાઇને જમશે એટલાં છે; એટલે સદા મારા હૃદયમાં તમારું નામ રહે તે કરો. (ઈત્યર્થ:)

૪૯૧. કવિજન કહે છે જે તમારું તારણ નામ તે ત્યારે સાચું કે છેક બૂડેલાને કેવળ તમારે બળે જ તારો ત્યારે, બાકી જે સાધન કરે છે તે તો તરેલા જ છે; તેને શું તમે તારો છો! તે જેમ ઉપલ જે પાષાણ તે ઊદ્ધરન કહેતાં ઊદ્ધારનારને ઇચ્છે, પણ તૂંમડાં ના ઇચ્છે. પ્લવ કહેતાં નાવ તે તો તરેલાં જ છે; તેને કોઈ તાર્યો કહે તે શોભે પણ નહીં; અને સંભવે પણ નહીં તેમ. (ઇત્યર્થ:)

૪૯૨. કવિજન કહે છે જે હે શ્રી મહાપ્રભો! હું જ્યારે મારા સાધનના બળથી તરીશ, ત્યારે તમારું એંસાન કહેતાં સપાડું શું છે? તમે તમારી પ્રભુતાવડે હું સરખા અધમને નહિ તારો ત્યારે હું તો બૂડીશ, પણ પછી તમે તમારા તારણ બર્દનું શું કાંઈ લવણ નાંખીને સિધાંનો કહેતાં અથાણું કરશો? માટે સહજ કૃપા કરો. (ઇત્યર્થ:)

૪૯૩. જે અનુચિત કર્મ જાણ્યું છે જેણે, તેથકી પણ પાછું તે થાય છે. એ તે કેવળ અવિધા જે માયા તેનું જ બળ છે. તે જેમ નટવો સ્ત્રી થાય છે, તેને સર્વ જાણે છે જે પુરુષ છે, તદપિ તે જાણનારનાં ચિત્ત પણ ચોરી લે છે તેમ. (ઇત્યર્થ:)

૪૯૪. જેવા જેણે શ્રીહરીને જાણ્યા છે, તેને તેવા રૂપે થઇને ફળે છે. તે જુઓ કે કંસને ઘેર રંગમંડપને ઠેકાણે શ્રીકૃષ્ણચંદ્ર પધાર્યા ત્યાં સર્વને પોતપોતાના ભાવ પ્રમાણે ભાષ્યા તેમ. (ઇત્યર્થ:)

૪૯૫. થોડી બુદ્ધિવાળાને પણ સિદ્ધાંતની ઝીણી વાતને પણ દૃષ્ટાંત એ રીતે સમજાવી દે છે. તે જેમ કંઇ ઝીણા અક્ષરને ઉપનયન જે ચશ્માં, તે વૃદ્ધને પણ ફુટ કહેતાં પ્રગટ કરીને દેખાડી દે છે તેમ. (ઇત્યર્થ:)

૪૯૬. ઉચ્ચ કહેતાં ઉત્તમ અને અબ(વ)ચ કહેતાં નીચ ને મોટું ને નાહાનું, પણ જેનું જે કામ તે તેથી જ બને, કોઇનું કામ કોઇ વડે ન થાય. તે જેમ મૌલી જે મુકટ તે ઉત્તમ છે, અને પનહી જે જુતી તે નીચ છે; પણ એનું કામ તેણે અને તેનું કામ એણે ન થાય. અને વળી

કહ્યુ મતિ ફુટ સિદ્ધાંત યોં, દે દ્રષ્ટાંત બતાય;
અનુ અચ્છર ઉપનયન જિમિ, દે ફુટ બુદ્ધ દિખાય. ૪૯૫
ઊંચ, અબચ, બડ, છોટ કૃતિ, બનિ તાસોં અનુ ઓર;
મૌલી, પનહી, અસિ, છુરી, ભલે સબે નિજ ઠોર. ૪૯૬
સુલટ ઉલટ દુરબિંદસો, ધરમ લહ્યુ કવિ મ્હૂર;
બસ્તુ મિચ દુહુ યોં દિખે, દૂર નિકટ ઢિગ દૂર. ૪૯૭
મ્રડ મન્યૂ, બિધિ અપુજ, શશિ, લક્ષ્મ, ક્ષાર કંકોસ;
એસે સકળ સદોષહૈં, હરિ એકહિ નિરદોસ. ૪૯૮
અંતરજામીતેં કચ્છૂ, દુરે ન સત્ય અસત્ય;
મન મૂસ્યોં, મનસુખ ન જ્યોં, રહિ જાતેં ઉતપત્ય. ૪૯૯

---

અસી જે ખડ્ગ તે મોટું છે, અને છરી નાની છે, પણ ખડ્ગે સાક ન સમારાય, અને છરીએ સંગ્રામ ન જીતાય. તે માટે સર્વ પોતપોતાને ઠેકાણે રુડાં છે. (ઇત્યર્થઃ)

૪૯૭. સુલટી અને ઉલટી, દુર્બિન્દને જોયાના જેવો લક્ષ કહેતાં જોવાનો ધર્મ કહેતાં સહજ સ્વભાવજ છે. કવિ જ્ઞાનીને સવળું જોયા જેવો અને મૂર્ખને અવળું જોયા જેવો-તે વસ્તુરૂપ મીચ જે મૃત્યુ, તે વેગળું છે, તદપિ જ્ઞાની પાસે દેખે છે અને વહેલા વહેલા હરિ ભજે છે, અને મૂર્ખને અવળું જોયા જેવું છે, જે વેગળું દેખાય છે; મૃત્યુ પાસે આવ્યું, તેને વેગળું દેખીને ગાફલ ફરે છે. (ઇત્યર્થઃ)

૪૯૮. મૃડ જે મહાદેવજી, તે મોટા તો ઘણા, પણ તેમાં મન્યુ કહેતાં ક્રોધરૂપ એક દોષ રહ્યો છે. અને વિધિ જે બ્રહ્મા તે પણ મોટા ખરા, પરંતુ તેમના માંહિ અપૂજ્યતા દોષ રહ્યો છે. અને શશિ જે ચંદ્રમા તે ઘણા તેજસ્વી છે, પણ તેમાં લક્ષ્મ જે કલંકરૂપ દોષ રહ્યો છે. અને કં જે જળ તેનો કોષ જે ભંડાર એવો જે સમુદ્ર તેમાં ક્ષારતા રૂપ દોષ રહ્યો છે. એમ સર્વ દોષ સહિત છે, માટે કોઇના દોષ ઉપર દોષ ના દેવો, ગુણ માત્ર જોવો. કેવળ નિર્દોષ તો એક શ્રીહરી જ છે, માટે એક તેમને ભજવા. (ઇત્યર્થઃ)

૪૯૯. અંતર્યામીથી તો સદા સાચા જ રહેવું. તે થકી સાચું, વા જુઠું આપણી મૂર્ખાઈવડે સંતાડી રાખીએ, પણ તે સંતાડ્યું રહે નહીં. તે તો જણાવ્યા વગર સર્વ જાણે છે. તે જેમ મનથકી મૂસ્યો કહેતાં સંતાડ્યો મનસૂબો રહે નહીં; મનસૂબો તે તો મનથકી જ થાય. (ઇત્યર્થઃ)

૫૦૦. જેને ભગવાનનો સંબંધ હોય તે કદાપિ જૂઠી વાત બોલે જ નહીં. તે જેમ ગંડકી જે ગણ્ડકી નદી, તેની શિલા જે કસોટી, તેને શ્રી શાલીગ્રામજીનો સંબંધ થયેલો છે, માટે તે સોનાની જે જાત હોય તે પ્રત્યક્ષ કહે, કહેતાં દેખાડી દે છે. (ઇત્યર્થઃ)

૫૦૧. જડ જે મૂર્ખ તે જ્યાં ત્યાંથી વાતનું હારદ સમજ્યા વિના, વાતના શબ્દ માત્ર લઈ નાસે, તે જેમ કાંઈ પક્ષી માત્રની બોલી સાંભળે તે રીતે બોલી દેખાડે. પણ તેનો શો અર્થ તેનું જે જ્ઞાન તે તો નથી-ચંડોલ નામે પીળી જે પક્ષી હોય છે તેને. (ઇત્યર્થઃ)

જાકો કૃષ્ણ સમધ સો, બથા ન બોલે બાત;
ગંડકિ સિર જ્યોં કસોટી, કહે કનક જો જાત. ૫૦૦
જડ હારદ સમુઝે બિના, લે ભાજત બતબોલ;
ભાખા ભાખે સકલ જ્યોં, બિન્ વીવી ચંડોલ. ૫૦૧
રચના રંજે જાહિકી, મોહ બઢાવે મન્ન;
વહ કરતામેં કા કમી, કર્યો ન ભજે હરિજન્ન, ૫૦૨
જિન માર્યો તાકો અસી, પાર્યો તાકો ધ્રંમ;
તાકી બિદ્યા નિજ પઢી, ભજે વાહિકે બ્રહ્મ. ૫૦૩
ભર્યો કરસ આનંદ રસ, નયેબિન ઓર લહે ન;
ભયે ત્રિભગી તાહિતેં, કૃષ્ણ કૃપાકે એન. ૫૦૪

---

૫૦૨ જે પુરુષની આ સંસારમાં નાના પ્રકારની રચના કરેલી છે, તે રંજન કરીને મનને મોહ વધારે છે, ત્યારે તું વિચાર કે એનાર, જે શ્રીહરી, તેમાં શી વાતની કમી હશે! એટલે એ થકી કોટી ગણી મોહનતા તેમાં છે. માટે જન જે, હે મનુષ્ય! તું તેને ભજ. (ઇત્યર્થઃ)

૫૦૩. એ ચાર વસ્તુમાં કોઇનો વિભાગ નથી જે શ્રમ કરે તેની કહેવાય. જેણે માર્યું તેનું અસિ કહેતાં ખડ્ગ, અને જેણે પાળ્યો તેનો ધર્મ, અને ભણે તેની વિધા, અને જે ભજે તેના ભગવાન્. (ઇત્યર્થઃ)

૫૦૪. જે કોઈ જળનું ભરેલું પાત્ર હોય તેમાંનું જળ જ્યારે બીજા પાત્રમાં રેડવું હોય ત્યારે તે કાંઇ વાંકું ઝાલ્યા વિના રેડાય નહીં. તેમ શ્રીકૃષ્ણચંદ્ર પૂર્ણ આનંદરસના ભરેલા કલશરૂપ છે; અને પોતે કૃપાનું ધામ છે. માટે પોતાનો આનંદરસ પોતાના ભક્તમાં રેડવા માટે વાંકુ ત્રિભંગી સ્વરૂપ કર્યું છે, તે તેટલા જ સારૂ. (ઇત્યર્થઃ)

૫૦૫. જો કોઈ આપણા કરતાં સમર્થ જોડે વેર પડ્યું હોય, ત્યારે તે વેરીનું જ્યાં બળ ન ચાલે તેનું શરણ લેવું. તે જેમ બામ જે શિવજી તેથી વેર થયું, ત્યારે કામ તેથી બળિઆ જે શ્રીકૃષ્ણ તેમનો પુત્ર ભોં કહેતાં થયો. (ઇત્યર્થઃ)

૫૦૬. કોઇએક જીવનો સઘળો સુધર્મ સાધન પ્રકાર છૂટી ગયો હોય, તદપિ કિંચિત્ માત્ર પણ પ્રભૂ સાથે કોઈ પ્રકારે પણ સંબંધ રહ્યો હોય ત્યાર લગી, પેલા સર્વ (પાપકર્મ હોય તોપણ) સહિત કલ્યાણની આશા રાખવી. ને તેટલો હરિસંબંધ છૂટયો ત્યારે સર્વ ગયું જાણવું. તે જેમ કોઈ તરસ્યો મુસાફર વગડાના અતીશે ઊંડા કુવામાં કલશ કહેતાં જળનું પાત્ર, તે જે અરી કહેતાં દોરી, તેણે બાંધીને જળ કાઢવા મૂક્યું, અને દોરી ખૂટી ત્યારે પોતાનાં વસ્ત્ર માત્ર ગાંઠયાં, અને છેલ્લા વસ્ત્રનો છેડો લગારેક પોતાની ચપટીમાં રહ્યો છે; અને છેક નીચો વળીને જળ ભરવા લાગ્યો છે, તેને પેલી ચપટીથી વસ્ત્રનો છેડો છુટયો નથી ત્યાં લગી સપટ કહેતાં પટ જે વસ્ત્ર તે સહવર્તમાન, દોરી તથા પાત્ર તથા જળપાનાદિક સર્વની આશા છે; અને કદાપિ જો તે ચપટીમાંથી વસ્ત્રનો છેડો છૂટે તો સઘળી આશા છૂટે તેમ. (ઇત્યર્થઃ)

૫૦૭. કેવળ નામ મોટું હોય તે નામ કંઇ મોટું નહીં. તે નામનો જે નામી, તેમાં એવો સારો ગુણ હોય જે પ્રણત કહેતાં શરણ આવેલાંને નિહાલ કરી નાંખે, તે મોટા તે જેમ ગોપાળ

સરનો તાકો લીજિયે, જિહિં અરિ ચલે ન જોર;
કામ બામતેં ઔર જબ, ભો જ્યોં કૃષ્ણકિશોર. ૫૦૫
સપટ જે હરી કલસ બધિ, ડારિ કૂપ કછુ પાનિ;
વ્હાલોં આસ અખીલકી, ત્યોં સમંધ હરિ જાનિ. ૫૦૬
નામ બડો નહિ સુગુન બડ, કરે પ્રનતકો ન્યાલ;
કા ગુપાલ ઇડ નંદસુત, ઔર ન ગોપ ગુપાલ. ૫૦૭
અપેય રસસોં રસધિ રસ, રસ ભો મિલિ રસ અંગ;
ફિરિ રસધર મુખ રસ બન્યો, લખિ ફલ ભલ ખલસંગ. ૫૦૮
રસન બસ ન પર શ્રમ ન કછુ, શ્રીશગોત્ર બડગ્યાન;
ક્યોં ન રટે આયુર ઘટે, કહેં તો બરજે કાન. ૫૦૯

---

એવું નામ, તે શું કંઇ એક નંદસુત જે શ્રીકૃષ્ણ તેમનું જ છે? બીજા ગોપનાં નામ શું ગોપાળ ન સંભવે? પણ કૃષ્ણ સમાન કોઇ નથી માટે. (ઈત્યર્થઃ)

૫૦૮. અપેય કહેતાં ના પીવાયો, ગ્યરસ સો કહેતાં ઝેર જેવું રસધી જે સમુદ્ર, તેનો રસ જે જળ તે રસ કહેતાં અમૃત સરખો મીઠો રસ જે મેઘ તેના અંગને સંબંધે થયું. તે પાછું વળી રસધર જે સર્પ તેના મુખને મળીને રસ કહેતાં વિષ થયું. તે લખિ કહેતાં જો કે સારા, અને ખલ જે દુષ્ટ તેના સંગનાં ફળ બંને એવાં છે. (ઇત્યર્થઃ)

૫૦૯. રસના જે જિહ્વા તે તારી પરવશ નથી, તારે વશ છે, અને વળી કંઇ શ્રમ પણ નથી. અને શ્રીશ જે શ્રીકૃષ્ણ, તેમનું ગોત્ર જે નામ, તે સહુથી મોટું તે તું જાણે છે, તદપિ તું તેનું રટણ કરતો નથી; અને આયુર્દા તો ઘટી ચાલ્યો, તું મુને કહે કે તે નામ રટતાં તુને બરજે કહેતાં વારે છે કોણ? (ઇત્યર્થઃ)

૫૧૦. જૂઠું વચન ભખન કહેતાં ભાષણ કરવાનું મોટું પાપ છે. અને વળી જૂઠું કહેતાં ઊચ્છિષ્ટ કોઇ મહાપુરુષનું તે ભખન કહેતાં ભક્ષણ કર્યાનું પુણ્ય પણ મોટું છે. પણ બંનેમાં અકેકો વિચાર રહ્યો છે કે પેલું જૂઠું બોલ્યાનું પાપ તો ખરું, પણ જો પરહિતુ કહેતાં પરઉપકાર કરવા માટે જૂઠું બોલે, તો જૂઠાનું ફળ જે પાપ તે ઉપર શૂન્ય કહેતાં મીંડું પડે, એટલે પાપ નહીં. અને પેલું ઊચ્છિષ્ટ ખાધાનું પુણ્ય કહ્યું છે તે ખરું, પણ જો પર જે ભગવાન્, તેના ભાવ વિના સ્વાદાર્થ વા ક્ષુધાર્થ ખાધું હોય તો તેનું ફળ જે પુણ્ય તેમાં પણ શૂન્ય. (ઇત્યર્થઃ)

૫૧૧. જે કાર્ય કરે તેનું ગુહ્ય કહેતાં હારદ સમજીને જો કરે તો તે કઠીણ હોય તદપિ સેહેલું, અચિર કહેતાં થોડાએકમાં થઇ જાય. તે જેમ કંઇ બરતુલ કહેતાં કુંડાળાની પેઠે સાતો તાડ હતા, તે એક તીરે શ્રીરઘુનાથજીએ વેધ્યા. તે તાડ સર્પ ઉપર ઉગ્યા હતા તેનું રહસ્ય સમજીને તેનું પુંછડું દાબીને સર્પને સૂધો કર્યો, તેથી તે તાડ સુધા થઇ ગયા ત્યારે વેધાયા તેમ. (રામાયણ) (ઇત્યર્થઃ)

૫૧૨. રસિક માત્રના રાજા છે અને રાગી કહેતાં પ્રીતિવંત છે વા રાગી કહેતાં નમન કળાવાળા છે અને સુઘડ કહેતાં ઘણા ચતુર છે, અને નટવર કહેતાં ઘણા રૂપાળા છે, અને નંદકિશોર કહ્યા એટલે રાજકુંવર છે, અને સદા કિશોરાવસ્થાવાળા છે. એવા જે શ્રીકૃષ્ણચન્દ્ર તે કામિનીઓ,

જૂઠ ભખનકો પાપ બડ, જૂઠ ભખનકો પુન્ય;
પરહિતુ ઈકિ પર ભાવબિન, દોઉ ફલમેં સુન્ય. ૫૧૦
ગુહ્ય સમુઝિ કૃતિ જો કરે, કઠિન સરલ સુઅચીર;
બરતુલ બિધ સત તાલ જ્યોં, એક તીર રઘુબીર. ૫૧૧
રસિકરાય, રાગી, સુધર, નટબર નંદકિશોર;
કામિનિકંદા કામજિત, બંધે શિરપર મોર. ૫૧૨
મનબિચાર પલપલ પ્રથક, અકથ સકત કથિ કાન;
જિમિ કુસઅનિ ઉખકની બરન, પલટૈં અતિ ભાભાન. ૫૧૩
નાથ ઉદર નાહક દિયો, ભલ કર, પદ, શ્રુતિ બાંક;
એક યાહિ લગિ જાત સબ, ધર્મ, તેજ, બલ નાક. ૫૧૪

---

તેમની સાથે ક્રીડા કરીને, કંદા કહેતા કં જે સુખ તેના આપનાર છે; અને પોતે કામદેવને જીત્યો છે, એ તે મોટું આશ્ચર્ય-અદ્‌ભુત પરાક્રમ કોઇથી થાય નહીં એવું તે એક પોતે જ કર્યું છે. તે વાસ્તે મસ્તક ઉપર મોરપીછ ધર્યાં છે, તે તો જાણે મોર પીછરૂપી પર બાંધ્યા છે, એટલે શું કે એટલાં લક્ષણ પામીને ઉર્ધ્વરેત કહેતાં સદા જ બ્રહ્મચારી રહે, તે એ પર છોડાવે એમ જાણે ભાસે છે. એવું કામ શ્રીકૃષ્ણ વિના બીજા કોઇથી થાય જ નહીં. (ઇત્યર્થ:)

૫૧૩. મનના વિચાર છે તે પલપલમાં પ્રથક કહેતાં જૂદા જૂદા થાય છે-સર્વને કહ્યામાં ના આવે એવા તે કોણ કહી શકે? તે જેમ કંઇ કુશ જે ડાભ, તેની અણીઓ ઉપર ઉષ જે ઝાકળની કણીઓ પડી હોય છે, તે ભાન જે સુરજ, તેની ભજે કાંતી, તે પેલાં બિન્દુ ઉપર પડે છે ત્યારે, બાર્ણ જે રંગ, ઘણા ઘણા બદલે છે તેમ. (ઇત્યર્થ:)

૫૧૪. હે નાથ! તમે મુને હાથ, પગ અને વાણી એ આદે જે સર્વ આપ્યું છે, તે તો ભલું કર્યું; પણ એક ઉદર તો નાહક કહેતાં અઘટિત આપ્યું છે. તે શા માટે કે એક એજ લગી કહેતાં એ માટે સઘળા ધર્મ, અને તેજ, અને બળ, અને નાક જે આબરૂ, આદિ સર્વ જાય છે, માટે. (ઇત્યર્થ:)

૫૧૫. મિત્ર જે પોતાની સ્ત્રી તેનો મિત્ર જે ઉપપતિ હોય, તે સહજે શત્રુરૂપ લાગે. બીજો કશો બિગાડ કર્યા વિના પણ શત્રુ થયો, તેનો જે શત્રુ, તે સહજ મિત્ર સરખો થાય. તે જેમ વાળી અને સુગ્રીવ બે સગ્ગા ભાઇને પણ પરસ્પર વૈર પડ્યું, તે સુગ્રીવની મિત્ર જે સ્ત્રી તેનો મિત્ર જે વાળી ઉપપતિ થયો માટે, અને કવિ જે શુક્રાચાર્ય, અને મયંક જે ચંદ્રમા, એ બેને ક્યાંનું હેત હતું, પણ બ્રહસ્પતિના બંને શત્રુ, તેથી કરીને મિત્રપણું થયું તેમ. (ઇત્યર્થ:)

૫૧૬. જે કોઈ જે ફલનું પાત્ર છે, તે ફલ પામ્યાથી જ તે રીઝે, કાંઈ સારા નરતાનો મેળ ના મળે. તે જેમ કંઈ સ્વકીયા જે પરણેલી સ્ત્રી, તે સ્વામીના સ્નેહરૂપી ફલનું પાત્ર છે, તેને તે સ્નેહ વિના કેવળ અર્થ જે દ્રવ્ય તે આપેથી, નરંજહી કહેતાં રાજી ન થાય, અને સામન્યા જે ગુણકા તેને દ્રવ્ય વિના કેવળ સ્નેહ કરેથી તે પ્રસન્ન ન થાય, તેમ. (ઇત્યર્થ:)

મીતમીત સહજહિં અરી, અરિ અરિ સહજહિં મીત;
બાલી બૈર સુગ્રીવ કાં, કવિ મયંક કહા હીત. ૫૧૫
જો જિહિ ફ્લકો પાત્રહે, તાતેં રિઝિયત તેહ;
સ્વક્રિયા અર્થ ન રંજહિ, સામાન્ય પતિનેહ. ૫૧૬
તિમિસે અધ મો અમિત કો, યાદસ સુકૃત ન સંક;
હરિ રાવરિ ઇક તિમિગ્ગલ, અનૂકોસ પુર રંક. ૫૧૭
કાસિપ, રાવન, સુયોધન, ધાતાહરબળપછ્છ;
સ્વજનદ્રોહિ લહિ હરિ હતે, તબ ન ભઈ વિન પછ્છ. ૫૧૮
અંબ ત્રપા, રુઝ દે બિતથ, કાહિ ધર્યો જન દેહ;
ભયો અજાગ્રિવઉરજસો, કીજત ના હરિનેહ. ૫૧૯

---

૫૧૭. હે શ્રીહરી! મારાં પાપ તો મોટાં, તીમી જે વજ તે જેવડાં છે. અમિત કહેતાં અપાર છે. તે કોઈ યાદસ, જે બીજાં જલજંતુ રૂપ, એવાં જે બીજાં સુકીત જે પુણ્ય, તે નાશ પામવાની શંક, જે બીહીક, તે રાખતાં નથી. તેને નાશ પમાડે એવી રાવરી કહેતાં તમારી તિમિંગલરૂપ એક અનુકોશ જે કૃપા, તે જ છે. તે પુર કહેતાં આગળ, ત્યાં રંક છે, એટલે નાશ પામી જશે. હવે તિમિ કહ્યું તે શું કે મહાસમુદ્રને વિષે એક યોજન લાંબું, અને સો યોજન પોહોળું એક મત્સ થાય છે, તેનું તીમી એવું નામ કહેવાય છે. તેને કોઈ જળજંતુની બીક ના મળે. પણ તેથી અતીશે મોટું એક મત્સરી, જે મત્સ્ય, તે તેને ગળી જાય છે, તેનું નામ તિમિગ્ગલ એવું કહેવાય છે. તેવી તમારી કૃપા મારી ઉપર કરો તો નિષ્પાપ થાઉં. (ઇત્યર્થઃ)

૫૧૮. કાસિપ જે હિરણ્યકશિપું, તેને ધાતા જે બ્રહ્મા, તેની પક્ષ હુતી. અને રાવણને હર જે મહાદેવજી તેમની પક્ષ હુતી, અને સુયોધન જે દુર્યોધન, તેને બળદેવજીની પક્ષ હુતી. પણ સ્વજન કહેતાં પોતાના દાસ પ્રલ્હાદજી, વિભિષણજી અને પાંડવ તેમના દ્રોહી જાણીને, ત્રણેને શ્રી હરીએ હણી નાંખ્યા. પણ તે સમે તેમની પક્ષ પેલા હિમાયતીઓથી થઈ નહીં, માટે સર્વથી મોટા તે એક શ્રીહરી, તેમનો જ દ્રઢ આશ્રય રાખવો. (ઇત્યર્થઃ)

૫૧૯. હે જીવ! તું શ્રીહરી સાથે સ્નેહ નથી કરતો ત્યારે વિતથ કહેતાં મિથ્યા અંબ જે માતા, તેને ઉદર આવીને, રુજ જે પીડા, તે શીદ દીધી? અને ત્રપા કહેતાં લજાવી? શીદ મનુષ્યાદેહ ધરીને હરી વહાલ ન કર્યા? ત્યાં તારો મનુષ્યાદેહ અજા જે બોકડી તેની ગ્રીવાના ઉરજ જે આંચળ, તેના જેવો નિષ્ફળ જાણવો. માટે હરી ભજે તો સુફળ થાય. (ઈત્યર્થઃ)

૫૨૦. ક્યાંહીએ કદાપિ કનિષ્ટ જે નાના, તે થકી મહાન કહેતાં મોટું કામ થાય નહીં. તે જેમ આજ લગી સાંભળ્યું તથા દીઠું પણ નથી, જે ફુંકના પવનથી જળમાં જાન જે નાવ તે ચાલ્યું હોય. (ઈત્યર્થઃ)

૫૨૧. અની કહેતાં મોટી આફતીનું આગમ તે સમે જે ધીર થાય તેને મોટા વીર જાણવા, અને અની જે સેના, તેને જીતે તે તેવા શૂરા ન કહેવાય. તે શા માટે કે એક અણીનો ભય છે, તે કૃતાંત જે કાળ તેથકી કૂર કહેતાં અતીશે ભયાનક છે, કે જેના ડરથી આપઘાત પણ થાય છે, તદપિ તે

હોઇ ન કહૂં કનિષ્ટસોં, કબ્બહુ કાજ મહાન;
સુન્યો ન દેખ્યો આજલોં, કૂક ચલ્યો જલજાન. ૫૨૦
અનિપે ધીર સુ બીર બડ, અનિજિત તસ ન કહાય;
યહ ભય ક્રૂર કૃતાંતતેં, સબ જિહિં જાય ધિધાય. ૫૨૧
છિનમેં તુષ્ટ અતુષ્ટ છિન, નહિ થિરતા મન બેન;
ભૂત કેસિ વહ સંગતી, હુઇ નિદાન દુખએન. ૫૨૨
કૂકર હાર ચબાય જ્હાં, આવત લખેં ગયંદ;
ભુસ ભાજે લે સમુઝિ યોં, લેગો યહ મતિમંદ. ૫૨૩
જીત ઓર સબ જકતાહે, હારેકો હરિ એક;
મરમ સમુઝિકે બોલિબો, એસો બિરલ બિબેક. ૫૨૪

---

તાપ નથી સેહેવાતો. કોઈ એક વિરલા જ સહે છે. બાકી એ ઠેકાણે સર્વ ધિધાય કહેતાં હરમડી જાય છે. (ઈત્યર્થઃ)

૫૨૨. ક્ષણમાં પ્રસન્ન અને ક્ષણમાં અપ્રસન્ન, અને જેની મન વાણીની સ્થિરતા ન મળે, તેની સંગતી તે ભૂતના જેવી જાણીને ન કરવી. નિદાન કોઈ દિવસ દુઃખનું ઠેકાણું થાય. (ઇત્યર્થઃ)

૫૨૩. (આ અન્યોક્તિ છે) કૂકર જે કૂતરો તે સૂકું હાડકું જઈ ચાવતો હોય ત્યાં ગયંદ જે હાથી તેને આવતો દેખીને સામો ભસે તોએ હાથી તો ખસે નહીં, ત્યારે મંદમતિ જે પેલો શ્વાન તે એમ સમજે કે મારું હાડકું લેવાને આવે છે, તેની બીકે પેલું અસ્થિ મોંઢામાં ઘાલીને ભજે કહેતાં નાસી જાય. એને બાને એવા મનુષ્યને શિક્ષા છે. (ઇત્યર્થઃ)

૫૨૪. જેની જીત થાય તેની ભણી તો બધો સંસાર પક્ષ કરે અને હારેલાને તો એક શ્રીહરિ જ. પણ તેનો મર્મ જે વાતનું મૂળ સમજીને તેનો ન્યાય તોળીને બોલવું, એવો વિવેક તો કોઇ એક વિરલાને જ હોય છે. (ઇત્યર્થઃ)

૫૨૫. જે ઠેકાણે જુગદીશ જેને જન્મ આપે છે, ત્યાં તેનો નિભાવ થાય એવું સામર્થ્ય પણ આપે છે. જે જેમ હિમાલયમાં મુષક જે ઉંદર થાય છે, તે હીમનું બરફ ઠર્યું હોય છે, તે વચ્ચે બીલ જે દર ખોદીને તેમાં વસે છે. જ્યાં ટાઢે કરીને કોઇનો બચાવ ન થાય ને હીમમાં ગળી જાય; તેવામાં પણ એની ચાંચમાં એવી ગરમાઇ મેલી છે જે, ચાંચને અડકતામાં હીમ ઓગળી જાય છે તેમ. (ઈત્યર્થઃ)

૫૨૬. બધા જગતની જન્મોતરી જે દહાડેથી રચ્યું, તે દહાડેથી શ્રીકૃષ્ણે કરી રાખી છે. તેમાંથી વિધાતા જે બ્રહ્મા તે અબ્દ જે વર્ષફળ, તે જુદું જેમ કાઢે છે, તેમ જન્મ જન્મ પ્રત્યે તેટલો ભાવ કાઢીને લખે છે, નવો કલ્પાતો નથી. (ઇત્યર્થઃ)

૫૨૭. મહા દુસ્તર જે કોઇથી ન ટળે એવું જ પણ તત્કાળ બળી ભસ્મ થઈ જાય, જો શ્રીકૃષ્ણચંદ્રને પોતાના મનથી તે કર્તવ્ય હોય તો. તે જૂઓ કે દ્વિજ જે બ્રાહ્મણ દુર્વાસાનો શ્રાપ તો સઘળા યાદવ કુળને થયો હુતો, પણ શ્રીકૃષ્ણે રાખવા ધાર્યા હુતા, ત્યારે એક તો વજ્રનાભ

સાચ ઠરેગો બરદ કયોં, અધમુદ્ધર હરિ આપ;
સુભ કૃતિ નિતિ પ્રતિ પચુંગો, જો ન કરુંગો પાપ. ૫૩૭
સહજ બિલોકત બદનછબ, લગત કલંક અમંદ;
મનોં ભયે બ્રજચંદ તુમ, નભીચોથકે ચંદ. ૫૩૮
હરિકેં સધરી બામતા, ઓર બાસના બામ;
કરિ મો સુઠિ ઉર બામસો, બસો કૃષ્ણ વ્હાં બામ. ૫૩૯
ભવભય હરિ હરિ કરિ સુભવ, દીજે ભવરસપાન;
મેરો વ્હૈ ભવ તબ સુફલ, બિનતી કૃપાનિધાન. ૫૪૦
કામ કૃષ્ણ, તમ ઝિહ્વ મદ, જનત્વ હરિજન મોહ;
લોભ ભજન મત્સર અધ્રમ, કરિયો કનક જુ લોહ. ૫૪૧

---

૫૩૭. (એ વિનોદોક્તિ છે.) હે શ્રી હરિ! તમારું અધમોદ્ધરણ બર્દ તે સાચું કેમ ઠરશે? જો હું સદા શુભ કૃતિમાં મથેલો રહીશ, ને પાપ નહીં કરું, ત્યારે અધમ વિના કોને ઉદ્ધારીને સાચા ઠરશો? મારી અધમતાએ તમારો યશ વધ્યો, ત્યારે હું તો સામો તમને ગુણકારી ઠર્યો, માટે મુને વેહેલી કૃપા કરો. એમ સર્વ જીવની પક્ષે કવિજન પ્રભૂને કહે છે. (ઇત્યર્થઃ)

૫૩૮. એક ગોપીજન કહે છે જે, હે શ્રીવ્રજચંદ કહેતાં શ્રીકૃષ્ણચંદ્ર! તમારા મુખારવિંદની શોભા સાહેજ પણ નિરખતા માત્રમાં જ મોટું કલંક લાગે છે; એટલે લોક કહે છે કે એને કૃષ્ણ સાથે લગન છે. એ શો તમારા રૂપ ગુણનો શાખો પડચો છે? ત્યારે હું તો જાણું છું જે તમે ભાદરવાની અજવાળી ચોથના ચંદ્રમા થયા છો–તેને જોતાં કલંક લાગે છે, એટલા માટે. (ઇત્યર્થઃ)

૫૩૯. હે શ્રીકૃષ્ણચંદ્ર! મારી સઘળી બામતા જે કુટિલતા, તેને બામ કહેતાં જે કામ, તેની વાસના હરીને, મારું હૃદય બામ જે શ્રીમહાદેવજી, તેમના જેવું સુચિ કહેતાં પવિત્ર કરીને, ત્યાં વામ કહેતાં સુંદર, એવા જે તમે, પ્રાણે કરીને સદા સર્વદા અચળ વસો. (ઇતિ ભાવાર્થં જ્ઞેયં.)

૫૪૦. હે શ્રીહરી! મારો ભવ જે સંસાર તેનો ભય તમે હરીને સુભવ જે સારું–કલ્યાણ કરીને, એટલે જીવનમુક્ત કરીને, ભવ જે શ્રી મહાદેવજી, તેમને પીવાનો રસ જે પ્રેમરસ તેનું મુને પાન કરાવો, ત્યારે મારો ભવ જે મનુષ્ય જન્મ તે સફળ થાય. માટે મારી વિનતિ માનીને કૃપાનિધાન છો, તેથી મને એટલી કૃપા કરો. (ઇત્યર્થઃ)

૫૪૧. કવિજન જીવાત્માને શિક્ષા દે છે–હે જીવાત્મા! તારા કામાદિક ષટ્ શત્રુ જે છે, તેમને હું કહું તે વિવેકે પ્રેરણા કરે તો, હે જીવાત્મા! તારે એ ષટ બાધક છે, તેના તે સાધકરૂપ થઈ જાય વિવેક રૂપ સ્પર્શ માણીના સંબંધ વડે ષટ ચૌર લોઢા રૂપ, તે કનકરૂપ વળાવા લે, તે શી રીતે જે કામ વાસનાઓ તે શ્રી કૃષ્ણ પ્રત્યે કર; અને તમ જે ક્રોધ તે જિહ્વ જે તારું આળસ તે ઉપર કર અને મદ જે અહંકાર તે તો જનત્વ જે દાસત્વ તે ભવ જે પ્રભુ તે ઉપર રાખ. એટલે હું પ્રભૂનો દાસ છું, અને મોહ હરિજન ઉપર કર ને લોભ ભજનનો કર અને મત્સર જે ઇર્ષા તે અવર્મની જે દુર તે કર. (ઇત્યર્થઃ)

જહાં ન કામ ચાતુર્જકો, એસો નહિ કો કામ;
કછુ ન બને પકવાન જ્યોં, બિના સ્નેહકો ઠામ. ૫૪૨
ઉત્તમ મધ્યમ અધમકી, કૃપા રીસ અસ ભાઇ;
ગાંઠિ લોમ પ્રતિલોમ જિમિ, પાટ, દુકૂલ, રજાઇ. ૫૪૩
પ્રખા કૃષ્ણનિસિ સરુચિ ઉડ, ઢપેં જિગતુ ઝલકાર;
તેસેં કલિબલિ ખલ, અબલ, સાધુ સુગુનભંડાર. ૫૪૪
જો મતી પાછેં ઉપની, સો કર્યોં ભઇ ન બેગ;
એહી ઇત્સા કૃષ્ણકી, જિન મન ધરી ઉદ્વેગ. ૫૪૫
ગુનગનપેં અભિમાન કછુ, હોએ બિન ન રહાઇ;
પગાપાથ ગંભીર જ્યોં, ભોંરિ યોંહિ પરિજાઇ. ૫૪૬

---

૫૪૨. જેમાં ચતુરાઇનું કામ ન મળે એવું જગતમાં કોઈ કામ નથી, નિશ્ચે જ. તે જેમ સ્નેહ જે ઘી, વા તેલ, તે વિના કદાપિ ક્યાંહી પકવાન ન થાય, તેમ. (ઇત્યર્થઃ)

૫૪૩. ઉત્તમ, મધ્યમ ને અધમ એ ત્રણેની કૃપા ને રીશ તે બંને એવા-તે કેવા કે પાટ જે રેશમ, ને દુકુળ જે વસ્ત્ર, ને રજાઇ જે પાતળી ગોદડી, એ ત્રણેને ગાંઠ વાળીએ; તો રેશમની ગાંઠ તો પડી છૂટે જ નહીં. તેમ ઉત્તમની કૃપા ને અધમની રીશ જાણ. ને વસ્ત્રની ગાંઠ છોડી છૂટે, તેમ મધ્યમની કૃપા અને રીશ. ને રજાઇની ગાંઠ પોતાની મેળે જ છૂટી જાય, તેમ અધમની કૃપા ને ઉત્તમની રીશ જાણવી. લોમપ્રતિલોમ કહેતાં પાછું અવળા સવળી સમજવું. (ઇત્યર્થઃ)

૫૪૪. વ્રષાઋતુમાં અંધારી રાત્રીને સમે સરુચિ કહેતાં કાંતિ સહિત છે, એવા ઉડ જે તારા, તેને તો ઢાંકે છે, ને જિંગનું કહેતાં જે આગિયો અતિશે મંદ તેજવાળો, તેનો ઝળકારો ઘણો પ્રકટ કરી પ્રકાશ આપે છે. તેમ આજ કલિ કાલે, ખળ જે દુષ્ટ, તેનાં બળ પ્રકાશ કરી આપે છે, તે સુંદર ગુણના ભંડાર એવા જે સાધુ તેમને અબળ કહેતાં બલ રહિત કર્યા છે-બળ પ્રકાશ થવા દેતો નથી. (ઇત્યર્થઃ)

૫૪૫. જે બુદ્ધિ ભૂલતું કામ ન કરવાનું કરીને ઉપજી, જે મેં આ શું કર્યું! તે બુદ્ધિ પ્રથમ તે વેળા શે ના ઉપજી? પણ તે સમે ન ઉપજવાથી, એ જ શ્રીકૃષ્ણની ઈચ્છાતુંરૂપ જાણ. હે મન! તું ઉદ્વેગ રખે ધરે. (ઇત્યર્થઃ)

૫૪૬. જ્યાં ગુણનો સમુહ આવીને ભરાયો, તેને તે ઉપર અભિમાન આવ્યા વિના કદાપિ રહે જ નહીં. તે જેમ પગા જે નદી, તેમાં પાથ જે જળ, તેની ઘણી વૃદ્ધિ, ને ગંભિરતા જે ઉંડાશ, તે હોય, ત્યાં યોંહી કહેતાં એની મેળે જ, ભમરીયો જે અમળાટ તે થાય જ તેમ. (ઇત્યર્થઃ)

૫૪૭. શ્રી હરીનો પ્રસાદ જે કૃપા, તેથી જેમાં ગુણ આવ્યો હોય તે ગુણ જેમ જેમ વધતો જાય, તેમ તેમ મદ જે અભિમાન તે કઇએ સહજે હોય તે પણ ઘટતો જાય. તે જેમ શાળિ જે ડાંગર ને સુદ્રુમ જે સારાં વ્રક્ષ-કદળી આમ્રાદિકનાં ફળ-માં જેમ જેમ રસની પ્રાપ્તી વધતી જાય, તેમ તેમ તે નમે જ જાય, તેમ. (ઇત્યર્થઃ)

હરિપ્રસાદ ગુનવૃદ્ધિ જ્યોં, મદ છિનતા ત્યોં પાય;
જિમિ સાલી ફૂલ સદ્રુમરસ, લહિ તસ નયેહિ જાય. ૫૪૭
અબ ન કામ કછુ રામ કહુ, લહ્યો અસ ન કો કાલ;
કઢયોં સુ અપનો બરત ગ્રહ, લે યોં ગાય ગુપાલ. ૫૪૮
પરાધીન આશ્રે રહે, વહ કિલ હતેહિ જાઇ;
જસ ઇશિબકો મોહરા, આપને મરત ન ધાઇ. ૫૪૯
જાકો મૂલ હિમાયતી, રચિતા ધર ઉસ્તાદ;
હનિ તાકો મ્હોરા ઉડત, હતત સબલ જ્યોં બાદ. ૫૫૦
જૂઠ બચન નિજ પરાજય, બલ્લભકો દુઃખ પૂર;
સબે અરુચ રુચહૂ કદા, ભંનત રસિક ચતૂર. ૫૫૧
જે કાહૂકો સહજ દુઃખ, સો કાહૂ લે પ્રાન;
જ્યોં જન કરિકો જખમ જુર, ઉલટ સુલટ અનુમાન. ૫૫૨

---

૫૪૮. હવે મારે કંઈ કામ નથી, હવે હું રામ કહું, એવો સમો પરવારનો કાંઇએ પામ્યો જ નથી. માટે જેમ ઘર બળતાં કાઢી લીધું તે આપણું, એ રીતે ગોપાળ ગાઇ લે. (ઇત્યર્થઃ)

૫૪૯. જે કાંઈ પરાધિન હોય તેને આસરે જે કોઈ રહે, તે કીલ કહેતાં નિશ્ચે માર્યા જ જાય. તે જેમ શતરંજના ખેલમાં જે મોહોરું એરામાં પડ્યું હોય, ને તેના જોરમાં જે મોહોરું બેઠું હોય, તેને મારી લે તોયે પેલે તેની હીમાયત થાય નહીં, તેમ. (ઇત્યર્થઃ)

૫૫૦. જેને મારવો હોય તેના જે મૂલ હીમાયતી—જે હીમાયતીનો હીમાયતી જે હોય, તેનો ઉસ્તાદ ધર કહેતાં પ્રથમ પેદા કરી મૂકવો. પછી તેને મારીએ ત્યારે તેના હીમાતીએ બળ થાય નહીં. તે જેમ બુધબળના ખેલમાં ઉડત મારે છે, તે વચમાંથી ઉઠીને સજોરા મોહોરાને મારે, તેનું બળ રાજાને સેહે લાગતાં બાદ કહેતાં જૂઠું પડે તેમ. (ઇત્યર્થઃ)

૫૫૧. જૂઠું વચન ને પોતાનો પરાજય જે હાર, ને પોતાના પ્રિયનું સંપૂર્ણ દુઃખ, એ ત્રણે સર્વને અણગમતાં તો છેજ, પણ કોઇ સમુ એ ત્રણે રુચિ કરતા પણ થઈ જાય છે. એ વાતમાં રસિક અને ચતુર હોય તે જાણે. એટલે શો ભાવ કે ક્રીડા સમે સ્ત્રીના મુખથી નકાર નીકળે છે તે જૂઠો છે, પણ મીઠો લાગે છે; ને સ્નેહી આપણ વિરહને તાપે સંપૂર્ણ દુઃખી હોય, પણ તે ગમે, ને પોતાના પુત્રથી પોતે હારે, તે જીત્યા સરખું છે, માટે ગમે. (ઇતિ ભાવાર્થ જ્ઞેયં)

૫૫૨. જે દુઃખ કોઇને સહજ છે, તે કોઈ એકના પ્રાણ લે; તે જેમ જન જે મનુષ્ય, ને કરી જે હાથી, તેને જખમ, ને જુર જે તાવ એ બે અવળાં સવળાં વિચારી લેવાં, કે તાવ મનુષ્યને સાહજ છે, પણ તે હાથીના પ્રાણ લે છે. ને જખમ હાથીને સહજ છે, પણ તેથી માણસ મરે છે તેમ. (ઇત્યર્થઃ)

૫૫૩. જ્યાં લોભ ત્યાં શોભા નહીં ને જ્યાં પ્રેમ ત્યાં નેમ નહીં, ને જ્યાં કામવાસના ત્યાં રામ નહીં, ને કુસંગ ત્યાં ક્ષેમ કહેતાં કલ્યાણ નહીં. (ઇત્યર્થઃ)

લોભા વ્હાં સોભા નહી, નહી પ્રેમ જેંહ નેમ;
જિહીં કામ વ્હાં રામ નહિ, ના કુસંગ જિહિ ક્ષેમ. ૫૫૩
કાવ્ય દેખિ હુઇ કરામ્લક, કવિકે હિયકી બાત;
મૂલ રૂપ પ્રતિનિધી તહૂં, વેહે જાન્યો જાત. ૫૫૪
કામ પરો મતિ કાહુસેં, બિના ભક્ત ભગબંત;
સબકો નીકે વાંહિલેં, જ્યોંલેં કિયે ન તંત. ૫૫૫
બડ છોટેસેં લરહુ મતિ, દુહુ બિધિ દુઃખ જામાંહિ;
જો હારે અપકીર્તિ અતિ, જીતેહૂ જસ નાહિ. ૫૫૬
જઠર બડો બડ દોખપર, જો નહિ આને ચંચ;
કાહૂ સમયકો ગુન કિયો, બડ માને જે રંચ. ૫૫૭
સબ ઠાંઠ સુખ સિતલ હિય, અસિતલ દુઃખ તસ જાન;
દિસા દેખિએ દોઉકી, તોખી બિરહી આન. ૫૫૮

---

૫૫૪. જે કવિનું કાવ્ય જોયામાં આવે તે થકી તેના હૈયાની જે વાત હોય તે કરામ્લક કહેતાં હથેળીમાં આમળું દેખીએ તેમ પ્રત્યક્ષ સમજ્યામાં આવે; તે જેમ પ્રતિનિધી જે પ્રતિમા દીઠેથી તેનું મૂળ રૂપ હૂબહુ કહેતાં નિઃસંદેહ જાણ્યામાં આવે, તેમ. (ઇત્યર્થઃ)

૫૫૫. ભગવાન કે ભગવાનના ભક્ત વિના કોઈ સાથે કામ પડશો જ નહીં. સર્વ કોઈ સારા છે, પણ ત્યાં લગી કે જ્યાં લગી તંત જે મેલાપ તે નથી કર્યો. (ઇત્યર્થઃ)

૫૫૬. જે કોઈ મોટા પુરુષ હોય તે નીચ જોડે વઢશો ના; તે શા માટે કે તેથી હાર્યાથી મોટી અપકીર્તિ છે, ને જીત્યાથી પણ જશ નથી. એમાં બંને વાતે દુઃખ છે, માટે. (ઇત્યર્થઃ)

૫૫૭. જેનું મોટું પેટ એટલે ગંભીરતાવાળા તે જ મોટા, કે પારકા દોષ ઘણા હોય પણ એક ચંચ કહેતાં મોંઢે ન આણે; ને કોઈ સમાનો થોડોક ગુણ કરેલો હોય તેને મહા મોટો માને. (ઇત્યર્થઃ)

૫૫૮. જેનું હૃદય શીતળ હોય તેને સર્વ ઠેકાણે સુખ છે એમ જાણવું. તે જ રીતે અશીતલ કહેતાં બળતા કાળજાવાળાને સઘળે દુઃખ જાણવું. તે ન માનો તો તોષી જે સંતોષી ને વિરહી એ બંનેની દશા જોઈ લો કે, વિરહી સઘળે દુઃખી ને સંતોષી સઘળે સુખી. (ઇત્યર્થઃ)

૫૫૯. એક પોથી, ને પ્રેમદા જે સ્ત્રી, ને લેખણી જે કલમ, એ ત્રણે પારકે હાથ ગયાં એટલે ગયાં જ જાણવાં. ફરી કદાપિ મળે તોએ હોય તેવાંનાં તેવાં સાબુત ન મળે. પોથી તો મરગજી કહેતાં ચોળાઈ જાય, ને સ્ત્રી ભ્રષ્ટ થઇ આવે, ને કલમ ભાંગીને આવે.–માટે સાચવણી રાખવી. (ઇત્યર્થઃ)

૫૬૦. ઉદાસત્વ જે ઉદ્વેગતા, ને સંસાર જે જન્મ મર્ણાદિક દુઃખ બંધન, ભિત જે ભય માત્ર, ને વિયોગ તમારો, ને મદ જે અહંકાર, ને દુસ્સંગ એટલું હરી કહેતાં હરી લઇને, હે શ્રીહરી! એ શબ્દ કહ્યા તેમાંથી ધર જે આદ્ય ને વર્ણ જે અક્ષર, તે ભંગ કરતાં જે રહે છે,

પોથી, પ્રમદા, લેખિની, ગઇ સુગઇ પરપાનિ;
ફિરિ કછુ લહિ તહું મરગજી, ભ્રષ્ટ ભગ્ન લિહુ જાનિ. ૫૫૯
ઉદાસત્વ, સંસારભિત, બિયોગ, મદ, દુઃસંગ;
હરિ હરિ ઇતનો ઘર રહ્યો, બરન કરત ઘરભંગ. ૫૬૦
સાર અસાર ન સમુઝ જિહિં, ગુડ રુ ખોલ ઇકતોલ;
જ્હાં સબકો સુનિબો ગુની, ઉચિત ન બદિબો બોલ. ૫૬૧
જિય પટ બરન અનેક ગ્હે, મન બન ધોવત જાય;
ચઢયો ચિત્ત જલ રંગ જો, સો ફિરિ જલ ન બહાય. ૫૬૨
મિલિ સજાતિ દ્વે સજાતિ, એક બિજાતિ ન બાસ;
સભર તૂન સર ઓર દ્વે, સક્ત ધનુ ન સમાસ. ૫૬૩
હરિ ભગતી હી છાંહિ તો, મુકતિમુકતિબત પાય;
હરિ ભગતીહી છાંહિતો, મુકતી મુકતી બત પાય. ૫૬૪

---

તેટલું પાછું આપો. એટલે દાસત્વ, સાર પદાર્થ, ને ત કહેતાં અર્થ, ને તમારો યોગ, ને દ જે દાતાપણું, ને સંગ જે સત્સંગ એટલાં વાનાં આપો. ઉ ૧, સં ૨, ભી ૩, વિ ૪, મ ૫, દુ ૬, એ છ અક્ષર પ્રથમના કાઢવાથી માગ્યું તેટલું રહે છે. (ઇત્યર્થઃ)

૫૬૧. જે ઠેકાણે કોઇને સારા નરતાની સમજણ જ નથી, જેને ગોળ ને ખોળ એક તોલે છે, ત્યાં ગુણીજનને સૌ કહે તે સર્વ સાંભળી રહેવું, તેમ ઘટિત છે. પણ કંઈ વચન બોલવું ઉચિત કહેતાં યોગ્ય નથી. (ઇત્યર્થઃ)

૫૬૨. જીવ રૂપ વસ્ત્ર, ને ઘણાંનાં વચન રૂપ નાના પ્રકારના રંગ, સાંભળવા રૂપી ચઢાવે ચઢે છે, પણ મનરૂપી બન જે જળ, તેમાં વિચાર કરવા રૂપ ધોયેથી તે રંગ જાય છે. પણ તે મનરૂપી જળનો રંગ જે ચઢે છે, તે પાછો મનરૂપી જળે વેહેવરાય નહીં; માટે મનરૂપી પાણીનો જે રંગ તે સાચો. (ઇત્યર્થઃ)

૫૬૩. સજાતી જે પોતાની જાતીના જ્યાં હોય તેમાં તેવા બે બીજા આવે તો સમાય. પણ વિજાતી જે બીજી જાતીવાળો એક તેમાં રહી ન શકે. તે જેમ સભર કહેતાં ભરેલો બાણનો તૂન જે ભાથો હોય તેમાં બીજાં બે બાણ ઘાલ્યાં સમાય; પણ ધનુ જે ધનુષ તે વિજાતી છે, માટે એકલું, તોપણ તેમાં સમાસ ન થાય તેમ. (ઇત્યર્થઃ)

૫૬૪. હરી જે કંચન, ને તી જે સ્ત્રી, તેનું ભગ, તે હી જે હૃદય, તેમાં છાંઈ રહ્યું કહેતાં વ્યાપી રહ્યું હોય, તો મુક્તિ જે કલ્યાણ, તેની મુક્તિ જે મુકાવાપણું, જે અકલ્યાણ, તેનો બત જે ખેદ, તે પાય કહેતાં પગ આગળ છે, વેગળો નથી. ને જો હરી જે શ્રીકૃષ્ણ તેની ભક્તિ જે પ્રીતી, તે હી કહેતાં નિશ્ચે, છાંહિ કહેતાં જો છાયામાત્ર પણ પડી હોય, તો મુક્તિ જે મોક્ષપ્રાપ્તિ, તે મુક્તી કહેતાં ઘણી એટલે ઘણા પ્રકારની—ચતુર્ધા જીવન મુક્તાદિક, તેનો બત જે હર્ષ, તે પાય કહેતાં પામે. (ઇત્યર્થઃ)

જૂઠ બસ્ત બહુ તહું ન ભલ, નીકી તનકહુ સાંચ;
અલ્પ અમીકો કામ જિમિ, કરે ન પય મન પાંચ. ૫૬૫
મો હિય સંશય યહ હરી, સૂઝત નહિ કછુ જુક્ત;
પ્રેમિ ભક્ત કા દેહુગે, અરિ અસુરે દૈ મુક્ત. ૫૬૬
કાહુ ન માલુમ કૌન બિધિ, તુષ્ટ રુષ્ટ ભગબંત;
ગિધ, ગુનિકા બૈકુંઠમેં, ભૂતલ ભટકત સંત. ૫૬૭
બડ બિબેક બલબીર તુમ, ક્યોં કહિયે અંધેર;
અજામેલસો હું ન મેં, સુનત ન મેરી ટેર. ૫૬૮
સુખ દુખ રૂપ અબિદ્ય બુધ, લહિ કહિ સબ સમુઝાય;
અહો માય બલવંત હરિ, ત્રાસેં ફિરિ ફસ જાય. ૫૬૯
હરિન હરિન ચરન આકાર, ચિત્ત ચરન આગાર;
વાકો ફલ સંસાર હે, વાકો ફલ સંસાર. ૫૭૦

---

૫૬૫. જુઠી વસ્તુ ઘણી હોય તોપણ સારી નહીં ને તનક કહેતાં જરાએક પણ સાચી વસ્તુ તે નીકી કહેતાં સારી, તેની બરોબર પેલું ઘણું પણ ના આવે. તે જેમ અમી જે અમૃત તે અલ્પ માત્રનું કામ, પય જે દુધ તે અમૃત કહેવાય, પણ પાંચ મણ રેડે તોએ પેલા બિંદુ માત્ર અમૃતનું કામ પણ ન થાય. (ઇત્યર્થ:)

૫૬૬. હે શ્રીહરી! મારા હૈઆમાં એ સંદેહ મોટો રહે છે, તેની જુક્તી એકે વિચાર સૂઝતો નથી, કે અસૂર જે શત્રુ રૂપ થયા હતા તેને પણ તમે મારીને મુક્તિ તો આપી છે. ત્યારે તમારા છે પ્રેમી ભક્ત, તેમને તમે શું આપશો? મુક્તિ તો ઘટે જ નહીં, ને એથી બીજું મોટું છે શું? એટલે તમારા સ્વરૂપનું દાન કરવું પડશે, એટલે આધીન થશો. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

૫૬૭. એ વાત કોઇને પણ માલમ નથી, જે નિશ્ચે શી રીતે ભગવાનની પ્રસન્નતા છે, અને શી રીતે અપ્રસન્નતા છે, તે જણાતું નથી. કે ગિધ જે મહાપાપી જટાયુ, સંપાતી આદે, ને તેવી ગુણીકા ઇત્યાદિક તો વૈકુંઠમાં સુખ ભોગવે છે, ને બીજા સંત તે તો હજુ ભૂતલ ઉપર ભટકે છે એ તે કોણ જાણે કે કેમ છે. (ઇત્યર્થ:)

૫૬૮. હે બલબીર જે શ્રીકૃષ્ણ! તમે તો મોટા વિવેકી છો, તમારા દરબારમાં અંધેર તો કેમ કહીએ, પણ અમારી બુદ્ધિવડે એવું લાગે છે તો ખરું, કે હું સારો તો નથી, પણ અજામિલ જેવો પણ નથી; જે તેની પુત્ર નિમિત્તની ટેર જે હાંક તે સાંભળી; ને હું તો તમને જ પુકારું છું, તે નથી સાંભળતા, માટે બળતાં બોલાય છે-અપરાધ ક્ષમા કરીને કૃપા કરો. (ઇત્યર્થ:)

૫૬૯. અવિદ્યા જે માયા તેનું જે સુખ તે કેવલ દુ:ખ રૂપ છે એમ બુધા જે પંડિત તે કહે છે, ને પોતે સમજે છે, ને સર્વને સમજાવે છે, ને પોતે ઘણા તેથી ત્રાસ પામે છે, ને પાછા તેમાંના તેમાં ફસી જાય છે; માટે હે શ્રીહરી! અહો, કહેતાં મોટા આશ્ચર્યરૂપ, તમારી માયાનું બળ દેખાય છે. (ઇત્યર્થ:)

બપુબલતેં બલધી અધિક, પૈં જો દે અબિનાસ;
બિખધર જ્યોં ભરની હને, કેકી જ્યોં કકલાસ. ૫૭૧
સતત બૈન અનૃત કદા, સત્ય પરે ન પ્રતીત;
જેસેં માન્યો જાત નહિ, દુષ્ટ કરે કછુ હીત. ૫૭૨
સુધર સનેહ સનેહ રસ, પરી ન પેરે કોઇ;
ફીન તુચ્છ મ્હા મૂર્ખ જિય, પૈરક દેખે સોઇ. ૫૭૩
બરજ્યો સજ્જન કીજિયે, માંનિ હેત તામાહિ;
જ્યોં બિચ જલધિ સિકંદરી, કહિ સબ આવન નાંહિ. ૫૭૪
મિલે તું નિતિ પ્રિય જાય મન, ક્યોં ન સંગ દ્રગ લેત;
પાયો વાકોં જાહિતેં, બિસર્યોં તાકો હેત. ૫૭૫

---

૫૭૦. હરિણ જે હરણ તેના ચરણના આકાર જેવી જે સ્ત્રીની ગુહ્યેંદ્રી, તેમાં ચિત્ત સદા રહે છે; હરિના ચરણ રૂપ જે આગાર કહેતાં ઘર તેમાં નથી રહેતું; પણ બળે કરીને રાખો, નહીં તો પેલાનું ફળ તો સંસાર જે જન્મ મરણ વારે વારે થશે; ને આનું ફળ તો શં જે સુખ તે સાર કહેતાં શ્રેષ્ઠ પરમાનંદરૂપ થશે. (ઈત્યર્થઃ)

૫૭૧. વપુ-જે શરીરના બળથી ધી કહેતાં બુદ્ધીનું બળ અધિક છે, પણ જો અવિનાશી જે પ્રભૂ તે આપે ત્યારે. તે જેમ ભરણી એવું એક જનાવર કાચબાની પેઠે પીઠ કઠણ ને ઉપર અણીવાળા કાંટા, ને મોંઢુ પણ કાચબાની પેઠે બહાર કાઢીને પાછું ખેંચી લે, ને જાત નાની, તે મોટા વિષધર જે સર્પને બુદ્ધિવડે મારે છે. તે કેમકે સર્પનું પૂછડું ઓચીંતું મોંઢામાં ઘાલીને મોંઢું ખેંચી લે છે, પછી સાપ આકળો થઇને તેની પીઠ ઉપર ફેણ પછાડે પણ તેને કરડાય નહીં, ને પોતે છુંદાઇને મરે છે; ને કેકી જે મોર તેને પણ નાંનો સરખો કકલાસ જે કાંચીંડો તે કલ વડે મારે છે-કે મોર જે ડાળે બેઠો હોય તેની ઉપલી ડાળે છાનો માનો જઇને તાકીને મોરના કાળા ઉપર પડતું મૂકીને પગની ચૂડ ભીડીને તેના ડોલા કાઢી લે છે, એટલે તે મરે છે તેમ. (ઇત્યર્થઃ)

૫૭૨. સતત કહેતાં નિરંતર, જે જૂઠું વચન બોલતો હોય, તે કદાપિ એકવાર સાચું બોલે તોએ તેનો વિશ્વાસ ન પડે; તે જેમ કોઈ દુષ્ટ હોય તે કોઇ સમે હેત કરે, તોએ પણ માન્યામાં ન આવે તેમ. (ઇત્યર્થઃ)

૫૭૩. સુઘર જે ચતુર તેણે તો સ્નેહ જે તેલરૂપ સ્નેહ-જે પ્રેમરસ, તેમાં પડીને કોઇએ ન તેરે કહેતાં તરાયં જ નહીં; પણ ફીણરૂપ તુચ્છ જે મહામૂર્ખ જીવ એમાં તરનારા દીઠા. (ઇત્યર્થઃ)

૫૭૪. જે કોઈ સજ્જન પુરૂષ છે તે જે કામ કરતાં વારે તે કામ કરવું નહીં. તેમાં પોતાનું હીત માનીને તેનું વચન પ્રમાણ રાખવું ને જેમ જલધિ જે સમુદ્ર, તે વચ્ચે લંકાના રસ્તામાં જે પડે તે બૂડે, એવું વમળ શ્રીરામચંદ્રજીએ મૂક્યું છે, તે ઠેકાણે સર્વને રક્ષણ કરવા માટે સીકંદરી જે સિકંદરશાહ બાદશાહની કરામત વડે બેસાડેલી એક પૂતળી છે, તે ત્યાં આવે તે

બિરહાનલ ઉપચારતેં, બઢેં અનોખી ચાલ;
પય પરસત જ્યોં ઉઠત બડ, તપ્ત તૈલતેં જ્વાલ. ૫૭૬
રૂપબંત તહુ ગુનરહિત, ન ભજ ગુની બિન રૂપ;
ઇંદ્રબાયના અરૂન કા, મ્રગમદ અસિત અનૂપ. ૫૭૭
કછુહૂ ગુનતેં રીઝિયેં, ખિજિ ન દોખ અતિ હોઇ;
મિષ્ટ સોત સાગર અહો, માનત ક્ષાર ન કોઇ. ૫૭૮
સંત ન ભદ્ર અભદ્ર દેં, નિજ મન કીજે ખોજ;
જેસેં બાલી શત્રુકોં, જીતેં તાકે ઓજ. ૫૭૯
જેહે બૈભો તો તજી, કે તું તજેગો તાહિ;
મીત અનિત ન ચિત્ત દે, હરિભજ નિતિ સુખ આહિ. ૫૮૦

---

સર્વને વેગળેથી હસ્તવડે ના આવશો, ના આવશો, એમ કહે છે. તેમાં હીત માનીને ના કહ્યાનું દુઃખ કોઈ ગ્રાઝવાળા માનતા નથી તેમ. (ઇત્યર્થઃ)

૫૭૫. કોઈ વિરહી છે, તે પોતાના મન પ્રત્યે એમ કહે છે કે, હે મન! તું તો એકલું નિત્ય સ્નેહીને જઇને મળે છે, ત્યારે દ્રગ જે નેત્ર તેને સંગાથે તું કેમ નથી લઈ જતું? જે પ્રીતમને તું જે નેત્ર થકી પામ્યું છે, તેનુંજ તુને હેત વિસરી ગયું? (ઇત્યર્થઃ)

૫૭૬. વિરહરૂપ અગ્ની, ઉપચાર જે ટાઢક્ના ઉપાય કર્યાથી સામો વૃદ્ધિ પામે, એની એવી કોઈ એક અનોખી કહેતાં જૂદી ગતિ છે. તે જેમ કડકડતા તેલમાંથી પય જે પાણી તે અડકતાં સામી મોટી જ્વાલા, જે ભડકો, તે ઉઠે છે તેમ. (ઇત્યર્થઃ)

૫૭૭. કોઈ એક રૂપવાન્ હોય તોએ ગુણથી રહિત હોય તો તેને ભજીએ નહીં, એટલે તેથી મોહાઇએ નહીં. ને કુરૂપ હોય પણ ગુણવાન હોય તો તેને તજીએ નહીં. તે જેમ ઇંદ્રવાયણું ઉપરથી રંગે રૂપાળું હોય, પણ માંહે ગુણ કશો ના મળે; ને મૃગમદ જે કસ્તુરી, તે રૂપે તો અસિત કહેતાં કાળી, પણ માંહે ગુણ ઘણા છે, માટે સર્વ ચાહે છે, તેમ. (ઇત્યર્થઃ)

૫૭૮. કોઇમાં કો એક પણ ગુણ દેખીને રીજિએ, પણ ઘણા દોષ હોય તોએ ખીજીએ નહીં. તે જેમ ખારા સમુદ્રમાં મીઠી સોત જે ધારા શ્રીયમુનાજીની દેખીને, સર્વ અહો! કહેતાં આશ્ચર્ય માને છે, પણ સઘળા જળમાં ઘણી ખારાશ જોઇને આશ્ચર્ય નથી માનતું, કે એ તો સદા એવો છેજ. તેમ જીવ પણ સદા દોષનો ભરેલો છેજ, પણ મીઠાશ રૂપ ગુણનું આશ્ચર્ય. (ઇત્યર્થઃ)

૫૭૯. સંતજન કોઇને ભદ્ર જે કલ્યાણ ને અભદ્ર જે અકલ્યાણ તે આપતા નથી. તે તેને સારે નરતે ભાવે થાય છે. તે જેમ વાલી કોઈ શત્રુને જીતે તે પોતાના બળવડે નહીં, તેને તેના બળવડે જ જીતે, એટલે શું કારણ કે એને એવું વરદાન હતું જે સામા શત્રુના ઓજ જે બળ તેમાંથી અર્ધું બળ તેને આવે તેમ. (ઇત્યર્થઃ)

૫૮૦. આ સંસારના વૈભવ છે, તેમાં તું લોભાઈ રહ્યો છે. પણ એક દિવસ તુને મૂકીને એ જશે, કે એને મૂકીને તું જઇશ. માટે હે મિત્ર! એ અનિત્ય વસ્તુમાં તું ચિત્ત ના દઇશ. શ્રીહરીને ભજ, તેમાં નિત્ય કહેતાં સદા સાચું સુખ આહી કહેતાં છે. (ઇત્યર્થઃ)

દિયે ઓત સંતાપ કછુ, શાંતહુકૂં હુઈ રોસ;
અતિ ઘરસનતેં હોત જિમિ, ચંદન ચિનગિ ન દોસ. ૫૮૧
જોખિમ જૂઠ સદા બની, નહીં સાંચ કછુ આંચ;
તુરત દિખે કછુ અંત તહું, મનિ મનિ કાચ સુકાચ. ૫૮૨
અધરમપછ્છ ન કીજિયેં, તુચ્છ દિખે નિજ રૂપ;
બરબટ કહિ કો કૌમુદી, ધૂપ સુ ઠરે ન ધૂપ. ૫૮૩
કામ પરેતેં સબનકોં, જાન્યો જાય સરૂપ;
મોલ બોલ કૃતિતેં મિલેં, રંક, પોચ, બડ ભૂપ. ૫૮૪
કથની કોરી ન કામકી, કરની રંચહુ સાર;
ઉડે ન દારૂ ડારિયે, લખિ લખ મન અંગાર. ૫૮૫

---

૫૮૧. બહુ સંતાપ દીધા થકી જે કોઈ શાંત જે અક્રોધી હોય તેને પણ કો સમય રોષ ઉપજે, તે જેમ અતીશે ઘસ્યા થકી ચંદનના કાષ્ટમાં પણ ચીનગી જે અગ્ની પ્રકટ થાય છે, પણ તેનો જેમ દોષ નહીં, તેમ સંતનો પણ દોષ નહીં. (ઇત્યર્થઃ)

૫૮૨. જૂઠમાં તો જોખમ, જે હાણ, તે સદા બનેલી જ, છે. ને સાચપણામાં કદાપિ આંચ, જે સંતાપ તે ના મળે, કદા કંઇએક તુરત કાળ બળે દેખાય, પણ નિદાન જૂઠું નભે નહીં. આખર જેમ મણી તે મણી, ને કાચ તે કાચ જ ઠરે તેમ. (ઇત્યર્થઃ)

૫૮૩. કદાપિ ક્યાંહી પણ સારા માણસને અધર્મની પક્ષ કરવી નહીં. તે શા માટે કે હરી રાજી નહીં. ને તે થકી પોતાનું પણ રૂપ તુચ્છ કહેતાં હલકું દેખાય ને નિદાન તે ખોટું માટે નભે નહીં. જેમ કોઈ સમર્થ હોય તે કદાપિ બરબટ કહેતાં જોરાવરીની રીતેથી કૌમુદી જે ચાંદરણું તેને ધૂપ જે તડકો કહે, પણ નિદાન તડકો ઠરે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૫૮૪. કામ કર્યા થકી સર્વનું સ્વરૂપ જાણ્યામાં આવે છે, તે કેમકે તેના વચનથી ને કૃતિથી તેનું તોલ થઈ આવે છે, કે આ તો રાંક છે, કે પોચ કહેતાં નઠારો છે, કે મોટો છે, કે રાજા છે. (ઇત્યર્થઃ)

૫૮૫. કથની જે બકવાદ કોરી, કહેતા કરોડો વાતો મોંઢાની કરીએ, તે કંઈ કામની નહીં. તેમાંથી રંચ કહેતાં કાંઇએક પણ કરીએ તે સારી; મોટી મોટી વાતોથી કાંઈ કામ થતું નથી. તે જેમ કંઈ લગારેકે પણ ખરેખરા અગ્ની વિના લાખો મણ અંગારા કાગળમાં લખીને દારૂમાં નાંખીએ, પણ તેથી કંઈ ઉડે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૫૮૬. (એ અન્યોક્તિ છે) ગાન, તાન, ને થેઈકાર એવા નાટારંભ જ્યાં થઈ રહ્યો હોય છે; તે અચક કહેતાં ઓચિંતો જેમ વાજિત્રનો તાર તૂટતાં તત્કાળ જે જેમ તે તેમ અટકી જાય છે, તેમ તું પણ સમજી લે. જે સત્યાના કહેતાં, હે ડાહ્યા પુરુષ! આ સંસારનો નાટારંભ તું માંડી બેઠો છે, પણ આ શરીરરૂપી યંત્રનો પ્રાણાત્મારૂપી તાર તૂટી જશે, ત્યારે સઘળું જે જેમ તે તેમ અટકી જશે; માટે ચેતીને હરી ભજ. (ઈત્યર્થઃ)

જે જ્યોં તે ત્યોં રહેગોં, નૃત્ય ગાન થૈકાર;
સમુઝિ સયાને જંત્રકોં, અચક તુટેગો તાર. ૫૮૬
જો કહિ ગ્રહકો સુખ દુઃખદ, મે કહૂં વાહિ અયાન;
રાવન બાંધે નોનકૂં, બિન દુઃખદાયક કાં ન. ૫૮૭
દુતિ ન દુતિય કો પાતિસી, છાનિ બાતિ કહિ મીત;
સાચિ અમદી ગંભિર અતિ, સહજ કરે બહુ હીત.. ૫૮૮
અતિ દુર્લભ જન જન્મ જિય, હરિ ભજિ આયો દાવ;
બ્હો ન મિલે હે જોગ યહ, જ્યોં લોહા ગતં તાવ. ૫૮૯
સહજ કૃપા હરિ દીન લહી, અભિમાની ન પ્રયાસ;
કહોંહૂ ન નગ રહિ નીર જ્યોં, સો સર આપુન બાસ. ૫૯૦

---

૫૮૭. કવિજન કહે છે કે જે ગ્રહને સુખ દુઃખદાયક કહે છે, તેને હું અજ્ઞાન માનુંછું. તે શા માટે, કે જો ગ્રહ દુઃખ સુખ આપે એવા સ્વતંત્ર હોય ત્યારે એ નવેને રાવણે બાંધી મૂકયા હતા, ત્યારે એમાં એમના દુઃખદાયક રાવણને મારી શ્રીરઘુનાથજીએ છોડાવ્યા; ત્યારે એમાં કાં ગ્રહ સુખ દુઃખદાયક માનીએ? માટે સર્વને સર્વ વસ્તુ પ્રભૂની ઇચ્છાએ જ થાય છે. (ઇત્યર્થઃ)

૫૮૮. કોઈ દુતી, દુતિય કહેતાં બીજી, એવી પાતી કહેતાં પત્રી જેવી ના મળે, કે આપણી છાની કાળજાની બાતી કહેતાં જે વાત હોય, તે આપણા મિત્રને જઇને કહે. ત્યારે કોઇ કહેશે જે તે તો દૂતીઓ કહે છેજ તો. પણ તે કરતાં આમાં ચાર ગુણ ઘણા મોટા છે, કે અમદી કહેતાં દૂતત્વનું અભિમાન નહીં, ને સાચી કહેતાં જેમ હોય તેમ કહે ને તેનો વિશ્વાસ જ પડી જાય, ને અતિ ગંભીર કહેતાં આપણી વાત કોઇને કહેશે, એવી શંકા મનમાં ન રહે, ને સહજ કહેતાં કાંઇ માગે નહીં, ને ઘણું સુખ કરે. એ ચાર ગુણ દૂતીમાં તો કયાંહીએક જવલેજ હોય, વા ન પણ હોય. (ઇત્યર્થઃ)

૫૮૯. હે જીવ! આ જન જે મનુષ્ય જન્મ ઘણો મોંઘો છે, તે તુંને હરી કૃપાએ મળ્યો છે; એ તારે હરી ભજવાનો દાવ આવ્યો છે, માટે ભજ. બહોર કહેતાં ફરીને એટલો જોગ જે સંજોગ, તે સમો વીત્યા પછી મળવાનો નથી. તે જેમ લોઢાનો તાવ ગયો તે પાછો મળતો નથી તેમ. (ઇત્યર્થઃ)

૫૯૦. શ્રીહરીની કૃપા દીન જનને ઘણી મોંઘી છે, પણ સહજે પામે, ને એ અભિમાનીને પ્રયાસ કહેતાં શ્રમ કરતાં પણ નથી મળતી. તે જેમ નગ જે પર્વત તે ઊંચો થયો છે, માટે તે ઉપર કેમે કર્યું નીર જે પાણી તે ટકતું નથી, ને તે પાણી પાસે સરોવર હોય છે, તેમાં આપુન કહેતાં પોતાની મેળે જઇને વાસ કરે છે, તે નીચું થયું છે માટે, તેમ. (ઇત્યર્થઃ)

૫૯૧. જેવો અધમ કૃતિના ફલનો બિશ્વાસ દૃઢ છે, તેવો જો ઉત્તમ કૃતિના ફલને વિષે હોય તો, શ્રીહરીના અંઘ્રીઅર્વિંદ જે ચર્ણકમલ તેને તે આસુ કહેતાં ઉતાવળા લહે કહેતાં પામે તેમાં કશો સંશય ના મળે. (ઇત્યર્થઃ)

૫૯૨. જાણી જોઇને પાપ કદાપિ કરીએ નહીં. તે શા માટે કે પાપ પરિતાપ આણી આપે, ને તે પરિતાપની વિકલતાએ પાછું પાપ થાય; તેથી પાછો તાપ; એમ પછીએ શૃંખલા છૂટવા પામે જ નહીં. (ઇત્યર્થઃ)

દિયે બોત સંતાપ કછુ, શાંતહુકૂં હૂઈ રોસ;
અતિ ધરસનતેં હોત જિમિ, ચંદન ચિનગિ ન દોસ. ૫૮૧
જોખિમ જૂઠ સદા બની, નહીં સાંચ કછુ આંચ;
તુરત દિખે કછુ અંત તહું, મનિ મનિ કાચ સુકાચ. ૫૮૨
અધરમપચ્છ ન કીજિયેં, તુચ્છ દિખે નિજ રૂપ;
બરબટ કહિ કો કૌમુદી, ધૂપ સુ ઠરે ન ધૂપ. ૫૮૩
કામ પરેતેં સબનકોં, જાન્યો જાય સરૂપ;
મોલ બોલ કૃતિતેં મિલેં, રંક, પોચ, બડ ભૂપ. ૫૮૪
કથની કોરી ન કામકી, કરની રંચહુ સાર;
ઉડે ન દારૂ ડારિયે, લખિ લખ મન અંગાર. ૫૮૫

---

૫૮૧. બહુ સંતાપ દીધા થકી જે કોઈ શાંત જે અક્રોધી હોય તેને પણ કો સમય રોષ ઉપજે, તે જેમ અતીશે ઘસ્યા થકી ચંદનના કાષ્ટમાં પણ ચીનગી જે અગ્ની પ્રગટ થાય છે, પણ તેનો જેમ દોષ નહીં, તેમ સંતનો પણ દોષ નહીં. (ઇત્યર્થઃ)

૫૮૨. જૂઠમાં તો જોખમ, જે હાણ, તે સદા બનેલી જ, છે. ને સાચપણામાં કદાપિ આંચ, જે સંતાપ તે ના મળે, કદા કંઇએક તુરત કાળ બળે દેખાય, પણ નિદાન જૂઠું નભે નહીં. આખર જેમ મણી તે મણી, ને કાચ તે કાચ જ ઠરે તેમ. (ઇત્યર્થઃ)

૫૮૩. કદાપિ ક્યાંહી પણ સારા માણસને અધર્મની પક્ષ કરવી નહીં. તે શા માટે કે હરી રાજી નહીં. ને તે થકી પોતાનું પણ રૂપ તુચ્છ કહેતાં હલકુ દેખાય ને નિદાન તે ખોટું માટે નભે નહીં. જેમ કોઈ સમર્થ હોય તે કદાપિ બરબટ કહેતાં જોરાવરીની રીતેથી કૌમુદી જે ચાંદરણું તેને ધૂપ જે તડકો કહે, પણ નિદાન તડકો ઠરે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૫૮૪. કામ કર્યા થકી સર્વનું સ્વરૂપ જાણ્યામાં આવે છે, તે કેમકે તેના વચનથી ને કૃતિથી તેનું તોલ થઈ આવે છે, કે આ તો રાંક છે, કે પોચ કહેતાં નઠારો છે, કે મોટો છે, કે રાજા છે. (ઇત્યર્થઃ)

૫૮૫. કથની જે બકવાદ કોરી, કહેતા કરોડો વાતો મોંઢાની કરીએ, તે કંઈ કામની નહીં. તેમાંથી રંચ કહેતાં કાંઇએક પણ કરીએ તે સારી; મોટી મોટી વાતોથી કાંઈ કામ થતું નથી. તે જેમ કંઈ લગારેકે પણ ખરેખરા અગ્ની વિના લાખો મણ અંગારા કાગળમાં લખીને દારૂમાં નાંખીએ, પણ તેથી કંઈ ઉડે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૫૮૬. (એ અન્યોક્તિ છે) ગાન, તાન, ને થેઈકાર એવા નાટારંભ જ્યાં થઈ રહ્યો હોય છે; તે અચક કહેતાં ઓચિંતો જેમ વાજિત્રનો તાર તૂટતાં તત્કાળ જે જેમ તે તેમ અટકી જાય છે, તેમ તું પણ સમજી લે. જે સત્યાના કહેતાં, હે ડાહ્યા પુરુષ! આ સંસારનો નાટારંભ તું માંડી બેઠો છે, પણ આ શરીરરૂપી યંત્રનો પ્રાણાત્માસ્ત્રપી તાર તૂટી જશે, ત્યારે સઘળું જે જેમ તે તેમ અટકી જશે; માટે ચેતીને હરી ભજ. (ઈત્યર્થઃ)

જે જ્યોં તે ત્યોં રહેગોં, નૃત્ય ગાન થૈકાર;
સમુઝિ સયાને જંત્રકોં, અચક તુટેગો તાર. ૫૮૬
જો કહિ ગ્રહકો સુખ દુઃખદ, મૈ કહૂં વાહિ અયાન;
રાવન બાંધે નૌનકૂં, બિન દુઃખદાયક કાં ન. ૫૮૭
દુતિ ન દુતિય કો પાતિસી, છાનિ બાતિ કહિ મીત;
સાચિ અમદી ગંભિર અતિ, સહજ કરે બહુ હીત.. ૫૮૮
અતિ દુર્લભ જન જન્મ જિય, હરિ ભજિ આયો દાવ;
બ્હો ન મિલે હે જોગ યહ, જ્યોં લોહા ગતં તાવ. ૫૮૯
સહજ કૃપા હરિ દીન લહી, અભિમાની ન પ્રયાસ;
કહોંઇ ન નગ રહિ નીર જ્યોં, સો સર આપુન બાસ. ૫૯૦

---

૫૮૭. કવિજન કહે છે કે જે ગ્રહને સુખ દુઃખદાયક કહે છે, તેને હું અજ્ઞાન માનુંછું. તે શા માટે, કે જો ગ્રહ દુઃખ સુખ આપે એવા સ્વતંત્ર હોય ત્યારે એ નવેને રાવણે બાંધી મૂકયા હતા, ત્યારે એમાં એમના દુઃખદાયક રાવણને મારી શ્રીરઘુનાથજીએ છોડાવ્યા; ત્યારે એમાં કાં ગ્રહ સુખ દુઃખદાયક માનીએ? માટે સર્વને સર્વ વસ્તુ પ્રભૂની ઇચ્છાએ જ થાય છે. (ઇત્યર્થઃ)

૫૮૮. કોઈ દુતી, દુતિય કહેતાં બીજી, એવી પાતી કહેતાં પત્રી જેવી ના મળે, કે આપણી છાની કાળજાની બાતી કહેતાં જે વાત હોય, તે આપણા મિત્રને જઇને કહે. ત્યારે કોઇ કહેશે જે તે તો દૂતીઓ કહે છેજ તો. પણ તે કરતાં આમાં ચાર ગુણ ઘણા મોટા છે, કે અમદી કહેતાં દૂતત્વનું અભિમાન નહીં, ને સાચી કહેતાં જેમ હોય તેમ કહે ને તેનો વિશ્વાસ જ પડી જાય, ને અતિ ગંભીર કહેતાં આપણી વાત કોઇને કહેશે, એવી શંકા મનમાં ન રહે, ને સહજ કહેતાં કાંઇ માગે નહીં, ને ઘણું સુખ કરે. એ ચાર ગુણ દૂતીમાં તો કયાંહીએક જવલે જ હોય, વા ન પણ હોય. (ઇત્યર્થઃ)

૫૮૯. હે જીવ! આ જન જે મનુષ્ય જન્મ ઘણો મોંઘો છે, તે તુંને હરી કૃપાએ મળ્યો છે; એ તારે હરી ભજવાનો દાવ આવ્યો છે, માટે ભજ. બહોર કહેતાં ફરીને એટલો જોગ જે સંજોગ, તે સમો વીત્યા પછી મળવાનો નથી. તે જેમ લોઢાનો તાવ ગયો તે પાછો મળતો નથી તેમ. (ઇત્યર્થઃ)

૫૯૦. શ્રીહરીની કૃપા દીન જનને ઘણી મોંઘી છે, પણ સહજે પામે, ને એ અભિમાનીને પ્રયાસ કહેતાં શ્રમ કરતાં પણ નથી મળતી. તે જેમ નગ જે પર્વત તે ઊંચો થયો છે, માટે તે ઉપર કેમે કર્યું નીર જે પાણી તે ટકતું નથી, ને તે પાણી પાસે સરોવર હોય છે, તેમાં આપુન કહેતાં પોતાની મેળે જઇને વાસ કરે છે, તે નીચું થયું છે માટે, તેમ. (ઇત્યર્થઃ)

૫૯૧. જેવો અધમ કૃતિના ફ્લનો બિશ્વાસ દૃઢ છે, તેવો જો ઉત્તમ કૃતિના ફ્લને વિષે હોય તો, શ્રીહરીના અંઘ્રીઅર્વિંદ જે ચર્ણકમલ તેને તે આસુ કહેતાં ઉતાવળા લહે કહેતાં પામે તેમાં કશો સંશય ના મળે. (ઇત્યર્થઃ)

૫૯૨. જાણી જોઇને પાપ કદાપિ કરીએ નહીં. તે શા માટે કે પાપ પરિતાપ આણી આપે, ને તે પરિતાપની વિકલતાએ પાછું પાપ થાય; તેથી પાછો તાપ; એમ પછીએ શૃંખલા છૂટવા પામે જ નહીં. (ઇત્યર્થઃ)

અધમ કૃતિ બિસ્વાસ ફલ, તસ ઉત્તમ દૃઢ હોઇ;
આસુ અંઘ્રિઅરબિંદ હરિ, લહે ન સંસય કોઇ. ૫૯૧
જાનિ પાપ કરિયે ન કછુ, પાપ તાપ દે લ્યાય;
તાસું પાપ ફિરિ તાપ યહ, સંખલ તુટન ન પાય. ૫૯૨
કલિ હરિ નાઉંપ્રભાવ બડ, તબ ચિત લૂટાલૂટ;
ઘો ચોડી અહિ લંબ જ્યોં, દમડેમેંઘાં ઊંટ. ૫૯૩
ગુન ગુપાલ સંગત કરે, સો ગુપાલ સદ પાય;
જ્યોં દેખે વે સહજ સુર, જો આતપમેં જાય. ૫૯૪
અનુભવિ સચરાચર બિખે, દેખે જુગજીવંન;
અંજનબિદ્યા જાહિપેં, સો લખિ જ્યોં સબ ધન્ન. ૫૯૫
હરિ સમંધ બિન બૈખરી, ખરી ખરીસી માંનિ;
જો હે તોગૌ સારખિ, અખિલ ઇડય સુખ દાનિ. ૫૯૬

---

૫૯૩. આ કલિજુગમાં હરી નામનો પ્રભાવ કહેતાં મહિમા મોટો છે, ત્યારે ચોતરફ ચિતની લૂટાલૂટ થઇ છે. ત્યારે નામ મોટું ક્ષણમાં વણશ્રમે લેવાય, પણ તેટલીવાર મન સ્થીર રહેતું નથી; ને સત્યુગમાં મન સ્થિર રહેતું ત્યારે પ્રભૂ મોડા મળતા. એટલે સાપ લાંબો ને ઘો પહોલી એમ કહ્યું. એક દમડે ઊંટ મળે, પણ તે દમડો ક્યાંથી કાઢે? તેમ. (ઇત્યર્થઃ)

૫૯૪. જે કોઈ ગોપાળ જે શ્રીકૃષ્ણ, તેમના ગુણની જે સંગત કરે કહેતાં ગાય, તે શ્રીકૃષ્ણને સદ્ય પામે. તે જેમ આતપ જે તડકો તેમાં જાય તે સેહેજે સૂર્યને દેખે–જેનો જે પ્રતાપ તે તેના પ્રતાપીને દેખાડે, તેમ. (ઇત્યર્થઃ)

૫૯૫. જે કોઇ અનુભવી હોય તે સઘળે સ્થાવરજંગમને વિષે જગતના જીવન જે શ્રીકૃષ્ણ, તેમને દેખે–પંચમહાભૂતનો પડદો તેને અંતરાય કરતો નથી. તે જેમ કોઇ અંજનવિદ્યાવાળો હોય છે, તે દાટેલું વા પ્રગટ દ્રવ્ય જ્યાં હોય ત્યાંથી દેખે–પૃથ્વી આદિક પડદો તેને નડે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૫૯૬. વૈખરી જે વાણી, તે જેટલી શ્રીહરીના સંબંધવિના તે સઘળી ખરી કહેતાં સાચી તે ખરી, જે ગધેડી તેના જેવી અપવિત્ર જાણવી. ને જો હરીનો સંબંધ છે તો તે વાણી ગો કહેતાં ગાય સરખી સર્વને ઇડ્ય કહેતાં પૂજવા યોગ્ય મહાસુખની આપનારી જાણવી (ઇત્યર્થઃ)

૫૯૭. જે કોઈ મોટા ને ઉત્તમ તે તો આગમ જે શાસ્ત્ર, તેમાં લખેલા સાંભળીએ-છીએ. ને અધમ તે તો ચખ જે નેત્ર તેની તીર કહેતાં પાસે દેખાય છે. તે જેમ સિંહ ને હંસ તેને તો ક્યાંહી દેખતા નથી, સાંભળ્યામાં આવે છે, ને કાગડા ને શીયાળ તો ઘણાં અથડાયા કરે છે, તેમ, (ઇત્યર્થઃ)

૫૯૮. હરી તો સઘળે ઠેકાણે વ્યાપી રહ્યા છે, પણ અજ્ઞાનરૂપી ચક વચમાં પડેલો છે, તેણે કરીને દીઠામાં આવતા નથી. તે જેમ સરોવરનું જળ સઘળે પથરાઈ રહેલું હોયું છે, પણ

બડ ઉત્તમ આગમ સુનેં, નીચ અધમ ચખતીર;
સિંહ હંસ નહિ દેખિયતુ, કાક સ્યાલકી ભીર. ૫૯૭
હરિ વ્યાપક સબ ઠાંઇ પેં, ચકઅજ્ઞાન બિચ આહિ;
છન્નોં કાહિ જ્યોં સર સજલ, લહિ બિદ્યા બલ બાંહિ. ૫૯૮
તન સબ જગકો બદન હરિ, પોખત ઉપજે તોખ;
સમાધાન પ્રત્યેક શ્રમ, અફ્લ ઔર બડ દોખ. ૫૯૯
અટલ આઇ આપત્તિ જબ, ઇક હરિસરન ઉપાય;
પરિ સફરી જિમિ જાલ જો, બચેં જાલિ પદ ધાય. ૬૦
બુદ્ધિ મિલેં ન દામતેં, બુદ્ધિતેં મિલે ન દામ;
નાંતર ધનિ જડ કયોં રહે, કયોં દરિદ્રિ ધીધામ. ૬૦૧
બિન રતિ કા બડનિકટતેં, નાં જિગોરિ ગોતીર;
નિપટ લપટિ સ્તન તહું રગત, લહે દૂર બછ ખીર. ૬૦૨

---

કાહી કહેતાં જે લીલ, ઉપર છવાઈ રહી છે, માટે દેખાતું તથી. પણ જો વિદ્યા કહેતાં જ્ઞાન બળથી હરી દીઠામાં આવે, તે જેમ હસ્તના બળવડે લીલ વેગળી કરતાં જળ દેખાય, તેમ. (ઇત્યર્થઃ)

૫૯૯. સર્વ શરીરરૂપ જગતને મુખ રૂપ હરીને પોષણ કરતાં તોષ કહેતાં સંતોષ ઉપજે ને જો પ્રત્યેક કહેતાં જુદી જુદી ઇંદ્રિયો અંગરૂપ સર્વ જગત ને જગતના પૂજનીકને જુદાં જુદાં સમાધાન કરવાં જઈએ, તો કોઇને સુખ ના ઉપજે ને શ્રમ સઘળો અફળ થાય ને અવિવેક રૂપિ મોટો દોષ થાય, એટલો લાભ! (ઇત્યર્થઃ)

૬૦૦. અટલ કહેતાં એકે ઉપાયથી જ્યારે ન મટે એવી આપત્તિ આવી પડી, ત્યારે તેને મટાડવાનો એક જ મોટો ઉપાય છે કે, હરીને શરણ જવું, તેથી ઉગરાય. તે જેમ સફરી જે માછલી, જે જાળમાં ઘેરાઈ પડી હોય છે, તેને ઉગરવાનો ઉપાય બીજો એકે નથી હોતો, પણ જાલી જે જાળનો નાંખનારો તેના પગના થડમાં તે જાળનું મોંઢુ હોય છે, તે પગભણી કોઇએક માછલું જાય છે, તે મોંઢે થઇને જાળમાંથી નીકળે છે, તે બચી જાય છે તેમ. (ઇત્યર્થઃ)

૬૦૧. બુદ્ધિ ક્યાંહી દ્રવ્યથી નથી મળતી ને દ્રવ્ય બુદ્ધિથી નથી મળતું. નહીં તો ધની જે દ્રવ્યવાન, તે જડ કહેતાં મૂર્ખ કોઈ શીદ રહે, ને ધી ધામ જે બુદ્ધિના ધામરૂપ, જે પંડિત, તે દરીદ્રી શીદ રહે? પણ ભાગ્ય વિના મળે જ નહીં. (ઇત્યર્થઃ).

૬૦૨. સ્નેહી વીના મોટાની પાસે રહેથી શું થયું—દુઃખદાયક તો તેને હોઇએ. મોટાં પાસે રહે, પણ તુચ્છ ફળ એવું મળે, જે તેથી અકલ્યાણ થાય. તે જો સ્નેહ હોય તો વેગળેથી પણ સારા ફળની પ્રાપ્તી થાય. તે જેમ જીગોડી ગાયને સ્તને છેક લપટાઈ રહે છે, પણ દુઃખદાયક છે, ને સ્નેહ નથી, માટે આંચળમાં દૂધ ભર્યું છે તોએ પણ એના મોંમાં તો રક્ત કહેતાં લોહી જ આવે છે. ને વાછરડું સ્નેહવાળું બાંધ્યું રહે છે, પણ તેને તે સ્તનમાંથી દૂધની પ્રાપ્તી થાય છે તેમ. (ઇત્યર્થઃ)

૬૦૩. પ્રભૂની ગતિ ઘણી અકળિત છે, માટે પ્રભૂને કંઇ કહે બનતું નથી, કે તમે તે નિશ્ચે આવા જ છો, એમ કહેવાય નહીં; તે શા માટે કે જે પુરુષ રામાવતારમાં નાગપાસે બંધાયા, તે

પ્રભુકૂં કહન બને ન કછુ, જાકી ગતિ અકલીત;
અહિતેં બંધે અહિ નથ્યો, યવન ભજે હરજીત. ૬૦૩
રાખિ સાખિ ગત લાખ કરિ, બહી ન લહિ કો પીર;
કોટિ જંતન જિમિ ના મીલેં, ગયો મુક્તિકો નીર. ૬૦૪
જુક્તિ અધિક બલ વિદ્યતેં, જો દૈ દીની હોઇ;
સુરસરિ, અનુજા સુદ્રકી, ના કહિ શકે ન કોઇ. ૬૦૫
લહેજાય ગુન કહેતેં, સો ગુનિ કહે ન જાય;
દીસે જો મનિ દીપસોં, વહ જ્યોં મનિ ન કહાય. ૬૦૬
ગુન અનંતમેં દોખ અનુ, સો કરિસકે ન બાધ;
જ્યોં ન લોંન ડલિકે મિલે, ક્ષીરપયોધી ગાધ. ૬૦૭
સબ રસ ભોગેં સંત કછુ, તહૂ રહે નિષ્પાપ;
સ્નિગ્ધ પગી રસના જિમી, અલેપ અગન પ્રતાપ. ૬૦૮

---

શ્રીકૃષ્ણે મહાબળીઓ કાળીનાગ નાથ્યો, ને વળી સંગ્રામને વિષે તુચ્છ કાળયવનથી નાઠા; ને લીલા માત્રમાં શ્રીમહાદેવજીને જીતી લીધા, ઇત્યાદિક આશ્ચર્યરૂપ જેનાં ઘણાં ઘણાં ચરિત્ર છે માટે. (ઇત્યર્થઃ)

૬૦૪. લાખો રૂપૈયા જવા દઇને પણ સાખ જે સત્યતા તે રાખવી; એ વહી ગયા પૂઠે કોઇ પામે નહીં. તે જેમ મુક્તા જે મોતી તેનું પાણી ગયું, તે કોટિ ઉપાયે ન મળે તેમ. (ઇત્યર્થઃ)

૬૦૫. યુક્તિનું બળ વિદ્યાથકી પણ અધિક છે કે અસંભવ વાતને સંભળાવી આપે તે માટે પણ જો દૈવ જે ઈશ્વર તેણે આપી હોય તો અસંભવ સંભવાવે. તે કેમ જે સુરસરી જે શ્રી ગંગાજી, તેમને જુક્તિબળવાળો શુદ્ર–મહાઅધમ, તેમનાં નાહાનાં બેહેન છે, એમ કહે તો તે અનુચિત લાગે; પણ યુક્તિ બળે વિચારતાં સાચું છે. કોઇ પંડિતથી પણ ના ન કહેવાય. તે કેમકે સૃષ્ટિની આદે વિરાટ પુરૂષ ભગવાનના ચર્ણથી શૂદ્ર થયા, ત્યાર પછી ઘણે કાળે શ્રીવામનજીના ચર્ણારવિંદથી શ્રી ગંગાજી થયાં, એ રીતે શ્રી ગંગાજી અનુજા ઠરે. (ઇત્યર્થઃ)

૬૦૬. જે ગુણવાનના ગુણ કોઇના કહ્યાથી જાણ્યામાં આવે, તે કંઇ ગુણી ન કહેવાય; તે જેમ જે મણી દીવાવડે દેખાયામાં આવે તે કાંઇ મણી સાચો ન કહેવાય તેમ. (ઇત્યર્થઃ)

૬૦૭. જેમાં અગણિત ગુણ ભર્યા હોય તેમાં અનુ કહેતાં કિંચિત માત્ર કદાપિ દોષ હોય તોહે તે તેને બાધ કરી શકે નહીં. તેમ લવણની ડળી જે કાંકરી, તેના મળ્યાથી પયોધી જે અગાધ એવો ક્ષીરસાગર તે ખારો ન થાય તેમ. (ઇત્યર્થઃ)

૬૦૮. સંત જે મોટા ભગવત્‌દાસ તે કદાપિ સર્વે રસ ભોગવે તોએ પણ તેને કશું પાપ વળગે નહીં. તે જેમ રસના જે જિહ્વા તેનો દેવતા અગ્ની છે, તેને પ્રતાપે કરીને જીભ સ્નિગ્ધ જે ચીકણી વસ્તુ તેમાં જો પચી રહે તોએ પણ અલેપ કહેતાં લેપાય નહીં, એટલે ચીકટે નહીં તેમ. (ઇત્યર્થઃ)

ઓછોં જો ઉંચો બને, નમે ભારિ અભ્રાંત;
ના પ્રતીતિ તો લેહુ લખિ, તાકડીકો દ્રષ્ટાંત. ૬૦૯
બિન અલચ્છ બિધિ લચ્છહુ ન, સુખ સુલચ્છ પરતચ્છ;
જ્યોં ચોપટ બિન અચ્છબલ, જિતે ન દચ્છ સપચ્છ. ૬૧૦
સમય સમુઝિ કૃતિ કીજિયેં, હઠસું હોઇ સુખહાનિ;
બાલિ, સુયોધન, કંધદસ, ગત અસુસહ રજધાનિ. ૬૧૧
મરાલ, બક, પિક, કાક, સમ, બરન કછુક આકાર;
પેં ગુન સમ નહિ ભિન્ન કૃતિ, પય જલ જલપત બાર. ૬૧૨
મતલબ પ્યારી સબનકોં, બસ્તુ પ્યાર નહિ કોય;
જ્યોં જૈમુત જીબન સકલ, અરુચ અનોંસર હોય. ૬૧૩
અલ્પાદર ભલ અરુ જિહિં, અત્યાદર તુછ અલ્પ;
લંકનિવાસિ કરત જંસ, કાકચંચુ કં કલ્પ. ૬૧૪

---

૬૦૯. જે કોઈ પોતાની મેળે ઉંચો થાય તે ઓછો હોય જ, ને જે નમ્યો તે ભારે હોય; એ વાતમાં અભ્રાંત કહેતાં સંદેહ નથી. તે કરતાં જો પ્રતીતિ ન આવે તો પ્રત્યક્ષ તાકડી જે ત્રાજવું તેનું દ્રષ્ટાંત જોઇ લો, કે ઓછું હોય તે ઉંચું જાય, ને ભારે તે નમતું રહે તેમ. ( ઇત્યર્થઃ )

૬૧૦. અલછ, જે અદ્રષ્ટ, જે ભાગ્ય, તેના બળવિના લક્ષપ્રકાર કરે, પણ સુખ ન જ મળે. તેનું પ્રત્યક્ષ લક્ષ કહેતાં જો કે, જેમ ચોપટના ખેલમાં અક્ષ કહેતાં પાસાના બળ વિના દક્ષ કહેતાં મહાચતુર હોય તે જીતે નહીં, ને પક્ષ જે પાસા તે સહિત હોય તે જીતે, તેમ. ( ઇત્યર્થઃ )

૬૧૧. સમય વિચારીને સર્વ કામ કરીએ. હઠીલા હોઇએ તોહે પણ જો આપણું ભલું ચાહિયે તો સમય કાળ ફર્યો દેખીએ ત્યારે હઠ મૂકી દઇએ. નહીં તો સર્વ સુખની હાની થઇ જાય. જો ન માનો તો વિચારી જૂઓ કે અતીશે હઠથી મહા સમર્થ હુતા તોએ પણ વાળી, દુર્યોધન ને રાવણાદિકની અસુ કહેતાં પ્રાણ સહિત રાજધાનીઓ ગઇ કે નહીં? તેમ. ( ઇત્યર્થઃ )

૬૧૨ મરાળ જે હંસ, ને બક જે બગલો એ બેઃ ને વળી પિક જે કોકિલા ને કાગડો. એ બેનો ને પેલાં બેનો વર્ણ જે રંગ તે સમ કહેતાં બરોબર છે, ને કાંઈએક આકાર પણ ખરો, પણ ગુણની બરોબરતા ન મળે. ખાનપાનાદિકની પણ કૃતિ જૂદી જૂદી છે; પણ, પય જે દૂધ ને જળ મળેલાં જૂદાં કરતી વેળા બક હંસની, ને જલ્પ કહેતાં બોલતી વેળા કોકિલા ને કાગની પરીક્ષા થાય છે; ત્યાં સમાનતા નભતી નથી, ભગળ નીકળી પડે છે, તેમ. ( એ અન્યોક્તિ છે. ) ( ઇત્યર્થઃ )

૬૧૩ સર્વ કોઇને પોતાની મતલબ વાહાલી છે, પણ જેવડે મતલબ થાય કેહેતાં કામ જે જીવ તે ટકે છે, તે વસ્તુ ઉપર કોઇને વાહલ નથી રહેતું. તે જેમ જૈમૂત જે મેઘ તે સર્વને જીવનરૂપ છે, તોએ પણ અનોસર કહેતાં અવસર વિના એટલે બીજી ઋતુઓમાં માવઠાં થાય છે ત્યારે, વા વૃષાઋતુમાં પણ અનોંસર જે નકામો અતિ વૃષ્ટી કરે છે ત્યારે તેનો તે અપ્રિય લાગે છે, તેમ. ( ઇત્યર્થઃ )

જો તેરી કછુ ઓઠકી, ક્યોં હૂ ન બનિહેં બસ્ત;
દુખ પ્રયત્ન તજ ઓર કિ ન, ત્યોં પરિહે તો હસ્ત. ૬૧૫
સ્નેહ સ્નેહસો કૃષ્ણબિનુ, ગુની ગુની સમ જાનિ;
હરખ હરખસોહી સમુઝિ, શોખ શોષ પરમાનિ. ૬૧૬
જો પ્રપંચ મન તો ન હરી, હરિમેં તો ન પ્રપંચ;
જેસેં બાયસ દીઠબલ, ઈક દ્રગ એક ન રંચ. ૬૧૭
દુસ્તર યા કલિકાલમેં, ધર્મ ન્યાવ નહિ દાવ;
નિર્ને ઠાને નૃપાદિક, જો જોરાવર ભાવ. ૬૧૮
નહિ કરિબેકી ભૈ કછૂ, સોઉ હુતબ્ગતા જાનિ;
બ્હોર ન બલ કલ કહાડિયે, જિમિ પાહન નિચ પાનિ. ૬૧૯

---

૬૧૪. જે ઠેકાણે શ્રેષ્ઠ વસ્તુ હોય, પણ ઘણી થઈ ત્યારે તેનો અલ્પ કહેતાં થોડો આદર જે માન તે મળે છે ને અલ્પ કહેતાં થોડી હોય ત્યારે તેનો આદર ઘણો થાય. તે જેમ લંકના નિવાસી લોક કરે છે તે વિચારો કે કે જે સોનું તે કલ્પ કહેતાં સમર્થ છે, સુખ આપવાને સમર્થ છે, તે ત્યાં ઘણું છે માટે, આદર થોડો કરે છે, ને કાચ્ચંચુ જે કાચનો ખડીઓ તે ત્યાં થોડો મળે છે, ત્યારે તેનો ત્યાં મણી કરતાં પણ ઘણો આદર કરે છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૧૫. હે જીવ! જે વસ્તુ ઈશ્વરે તારે કાજે સરજી છે, તે કદાપિ કેમ કરીને કોઇની નહીં થાય; તે નીશ્ચેજ. તેમ બીજા કોઇની પણ વસ્તુ તે તારા હાથમાં પણ આવશે નહીં. માટે એ વાતનો કલેશ ને પ્રયત્ન જે તે નીમિત્ત પરિશ્રમ, તે સમજીને મૂકી દે. એટલે સુખ માગે ઘણું શ્રમે, પણ પ્રાપ્તકાળ વિના નથી મળતું, ને દુઃખ વણમાગ્યું આવી વળગે છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૧૬. શ્રીકૃષ્ણવિના જે સ્નેહ તે તો સ્નેહ જે તેલ જેવો, એટલે ચિકાસ લગાડીને મેલા કરે; ને હરિ સંબંધવિના ગુણો કરીને કહેતાં જે ગુણી, ને ગુણી કહેતાં વાઘરી તે જેવા જાણવા. હરિ સંબંધવિના જે હર્ષ તે હર્ષના રોગ જેવો એટલે નામ તો હર્ષ, પણ દુઃખનો ભંડાર, હૈયામાં સમજી લેવો; ને હરિ સંબંધવિના શોખ તે શોષ પ્રમાણજે. (ઇત્યર્થઃ)

૬૧૭. જો મન પ્રપંચમાં રહે તો હરીમાં હોયજ નહીં. ને જો હરીમાં હોય તો પ્રપંચમાં ન હોય, તે જેમ વાયસ જે કાગડાને દ્રષ્ટીનું બળ, જે જોવાપણું તે એક આંખેજ છે. ડાબીએ જોય ત્યારે જમણીએ નહીં, ને જમણીએ જોય ત્યારે ડાબીએ નહીં. એટલે આંખો તો બે, પણ માંહે જોવાનું તત્ત્વ એક છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૧૮. દુસ્તર જે ન પાર પડાય એવો આ જે કળીકાળ તેમાં ધર્મ ન્યાય થવાનો સમય રહ્યો નથી. રાજા આદે સઘળા ન્યાય પંચાયતના કરનારા તે પણ તે નિશ્ચે ઠરાવે કે જે જોરાવરના મનમાં ગમતું હોય તે રીતે થાય. માટે હરીનો આશ્રય રાખવો. (ઇત્યભિપ્રાયંજ્ઞેયં)

૬૧૯. જે ન કરવાનું કામ હોય ને તે જો કદાપિ થઈ ગયું તો તે પણ હુતબ્ગતા કહેતાં થવાનું જ હતું એમ જાણવું. બહોર કહેતાં ફરીને પાછું, તેટલા ઉપર બળ કહેતાં સાહસ કર્મ ન

સ શિવ, લ લછમિ, ગનેશ ગ, ર રવિ, મ માધો નામ;
પંચ બરન પંચાગ મય, ભજિ ઇક સાલિગરામ. ૬૨૦
દે પર શોભ અસોભસો, દેત ન લેત સુજાનિ;
જ્યોં સો તિય સુખ લહતુહે, જો પ્રિતમ સુખદાનિ. ૬૨૧
સબ કર પ્રભુ કરતા ન કછુ, દુહુ યહ કહત બનેન;
અકલ આપ ક્યોં કલિસકે, નમન ન મનગતિબેન. ૬૨૨
ગુનઆભૂખન નમ્રતા, નમ્રત ભૂખન ગૂન;
લોંન મિષ્ટ જિમિ અન્નતેં, અન્ન મિષ્ટ જિમિલૂન. ૬૨૩
સબ સન્મુખ તબ જાનિયેં, જબે કૃષ્ણ સનમૂખ;
પેં વિમૂખ ત્રી હોતહે, અશુભ, દોખ, દૂખ દૂર. ૬૨૪

---

કરવું. પછી તો કળ કહેતાં બુદ્ધિ વિવેકવડે તે કામ સમારવું. જેમ મોટા પાહણ કહેતાં પથર તળે, પાણિ કહેતાં હાથ આવ્યો હોય તે કળે કરીને કાઢીએ, તેમ. (ઇત્યર્થઃ)

૬૨૦. હે બ્રાહ્મણ! તું પંચાંગ પૂજામાં મન ન ભ્રમાવીશ. તે પાંચે મય એક શ્રીશાલિગ્રામજી છે, તેને ભજ એટલે તેમાં સર્વ આવ્યું. શ્રીશાલિગ્રામ એ પાંચ વર્ણ કહેતાં અક્ષરનું નામ છે, તે પંચાંગ પૂજા માટે છે. તે જોકે પ્રથમ શ્રી તે લક્ષ્મી રૂપ તથા મંગળ સ્વરૂપ, ને સકાર તે શિવરૂપ, ને લકાર તે લક્ષ્મીરૂપ કિંવા તેની અંશભૂત શક્તિ, ને ગ તે ગણેશ, ને ર તે રવિ ને મ તે માધવ જે વિષ્ણુ, એ પાંચે માંહે જાણવા. જે નામ લેવું હોય તેનો પ્રથમનો અક્ષર કહેતાં બધું નામ જાણવું. તેનું વચન શાસ્ત્રમાં છેઃ—'नामैकदेशे नाममात्रस्य ग्रहणम्' इति न्यायात् ॥ (ઇતિવચનતત્વતઃ)

૬૨૧. જે કોઈ પર કહેતાં બીજાને શોભા તથા અશોભા આપે છે; પણ તે આપતા નથી, તે તો સામા લે છે. આપીને લે છે, તે શા માટે કે શોભા અશોભાની એ રીત છે કે બીજાને આપ્યા વિના પોતાને કેમે કરી મળે જ નહીં. તે જાણવું કે જેમ તે સ્ત્રી સુખ લહે કહેતાં પામે છે, કે જે પોતાના પ્રીતમને સુખદાનની કરનારી, ને તેણે પણ પ્રીતમને રસદાન કર્યા વિના પોતાનો રસ પોતે નથી ભોગવાતો, તેમ. (ઇત્યર્થઃ)

૬૨૨. હે શ્રી મહાપ્રભો! તમે સર્વ કર્ત્તા છો, કે કાંઈ નથી કર્ત્તા, એ બંને વાત મધ્યે એકે પણ અમારે કહેતાં બનતું નથી. તે શા માટે કે જે કરે તે તો ભોગવે, ને તમારે તો કશું ભોગવવાપણું છે નહીં, નિર્લેપ છો; ત્યારે સર્વ કૃતિ કર્ત્તા નથી સંભવતું. ને જો ન કર્ત્તા કહીએ તો આ સર્વ રચના ચેષ્ટા તમ વિના કોણથકી થાય છે? તે તો એક તમે જ કર્ત્તા છો, ત્યારે નથી કર્ત્તા કેમ કહેવાય! માટે કાંઈ નિશ્ચે કોઈથી કળી શકાતું જ નથી. તે શા માટે કે જો કોઇના કળ્યામાં આવતા હો તો આપ અકળસ્વરૂપ સીદ કહેવાઓ! મોટા મોટાની પણ મન ને વાણી તેની ગતિ તે તમ લગી પોહોંચતી નથી. માટે તમને કંઈ કહેવાય નહીં. વારેવારે નમન જ કરીએ છીએ. (ઇત્યર્થઃ)

૬૨૩. ગુણ, તે સર્વને ભૂષણ છે, પણ ગુણનું ભૂષણ તે નમ્રતા છે. એવી નમ્રતા મોટી તો ખરી, પણ પાછું એનું આભૂષણ પણ ગુણ છે. બાકી જે ગુણ રહિત છે તે તો ઘણાએ

તૂં બિસલંત સંસાર જિય, આયુ જાયે નહિં જાન;
સર સલીલ અતિછિન ઘટે; જ્યોં જખ પુરે ન જાન. ૬૨૫
અલી અદર્દીં હરિ ભયે, બિરહ દરદ હોં ચૂર;
કપૂર ન રહ બિનમિર્ચ જ્યો, મિર્ચ ન ચાહે કપૂર. ૩૩૬
માને ગિર ગુરુસમ ધરુનિ, પોખે સંતતિ સંત;
વેસેં જન જિન સંગ કરિ, સ્વાત્મા લહિ ભગબંત. ૬૨૭
કિરતીજાકી કિરતિપેં, અતિ રતિ રતિહેં જાહિ;
તાકી રતિ બડ રતિપતિ, પિતુરતિ તજેં ન તાહિ. ૬૨૮
સીલ ફિરેં નહિ સંગતેં, નિત્ય નિકટ અસિ ઢાલ;
ઘાતક ઇક ત્રાતક લિખોં, દુહુકી ન્યારી ચાલ. ૬૨૯

---

દીનતા કરતા ફરે છે, તે કંઈ શોભા નથી પામતા. એ તો ગુણ ને નમ્રતા પરસ્પર એકેકનું ઘરેણું છે. તે જેમ લવણથી મીઠાશ તે અન્નથી, ને અન્નની મીઠાશ તે લવણથી છે, તેમ. (ઈત્યર્થઃ)

૬૨૪. જ્યારે શ્રીકૃષ્ણ સન્મુખ થયા, વા આપણ શ્રીકૃષ્ણની સન્મુખ થયા, એટલે શ્રીકૃષ્ણને શરણ ગયા, ત્યારે સર્વ પદાર્થ સન્મુખ થઈ જાય છે. પણ એક ત્રણ વસ્તુ વિમુખ થાય છે, સર્વ અશુભ, પાપ, ને દુઃખ. (ઇત્યર્થઃ)

૬૨૫. હે જીવ! તું તો સંસારમાં માયાના અનિત્ય સુખના વિલાસમાં એવો મગ્ન થઈ ગયો છે, કે હરિભજન વિના આવરદા વહી જાય છે, તેનું તુને જ્ઞાન નથી. તે જેમ સર જે સરોવર, તેનું સલિલ જે જળ, તે ક્ષણ ક્ષણ પ્રત્યે ઘટતું જાય છે તે, તે સરોવરનાં જખ જે માછલાં તેમના જાણ્યામાં નથી આવતું, તેમ. (ઈત્યર્થઃ)

૬૨૬. કોઈ એક ગોપીજન શ્રીકૃષ્ણના વિરહાગ્નિથી વિકલ થયાં થકાં પોતાની સખિ પ્રત્યે કહે છે કે, હે અલી! શ્રી હરી તો છેક દરદ વિના થઈ ગયા, ને હું તો વિરહના દરદમાં ચકચૂર થઈ ગઈ છું; ને હું વિના તે તો સદા સુખમાં છે, ને હું તો તે વિના નહીં રહી શકું એ નિશ્ચે. તે જેમ બરાસ તો મિરી વિના રહી શકતું નથી, ઉડી જાય છે; ને મિરીને તો કપૂર જે બરાસ તે વિના સુખે રહેવું થાય છે, તેની કંઈ ચાહના તેને નથી, તેમ (ઇત્યર્થઃ)

૬૨૭. જે કોઈ પાખંડી સાધુ આવાં લક્ષણવાળા હોય તેનો સંગ તું રખે કરતો. તે પાખંડી કેવા કે ગુરુદેવની ગીરા જે વાણી તે સાધૂને આદર કરીને માનવી ઘટે, તે તો ન માને ઉલટું તે પ્રમાણે, પોતાની સ્ત્રીનું વચન માને, ઉથાપે નહીં ને સંતને ઠેકાણે પોતાની સંતતિ જે પ્રજા, તેને પોષે, ને પોતાના જીવાત્માને ભગવાનની પેઠે પ્રસન્ન રાખે, પણ ભગવાનને ઓળખે નહીં. (ઇત્યર્થઃ)

૬૨૮. કીરતી જે શ્રીકીર્તિજી, તેમનાં જા કહેતાં જે પુત્રી શ્રીરાધિકાજી, તેમની કીર્તિ જે યશ, તે ગાવા સાંભળવા ઉપર જેને અતીશે રતિ જે પ્રીતિ તે હોય, તેની રતી જે ભાગ્ય તે ઘણું જ મોટું જાણવું. તે શા માટે કે, રતિપતિ જે પ્રદ્યુમ્નજી, તેમના પિતુ જે શ્રીકૃષ્ણચંદ્રજી,

કરની કરી સુભોગની, કહે મિમાંસી બાન;
અજામેલ ભુગએ બિના, કયોં પાયો નિરવાન. ૬૩૦
હીરા લાખન મૂલકે, રંકસું લિયો ન જાય;
તાંતેં દયા દયાલ ભલ, દીનો દિયા બનાય. ૬૩૧
તસ્સે દુહુ મન મિલનકોં, ગહ્યો દોઉ ધન માન;
સહિ ક્રોધ મિલયે દુતિ દુહુ, પ્રિય લગે સમ પ્રાન. ૬૩૨
ચાતક સ્વાતીબુંદ બિન, અચેં ઓર કછુ નીર;
તહું તૂંતો મન જિન ધરેં, આસ બિનાબલબીર. ૬૩૩
નારીનેહ અધીક પૈં, સ્વારથ સમલ બિચાર;
રૂપ દ્રવ્ય ગુન આદિ કછુ, નહિ તહું જનની પ્યાર. ૬૩૪

---

તેમની ઉપર પ્રીતિ તો ઘણાએક ભક્તને હોય છે, પણ આ તો સામી શ્રી કૃષ્ણની રતિ જે પ્રીતિ તે તેને મુકતી નથી-વારતી કહેતાં એક અણુ માત્ર પણ તેને શ્રી કૃષ્ણ તજતા નથી, એટલે સદા હૃદયમાં બિરાજે છે, તે માટે (ઈત્યર્થઃ)

૬૨૯. શિલ જે સ્વભાવ, તે સંગત કર્યા થકી પણ કોઈ કોઇનો ફરતો નથી, તે જેમ અસી જે ખડ્ગ ને ઢાલ, એ સદા પાસેનાં પાસે રહે છે પણ એકને ઘાતક કહેતાં મારવાનો સ્વભાવ છે, ને એકને ત્રાતક કહેતાં રાખવાનો સ્વભાવ છે. તે જુઓ કે બંનેની જુદી જુદી ચાલ છે, તે સંગથી છૂટતી લાગતી નથી, તેમ. (ઇત્યર્થઃ)

૬૩૦. જેણે જે કરણી કરી, તે તેને નિશ્ચે ભોગવ્યા વિના છૂટે નહીં, એમ મિમાંસી જે કર્મવાદી તે કહે છે. પણ તેનું વચન હરી નામના મહાત્મ્ય આગળ પ્રમાણ પડતું નથી. તે કેમકે અજામિલે મહાપાપ કર્યાં, પણ હરિ નામને બળે ભોગવ્યા વિના નિર્વાણ જે મોક્ષ, તે પામ્યો, ફરીને દેહ ધર્યો નથી. (ઇત્યર્થઃ)

૬૩૧. હીરા તેજસ્વી-અજવાળું કરે એવો ખરો, પણ લક્ષાવધિ મૂલનો, તે રાંક લોકે લેવાય નહીં; તેટલા માટે પ્રભૂ દયાળ છે, તે તેમની ઉપર દયા વિચારીને ભલ કહેતાં તે હીરાથી પણ ઘણો તેજસ્વી, ને છેક થોડામાં થાય એવો દીવો બનાવી આપ્યો. (સૂર્ય) (ઈત્યર્થઃ)

૬૩૨. એક સમે શ્રીકૃષ્ણચંદ્ર ને શ્રી રાધિકાજી બંને પરસ્પર રીસાયાં છે. ધન કહેતાં દ્રઢ માન ઝાલ્યું છે. બંનેનું મન તો મળવાને પરસ્પર તરસે છે, પણ માન મૂકાતું નથી. તે અંતરનું હારદ સમજીને લલિતાજીએ બંનેના ક્રોધ સહી કહેતાં સમાવી દઇને મેળવ્યાં; ત્યારપછી બંનેના મનમાં લલિતાજી પ્રાણથકી પણ પ્રિય લાગ્યાં. એ અનિર્વચનીય સમજણ છે, તો અનુભવી જાણે. (ઇત્યર્થઃ)

૬૩૩. ચાતક જે બપૈયો તે કદાપિ સ્વાતિના બુંદ વિના બીજું જળ પિએ તો નહી, ને જો કદાપિ પીએ તોએ, હે મન! તું બલબીર જે શ્રીકૃષ્ણ તે વિના કોઇની આશા રખે ધરતો. (ઇત્યર્થઃ)

૬૩૪. સર્વના કરતાં સ્ત્રીનો સ્નેહ અધિક તો ખરો, પણ કાંઈએક સ્વાર્થરૂપ મલે કરીને

જનનિ જનક અરુ સહોદર, અખિલ એક સંસાર;
તા બિનુ અબલા આદિસબ, ચહિયેં જિહિં તૈયાર. ૬૩૫
ઇખદ લગે સુખસમય અતિ, ત્યોં દુખ ઉલટ પ્રમાન;
જાનિપરે નહિ અમલ પછ, લાગે સમલ મહાન. ૬૩૬
બડ અસીસ બડ તપહુતેં, કરિલેહૂ અનુમાન;
જનનિજનક જુગ કૃષ્ણકે, તારતમ્ય સુખકાન. ૬૩૭
સચરાચરમેં સમુઝિયો, કીનો કૃષ્ણ નિવાસ;
દિખૈં ન પૈંહે ઘંટરવ, અરુ જ્યોં સુમનસુબાસ. ૬૩૮
અજાજાલ હરિ રચિ રહે, અલગ ઓર ઉરઝાઇ;
ફિરિ લયહૂ નિજ ધન્ય કૃતિ, ઉરનનાભકી નાઇ. ૬૩૯

---

મેલો ખરો. અને માતાનો તો આપણામાં કંઈ રૂપ, ગુણ, દ્રવ્ય આદે કંઈએ પણ ન હોય તોએ ગ્રહે જે વાહાલાજ લાગીએ. (ઇત્યર્થઃ)

૬૩૫. માતપિતા, ને સહોદર જે સગાં ભાઇ બ્હેન, એટલી વસ્તુ તે સર્વને આખા સંસારમાં એકજ છે, તેજ છે; એટલાં કોઇએ બીજા કરાય નહી, ને થવાય નહી. ને એ આદે વિના, સ્ત્રી, સઘળાં વૈભવ, તો જ્યાં ચાહાઇએ ત્યાં તૈયાર મળે, માટે તેમને એટલે સહોદરને દુખવવાં નહી. (ઈત્યર્થઃ)

૬૩૬. ઘણોએક સુખનો કાળ સુખ ભોગવતાં વહી જાય, પણ ઇખદ કહેતાં થોડો જણાય. તેમ દુઃખનો સમય ઉલટો પ્રમાણવો, એટલે થોડીવાર દુઃખ ભોગવીએ, પણ ઘણા કાળ ભોગવ્યું હોય એમ લાગે. તે જેમ અમળ પક્ષ જે શુક્લ પક્ષની રાત્રિઓ શોહામણી લાગે માટેજ તે જાણ્યામાં ના આવે, ને સમળ જે કૃષ્ણ પક્ષ તે અંધારી માટે મહાન્ કહેતાં મોટી લાગે.તેમ. (ઇત્યર્થઃ)

૬૩૭. મોટા ભગવદીનો આશીરવાદ તે તપશ્ચર્યા કરતાં પણ ઘણો મોટો છે. તેનું સુખ અનુમાન કહેતાં વિચાર કરી જુઓ કે શ્રીકૃષ્ણનાં માત પિતા તો દેવકી, વસુદેવ ને. યશોદા નંદજી, તે જુગ કહેતાં બંને ખરાં, પણ સુખ પ્રભૂથી મળ્યું, તેમાં તાર્તમ્ય કહેતાં ઓછા વધતાપણું થયું; ને તેટલા સારુ કે નંદ યશોદાને પ્રભૂનું ઘણું સુખ મળ્યું,.તે બ્રહ્મા ભગવદીના કેવળ આશિર્વાદ માટે·જ, બીજું પૂણ્ય કશું ન મળે; ને દેવકી વસુદેવને તેમનાથી સુખ તો થોડું મળ્યું, તે પણ પૂર્વે અતિશે તપ કીધું હતું માટે. (ઇત્યર્થઃ)

૬૩૮. સચરાચર કહેતાં સઘળા સ્થાવર જંગમ જે જડ.ને ચૈતન્ય જીવ, તેમાં શ્રીકૃષ્ણ અંતરયામીરૂપે એમ વસી રહ્યા છે,, તે તું એમ સમજી લેજે કે, જેમ કંઈ ઘંટામાં રવ જે નાદ રહ્યો. છે, ને વળી સુમન જે પુષ્પ તેમાં જેમ સુવાસ જે સુગંધી રહી છે, તે દેખાયામાં બંને ન આવે, પણ નિશ્ચે વ્યાપી રહ્યા છે ખરાં, તેમ. (ઈત્યર્થઃ)

૬૩૯. હે શ્રી હરી! તમારી કૃતીને ધન્ય છે, કે અજા જે માયા તે રૂપી જાળ તમે રચો છો, ને તેમાં તમે સાક્ષીવત્ થઇને રહો છો ખરા, પણ તોએ તમને તે જાળ બંધન કરી શકતી

અંબાદિકકો આહિ પૈ, અબલા દોહદ હદ્દ;
વે રોવૈં એ તન તજૈં, પતિપ્રયાન લખિ સદ્દ. ૬૪૦
વહ સજ્જન પરવિવર લખિ, યોં રાખે મનમાંહિ;
જ્યોં જનની જારત્વસુત, ગુપ્ય કૂપ જિમિ છાંહિ. ૬૪૧
પ્રીતિ જુરિ પ્રકૃતિ ન મિલિ, વહ દુહું પખ દુઃખ પાય;
રોટી ગંડેરી ચવી, ક્યોં ડારે ક્યોં ખાય. ૬૪૨
પ્રેમપ્રિયાકે શિર બશે, વૈષ્ણો જનકે બીચ;
તાકોં કુચબિચ રાખિયેં, અજા અલગ રહિ મીચ. ૬૪૩
લોભીકૂં જસ દામ પ્રિય, કામીકૂં જસ કામ;
જો અસ પ્રિય ઘનસ્યામ હે, જપિયેં તાકો નામ. ૬૪૪

---

નથી. તમે તો સદા તેથી અલગ જે નિર્લેપ, તેમ રહો છો ને તમ વિના બીજા સર્વ તેમાં ઉર-જાઇ કહેતાં ગુંચાઈ પડે છે, ને તે જાળ પાછી લય કહેતાં ઇચ્છામાં આવે છે ત્યારે પાછી પી જાઓ છો. તે જેમ ઉર્ણનાભ જે કરોળિઓ તે મોંમાંથી લાળ કાઢીને જાળ બાંધે છે, તેમાં સર્વ ગુંચાય છે, પોતે અળગો રહીને પાછો ગમે છે ત્યારે તેને ગળી જાય છે, તેની પેઠે. (ઇત્યર્થઃ)

૬૪૦. અંબ જે માતા તે આદે સર્વ સગાંનો સ્નેહ તો ખરો, પણ પોતાની સ્ત્રીનો દોહદ જે પ્રેમ તેથી તો હદ કહેતાં અવધી આવી ચૂકી, એવો કોઇનો પણ નહી; તે શા માટે કે પુરુષના પ્રયાણ જે મરણ સમે, પેલાં સગાં સર્વ રડ્યા કરે, ને આ સ્ત્રી તો પતિનું મૃત્યુ દેખીને સદ્ય કહેતાં તતકાળ શરીર ત્યાગ અગ્નીથી વા સેહેજે પણ કરે, ને કદાપિ જીવે તોએ મ્રતકવત્ જાણવી તે માટે. (ઇત્યર્થઃ)

૬૪૧. મોટા સજ્જન પુરુષ તેને જ જાણવા કે જે પારકું વિવર કહેતાં છિદ્ર દેખે, તદપિ પોતાના મનમાં એવું સમાવી દે કે જેમ પોતાની માતાનો જારત્વ દોષ પુત્ર ગુપ્ત રાખે, ને કૂપ પોતાની છાયા પોતામાં પાડે, તે આગળ ફેલાવા ના દે, પોતામાં જ સમાવી દે, તેમ. (ઇત્યર્થઃ)

૬૪૨. બે જણને પ્રીત તો લાગી, ને એકેકની પ્રકૃતિ તો ન મળી, ત્યારે તે બંનેને બધી વાતે દુઃખ છે, કે બાઝેલી પ્રીત છૂટવાનો તો ઉપાય ન મળે, ને રહેતાં સ્વભાવને ફેરે નિત્ય ક્લેશ થાય, એટલે કંઇ કરતાં પાલવે નહીં. તે જેમ રોટલીનો કડકો ને ગંડેરી કહેતાં છોલેલી શેરડીનો કડકો એ બંને એકઠા કદાપિ ચાવ્યા, તેને પછી થૂંકે પણ કેમ, ને ગળે પણ કેમ; કંઈ પાલવે નહીં તેમ. (ઇત્યર્થઃ)

૬૪૩. પ્રેમની પ્રીયા જે કૃપા તેને શિર કહેતાં ઉપલો અક્ષર જે કૃ, ને વૈષ્ણવની વચ્ચેનો જે ષ્ણ, એટલે બે અક્ષર મળતાં કૃષ્ણ થયા. તેમને કુચ બિચ કહેતાં હૃદયમાં રાખીએ તો અજા જે માયા, ને મિચ જે કાળ તે બંને વેગળાં રહે. (ઇત્યર્થઃ)

૬૪૪. લોભિઆને જેવું દ્રવ્ય વહાલું, ને કામીને કામના જેવી વાહાલી, તેવો પ્રિય જે ઘનશ્યામ તે છે, તેનું નામ જપિયે તેથી હરી વશ થાય. (ઇત્યર્થઃ)

કારનસે કારજ ન કિલ; પુત્રહુ સબ પિતુસે ન;
મનિ અહિસોં; કિત દીપ મિસ, ઉગ્ર કંસ, પ્રથુ બેન. ૬૪૫
લહ્યો ગંધ પદતુલસિહરિ, દે સુકાલહૂ ત્રાસ;
અમિબુટીબલ નકુલ જ્યોં, કરે નાગબલ નાસ. ૬૪૬
હોતહિંહરિ પયપાન દિન, જબ મતિ, ગતિ, બચ નાહિ;
સો અબ તો કયોં ભૂલિહેં, તૂં સોચત ચિતમાંહિ. ૬૪૭
દુરાચારિ અતિ તહું તરેં, કછુ સમંધ જુ મુરાર;
જ્હાંલોં મરે ન જિમિ કરી, કર અંગુલ કુંભ્હાર. ૬૪૮
તોહૂ સુખકરહી લગેં, જો પ્રીતમ દુઃખદાય;
જ્યોં કેકીકોં કંદ અરુ, કંજ કેતકિ ખટપાય. ૬૪૯
પ્યારી પ્યારીસી લગે, સબેં ગરીબી દેખિ;
રૂપવતી ગુણબંતકી, સાચ સવાદ બિસેખિ. ૬૫૦

---

૬૪૫. એવું કંઈ સઘળે નિશ્ચે ન મળે, કે પિતા જેવા પુત્ર, ને કારણ જેવું જ કાર્ય હોય-એવું પ્રમાણ નહીં. તે જૂઓ કે મણિનું કારણ અહિ કહેતાં સર્પ છે, પણ કયાં બરોબરતા સંભવે. ને દીપકથી કાજળ એ પાછું અવળું. કારણથી કારજ ખોટું, ને પેલું કારજ કરતાં કારણ ખોટું. ને પિતા જેવા પુત્ર પણ સઘળે નહીં. તે જેમ ઉગ્રસેન સાધૂ ને તેનો પુત્ર કંસ દુષ્ટ, ને વેનરાજા દુષ્ટ, ને તેના પુત્ર પૃથુરાજા ભગવદાવતાર તેમ. (ઇત્યર્થઃ)

૬૪૬. શ્રીહરીના ચર્ણારવિંદ સંબંધી તુલસીદલનો સુગંધ જેણે લહ્યો છે કહેતાં પામ્યો છે, તે કાળને પણ ઉલટો ત્રાસ પમાડે છે. તે જેમ નકુલ જે નોળિયો, તે અમૃત બુટી સુંઘ્યાના બળવડે મોટા સર્પનું બળ નાશ પમાડે છે, એટલે નસાડી દે છે, ને સામો થાય તો તેને મારે છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૪૭. હે જીવ ! અવિશ્વાસી ! જે શ્રીહરીએ તુને તારી માતના ઉદરમાંથી પ્રગટ થતા માત્રમાંજ સ્તનમાંથી દૂધ પ્રગટ કરીને પાન કરાવ્યું, જે સમે તુને કાંઈ બુદ્ધિ નહોતી, ને ગતિ કહેતાં ચાલતાં નહોતું આવડતું, ને વચ કહેતાં બોલીને માગતાં પણ નહોતું આવડતું, તે સમે તારું રક્ષણ કર્યું છે, તે પુરુષ તુને હવે કેમ ભૂલશે, જે તું ચિત્તમાં શોચના કર્યા કરે છે? માટે ના કરીશ. હરી ભજ. (ઇત્યર્થઃ)

૬૪૮. કોઇ જીવ અતીશે દુરાચારી હોય તોએ પણ જો કાંઈએક સંબંધ શ્રીકૃષ્ણનો હોય તો તે તરે-જેમ કરી જે હસ્તી, તે નદી પાર ઉતરતાં જળમાં બાધો બૂડી જાય, ત્યારે સૂંઢ ઉંચી કરે ને તે સુંઢ જળથકી એક અંગુળ માત્ર બાહેર રહી હોય ત્યાં લગી તે બૂડી મરે નહીં; જીવ્યાની આશા છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૪૯. જે પોતાનું પરમ વહાલું હોય તે દુઃખદાયક જો હોય તોએ તે સુખકારી જ લાગે. તે જેમ કેકી જે મોર, તેને કંદ જે મેઘ, તે પીંછ પલાળીને દુઃખ દે છે, ને ખટપાય જે ભમરો

# અથ પ્રસ્તાવપ્રકરણ.

## દુહા.

ડસ્યો કસ્યો હરિ ભ્રમિત મન, હરિસું ધસ્યો અમિપાન;
ફસ્યો ચિબુકકુપ થકિ પ્રિયા, તાહી અભય દે દાન. ૬૫૧
જાતેં પ્રતાપ પદવિ પ્રભુ, તાસું સુ કછુ ન અરૂન;
ચિંતામનિ દાનીકું જિમિ, સબ કછુ દીનો નૂત. ૬૫૨
સલજ નેંન આધે બચન, કહત કહત સકુચાય;
લલના સમુઝિ લચ્છસોં, લિય હિય લાલ લગાય. ૬૫૩
માનનિ પ્રીત્તિ પરિચ્છેકોં, દુતિ બરને પિય દોસ;
સુનત લાલ દ્રગ વ્હે ગયે, માનું રોશકે કોસ. ૬૫૪
પ્રીતિરૂપ મો કન્યકા, તુંમે બ્યાહિ મેં કહાન;
બરબટ રાખો આપ ઢિગ, દેહુ છુડાય કુબાન. ૬૫૫

---

તેને કુજ જે કમળ તે બીડાઇને દુઃખ દે છે; ને કેતકી જે કેવડો તે કાંટાવડે દુઃખકારી છે, તોયે પણ એ બંનેને વાહાલ છે, માટે સામાં સુખકારી લાગે છે, તેમ. (ઇત્યર્થ:)

૬૫૦. સરવ કોઇને ગરીબી તે તો પ્યારી જે પોતાની સ્ત્રી, તે જેવી પ્યારી જે વાહાલી લાગે; મધ્યે જે ગુણવંત હોય તેની નિષ્કપટની ગરીબી તે તો રૂપવંતી સ્ત્રી જેવી વાહાલી લાગે, તેના જેવી મીઠાશનો સ્વાદ વિશેષ લાગે. (ઇત્યર્થ:)

૬૫૧. શ્રીરાધિકાજી પ્રત્યે શ્રીકૃષ્ણચંદ્ર એમ કહે છે કે, હે પ્રિયા! તારી વેણીરૂપ હરી જે સર્પ તેનું ડસેલું, ભ્રકુટિરૂપ હરી જે ભ્રમર, વા તેનું ડસેલું, ને હરી જે સિંહની કટિરૂપી તેનું કસેલું, જે પીડેલું; ને વળી હરી જે કુચરૂપ પર્વત તે ઉપર ચઢી ભ્રમણ કરીને શ્રમિત થયેલું એવું મારું મનરૂપ જે મૃગ, તે તારા અધરરૂપ અમી, જે અમૃત, તેનું પાન કરવાને ત્યાંથી ધસ્યું કહેતાં દોડ્યું, પણ થાકે પીડાયલું તેથી વચમાં તારા ચિબુકનો કૂપ જે હડપચીનો ખાડો, તે કૂદી ના શક્યું; માંહે ફસી પડ્યું છે, તેને તું કાઢીને અભયદાન આપ. એટલે તારા સ્વરૂપને મોહે મન પીડાય છે માટે સંયોગ સુખ આપ. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

૬૫૨. જે થકી પરમેશ્વરની પદવી જે મારગ તે પ્રાપ્ત થયો જેને, તે તેથી કદાપિ ઋણ રહિત થાય નહીં. તે જેમ ચિંતામણીના આપનારાને સર્વ કાંઇ આપીએ તે ઓછું પડે, તેમ. (ઇત્યર્થ:)

૬૫૩. એક વ્રજસુંદરી ક્યાંહી એકલી મળી છે, ત્યાં શ્રીઠાકોરજીને પોતાના નેત્રમાં લજ્જા આવી ગઇ છે, તેથી પોતે બાળક છે માટે લજવાતા લજવાતા અર્ધાં અર્ધાં, પૂરાં સમજાય નહીં એવાં વચન કહે છે, ને સંકોચ પામતા જાય છે. તે સમે પેલી સ્ત્રી તે લાલજીનો લક્ષ જે દ્રષ્ટી, તે જોઇને તેમના હૈયાનું હારદ સમજી ગઇ; ને અતીશે વાહાલા લાગ્યા તેથી મંદ મંદ હસીને વાહાલાજીને પોતાના કાળજા સંગાથે લપટાવી લીધા, ને કહ્યું તે રીતે પ્રસન્ન કર્યા. એ સમાનું સુખ તે શ્રીગોપીજનને પ્રાપ્ત થયું છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

કારનસે કારજ ન કિલ; પુત્રહુ સબ પિતુસે ન;
મનિ અહિસોં; કિત દીપ મિસ, ઉગ્ર કંસ, પ્રથુ બેન. ૬૪૫
લહ્યો ગંધ પદતુલસિહરિ, દે સુકાલહૂ ત્રાસ;
અમિબુટ્ટીબલ નકુલ જ્યોં, કરે નાગબલ નાસ. ૬૪૬
હોતહિહરિ પયપાન દિન, જબ મતિ, ગતિ, બચ નાહિ;
સો અબ તો ક્યોં ભૂલિહેં, તૂ સોચત ચિતમાંહિ. ૬૪૭
દુરાચારિ અતિ તહું તરેં, કછુ સમંધ જુ મુરાર;
બ્હાલો મરે ન જિમિ કરી, કર અંગુલ કંબ્હાર. ૬૪૮
તોહૂ સુખકરહી લગેં, જો પ્રીતમ દુઃખદાય;
જ્યોં કેકીકો કંદ અરુ, કજ કેતકિ ખટપાય. ૬૪૯
પ્યારી પ્યારીસી લગે, સબેં ગરીબી દેખિ;
રૂપવતી ગુણબંતકી, સાચ સવાદ બિસેખિ. ૬૫૦

---

૬૪૫. એવું કંઈ સઘળે નિશ્ચે ન મળે, કે પિતા જેવા પુત્ર, ને કારણ જેવું જ કાર્ય હોય–એવું પ્રમાણ નહીં. તે જૂઓ કે મણિનું કારણ અહિ કહેતાં સર્પ છે, પણ ક્યાં બરોબરતા સંભવે. ને દીપકથી કાજળ એ પાછું અવળું. કારણથી કારજ ખોટું, ને પેલું કારજ કરતાં કારણ ખોટું. ને પિતા જેવા પુત્ર પણ સઘળે નહીં. તે જેમ ઉગ્રસેન સાધૂ ને તેનો પુત્ર કંસ દુષ્ટ, ને વેનરાજા દુષ્ટ, ને તેના પુત્ર પૃથુરાજા ભગવદાવતાર તેમ. (ઇત્યર્થઃ)

૬૪૬. શ્રીહરીના ચર્ણારવિંદ સંબંધી તુલસીદલનો સુગંધ જેણે લહ્યો છે કહેતાં પામ્યો છે, તે કાળને પણ ઉલટો ત્રાસ પમાડે છે. તે જેમ નકુલ જે નોળિયો, તે અમૃત બુટી સુંઘ્યાના બળવડે મોટા સર્પનું બળ નાશ પમાડે છે, એટલે નસાડી દે છે, ને સામો થાય તો તેને મારે છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૪૭. હે જીવ ! અવિશ્વાસી ! જે શ્રીહરીએ તુને તારી માતના ઉદરમાંથી પ્રગટ થતા માત્રમાંજ સ્તનમાંથી દૂધ પ્રગટ કરીને પાન કરાવ્યું, જે સમે તુને કાંઈ બુદ્ધિ નહોતી, ને ગતિ કહેતાં ચાલતાં નહોતું આવડતું, ને વચ કહેતાં બોલીને માગતાં પણ નહોતું આવડતું, તે સમે તારું રક્ષણ કર્યું છે, તે પુરુષ તુને હવે કેમ ભૂલશે, જે તું ચિત્તમાં શોચના કર્યા કરે છે? માટે ના કરીશ. હરી ભજ. (ઇત્યર્થઃ)

૬૪૮. કોઇ જીવ અતીશે દુરાચારી હોય તોએ પણ જો કાંઈએક સંબંધ શ્રીકૃષ્ણનો હોય તો તે તરે–જેમ કરી જે હસ્તી, તે નદી પાર ઉતરતાં જળમાં બાવો બૂડી જાય, ત્યારે સૂંઢ ઉંચી કરે ને તે સુંઢ જળથકી એક અંગુળ માત્ર બાહેર રહી હોય ત્યાં લગી તે બૂડી મરે નહીં; જીવ્યાની આશા છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૪૯. જે પોતાનું પરમ વહાલું હોય તે દુઃખદાયક જો હોય તોએ તે સુખકારી જ લાગે. તે જેમ કેકી જે મોર, તેને કંદ જે મેઘ, તે પીંછ પલાળીને દુઃખ દે છે, ને ખટપાય જે ભમરો

# અથ પ્રસ્તાવપ્રકરણ.

## દુહા.

ડસ્યો કસ્યો હરિ ભ્રમિત મન, હરિસું ધસ્યો અમિપાન;
ફસ્યો ચિબુકકુપ થકિ પ્રિયા, તાહી અભય દે દાન. ૬૫૧
જાતેં પ્રતાપ પદવિ પ્રભુ, તાસું સુ કછુ ન અરૂન;
ચિંતામનિ દાનીકું જિમિ, સબ કછુ દીનો નૂન. ૬૫૨
સલજ નેંન આધે બચન, કહત કહત સકુચાય;
લલના સમુઝિ લચ્છસોં, લિય હિય લાલ લગાય. ૬૫૩
માનનિ પ્રીતિ પરિચ્છેકોં, દુતિ બરને પિય દોસ;
સુનત લાલ દ્રગ વ્હે ગયે, માનું રોશકે કોસ. ૬૫૪
પ્રીતિરૂપ મો કન્યકા, તુંમે બ્યાહિ મેં કહાન;
બરબટ રાખો આપ ઢિગ, દેહુ છુડાય કુબાન. ૬૫૫

---

તેને કજ જે કમળ તે બીડાઇને દુઃખ દે છે; ને કેતકી જે કેવડો તે કાંટાવડે દુઃખકારી છે, તોયે પણ એ બંનેને વાહાલ છે, માટે સામાં સુખકારી લાગે છે, તેમ. (ઇત્યર્થઃ)

૬૫૦. સરવ કોઇને ગરીબી તે તો પ્યારી જે પોતાની સ્ત્રી, તે જેવી પ્યારી જે વાહાલી લાગે; મધ્યે જે ગુણવંત હોય તેની નિષ્કપટની ગરીબી તે તો રૂપવંતી સ્ત્રી જેવી વાહાલી લાગે, તેના જેવી મીઠાશનો સ્વાદ વિશેષ લાગે. (ઇત્યર્થઃ)

૬૫૧. શ્રીરાધિકાજી પ્રત્યે શ્રીકૃષ્ણચંદ્ર એમ કહે છે કે, હે પ્રિયા! તારી વેણીરૂપ હરી જે સર્પ તેનું ડસેલું, ભ્રકુટિરૂપ હરી જે ભ્રમર, વા તેનું ડસેલું, ને હરી જે સિંહની કટિરૂપી તેનું કસેલું, જે પીડેલું; ને વળી હરી જે કુચરૂપ પર્વત તે ઉપર ચઢી ભ્રમણ કરીને શ્રમિત થયેલું એવું મારું મનરૂપ જે મૃગ, તે તારા અધરરૂપ અમી, જે અમૃત, તેનું પાન કરવાને ત્યાંથી ધસ્યું કહેતાં દોડ્યું, પણ થાકે પીડાયલું તેથી વચમાં તારા ચિબુકનો કૂપ જે હડપચીનો ખાડો, તે કૂદી ના શક્યું; માંહે ફસી પડ્યું છે, તેને તું કાઢીને અભયદાન આપ. એટલે તારા સ્વરૂપને મોહે મન પીડાય છે માટે સંયોગ સુખ આપ. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

૬૫૨. જે થકી પરમેશ્વરની પદવી જે મારગ તે પ્રાપ્ત થયો જેને, તે તેથી કદાપિ રૂણ રહિત થાય નહીં. તે જેમ ચિંતામણીના આપનારાને સર્વે કાંઇ આપીએ તે ઓછું પડે, તેમ. (ઇત્યર્થઃ)

૬૫૩. એક વ્રજસુંદરી ક્યાંહી એકલી મળી છે, ત્યાં શ્રીઠાકોરજીને પોતાના નેત્રમાં લજ્જા આવી ગઇ છે, તેથી પોતે બાળક છે માટે લજવાતા લજવાતા અર્ધાં અર્ધાં, પૂરાં સમજાય નહીં એવાં વચન કહે છે, ને સંકોચ પામતા જાય છે. તે સમે પેલી સ્ત્રી તે લાલજીનો લક્ષ જે દ્રષ્ટી, તે જોઇને તેમના હૈયાનું હારદ સમજી ગઇ; ને અતીશે વાહાલા લાગ્યા તેથી મંદ મંદ હસીને વાહાલાજીને પોતાના કાળજા સંગાથે લપટાવી લીધા, ને કહ્યું તે રીતે પ્રસન્ન કર્યા. એ સમાનું સુખ તે શ્રીગોપીજનને પ્રાપ્ત થયું છે. (ઇતિ રહસ્યં જ્ઞેયં)

જીવ અંશ હોં આપકો, સીખ્યો કરન કુફેલ;
તાત લજોંગે જો નહી, ડારોં હઠિ નિજ ગેલ. ૬૫૬

હરિ હરિ તેરો મન બલી, બલ લિય સ્યાલનિ માય;
મેરો નાંહિ બસાય કછુ, લિહુ હઠિ આપ છુડાય. ૬૫૭

દ્વૈ ઇકતેં તહું સમ ન કિલ, ઇક અસંત ઇક સંત;
કાલ તાલુસોં જિમિ ભએ, મ્હોરા, મ્હાહુરદંત. ૬૫૮

સકલ મલિન સબ જન્મકે, હર ઇક નામ મુરાર;
દિખત દીપ અમિતાબ્દકો, જ્યોં નિહાર સંહાર. ૬૫૯

---

૬૫૪. એક સમે શ્રી કૃષ્ણચંદ્ર ઉપર રીસાવી, માનધરી, શ્રી સ્વામિનીજી બેઠાં હુતાં. ઘણી રીસવડે કેમે કર્યું માન તજ્યું નહીં, ત્યારે તે સમે એમના અંતરની પ્રીતની પરીક્ષા લેવા માટે લલિતાજીએ પ્રભૂના કંઇએક દોષ વર્ણન કર્યા. તે સાંભળતા માત્રમાંજ શ્રીપ્રીયાજીનાં દ્રગ જે નેત્ર તેમાં દૂતી ઉપર ક્રોધ આવ્યો તેથી લાલ થઇ ગયાં. જાણે રોષનો કોષ જે ભંડાર છે એવાં, એટલે શું કારણ કે પિઉ ઉપર પોતે રીસાવ્યાં છે તોએ પણ તેમનો અવગુણ સાંભળી ન શકાયો, એવા અંતરમાં વહાલા છે. (ઇતિ જીવનં જ્ઞેયં:)

૬૫૫. આ મારી પ્રીતિરૂપ જે પુત્રી, તે તો મેં તમને પરણાવી. હે કાહાન કુંવર! માટે હવે તેને જ્યાં ત્યાં વળગાવાની કુબાન કહેતાં કુટેવ પડી છે, તે તમે પતિ થયા માટે બરબટ કહેતાં જોરાવરીની રીતે પણ તે છોડાવી દઇને તમારી ઢીગ કહેતાં પાસે રાખો. (ઇત્યર્થઃ)

૬૫૬. હે શ્રીકૃષ્ણચંદ્ર! હું જીવ તમારો અંશ તે તો તમારો પુત્ર ઠર્યો, પણ કુફેલ કરવા શીખ્યો છું, માટે જો હઠ કરીને પણ તમારા મારગમાં નહીં નાંખ્યો તો મારે તો કંઈ નથી, પણ તમે પિતા છો તે લજવાશો. માટે તમારા ભક્તિમાર્ગમાં નાંખો. (ઈત્યર્થઃ)

૬૫૭. હરી કહેતાં સિંહરૂપ, હે શ્રીહરી! મારું જે મન છે તે તો તમારો બળિ કહેતાં વિભાગ છે, તે બળ કહેતાં જોરાવરીકરીને મારી પાસેથી શિયાળણી રૂપ જે માયા તેણે ખેંચી લીધું છે. તે પ્રત્યે મારું તો નહિ બસાય કહેતાં કાંઈ ચલણ નથી, માટે તે પાસેથી તમે હઠીલા થઇને તે છોડાવી લો, મેં તો તમને અર્પણ કર્યું છે. (ઈત્યર્થઃ)

૬૫૮. એક કારણ થકી બે કારજની ઉત્પત્તિ થાય, તેઓ પણ તે બરોબર હોય એવું કાંઈ કિલ કહેતાં નિશ્ચે નહીં. તે જેમ કાલ જે સરપ, તેને તાળુઓથી બંને ઉપજે છે-એક તો મોહોરો ને એક માહુર જે વિષ તેનો ભરેલો દાંત-જેને ડંખે મૃત્યુજ થાય, ને પેલો મોહોરો ડંખે વળગાડીએ તો વિષ શોષી લઇને જીવાડે. તેમ એક સાધૂ હોય ને એક અસાધૂ પણ હોય. (ઇત્યર્થઃ)

૬૫૯. સઘળાંનાં સર્વે જન્મનાં જે કંઈ પાપ તે બધાં મોરારી જે શ્રીકૃષ્ણ, તેમનું એક નામ હરી નાંખે, જે ટાળે; તે જેમ અમિત કહેતાં અનંત અબ્દ જે ઘણા વર્ષનું, નિહાર જે અંધારું, કોઈ ઠેકાણે ભરાયું હોય તે દીવો દેખતા માત્રમાંજ બાધું તત્કાળ સંહાર કહેતાં નાશ પામી જાય તેમ. (ઇત્યર્થઃ)

કહે મિમાંસક ઈસ ના, સુનિ મન જિન ધરિ ખાંચ;
ઘૂ ઘૂ ઘને ન જાનહી, તહું જ્યોં સુર હે સાચ. ૬૬૦
ઘાત લાત સહિ અધમકી, ભોંરિ ટીપ દહિ ગાત;
અરુ ટકોર દરકે ન તહું, કરસ સરસ તબ પાત. ૬૬૧
જો જાહિકો અંશ હોઇ, તાહિ ભજે વૈ તેહ;
બચ્છ ન ચ્યોંખે મહિસિ જ્યોં, મહિસ ન ગોપય નેહ. ૬૬૨
જો ન બરછિ તરછી ડરે, મરે સુ કરછી માર;
દેખો બડ ભડ ભિસમસે, કૌરોં કિય બસ અહાર. ૬૬૩

---

૬૬૦. મિમાંસિક જે કર્મજડ નિરીશ્વરવાદી એમ કહે છે કે કર્મ એ જ ઈશ્વર છે, બીજો ઈશ્વર કોઈ નથી, એમ કહે છે, તે સઘળા જૂઠા છે. કર્મની જડતાવડે ભક્તિનું જ્ઞાન નથી, માટે ઈશ્વરને દેખતા નથી. તે જેમ કંઈ ઘુ ઘુ જે ઘુવડ તે ઘણાએક મળીને પોતાના દોષવડે જાણતા નથી, તે એમ કહે છે જે સૂરજ છેજ નહીં; તોએ પણ તે સઘળા જૂઠા, ને સૂરજ તો છે. તેમ ઈશ્વર પણ છેજ, એ સાચું. માટે હે મન! તે કહેતાં કર્મ વાદીનું વચન કહેતાં શાસ્ત્ર સાંભળીને તું રખે ખાંચ કહેતા સંદેહ ધર તું. કર્મ તો જડ છે, ને ફળ દાતા તો ઈશ્વર જ છે. (ઇત્યર્થઃ)

૬૬૧. કરસ જે કુંભજ કહેતાં ઘડો તે રસ જે જળ, તેને પાત્ર કહેતાં મેળ થાય છે ત્યારે, સરસ થાય છે; તે કેમકે કોદાળાના ઘાવ ખમીને ખોદાય છે, પછી અધમ જે કુંભાર તેની લાતો ખમીને ખૂંદાય છે, પછી ભોંરી કહેતાં ચાક ઉપર મૂકીને ઘુમાવે છે, પછી તે ઉપર ઘડીને ટપલા મારે છે, પછી અગ્નિમાં નાંખીને તેનું ગાત જે શરીર તે બાળે છે, ત્યાર પછી માથામાં સર્વ ટકોરા મારે છે, તોએ પણ તે સઘળું દુઃખ ખમી રહે છે. ને દરકેનાં કહેતાં જ્યારે ફાટતો નથી ત્યારે રસ પામે છે. ને જો લગાર ફાટયો તો બીજી વસ્તુ યોગ્ય થયો, ને રસની પાત્રતા ગઇ. (એ અન્યોક્તિ છે.) માટે કુંભને દૃષ્ટાંતે કહ્યું. પણ હરિ ભક્તને એ શિક્ષા છે કે પાછળ કહ્યાં ઈત્યાદિક દુઃખ સહી રહેશો, ને ફાટશો નહીં કહેતાં સંસારમાં પેસશો નહિ તો રસ જે પ્રેમરસ તેનું પાત્ર પ્રભૂ તેના સંબંધી થશો, બાકી તો તુચ્છ ફળ મળશે. (ઈત્યર્થઃ)

૬૬૨. જે કોઈ જેનો અંશ હોય તે તેનેજ વ કહેતાં નિશ્ચે ભજે. તે જેમ વત્સૂ, અને મહીષ જે પાડો, તે બે એકઠા બાંધ્યા રહેતા હોય પણ ધાવવા છૂટે ત્યારે ગાય ને ભેંસ બે જોડે હોય તોએ પણ પોતાની પોતપોતાની માતાનેજ તે ચોંખે કહેતાં ધાવે, તે તેમના અંશ છે માટે. પરસ્પર હેત લાવે જ નહીં. ગાય ભક્તિ ને ભેંસ માયા. એ પ્રમાણે સઘળી રીતે સમજી લેજો. (ઇત્યર્થઃ)

૬૬૩. જે કોઈ બરછી, ને તરછી કહેતાં વાંકી જે તલવાર તેના મારથકી પણ ના ડરે, તે પણ કડછીના મારથી મૃતક સરખા થઇ જાય છે. એટલે કડછીનો માર જે ભોજન તે. જુઓ કે, ભિષ્પપિતામહ સરખા બડભડ કહેતાં મોટા યોદ્ધા તેવાને પણ કૌરવે આહાર જે ભોજન તેના બળવડે વશ કરી લીધા કે દ્રૌપદીનાં વસ્ત્ર સભામાં દુષ્ટ ખેંચવા માંડયાં ને મહાધર્મીષ્ટ, ને અતિ

બડ પ્રતાપ સતસંગ લઘુ, અધમો ત્તમ વ્હૈ જાય;
ગોબરકીટ પ્રસંગ અલિ, જો હરિ ઉરપદ પાય. ૬૬૪
બડ અનુ અનુકંપાહુ અતિ, તિતન છોટ અતિ હોઇ;
જ્યોં ઉદ અંગુલ જળ બઢે, સર કરસમ નહિ હોય. ૬૬૫
બાલ લાલ ઈક દીઠિતેં, અચેતલોં દબિ જાઇ;
તરલ હોત સુનિ નાંઊ નિજ, તૂં નિપટાકી નાંઇ. ૬૬૬
જબ તબ વેસોહિ દિખેં, તનુ, દિપસિપ, નદિનાર;
પૈં વહ વહન અકુંઠ ત્યોં, તેરો આયુ બિચાર. ૬૬૭
જ્ઞાનાદિકતેં અનઘ ભવ, હરિ ન સાધ્ય બિનુ રાગ;
રવિબિનુ જિમિ ન જિવાદિતેં, અહર હોઇ નિસિ ભાગ. ૬૬૮

---

રથી એવા ભીષ્મ તે ત્યાં બેઠા હુતા તે જોઈ રહ્યા. જો ચહાય તો કૌરવ સર્વને પોતે એકલા જ મારે, પણ પોતાનો ધર્મ ગયો તોએ અન્નને માટે કંઇ બોલી શક્યા નહી, તેમ. (ઇત્યર્થ:)

૬૬૪. સત્સંગનો મોટો પ્રતાપ છે કે જે થકી લઘુ કહેતાં થોડાએકમાં જ અધમ હોય તે પણ ઉત્તમ થઇ જાય. તે જેમ છાણનો કીડો, અલી કહેતાં ભમરાને પ્રસંગે ભમરારૂપ થઇને કમળમાં ઘેરાઇને હરિભક્તદ્વારા શ્રીહરીનું ઉર જે હૃદયરૂપ પદ, જે સ્થાનક, તે માળારૂપ થઇને પામે. તે કમળમાં રહે તો પદ જે ચર્ણારવિંદનો સંબંધ પામે તેમ. (ઇત્યર્થ:)

૬૬૫. મોટાની અનુ કહેતાં લગારેક પણ અનુકંપા જે દયા તે ઘણી જાણવી, ને નાનાની અતિશે દયા હોય તોએ પણ તેટલી ન થાય. તે જેમ ઉદધી જે સમુદ્ર તેનું ઉદ જે જળ તે એક આંગળ માત્ર પણ વધે ને જેટલું જળ થાય, તે બરોબર સર જે સરોવર તેમાં કર કહેતાં હાથ બરાબર જળ વધે તોએ તેની બરોબરીનું ના થાય તેમ. (ઇત્યર્થ:)

૬૬૬. એક વ્રજસુંદરી અતીશે લજાલું છે, તેને મધ્યાજી એમ કહે છે કે બાળ કહેતાં હે સ્ત્રી! તારી સામી લાલ જે શ્રીકૃષ્ણ તે લગારેક દીઠ કહેતાં દ્રષ્ટી કરે છે, એટલામાં જ તું છેક લજવાઇ કરીને અચેતની પેઠે દબી જાય છે, એ તે શું? તું કાંઈ મૂર્ખ તો છે નહીં. કોઇ તારું નામ લે છે, તે સાંભળતાંમાં તો તું ફડાં કહેતાં મડદાં જેવી થઇ જાય છે, એવી તો તું તરલ કહેતાં ચપલ છે. પણ લજાજ ઘણી છે, તે નીપટા જનાવરની નાંઇ કહેતાં પેઠે, એટલે શું કે તે નીપટા નામે એક જનાવર થાય છે, તેની સામું ભાળીએ એટલામાં અચેત મૂઆ સરખું થઇ જાય; ને નીપટા એવું નામ લેતામાં સાંભળીને પાછું સાવધ થાય તેમ. (ઇત્યર્થ:)

૬૬૭. જ્યારે જોઇએ ત્યારે એટલાં વાનાં તેવાંનાં તેવાં દેખાય—જાણીએ તેનું તેજ છે. એક તો તનુ જે શરીર, ને દિવાની શીખા, ને નદીનું નીર જે જળ, તે તેનું તે દેખાય, પણ સઘળાનું વહન જે એકધાર વહેવું, તે અકુંઠ કહેતાં અખંડ છે. તેમાં તારું આયુષ્ય પણ વહ્યું જાય છે. તું વિચારી જો ને એની હરી ભજ. (ઇત્યર્થ:)

૬૬૮. જ્ઞાનાદિક સાધનવડે અનઘ કહેતાં નિષ્પાપ તો થવાય, ને ભવ કહેતાં કલ્યાણ જે મુક્તિ તે કદાપિ મળે, પણ રાગ જે સ્નેહ તે વિના શ્રીહરી સાધ્ય, જે પોતાને વશ તે તો નજ

પદસી પરે પ્રતીતિ કછુ, અસત સંત સત અસત્ય;
આરફૂટ કહિ પુરટ સબ, રાય રંક જ્યોં ગત્ય. ૬૬૯
જ્ઞાની દુરબલ હોઈ ના; બિરહી કબહુ ન પુષ્ટ;
સાધૂ કપટી નહિ કહૂં, સદય ન દેખે દુષ્ટ. ૬૭૦
લગત રૂપ બડ ગુનહુતે, કર દેખત અનુમાન;
કરે જખમિ ગુનિ જાનિ ઇક, રુપિ દુહુ જાન અજાન. ૬૭૧
કોન નપૂજે તાકુ ફિરિ, બ્રાહ્મન અરુ હરિભક્ત;
રૂપવંત સહુ ગુનિ જિમી, તાપેં સબ આસક્ત. ૬૭૨
ઇકરસ કૃપા કૃપાલ જગ, સહજ ચિત્રતા પાઇ;
અમિકર અમિકર શ્રાવસમ, ભિન ઔષધિકી નાંઇ. ૬૭૩

---

થાય. તે જેમ રવિ સૂરજવિના, જીવ જે ચંદ્રમા તે આદે નક્ષત્ર, દીપક મણી, દીપીકાઓ ઇત્યાદિક અજવાળું તો કરે, પણ છેક સમૂળી રાત્રી ખોઇને અહર જે દિવસ તે ન કરી શકે તેમ. (ઇત્યર્થ:)

૬૬૯. પદ કહેતાં જે અધિકાર, તે જેવો જેનો હોય, નાનો વા મોટો, પણ તે પ્રમાણે તેની સર્વ વાતે પ્રતીતિ સર્વને પડે. તે જો કદાપિ મોટો થઇને નાના જેવું કામ કરે, ને નાનો થઇને મોટાના જેવું કામ કરે, તોએ કોઈ માને નહીં. ને પેલો મોટો કદાપિ અસત્ય કહેતાં ખોટું કરે, પણ એમ મનાય જે સાચું હશે ને પેલા નાનાનું સત્ય તે પણ અસત્ય મનાય. તે જેમ રાજા થઇને આરફૂટ જે પીતળ તેનું આભૂષણ બાદલાઈ પેહેરે, તોપણ સર્વને પુરટ જે સોનાનો વિશ્વાસ પડે, ને રંક કદાપિ સોનાનું ઘરેણું પેહેરે તોએ બાદલું જે પીતળનું હશે, એમ સર્વ કહે તેમ (ઇત્યર્થ:)

૬૭૦. જ્ઞાની જે અનુભવી આત્મા તે દુર્બળ હોય નહીં, ને જે વિરહી હોય તે કદાપિ પુષ્ટ ના થાય, ને સાધૂજન કપટી ન હોય, ને દુષ્ટ સદય કહેતાં દયા સહિત ક્યાંહી દીઠા નથી. (ઇત્યર્થ:)

૬૭૧. જે સુંદર રૂપ છે તે ગુણ કરતાં મનમાં વિચારી જોતાં મોટું લાગે છે. તે કેમકે પેલું ગુણી જે ગુણવાન તે તો જાની જે સમજૂ તેને જખમી એટલે મોહિત કરે છે; ને રૂપી કહેતાં જે સુરૂપવાન હોય છે તે તો જાણને ને અજાણને બંનેને મોહિત કરી નાંખે છે. માટે રૂપ મોટું. (ઇત્યર્થ:)

૬૭૨. બ્રાહ્મણના કુળમાં અવતરીને શ્રીહરીનો ભક્ત થયો, તેને પછી કોણ ન પૂજે! એટલે સર્વ કોઈ પૂજે–તે જેમ કોઈ રૂપવાન્ હોય ને તે જ ઘણાએક સુંદર ગુણ પામે, તે ઉપર સર્વ કોઈ આસક્ત થાય તેમ. (ઇત્યર્થ:)

૬૭૩. સઘળા જગત ઉપર કૃપાલ જે શ્રીકૃષ્ણ તેમની કૃપા તો એકરસ કહેતાં સઘળે બરોબર છે. પણ સહજ કહેતાં પોતપોતાને સ્વભાવે કરીને ચિત્રતા કહેતાં જુદા જુદા પ્રકારને પામે છે. તે જેમ અમીકર જે ચંદ્રમા, તેના અમી જે અમૃતરૂપ, કર જે કિરણ, તે સઘળી ઔષધી

